कर्नल जेम्स टॉड प्रणित.

# ટૉડ રાજસ્થાન.

## વૉલ્યમ બીજું.




અનુવાદક.

સાક્ષર સવાઈલાલ છોટમલાલ વ્હોરા.

શબ્દચિંતામણી કોષના કર્તા-ભાવનગર.



પ્રકાશક.

પુરૂષોત્તમદાસ ગીગાભાઇ શાહ.

માલેક-શ્રી વિદ્યાવિજય પ્રિન્ટિંગ પ્રેસ

ભાવનગર.



સંવત ૧૯૬૭ સને ૧૯૧૧

કિંમત રૂ૦ ૫)

# ANNALS AND ANTIQUITIES
OF
# RAJASTHAN.
OR THE
## CENTRAL AND WESTERN
## RAJPUTSTATES
*OF*
## INDIA.



*BY*

Lieutenant Colonel James Tod.
Late Political Agent to the Western Rajput States

---

*TRANSLATED*
*By*
Navailal Chhotalal Vora
The author of the "Shabda Chintamani Kosh"

---

*PUBLISHED*
*By*
Purushottamdas Gigabhai Shah.
Propriter of "Vidya Vijaya" Printing Press Bhavnagar.

**VOLLUME 2**

---

Samvat 1967 A.D. 1911

Price Rs 5-0-0

# પીઠિકા.

ઐહિક અને આમુષ્મિક એવા ઉન્નતિને માર્ગે જન સમાજને દોરનાર જો સમર્થ સાધન રૂપે કાંઇ પણ ગણવામા આવે તો તે એક માત્ર મહાત્મા પુરૂષોના જીવન ચરિતો કિંવા ઐતિહાસિક નૈમિક ગ્રન્થોજ છે, કે જેનો મહિમા વાસ્તવિક પ્રજા બહુ અધિકરિતે સમજે છે.

મહાભારત રામાયણ અને વિવિધ પુરાણોમા મધ્ય મન્ધ શ્રોતાઓના જીવન ઉચ્ચતર પરિવહણ થવાનુ કેમ શ્રવણ થતુ નથી ? મહાશે વા ન્યુનાશે કલ્પિત વ્યક્તિઓના ચારિત્રો આપણા પુરાતન ગ્રન્થોમા જોવામા આવે છે તેમ અનિષ્ટ સ પ્રસિદ્ધ વક્તાઓના સચ્ચરિત્રો યથાસ્થિત જોવામા આવતા નથી તેનુ કારણ શોધવુ જો કે અત્યારે દુર્ઘટ છે, તથાપિ અનુમાનાત્ કલ્પના થઇ શકે છે કે તાનો આપણા પૂર્વજોનો ઐતિહાસાદિ વિષય તરફ ન્યૂન અનુરાગ કિંવા રાજ્યવિપ્લવોના મહાન અનિવાર્ય કારણ વશાત્ યોગ્ય સાધન સામગ્રિનો લોપ હોય એમ તેમ પરન્તુ ઉત્તમ રીત્યા ઐતિહાસિક ગ્રન્થોના સમૂહ સમ્પાદન અર્થે આર્યાવર્તની પ્રજા હતભાગીજ નહી જણાય છે.

તથાપિ પ્રથમ યુગની સમ્પૂર્ણતા પશ્ચાત્ દ્વિતીય યુગના આરમ્ભથી આ પ્રવૃત્તિ મર્દન પ્રસરી પ્રથમ સાધન સામગ્રી વડે જેટલુ બની શક્યુ તેટલુ સાહિત્ય સંગ્રહિત કરવામા અથાગ શ્રમરૂપ વર્તમાન યુગના સમકાલિન યુનકાએ આત્મ ભોગ આપ્યો છે અને તેને પરિણામે ઐતિહાસિક ગ્રન્થોને પ્રકાશમા મૂકવામા આવ્યા છે, અને હવે તો વર્તમાન યુગમા આગન દેશ જનિત વિદ્વજ્જન સમૂહના નતિતણુના સતત સંગથી અનિવાર્ય ફળ સિદ્ધિ પ્રાપ્ત કરવાને આ આર્યાવર્ત નિવમિત મનુષ્યો ભાગ્યશાળી થતા જાય છે

ફક્ત દેશના મહાશયો જેમ જેમ આર્યાવર્તમા પરિવહણ કરતા થયા તેમ તેમ આ દેશના કળા–કાશલ્ય અને ઉદ્યોગી અધિક પ્રકાશમા મૂકતા જતા ઉપરાત યાન્ત્રિક સાધનો દ્વારા સર્વ પ્રકારના દુષ્પ્રાપ્ય કાર્યોને સહજ સુગમ કરતા ગયા છે અને તેમનુ જેમ જેમ અધિક દર્શન થતુ ગયુ તેમ તેમ તેમનુ અનુકરણ પણ આ પ્રજા તરફથી અધિક ગ્રહણ થતુ આવ્યુ અને તેને પરિણામે આ આર્યાવર્તમા પણ તેવા યુરોપિયન ઠાઠ માઠ દૃષ્ટિ ગોચર થતો આવે છે

અર્થાત્ અત્યારની નૃત્તિ જે સુધારાના ઉચ્ચતર શિખર ઉપર ચઢી રહી છે તે સર્વ આંગ્લ વાસિ સજ્જનોના સત્સંગનુ ફળ છે એમ ને આવા કળાના અભ્યાને અતેજ કહીએ તો સમાલોચનાદિ, ઇતિહાસાદિ, અનિહાસાદિ, શારીર ચકિત્સા, શિલ્પ શાસ્ત્રાદિ અનેક વિધ ગ્રન્થોઅને વિવિધ પ્રકારની વિદ્યાકલાને પ્રકાશમા મૂકવા સમર્થ થયા છે અન્યથા આ સૌવર્ણ ભૂમિ એવા આર્યાવર્તમા હસ્ત લિખિત ગ્રન્થો “ ભૂર્જ પત્ર ” “ તાડ પત્ર ” આદિમા સંગૃહિત થયેલા ઠાઇક ન્યુન પ્રમાણમા સામન્ય હતા તેમનો નહીજ પરન્તુ તેવા હસ્તલિખિત ગ્રન્થો ઘણીજ ન્યૂન વ્યક્તિને ઉપયોગી થઇ શકે તેનુ હતુ કારણ કે તે કાળે મુદ્રણકળામંદિરોના અભાવે ગ્રન્થોનો અધિક ઉદ્ધાર સમ્ભવિત નહોતો પણ તે સર્વ પાઠાગથી ઉપર કહ્યા પ્રમાણે

મહાન તેજ રાશી સમુત્પન્ન કરી શકે છે. અને ઇપ્સિતાર્થ સિધ્ધકરવા મરખું પોતાનું સામર્થ્ય વધારી શકે છે.

એક તરફ વાક્ચાતુર્યતા, અભય સચક્તા, ચચળતા, ચપળતા, સહનશિલતા. સહિષ્ણુતા, આદિ ગુણો અને ઇતરેપ-શમ-મ, તિતિક્ષા, શાન્તિ, વૈર્ય, વિવેક, ઔદાર્યાદિ ગુણવ રિતથી અલંકૃત પુરૂષોનાં મહાત્મ્ય વાચી, શ્રવણ કરી, મનન કરી, તેમા અનેક વખતના પઠન પાઠનથી તાદાત્મ્ય ભાવ સમિધ્ધ થઇ શકેછે અને તેવી શાસ્ત્ર નિદિધ્યાસનના પ્રયોગને સિદ્ધ કરવા પુનર્ પુનર્ અત્યાગ્રહથી પ્રબોધ છે,

ઐતિહાસિક ગ્રન્થો બહુ પ્રકારની લીલાને પોતાના સામર્થ્યમા એવીતો ગુપ્ત પ્રકારે સચિત કરેછે કે જેનું સાધન દિર્ઘકાળ પર્યંત નૈરન્તર્ય અને સત્કાર પૂર્વક સેવવામા આવે નહીં તો તેના મર્મને-ભાવને-કે કિંચિત્ રસાસ્વાદને વિલોકવા કે અનુભવવા મનુષ્ય સર્વદા નૈરાસ્યનેજ સેવેછે.

ઐતિહાસાદિ કોઈ પ્રકારની વિદ્યાને પ્રકટ કરનારા ગ્રન્થો લખવામાં લખનાર કેટલા સામર્થ્ય વાલા હોવા જોઈએ ? એ પ્રશ્નનો સહેજમા નિર્ણય આપી શકાય તેમનથી અને તે લખવાના ધૃતિધારક લેખકોના કેટલા વિપુલ હૃદયો હશે ? તેની કલ્પના કરવી એ માત્ર કલ્પના રૂપજ છે, કારણકે તેમના મસ્તિષ્કમાથી જનિત થયેલી વસ્તુ સકલના સહિજન્ય ઇતર સકલ મનુષ્યના હૃદયમા સરવેગે પ્રવેશ કરી એકસરખો ભાવ ઉત્પન્ન કરવાની બુદ્ધિ અને એતજ્જનિત શબ્દ સમૂહ તે પત્ર ઉપર મુકવામાં જે વિચાર શ્રેણીનું તરંગોત્થાન થવુ તે કાંઇ સાધારણ શ્રમની વાર્તા તો નથીજ અને આ પ્રવૃતિ સેવનારા મનુષ્યોના જ્ઞાનતન્તુઓ, ભેજાઓ અને હૃદયની વિશાળતાનુ પ્રમાણુ કથી શકાતું નથી કારણુકે આવા કર્તાથી ઉત્પન્ન થયેલાં પુસ્તકોમાથી ભિક્ષા માગી માગી એકત્ર કરેલા પિષ્ઠની મિષ્ટ બાટી બનાવી તેના પાનથી તૃપ્તિ અનુભવવીએ સહજ સામાન્ય વાર્તા નથી જેથીકે એ ગ્રન્થના અભ્યાસથી મનુષ્ય અક્ષય કીર્તિનો વારસો જન મંડળમાં મૂકી જાયછે અને પોતાથી બનતી યથોક્ત સેવાનો લાભ પણ આવા ગ્રન્થોદ્દાગ આપતા જાયછે.

મહાત્મા કર્નલ જેમ્સ ટોડ જેવા સાધુ પુરૂષોએ અગાધ સામર્થ્યના એક પહાડ રૂપ અને દિર્ઘકાળના તપસાધ્ય બુદ્ધિ પ્રભાવથી ઉત્પન્ન થયેલા આ રાજપુતસ્થાનના ઇતિહાસરૂપ ફળને જન્મ આપી બહુધા સૂર્ય તથા ચંદ્ર વંશના વંશજો અને તત્ પશ્ચાત્ એતદનુયાયિઓ અને તદગ્રે આર્યાવર્તની સમસ્ત નાડી સમુહમાં પોતાની જે કીર્તિ અમર કરી છે તે અત્યંત ધન્યવાદ ને પાત્ર છેજ.

વિદ્વદ્વરિષ્ટ મહાત્મા કર્નલ જેઇમ્સ ટૉડ વિદેશી અને વિજાતિય હોવા છતાં, ભારતિય પૂર્વ વૃત્તાંતની ગવેષણામાં ઉતરી ભારત જનોની સમાનજ પરિશ્રમ ઉઠાવ્યો છે અને આ પરિશ્રમને એવો કાઠીણ્ય અપરિમિત મહાત્મા ટોડે ઘણા અધ્યવસાયથી આત્મ બળિદાનથી અને વિવિધ પ્રકારની અન્ય અસાધારણ પરાકાષ્ઠાથી ભારત વર્ષિય પૂર્વતન આર્યનર વીર વીગેરેનો વર્ષાઋતુના વાદળમાથી મધ્યાન્હના પ્રચંડ સૂર્ય સમાન કીર્તિ કલાપ સમુદ્ધરિત કર્યો છે, આવા અવિભાજ્ય શ્રમનો વિચાર કરીએ તો હૃદય સહસા આર્દ્ર બને છે. અને સજાતિ વિજાતિયનો ભેદ ભૂલી આ મહાત્માને દેવભાવે પૂજનાર્ચન કરવા મહિત સાષ્ટાગ

અધિક રિત્યા કરૂં છું તદપિ તત્પ્રથમ તે પ્રસંશાનું આકર્ષણ કરવા જેટલો હું ઉત્સુક છું તેનાથી અધિક રિત્યા મ્હારા ગ્રન્થના વસ્તુરૂપ રાજપુતસ્થાનના મનોહર લોકોની અનુકંપા જાગૃત કરવાને હું તેથી ઘણો વધારે આતુર છું "

મહાત્મા ટૉડે હિન્દની દીર્ઘકાલ તવારિખના વિષય ઉપર પોતાના આ ગ્રન્થના પૂર્વ વિભાગમાં ઉપોદ્ઘાતના રૂપમાં જે કાંઇ કહ્યું છે, તેથી અધિક કિંવા પુનરૂક્તિ આ ગ્રન્થમાં વર્ણવવા પ્રવૃત્તિ કરેલી નથી તોપણ તેઓ અમનો કહે છે કે " હિન્દુઓની તવારિખો અને યુરોપની તવારિખોની તવારિખના ગ્રન્થો દરજ્જેની સરખામણી ગમે તેટલી સ્વલ્પ થઇ શકે તદપિ આ ગ્રન્થો હિન્દુસ્થાન ઉપર ભૂતકાળના બનાવોના દફતરોની ખામીનોજ દોષ ઘણા દિર્ઘ સમયથી આરોપિત થયેલો છે. તે દોષનો પરિહાર કરશે પરન્તુ ભય એટલોજ રહે છે કે આજે હવે તે કદાચ નિરુપયોગી ગણાય "

હું ધારૂં છું કે તથા હું પૂર્ણ વિશ્વાસથી કહી શકું છું કે જેઓ આ ઐતિહાસિક ગ્રન્થના મહાન સ્થૂળથી ચમકયા વિના ધૈર્ય મધ્યવર્ત્તમાન સ્થૈર્ય પૂર્વક અવલોકન કરી જશે. તેઓ હિન્દુ જનમંડળમાં રહેલાં ખાસ લક્ષણોથી સારી રીતે જ્ઞાત થયા વિના રહેશે નહીં. અને તેઓ રાજપુતસ્થાનનાં પ્રત્યેક રાજ્યોનાં મૂળ તથા તેઓનો કેવી રીતે ઉત્સર્ગ થયો તેનું જ્ઞાન પ્રાપ્ત કરવા ઉપરાંત જે લોકો ઉપર કદાચ કોઈ ભવિષ્ય કાળમાં હિન્દમાં આપણી હયાતીનો આધાર-હે તે લોકોના ચારિત્રનો ખરો ખ્યાલ બાંધવાને શક્તિમાન થઇશકશે.

ઐતિહાસિકો, ઐતિહાસ કર્તાઓ, કિંવા પ્રજાનાં મૂળ તત્વના શોધકોને આ ગ્રન્થમાં ગમેતે નૂતનતા દ્રષ્ટિ ગોચર થાય તોપણ મહાત્મા ટૉડ કહેછે કે આ પૃષ્ટો ( આ ગ્રન્થમાં એકત્ર કરેલો વિષય ) માત્ર એક પ્રાચીન ઐતિહાસિક વસ્તુઓનો અવ્યવસ્થિત પુંજ છે તેમ ગણવા કરતા કોઇ ઉત્કૃષ્ટ પંક્તિનો દાવો રાખવાની મહાત્મા ટોડની અભિલાષા સમ્પુર્ણ વાતસવિક છે.

મનુષ્ય જાતિને પ્રત્યેક સ્થિતિમાં કિંવા રૂપમાં જોવી અને ભિન્નભિન્ન ધર્મના પંથોની મનુષ્યની વ્યાવહારિક શકિત ઉપર શું ? અસર થાયછે તેનું અવલોકન કરવું એ મનુષ્ય માત્ર અર્થે માનસિક આનંદનું ઉંચુ સાધન હમેંશ હોવું જોઇએ અને હું આશા રાખુંછું કે આ ગ્રન્થમાં જે મનુષ્યોના ગુણોનું વર્ણન આપવામાં આવ્યું છે તે આ તત્વજ્ઞાનના વિશાળ ક્ષેત્રમાં શ્રમ લેનારને મનુષ્યની વૈચિત્ર્યતાના જ્ઞાનનો પ્રદેશ વિસ્તૃત કરવામાં સહાય કરશે.

આ ગ્રન્થમાં સમાવેશપામેલી વસ્તુ સ્થિતિ સબંધી સ્વતઃસ્વ વજાતિઅને સ્વવર્ગના લોકોના જ્ઞાન અર્થે ઘણા ગંભીર ઉચ્ચ અને પવિત્ર ભાવને ધારણ કરનારા મહાત્મા ટૉડનાજ શબ્દોમાં કડીઓનો તેઓ કયાં સુધી કહેછે કે:—

„ In the present circumstances of our alliance with these sta-
„ tes, every trait of national character, and even every tradi
„ tional incident, which, by leading us to understand and
„ respect their peculiarities, may enable us to secure their
„ friendship and esteem, become of infinite importance. The
„ more we study their history, the better shall we compre-

' માટે આ મનોબળ વાળા લોકોની કિર્તિ હાળની સામાન્ય શુસ્તીને ભૂલ ખાઇને
,, લાગણીના અભાવ રૂપે આપણે માનવી જોઇએ નહી અને આપણી પ્રથમ ઉ-
,, તેલી પ્રજાઓ પ્રત્યે જે અવિનયથી વર્ત્તીએ છીએ તે અવિનય. તે લોકો પ્રત્યે દેખા-
,, ડવો જોઇએ નહીં ,,

રાજપુત સ્થાનની આ ઇતિહાસ રૂપ વિચ્છિન્ન ભાગે પડેલી શૃંખલાને એકત્ર રૂપે કરવાની નિમિત્ત. પ્રવૃત્તિ ઘણો અંશે ભટ્ટિતવારિખોને વિશેષ આભારી છે અને તેથી તે તવારિખોનુ અવલોકન કરતાં આપણને સહજ પ્રાપ્ત થઇ શકેછે, ભટ્ટિની તવારીખ એ શુદ્ધ હિન્દુસ્તાનની જાતિઓને હિન્દિ સિથિયા અથવા હિન્દના પશ્ચિમ પ્રદેશની પ્રાચિન જાતિઓ સાથે જોડનારી સાંકળ રૂપે ગણી શકાય અને જોકે આ તવારિખ સામાન્ય વાચકને બહુ થોડી રમુજ જણાશે કિંતુ પ્રાચિન સામગ્રિના શોધકને તેમાંથી શોધ કરવાને મદદ રૂપ થઇ શકે તેવા નવિન નવિન વિષયો પ્રાપ્ત થઇ શકશે એટલુજ નહીં પણ રણનો નકશો કે જેમાં એક વખત અગત્ય સુચવનાર અભિધાનોના સ્મરણ ચિન્હોને સંગ્રહિત કરી રાખવામાં આવ્યા છે. અને તેવડે પણ ઘણા નવા વિષયો સંપાદન કરી શકાશે.

ઉજ્ન જાત કે જેનાં ખંડેરો ઉપર બિકાનેરનુ રાજ્ય સ્થાપન કરવામાં આવ્યું છે તેઓની કુલપતિ જોહી આદાઇ અને શબ્ય વર્ણસુક ગમે તેવા અપૂર્ણ તોપણ એક ન્હાનાં ન્હાનાં પ્રજા સત્તાઓના રાજ્ય સ્વરૂપ જેવું ચિત્ર દર્શન કરાવે છે એટલુજ નહી પણ તેઓનુ પ્રજા સત્તાક રાજ્ય બંધારણ પૂર્ણની એકજ નજરને સ્વાધિન એવી શક્યતાતિથી અજ્ઞાત અને પ્રાચિન ઉજ્ન જાતોની સ્વતંત્રતા ઉપરનો પ્રેમ સિદ્ધ કરનાર રૂપે ભાન કરાવેછે.

મહાત્મા કર્નલ જેમ્સ ટોડ પોતાના સરળ મત અને અનુકરણિય ઉદ્ગારો એવા શબ્દોમાં જણાવે છે કે " મધ્ય અને તેની શાખા મેખાવતિ સરહદનો લગભગ સ્પર્શ કરનારી હોઇને આપણને બહુ વધારે આકર્ષણ ધરાવે છે " અને તેથી તેઓ કહી શકેછે કે (શેખા વતિના) ખંડિયા. રાજ્ય સાથે વિભિન્ન હદનો સબંધ જોડાયલો છે તેથી તે હકો મનોપરિ સત્તાએ સર્વાંશે સમજવા યોગ્ય છે. કે જે વડે કરીને તેઓ આપણને તેમજ તેમને નુકશાન કારક થોરણે કિંવા અયોગ્ય માર્ગે વહન કરાવવાના અનૂત વિચારોને શરણ થાય નહીં, આ મ્હોટી જાતમાં લાગવાનીઓનો સમાવેશ થાયછે કે જેમનાથી આપણે એટલા બધા અજ્ઞાત હતા કે હમણાનુ એ જાતનું અદર અંદરનુ તોફાન સ્વાસ્પરસ્પરનો વિગ્રહ આપણા પુરાતન શત્રુઓ પિંઢારાઓના ઉદ્ગાર રૂપે પ્રથમ ભૂલથી સમજાયુ હતું.

આટલા વર્ણન વિગેરેની ઉપરે મહાત્મા ટોડ હાડાવતિના અભિધાન જન્ય હાડા રજપુતોનું સંક્ષિપ્ત દર્શન કરી પોતાની પ્રવૃત્તિથી નિરત થાય છે તેથી આપણે પણ તે ન્યાયનુ અનુકરણ કરી ઉપસંહાર રૂપ બે શબ્દને અંતે શાંત થઇશુ.

મહાત્મા ટોડ કહે છે કે " હાડાવતી, તેનાથી ઉત્પાદિત થએલી શરીર, લડાયક અને બહાદુર એવી જે હાડાના નામથી પિછાનાતી જાતની ઉંચી, સ્તુત્ય અને આકર્ષક તવારિખનો

## पंचम अध्याय.



---

## षष्ठ अध्याय.

અજીતનુ સ્થાને સ્થાને ભ્રમણ ઔરંગજેબનો બળ ઔરંગજેબની મદદથી એક અપત્યપતિનો વિભાવ, એ થયેલા ગાઢ અને મથા વિક્રમ બજે મારવાડમાથી મોગલ સેનાનુ નાસવુ જવુ પુર મડળમા તોફાન, હાર રાજાનુ મરણ, દક્ષિણવર્ત્તમાથી દુર્ગાદાસનુ પાછુ આવવુ, દુર્ગાદાસ સાથે સુરીખાનો પરાભવ અજીતને ઠગવાની સુજાખની ચેષ્ટા તેની અકૃતકાર્યતા અને અપમાન, મેવાડના રાજકુમાર અમરસિહનો વિદ્રોહ રાણા રાઠોડનુ આનુકુલ્ય દાન અકબરની દુહિતા માટે ઔરંગજેબની સંધિ પ્રાર્થના ગિરિવનમા અજીતનો ફરીથી આશ્રયવાસ વિજયપુરનો મામલો, શાહેડનો જય, પોતાની પૌત્રી માટે ઔરંગજેબની આશકા રાણાની ભત્રીજી સાથે અજીતનો વિવાહ યુદ્ધ બધ રાખવા ફરીથી ઉદ્વેગ રાજકુમારિનુ પ્રતર્પણ રાઠોડની યોધપુરની પ્રાપ્તિ દુર્ગાદાસની મહાનુભાવુકતા અજીતનો રાજ્યાધિકાર અજીતની ફરીથી દુર્ગતિ, હિંદુ જાતિની દુર્દશા અજીતને પુત્ર લાભ દુનનુ યુદ્ધ ઔરંગજેબના મૃત્યુથી હિંદુઓનો આનંદ, અજીતનો યોધપુરનો પુનરાધિકાર મુસલમાનોની દુર્ગતિ, બહાદુરશાહનુ નામ ગ્રહણ કરી આજમનુ પિતૃ સિહાસને બેસવુ આજમનુ યુદ્ધ, સમ્રાટનો મારવાડ ઉપર હુમલો કરવાનો ઉદ્યોગ, અજમેરમા આવવુ, યવનની વિશ્વાસઘાતકતા અકસ્માત યોધપુર ઉપર હલ્લા, અજીત પાસે દુત મારફત સમાચાર સાથે અજીતનુ જવુ રજાઓનો અનુતાપ, તેઓનુ ઉદેપુરમા જવુ રાજયનુ એકતા બધા, અજીતને ફરીથી યોધપુરમા નામ અબરના સિહાસને જયસિહને ફરીથી બેસાડવાનો અજીતનો ઉદ્યોગ શાભરનુ યુદ્ધ, અજીતનો જય, જયસિહના હાથમા આત્માર્પણ અજીતનો સિમનેર ઉપર હુમલા. નાગોરનો ઉદ્ધાર રાજાઓ ઉપર સમ્રાટના ભ્રકુટી નિક્ષેપ રીથી મનિરન આજીમનુ આવવુ તેની પાસે રાજાઓનુ જવુ, કુરુક્ષેત્રમા અજીતની તીર્થ યાત્રા, ત્રીશ વર્ષ જુના ચાલેલ યુદ્ધની સમાલોચના દુર્ગાદાસનુ ગુણ કિર્તન અભયસિહની જન્મપત્રિકા ૫૧૭-૫૨૭



## નવમ અધ્યાય.

સમ્રાટની આજ્ઞાથી અજીતનુ વિગ્રહ દમનના માટે શિવનોક ગિરિ પ્રદેશમા જવુ, સમ્રાટનુ મૃત્યુ ફેરુખ વિવાહ, ગુર્જરના પ્રતિનિધિપણા ઉપર અજીતનો અભિષેક સમ્રાટની સભામા પોતાના પુત્રને મોકલવાનો અજીત તરફ આદેશ, નાગોર સરદારનુ આક્રમણ અને તેનો પ્રાણ સહાર પ્રતિશોધ રાજ્ય સેનાદળથી મારવાડનુ આક્રમણ, યોધપુરના અવરોધ સધિ બધનની કેટલીએક પ્રતિજ્ઞા સમ્રાટની સભામા અભયસિહનુ જવુ અજીતની દીર્ઘ યાત્રા, એ સૈયદ મત્રી સાથે તેનુ સમ્મિલન સમ્રાટના કરમા પોતાની દુહિતાનુ સપ્રદાન યોધપુરમા પ્રત્યાગમન તેનુ રાજ્ય નભમા આવાહન જજીયા કરનુ ઉઠાવી દેવુ, અજીતની ગુર્જર યાત્રા ક્રોડાની દેવપુજા તેના અનુયાયિઓનુ આશ્ચર્ય સૈયદો સાથે ષડયત્ર અજીતની સાથે સમ્રાટની મુલાકાત ગણનમા જૂદિ જૂદિ જાતના દુશ્ચિન્ત દક્ષિણાવર્ત્ત યકી હોસેનઅ અજીતની અને સૈયદોના શત્રુની આહત ગરોડ સેના લઇ અજીતના મહેલનો ઘેરો સમ્રાટનો પ્રાણસહાર તેનો ઉત્તરાધિકારી નકસીયા અબરના વિરૂદ્ધે

---

## દ્વાદશ અધ્યાય.



---

## ત્રયોદશ અધ્યાય.

## પંચદશ અધ્યાય.

## द्वितीय अध्याय.



## तृतीय अध्याय.



## હારાવતી.

# બુંદી.

## प्रथम अध्याय.

...

## દ્વિતીય અધ્યાય.



---

## તૃતિય અધ્યાય.

---

## चतुर्थ अध्याय.



==o==

# કોટા.

---

## प्रथम अध्याय.

## द्वितिय अध्याय.





## तृतीय अध्याय.





## चतुर्थ अध्याय.

## પંચમ અધ્યાય.



# અંબર.

## પ્રથમ અધ્યાય.

વિસ્તાર અને તેના પુત્ર પ્રપૌત્રાનો અને હીર દ્વારિકામાંથી તેનું પલાયન તેનો મરૂ-સ્થળમાં વિશ્રામ હરિના સંતાન જાડેજા અને યાદ ભાણ જાડેજાએ સ્થાપેલો સિંધુ, શામ ? પંજાબના પેટામાં વિહારમાં ગજ બાહુનું રાજ્ય, ખૂરીશાહ ફરીદશાહનો સુલ-બાહુ ઓ તેની સંતતિ રાજા ગજે કરેલ ગજની નગરની પ્રતિષ્ઠા. નીરીશ અને ખોરાસનના રાજાઓનો ગજની ઉપર હુમલો તેઓનો પરાજય રાજા ગજે કરેલ કાશ્મીર ઉપર હુમલો. તેનો વિવાહ ખોરાસાન થકી ગજની ઉપર ફરી હુમલો, તેઓનો પરાજય સીરીર રાજા સાથે આંગીએ કરેલું કાદર મસાલેખાન મીજની નીષાત ગજરાજનું મરણ ગજકુમાર શાલીવાહનનું પંજાબમાં પધારવું, ત્યાં તેણે કરેલી શાલીવાહનપુરની પ્રતિષ્ઠા. પંજાબ જય દીલીના તુઆર રાજા જયપાળની દુહિતા સાથે શાલીવાહનનો વિવાહ ગીજનીનો પુનરુદ્ધાર, પુનઃ શાલીવાહન નગરમાં તેની આગમનરીતિ તેનો પાન આફિનો યાદવોની યવન ધર્મ દીક્ષા, આફિનો મોગલ સુરનું પરલોક ગમન તેનો પુત્ર ભટિ ભટ્ટિકુળ મંગલરાવ મનસુરરાવ મંગલરાવના પુત્રોની દુર અવસ્થા રાજપુતોની તેઓનો પાત, આબોરી અને જાટ, તક્ષક જાતિ, તક્ષશીલાની રાજધાની, ભારતીય મરુભૂમિમાં મંગલરાવનું આવવું તેનો પુત્ર મજમનરાવ, અમરકોટની રાજદુહિતા સાથે તેનો વિવાહ, તેનો પુત્ર કેહર, આનેરની દેવરા જાતિ સાથે વિગ્રહ, તનોટ નગરની પ્રતિષ્ઠા, કેહરનો અભિષેક, વરાહ જાતિએ કરેલો તનોટનો હુમલો વરાહ સાથે સંધિ બંધન . .... ...૭૯૬–૭૧૮.

---

## દ્વિતિય અધ્યાય

રાવ કેહરના પાંચ પુત્રોનું વિવરણ, આસપાસની ઉપર કેહરના આધિપત્યનો વિસ્તાર, તેનું મરણ, તનુનો અભિષેક વરાહ અને લંકાહાનું આક્રમણ, મુલતાનના રાજાએ કરેલ તનોટનું આક્રમણ, બુટા રાજ્યના અધિપતિની દુહિતા સાથે તનુનો વિવાહ, તેની સંતતિ, ગુપ્તધનની પ્રાપ્તિ, બીજનોટ કીલ્લાનું નિર્માણ, તનુનું મરણ, વિજયરાય, વરાહ સાથે તેનો વિગ્રહ, તેની વિશ્વાસ-ઘાતકતા, એક બ્રાહ્મણે કરેલ દેવરાજની પ્રાણ રક્ષા, તનોટ કીલ્લાનો પાત, પુરવાસીઓની હત્યા, દેવરાજનું ગુપ્તસ્થાનમાં પોતાની મા પાસે જવું, દેવરાવળ નગરની પ્રતિષ્ઠા, બુટાર જ સાથે દેવ-રાજનો વિવાહ એક યોગી સાથે બુટા રાજકુમારની મુલાકાત, કુધાતુનું પરિવર્તન, દેવરાજે કરેલ લંગહાની હત્યા, લંગહા જાતિનું વિવરણ, દેવરાજને લાહુવનો જય, ધારપતિના અપમા-નનો પ્રતિશોધ, ટીગલ અને આત્મોત્સર્ગનું આશ્ચર્યજનક દૃષ્ટાંત, ધારાનગરીનો આક્રમણ, લોદ્રુ-વાંમાં પ્રવેશ, ખપવામાં સરોવરની પ્રતિષ્ઠા તેની હત્યા. રાવળ મુંધનું પિતૃ સિંહાસના-રોહણ, તેનું પિતૃહત્યાનું પ્રતિશોધગ્રહણ, અજમેરના નાડોલના અધિપતિ વલ્લભસેનની દુહિતા સાથે મુંધના પુત્રનો વિવાહ, ગજનીના મામુદના સમસામયિક રાજાનું વિવરણ, બાછેરાના પુત્ર દુસ તેનું ભાટી રજપુતો ઉપર આક્રમણ, ચાર ભાઈઓ સાથે તેનું વીર રાજ્યમાં જવું, અને ત્યાં ગિરેલટ રાજાની દુહિતાઓનું પાણિગ્રહણ બાછેરાનું મૃત્યુ દુસજનો અભિષેક, તેના દ્વારા ગોઢપતિ ઉપર મીરનું આક્રમણ દુસાજના પુત્રો આણહીલવાડના રાજા સોલંકી સિદ્ધરાજની દુહિતા સાથે દુસાજના નાના પુત્ર વિજયરાયનો વિવાહ ચસાય અને વિજયરાય, ભોજદેવ, ભોજદેવના વિરુદ્ધ ચાચનો પ્રપંચ,

---

## तृतिय अध्याय



---

## चतुर्थ अध्याय.

## પંચમ અધ્યાય.

## खास सगवड

आ पुस्तक तमाम जाणीता बुकसेलरोने त्यांथी तेमज धी विद्याविजय प्रिंटिंग प्रेसमांथी पण मळी शकशे.

**पुरुषोत्तमदास गीगाभाई पांचभाया.**

रांधनपुरी बझार–भावनगर



# મારવાડ

## પ્રથમ અધ્યાય.

મારવાડ, શબ્દનો જુદો જુદો વ્યુત્પતિવાદ મારવાડના પુરાતન ઇતિવૃત સબધે પ્રમાણ, યતિએ આપેલ વંશ પત્રિકા, મારવાડ વાસી રાઠોડ રજપુતના વશની ઉત્પત્તિનું વર્ણન, નયનપાલ, નયનપાળનો આવિર્ભાવિ સમય, નયનપાળે કરેલો કનોજ વિજય, સુર્ય પ્રકાશ, રાજ રૂપકાખ્યાત વિજય વિલાસ, અને બીજા ભટ્ટના ગ્ર થો, કામધ્વજ ઉપાધી ધારી તેર રાઠોડ રાજ પરિવારનો ઉલ્લેખ, કનોજપતિ રાજા જયચાંદ (જયચદ્ર, મુસલમાને કરેલા ભારત વર્ષના, વિજયના પુર્વે કનોજ રાજયનો વિસ્તાર અને સમૃદ્ધિ વર્ણન, જયચંદ્રનું વિશાળ સેનાદળ તેનો માંડલીક ઉપાધી અને દેવ સ માન લાભ, તેના રાજ સુયયજ્ઞનું આયોજન, આયોજનની નિષ્ફળતા અને તેથી પેદા થયેલ લાભાલાભ. ભારતવર્ષની તત્કાલિક અવસ્થાનું વિવરણ, તે સમયના ચાર પ્રધાન હીંદુ રાજા. શાહબુદીને કરેલ ભારતવર્ષનું આક્રમણ, દીલ્લીના પ્રધાન રાજાને હરાવી તેની કનોજ તરફ યુદ્ધ યાત્રા, જયચાંદનું મૃત્યુ.



મારવાડ, મરૂવાડ શબ્દનો માત્ર અપભ્રંશ દેશીય શુદ્ધ ભાષામા તેને મરૂસ્થળી વા મરૂસ્થાન કહે છે મરૂસ્થાનનું બીજું એક પ્રતિવચન મરૂદેશ, મુસલમાન ઇતિહાસિક લેખકો, પણ તેને મરૂદેશ કહે છે. દેશીય ભટ્ટ કવિયો, મારવાડને ઘણુ કરી મરધર નામે કહેછે કોઇ કોઇ સમયે છદના અનુરોધે તેઓ કેવળ મરૂ શબ્દનો પણ વ્યવહાર કરેછે રાઠોડ લોકો જે દેશમા વાસ કરે છે તેને હાલ લોકો મારવાડ કહે છે ખરા, પણ

તેનુ પુરાતન ઇતિવૃત તપાસી જોયાથી માલુમ પડે છે જે શતદ્રુ (સતલજ)થી તે સાગર સુધીનો સઘળો મરૂ પ્રાતરજ તે કાળે મારવાડ નામે કહેવાતો હતો

મારવાડનુ પ્રાચીન વિવરણ કેટલાક ભટ્ટ ગ્રથોથી અને કુલતાલિકાથી મળી આવે છે જે કુલતાલિકામા તેનુ પ્રાચીન વિવરણ વર્ણવેલ છે તે કુલતાલિકા માથી મહાત્મા ટોડ સાહેબે બે કુલતાલિકાને પ્રમાણ સ્વરૂપ ગણેલ છે તેમાથી એક તાલિકા નદોલય નગરના* પ્રાચીનદેવ મદિરમા સરક્ષિત હતી, એક જૈનયતિએ ત્યાથી લાવી તે મહાત્મા ટોડ સાહેબને આપી, જે વગીય પત્રિકા ઘણુ કરી ચોવીશ હાથ લાબી હતી તેમા વર્ણવેલ છે ત્રિદિવપતિ ભગવાન ઇદ્રના મેરૂદડ થકી રાઠોડ કુળનો આદિ પુરૂષ પેદા થયો તેનુ નામ યવનાશ્વ, તેનુ આધિપત્ય પારલીપુરમા હતુ રાઠોડ રજપુતોનો વિશ્વાસ છે જે તે પારલીપુર નગર ઉતર પ્રદેશમા હતુ

એ વિસ્તૃત કુલતાલીકા પત્રમા પ્રથમ કાન્યકુબ્જ ( કનોજ ) ની પ્રતિષ્ઠાનુ અને કામધ્વજની ઉત્પતિનુ વર્ણન યથાર્થ આપ્યુ છે, ત્યાર પછી રાઠોડ કુળની તેર વિશાળ શાખાનુ અને તેના ગોત્રાચારનુ વર્ણન આપેલ છે, એ વર્ણન કરી તે તાલિકા પત્ર સમાપ્તિમા આવી જાય છે

બીજા એક કુળાખ્યાન ગ્રથમા રાઠોડ રજપુતોનુ પ્રાચીન વર્ણન માલુમ પડે છે તેમા એક લાબી નામ માળા વર્ણિત છે જે નામમાળા સાથે સ્થુલ સ્થુલ ઘટનાનો ઉલેખ છે રાઠોડ રજપુતો તેને અત્યત પવિત્ર ગણે છે પોતાના કુળના પ્રમાણ માટે તેને* તેઓ યથાર્થ અને સાચુ ગણે છે એ કુળાખ્યાન ગ્રથમા વર્ણવેલ છે જે સવત્ પ ( ઇ સ ૪૭૦ ) મા નયનપાળ નામનો એક વીર પુરૂષ સેનાદળ સાથે કનોજમા આવ્યો તદા ત્યાના અજ્યપાલક નામના અધિપતિને હરાવ્યો, અને તેના રાજ્યનો કબજો કર્યો ત્યારપછી તેના વશજો કનોજીયા રાઠોડ નામે પ્રસિદ્ધ થયા નયનપાળના રાજ્ય વર્ષનિને આરભી મારવાડના શેષ તેજસ્વી રાઠોડ રાજ મહારાજ યશોવતના રાજ્ય કાળ સુધીનુ વર્ણન તેમા છે તે ઘણા લાબા કાળમા રાઠોડ કુળના રાજનૈતિક ઇતિહાસની બે વિશેષ પ્રસિદ્ધ ઘટના જોવામા આવે છે પહેલી ઘટના એ જે હીંદુ રાજ કુલાગાર રાઠોડ જયચદ્રના અધપાત સાથે કનોજમાથી રાઠોડ વશતરૂ નિર્મુલ થઇ ગયુ બીજી ઘટના એ જે જયચદ્રના ભત્રીજા શિવજીએ કેટલાક રાઠોડવીરોને સાથે લઇ રાજસ્થાન વિશાળ મરૂક્ષેત્રમા પોતાનુ વશતરૂ રોપ્યુ રાઠોડ કુળતિલક મહારાજ યશોવતસિંહ સવત્૧૭૩૫ ( ઇ સ ૧૬૭૯ ) મા મરણ પામ્યો તેનુ સારૂ વર્ણન એ કુળાખ્યાન ગ્રથમા આપેલ છે

* નાદોલ મારવાડનુ એક પ્રાચીન સમૃદ્ધ નગર તે પ્રસિદ્ધ નાદોલ નગરથી પશ્ચિમ [illegible] આવેલુ છે

ઉપર કહેલ બે કુળાખ્યાન ગ્રંથ શિવાય કેટલાક ભટ્ટ ગ્રંથમાં મારવાડનું જે વિશેષ વિવરણ માલુમ પડે છે. તેમાં સૂર્ય પ્રકાશ, રાજરૂપકાખ્યાન અને વિજય-વિલાસ નામના ગ્રંથો પ્રધાન છે. આપણે તે ત્રણ ગ્રંથની સમાલોચના કરવા પ્રવૃત થઇએ.

મારવાડના એક રાજા અભયસિંહના રાજત્વકાળમાં તેની અનુમતિથી કર્ણિધન નામના ભાટે સૂર્યપ્રકાશ ગ્રંથ રચ્યો. તેમાં ૭૫૦૦ શ્લોક દાખલ કરેલ છે. તે કર્ણિધને તે ગ્રંથ માનવ સૃષ્ટિના વર્ણનથી આરંભ્યો છે અને મહારાજ સુમિત્રના રાજત્વકાળ સુધી તેમાં વર્ણન કરેલ છે. તેમાં નયનપાળ વીગેરે કેટલાક રાજાનું વર્ણન નથી, તે ગ્રંથમાં માત્ર વર્ણવેલ છે. મહારાજ નયનપાળે કનોજ રાજ્યને જીતી તેને કબજામાં લઇ કામધ્વજ ઇલકાબ ધારણ કર્યો, કવિ કર્ણિધને, રાજકીય વિવરણા વળિમાંથી સ્વચરિત ગ્રંથની સામગ્રી એકઠી કરેલ છે, પણ નદાલયના દેવમંદિરમાંથી જે કુળતાલિકા હાથ આવી છે, તેના વિવરણ સાથે સૂર્યપ્રકાશના વિવરણનો મારો મેળ છે. સૂર્યપ્રકાશમાં રાઠોડનું કનોજનું વિરત્વ થોડું વરણવેલ છે. સૂર્ય પ્રકાશ કરનારાએ કનોજાધિપતિ જયચંદ્રના પરાજયની ઘટનાનું અને તેના મરણની ઘટનાનું વર્ણન છોડી દીધું છે. તેણે મહારાજ શિવજીના વંશધરનું સંક્ષિપ્ત વર્ણન આપ્યું છે.

રાજરૂપકાખ્યાત ગ્રંથમાં સર્વ પ્રથમે સૂર્યવંશનું કેટલુંક વિવરણ આપ્યું છે. જે સમયે મહારાજ ઇક્ષ્વાકુના વંશધરો, પોતાની પ્રાચીન રાજધાની અયોધ્યા નગરીના સિંહાસને બેઠા હતા, તે સમયનું વિવરણ તે ગ્રંથમાં છે. તે સઘલા વિવરણ પછી ગ્રંથકર્તાએ રાઠોડ રજપુત શિવજીના સ્વદેશત્યાગનું વિવરણ કરેલું છે. જે દીવસે રાઠોડવીર શિવજીએ મરૂસ્થળમાં પોતાનું વિશાળ વંશવૃક્ષ રોપ્યું. જે દિવસે તેના અદમ્ય અધ્યવસાયે તે ઉજડ મરૂસ્થળ રાજ પ્રાસાદથી શોભિત થયું. તે દિવસથી આરંભી મહારાજ યશોવંતસીંહના મૃત્યુ સુધીનું વિવરણ તે ગ્રંથમાં દાખલ કરેલું જોવામાં આવે છે.

મહારાજ યશોવંતસિંહના અન્યાયનિધન પછી તેનો પુત્ર અજીતસિંહ કેવા પ્રકારના ઘટનાસ્રોતમાં પડી. પોતાના રાજ્ય સિંહાસનને પામ્યો અને શી રીતે તેણે શાસન ચલાવ્યું તે સઘળું વિવરણ રાજરૂપકાખ્યાત ગ્રંથમાં છે. ગ્રંથકારે એટલા સુધી વર્ણન કરી કલમનો ત્યાગ કર્યો નથી. તેણે રાઠોડવીર અજીતસિંહ અને તેના પુત્ર અભયસિંહના રાજત્વથી તે ગુર્જર પ્રદેશના પ્રતિનિધિ શિર બુંદલખાં સાથેના યુદ્ધના અંત સુધી તે સઘળો વૃત્તાંત તે ગ્રંથમાં સન્નિવેશિત છે.

એ શિવાય, વિજયવિલાસ અને ખ્યાત નામના બે ગ્રંથો મારવાડનો પુરાતન વૃત્તાંત આપણને પાર પાડી આપે છે. વિજયવિલાસ, એંકદર એકલાખ

શ્લોકથી બનાવેલ છે. તેમાં ભક્તસિંહના પુત્ર વિજયસિંહના રાજ્ય સુધીનો વૃત્તાંત સમાયેલ છે, ખ્યાત પણ એક સંપૂર્ણ ઐતિહાસિક ગ્રંથ છે. પણ મહાત્મા ટૉડ સાહેબે તેનો સંપૂર્ણ અંશ મેળવ્યો નથી. જે જે અંશમાં રાઠોડ રાજ ઉદયસિંહ, તેના પુત્ર ગજસિંહ અને તેના પૌત્ર યશોવંતસિંહના રાજ્યનું વૃત્તાંત વર્ણવેલછે તે, તે અંશ મહાત્મા ટૉડ સાહેબના હાથમાં આવ્યા છે. એ સઘળા અંશોને એકઠા કરી મહાત્મા ટૉડ સાહેબે મારવાડનું ઈતિવૃત રચ્યું છે.

રાઠોડ રજપુતોની ઉત્પત્તિનું વર્ણન આપણે મેવાડના પુરાતત્વમાં કહી ગયા. હવે તેઓનો ધારાવાહિક ઇતિહાસ કહી આપવા આપણે પ્રવૃત્ત છીએ. ઉત્તર પ્રદેશ સ્થિત સુદૂર પારલીપુરથી ઉત્પાટિત થઇ રાઠોડ વંશવૃક્ષ શી રીતે સુરધુનીના દક્ષિણ સૈકત તીરે ફરી રોપાયું તેનું સ્પષ્ટ વિવરણ કોઇ પણ ગ્રંથોથી મળી આવતું નથી. એમ માલુમ પડે છે જે, રાઠોડ રજપુતો તે સમયે સારી પ્રતિષ્ઠા મેળવી શકયા નહોતા.

" રાઠોડ વીર નયનપાળે સંવત્ ૫૨૬ ( ઇ. સ. ૪૭૦ ) માં કનોજ રાજ્યનો અધિકાર કર્યો. તે સમયથી રાઠોડ રજપુતો કામધ્વજના ઉપનામે ઓળખવવા લાગ્યા. નયનપાળ થકી પદારત નામનો એક પુત્ર પેદા થયો. તે પદારતના * પુત્રપુંજથી કામધ્વજ ઉપનામવાળા તેર રાજવંશ પેદા થયા, તે તેર રાજવંશનું નીચે પ્રમાણે વર્ણન—

૧ લો–ધર્મ ભુંભ, તેના વંશધરો દાનેશ્વર કામધ્વજના નામથી ઓળખાયા.

૨ જો–ભાનુદ. તેણે કાંગારા નામના સ્થળે અફગાનસાથે યુદ્ધ કર્યું અભયપુરની પ્રતિષ્ઠા તેણે કરી, તેથી કરી તેના વંશધરો અભયપુરી કામધ્વજ નામે પરિચિત થયા.

૩ જો–વીરચંદ્ર, અણહીલવાડપાટણના અધિપતિ ચોહાણ હમીરની પુત્રી સાથે તેનો વિવાહ થયો. વીરચંદ્રના ચૌદ પુત્રો થયા. કાળક્રમે તે સઘળા સ્વદેશનો ત્યાગ કરી દાક્ષિણાત્ય પ્રદેશમાં ઉપનિવિષ્ટ થયા. વીરચંદ્રના વંશધરો કુપલીય કામધ્વજના નામે પ્રસિદ્ધ થયા.

૪ થો–અમરવિજય, તેણે ગંગાકુળવર્તી કોનગડ નગરના અધિપતિની પુત્રી સાથે વિવાહ કર્યો. તેના હૃદયમાં રાજ્યલિપ્સા, પ્રચંડ વેગે બળવતી થઇ પછી, તે બળવતી હૃદયલિપ્સાની પરીતૃપ્તિ કરવા માટે દુર્દાંત અમરવિજયે, સ્વસુર ગોત્રના, ૧૬૦૦૦ પ્રમારનો સંહાર કર્યો અને તોરાંગઢનો અધિકાર કર્યો, તેના થકી કોરા કામધ્વજ નામની પ્રસિદ્ધિ થઇ.

૫ મો–સુજનવિનોદ, તેના સંતાનો જૈરખેરા કામધ્વજ નામે વિખ્યાત થયા.

---

* પતિએ આપેલી વંશપત્રિકામાં તેનુ નામ બારદ છે,પણ તે વાત ભ્રમાત્મક છે, કારણ કે અતિ પ્રચીન વિવરણમાં તે કેવળ પદારત નામે પ્રસિદ્ધ છે.

૬ ફ્રો-પસ, યદુવંશીય રાજા તેજોમાનના હાથ થકી તેણે બોગીલાત જીતી લીધું, ઓરીસા પણ તેના વિક્રમ પ્રભાવે જીતાઇ ગયુ.

૭ મો-એહર, યદુવંશીય રાજાઓ પાસેથી તેણે બંગાળા પ્રદેશ લઇ લીધો, તેના થકી, એહર કામધ્વજ પેદા થયા.

૮ મો-વરદેવ, તેના મોટા ભાઇએ તેને વૃત્તિ સ્વરૂપે વારાણુસી અને ચોરાસી ગામો આપી દીધાં, પણ તેણે તેના તે ગામ ઉપર મનોયોગ દીધો નહિ. પોતાની કીર્તિ સ્થાપવા, તેણે પારૂકપુર × નામના નગરની સ્થાપના કરી. વરદેવના વંશધરો પારૂક કામધ્વજ નામે વિખ્યાત થઇ પડયા.

૯ મો-ઉગ્રપ્રભુ, એમ કહેવાય છે જે ઉગ્રપ્રભુએ હીંગળાજ જઇ ઘોર તપશ્ચર્યા કરી, તેથી દેવી તેના ઉપર અત્યંત સંતુષ્ટ થઇ, દેવીએ તેને એક તલવાર આપી. દેવાજ્ઞાએ, તે તલવાર મંદિર પાસેના એક કુંડમાંથી નીકળી દેવદત્ત તે તરવારની સહાયે, ઉગ્રપ્રભુએ સાગર તીરવર્તી દક્ષિણ દેશ જીતી લીધો. ચાદેલ કામધ્વજ રજપુતો તેના વંશમાં પ્રસિદ્ધ થયા.

૧૦ મો-મુક્તમાન, તુયાર વંશીય ભાનુદત્ત રાજા પાસેથી કેટલોક પ્રદેશ જીતી લીધો. તેનાવંશધરો વીર કામધ્વજ નામે પરિચય પામ્યા.

૧૧-ભરત, વીર ગુજરવંશીય રૂદ્રસેન નામના રાજા પાસેથી, તેણે કેટલોક પ્રદેશ જીતી લીધો. તેના વંશધરો ભુરો કામધ્વજ નામે નામાંકિત થયા.

૧૨ મો-અલશ્કુલ, તેણે ક્ષીરોદા નામના નગરની સ્થાપના કરી, તે એક વીર પુરૂષ હતો, સિંધુનદ તીરવર્તી અટક નામના સ્થળે મુસલમાનો સાથે તેનું એક યુદ્ધ થયું, તેના વંશધરો ક્ષીરોદીય કામધ્વજ નામે વિખ્યાત થયા.

૧૩ મો-ચાંદ, ઉત્તર પ્રદેશનું તારાપુરનગર તેણે કબજે કર્યું, ભુવનવિદિત તાહીગ નામનાં નગરના ચોહાણ ભુપતિની પુત્રીને તે પરણ્યો, ચાંદ તે વનિતાની સાથે વારાણુસીમાં આવી રહયો.

ઇ. સ. ૪૦૭ માં રાઠોડ વીર નયનપાળે કનોજનો કબજો કર્યો, ત્યારપછી તેના તેર પૌત્રો ભારતવર્ષના જુદા જુદા પ્રદેશમાં ઉપસ્તિવિષ્ટ થયા. ત્યારપછી સાત સૈકાના કાળમાં જે જે રાઠોડ વીર રાજાઓ થઇ ગયા, તેનું ચરિત કોઇ ગ્રંથથી નીકળી આવતું નથી. તે લાંબા સમય પછી રાજા જયચંદ્ર કનોજના સિંહાસને બેઠો. તે સાત સૈકાના સમયમાં કેવળ એકવીસ રાજાઓના નામ માલુમ પડી આવે છે. જે ગ્રંથમાં એ એકવીશ રાજાનાં નામ માલુમ પડે છે. તે ગ્રંથથી નિશ્ચિત થાય છે જે તે એકવીશ રાજામાંથી કેટલાક રાજા-ઇંદ્રકાલવાળા અને કેટલાક રાઉ-ઇંદ્રકાલવાળા હતા. એમ કહેવાય છે જે રંગતધ્વજ નામના રાજાએ દિલ્હીના તુઆર વંશીય રાજા યશોરાજને એક યુદ્ધમાં

× એ પારૂક પુર હાલ કયા છે. તેનો નિશ્ચય થયો નથી.

ઠરાવ્યો, તે યશોરાજના આવિર્ભાવનો સમય, યતિએ આપેલ વંશ પત્રિકામાં અભ્રાંત રૂપે વર્ણવેલ છે, પણ સૂર્યપ્રકાશની રાજનામાવળી સાથે યતિએ આપેલ વંશ પત્રિકાની રાજનામાવળીનો મુકાબલો કરતાં ફેર આવેછે.

કનોજનારંગ ભૂમમાં મહારાજ નયનપાલના વંશધરોનું અને જયચંદ્રના પુર્વ પુરૂષોનું શુદ્ધ અને સાચું ચરિત કોઇ સ્થળથી નીકળી આવતું નથી. તોપણ જે અસ્પષ્ટ અને સામાન્ય વૃત્તાંત માલુમ પડયો છે. તેની સમાલોચના કરી આપણે કહી શકીએ છીએ જે તે રાજાઓ રાઠોડ રજપુતોમાં યોગ્ય પુરૂષો હતા અને નયનપાળના સુજ્ઞ અને વીરવંશધરો હતા. તેઓ ક્ષત્રિઓ ચિતગુણગણે વિભૂષિત હોઇ, પોતાની સંમાન મર્યાદા જાળવી રાખવા સંપૂર્ણ સમર્થ થઇ ઉઠયા હતા. એકવાર તેના ગૌરવથી ભારતભૂમિ ગૌરવાન્વિત થઈ ગઈ હતી.

નિર્વાણોન્મુખદીપ જેમ અધિક ચળકાટવાળો અને તેજસ્વી થાય છે તેમ સુવિશાળ કનોજ રાજ્ય પોતાના દારૂણ અધઃપાતના પૂર્વે સમૃદ્ધતા અને આબાદીની ટોચ ઉપર ચઢયું હતું. તેની સમૃદ્ધતા અને આબાદીનું વર્ણન ચંદકવિના મહા કાવ્યમાંથી નીકળી આવે છે. એવી મહા સમૃદ્ધ નગરી કનોજનો અધઃપાત જોઇ શોકાકુળ થવું પડે છે. હાય ! સ્વદેશ દ્રોહી જયચંદ્રના પાપાચરણથી તે ગર્વોન્નતનગરી હાલ મસાણ જેવી થઇ ગઈ છે.

કૌશિક કુળની લીલાસ્થળી કનોજ નગરીમાં રાઠોડ કુળ કેશરી નયનપાળે પોતાની વિજય પતાકા ખોઇ દીધી, એકવાર તે નગરીનો પરિધિ પંદર કોશમાં વ્યાપી રહેયો હતો. એકવાર તે નગરીમાંરાઠોડ કુળની વિશાળ સેના, " દળયાંગળા," નામે પ્રસિદ્ધ થઇ હતી. તે વિશાળ સેના, જગતની હરકોઈ અલિષ્ટ જાતિની મહા સેના સાથે પ્રતિદ્વંદ્વિતામાં ઉતરવા સમર્થ હતી. સૂર્યપ્રકાશ ગ્રંથમાં તે અક્ષોહિણીના બળનું પરિમાણ નીચે પ્રમાણે છે. એંશી હજાર બખ્તરધારી વીરો, લોખંડની ટોપી પહેરી લડનાર ત્રીશ હજાર સ્વારો, ત્રણ લાખ પ્યાદા સૈનિકો અને બે લાખ ધનુર્ધર અને પરશુધર વીરો એ શિવાય અસંખ્ય રણ માતંગો.

એ જોરાવર અક્ષોહિણી લઇ એકવાર રાઠોડ વીર જયચંદ્ર સિંધુનદીના દૂર રહેલ સ્થળે યવન રાજના પ્રચંડ બળને અટકાવવા ગયો હતો. તેમાં હબશી રાજા અને તેના ફેંક * વીરો મહારાજ જયચંદ્રના સાથે પરાજીત થયા.

જે ચોહાણ રજપુતો, રાઠોડ રજપુતોના કાયમના દુશ્મન હતા, તે ચોહાણ રજપુતોના ભટ્ટો પણ રાઠોડ રજપુતની વીરગાથા ગાતા હતા. તેઓએ નયનપાળને

* જેરૂસાલેમમાંથી પલાયન કરી આવેલ કોઇ ક્રુઝેડ સેનાદોળી જોઇએ, ચંદબારોટના મહાકાવ્યમાં વર્ણવેલ છે જે ફ્રાંક લોકો શાહબુદ્દીનના લશ્કરમાં હતા.

માંડલીક નામે વર્ણવેલ છે. તેઓએ વર્ણવેલ જે, નયનપાળે ઉત્તર પ્રદેશના કોઈ યવન રાજાને હરાવી તેના આઠ સામંત રાજાને કેદ કર્યો.

અણહિલવાડપાટણનો રાજા સોલંકી સિદ્ધરાજ પણ તેના ( જયચંદ્ર ) અમિત બાહુ બળે હારી ગયો હતો. તેથી કરી તે રાઠોડ રાજની પ્રભુતા, નર્મદા નદીના તીર સુધી વિસ્તૃત થઇ. ગર્વિત રાઠોડરાજે અગ્નિષ્ટોમનો યજ્ઞ કરી દેવને સંતુષ્ટ કરવા ધારણા કરી. પાંડવ અવીરે યુધિષ્ઠિરે જે દિવસે, પોતાની પત્ની અને ભાઇઓ સાથે મહાપ્રસ્થાન કર્યું, તે દિવસથી કોઇ પણ હીંદુ રાજાએ અગ્નિષ્ટોમ રાજ સુયજ્ઞ કર્યો નથી, શક કર્તા વિક્રમાદિત્યના ભાગ્યમાં પણ એ વ્રત ઉદ્યાપન કરવાનું ધાર્યું નહોતું, કનોજ રાજ જયચંદ્ર એ કઠોર યજ્ઞ કરવા પ્રવૃત થયો. ભારતવર્ષના સઘળા રાજ્ય વર્ગ તરફ નિમંત્રણ પત્રિકા મોકલાઇ, તેના મોટા આડંબરની વાત સાંભળી સઘળા રાજાઓ ચમકિત થયા. સઘળા લોકો જયચંદ્રને ધન્યવાદ, સાધુવાદ અને પ્રશંસાવાદ આપવા લાગ્યા. નિમંત્રણ પવિત્રકામાં એક વાત બીજી પણ લખેલ હતી જે, રાજકુમારી સંયુક્તાના સ્વયંવર સાથે રાજસુયજ્ઞની સમાપ્તિ થાશે, રાજકુમારી સંયુક્તા, એકઠા થયેલા રાજ મંડળમાંથી પોતાનો મનપસંદ વર પસંદ કરી લેશે, જોતાં જોતામાં યજ્ઞનો દિવસ આવી પહોચ્યો, નિમંત્રિત રાજાઓ પોતપોતાના સૈન્ય સાથે કનોજમાં આવ્યા, તેઓના આવવાથી કનોજ નગરે એક અપૂર્વ શોભા ધારણ કરી, ચંદ બારોટે પોતાના મહા કાવ્યમાં તે સમયની તે નગરીની અપૂર્વ રીતે શોભા વર્ણવી છે. ભારતવર્ષના સઘળા હીંદુ રાજાઓ આવ્યા. પણ ચોહાણ રાજ પૃથ્વીરાજ અને ગિહલોટ કુળના રાજા સમરસિંહ, જયચંદ્રને તે સંમાનનો અયોગ્ય ગણી યજ્ઞસ્થળે આવ્યા નહિ. તેના માટે જયચંદ્રે તેના પ્રતિનિધિ સ્વરૂપે બન્નેની કનક પ્રતિમા બનવાવી, અતિ નીચ કાર્યમાં નિયોજીત કરી, એ વૃત્તાંત પૃથ્વીરાજને કર્ણગોચર થયો. દારૂણ રોષ અને જીઘાંસાથી તેનું હૃદય ઉતેજીત થયું, તેણે પ્રતિજ્ઞા કરી જે " દુરાચાર જયચંદ્રનો યજ્ઞ ખંડિત કરવો અને સઘળાના સમક્ષ રાજપુત્રી સંયુક્તાને હરી લાવવી " ચોહાણ વીર પૃથ્વીરાજ તે કઠોર પ્રતિજ્ઞા પાળવા સઘળી રીતે સતાવાળો થયો પણ તેના તે કાર્યથી રાઠોડ અને રજપુત વચ્ચે ઘોર સંઘર્ષ થયો. એવી રીતે વર્ણવેલ છે જે, પૃથ્વીરાજે સંયુક્તાને હરી આણી તેથી, ત્યારબાદ પાંચ દિવસ સુધી યુદ્ધ ચાલ્યું એ ભયંકર ગૃહયુદ્ધજ ભારતવર્ષનું કાળ સ્વરૂપ, શાથી કે એ અનર્થકર ગૃહયુદ્ધથી બન્ને પક્ષનું અખુટ સેનાદળ ક્ષય પામ્યું, છેવટે ચતુર ઘોરી સુલતાન શાહબુદીને ભારતવર્ષ ઉપર હુમલો કર્યો. તેનો તે હુમલો વ્યર્થ કરી દેવા દવદતીના પવિત્ર તીરે, મોટો સંગ્રામ થયો. તેથી ભારતવર્ષનો સર્વ નાશ થયો. આર્ય સ્વાધીનતાની આવા-

સાથે મરૂ ભૂમિ તરફ ગયા તેઓએ શા કારણે માતૃભૂમિમાંથી વિદાયગીરી લીધી, તે બાબતમાં ભટ્ટ લોકો જુદીજુદી રીતે બોલે છે. કેટલાક બોલે છે જે, પુણ્યતીર્થ દ્વારકાના જવાનો તેઓનો પ્રધાન ઉદ્દેશ હતો. કેટલાક લોકો બોલે છે જે, ઉદ્યમ અને અધ્યવસાયની મદદે નવા કાર્યક્ષેત્રમાં ઉતરી અદૃષ્ટ દેવની પ્રસન્નતા મેળવવા, તેમ કરવાનો તેઓનો ઉદ્દેશ હતો, એ બન્ને મતમાં કયો યુક્તિ સંગત તે નિશ્ચય કરવું મુશ્કેલ છે શિવજી રજપુત-ગર્વોન્નત રાઠોડ કુળનો ઉપયુક્ત વંશધર, પિતૃ પુરૂષોનું માન ગૌરવ વધારવાનો દરેક રજપુતનો ઉદ્દેશ હોઈ શિવજીએ તે ઉદ્દેશ પકડી માતૃભૂમિ છોડી દીધી.

રાઠોડ કુળનું ભવિષ્યદ ગગન ધીરે ધીરે પરિષ્કૃત થાય છે, તે શિવજી જાણી શક્યો નહિ. તે મુષ્ટિમેય સેના લઈ 'મરૂભૂમિના ઉત્તમ વાલુકામય સ્થળે ફરવા લાગ્યો. ક્યાં જવું? શી રીતે ભાગ્યલક્ષ્મી પ્રસન્ન થાય, તે વિષયમાં તે સ્થિર કરી શક્યો નહી. પણ કઠોર ઉદ્યમ અને અધ્યવસાયની મધ્યે મૂળમંત્ર સાધવામાં સ્થિર પ્રતિજ્ઞ હોઈ તે ભયંકર કાર્યક્ષેત્રમાં ઉતર્યો. તે મંત્રના સાધન પ્રભાવે, તે થોડા સમયમાં જે વિસ્તૃત ભૂ ભાગ ઉપર પોતાનું આધિપત્ય મેળવી શક્યો તે ભૂભાગ યમુના સિંધુ ગારાનદી અને આરાવલ્લીની વચ્ચેનો હતો એ ચતુઃસીમબદ્ધ વિશાળ દેશમાં જે સઘળી ભિન્ન ભિન્ન જાતિવાસ કરતી હતી. તેઓનું સંક્ષિપ્ત સમાલોચન-કચ્છાવહ રજપુતો તે સમયે રાજનૈતિક જગતમાં વિશેષ પ્રતિષ્ઠા મેળવી શક્યા નહોતા તેનો સ્વર્ગીય અધિપતિ ગત પૂજન, ગયાં મુસલમાન ભગવાના કનોજના યુદ્ધમાં મુઓ હતો. આ સમયે તેનો પુત્ર મીલયસિંહ કુશાવહ કુળના રાજસિંહાસનને બેઠો હતો, અજમેર, શંબર અને બીજા ધોહાણ રાજ્યો, યવન રાજના હાથમાં હતાં. પણ આરાવલ્લીના અનેક કીલ્લાઓ રજપુતોના કબજામાં હતા. નાદોલ નગર, યવનના હુમલામાંથી સારી રીતે બચી જવા સમર્થ થયું વિશાળ દેવનો એક વંશધર તે નગરમાં રાજ્ય કરતો હતો. તે સમયમાં મરૂભૂમિનું ગૌરવ સ્વરૂપ મુંદર નગર પ્રાચીન પુરીહર કુળની ગૌરવ ધ્વજ, પોતાના વિરાટ કીલ્લાના માથે ધારણ કરી ગર્વ સાથે ઉભું હતું. રાણા માનસિંહના હાથમાં મુંદર નગરનો શાસન ભાર સોંપાયેલ હતો. માનસિંહ પોતાના સામંત ભુમિયા વિગેરેની પૂજા પામી તે સમયે મરૂભૂમિમાં પ્રધાન રાજા નીવડયો હતો. ઉત્તરમાં નગરકોટની પાસે ગોહીલો રહેતા હતા. કાળના કઠોર પ્રહારથી આજ ભારતવર્ષમાં તેઓનું અસ્તિત્વ લોપ પામ્યું છે ખરૂં, પણ તે સમયે, તેઓ વિશેષ સમર્થ થઈ ઉઠયા હતા, તે અનેક ભટ્ટ ગ્રંથોથી નીકળી આવે છે. તે સમયે [illegible] કુળના અધિપતિએ આર્ગીન નામના નગરમાં પોતાનું રાજપીઠ સ્થાપન કરી ખેરગઢ પ્રાચીન નામ ઉપર પોતાનું આધિપત્ય ચલાવ્યું. જે સ્થળે

હાલ વીકાનેર આવેલ છે. તે સ્થળથી ભાટનેર સુધી મવળો પ્રદેશ નાના નાના જીત્સંપ્રદાયના સરદારોના હાથમાં હતો.

રાઠોડ વીર શિવજીએ બાલ્યકાળનું લીલાસ્થળ કનોજને છોડયું. જે નગરમાં તેના પૂર્વજોએ અતિ ગર્વે રાજ્ય શાસન ચલાવ્યું. તે નગરને તેણે કાયમના માટે છોડયું. હવે તે પોતાની જન્મભૂમિને જોઇ શકશે નહિ. તે રજપુત-ગૌરવાન્વિત રાઠોડ કુળનો ઉપયુક્ત વંશધર-તેનું સિંહાસન ઉપર બેસવું કયાં ગયું! આજે નિરાશ્રયની જેમ દેશે દેશે ભ્રમણ કરવાનું તેને આવી પડયું ! શિવજીના ઉન્નત હૃદયમાં જુદી જુદી ચિંતા ઉદય થવા લાગી. તો પણ તે નિરાશ થયો નહિ. તે જાણતો હતો જે વિપદને સહવી તે રજપુતનો ધર્મ છે. શાથીકે વિપદજ સંપદની સૂચના આપી દે છે. પોતાની જન્મભૂમી છોડી થોડા મહચરો સાથે તે મરૂ પ્રદેશની પ્રાંત ભૂમિમાં પેઠો. ચારે દિશાએ અનંત વાલુકા સાગર સૂર્ય કીરણે ચમકી તેના હૃદયને વધારે દગ્ધ કરતો હતો. તે દુઃખો મહને કરી કેલુમદ સ્થાને આવ્યો. હાલ જે સ્થળે વીકાનેર નગર છે, તે સ્થળથી પશ્ચિમે દશ કોશ ઉપર કુલમદ અવસ્થિત-તે સમયે તે સ્થળે એક સોલંકી રાજા રાજ કરતો હતો. તેણે શિવજીને મહા સમાદરે ગ્રહણ કર્યો.

સોલંકી રાજાના આદરવાળા અને ઉદાર વ્યવહારથી શિવજી પ્રીત થયો. અને તેના કરેલા ઉપકાર ઉપર પ્રત્યુપકાર કરવા તેણે ચાહ્યું. તે સમયે લાક્ષ કુલાન નામનો એક દુર્દાંત રજપુત તે પ્રદેશવાસીઓને અત્યંત પીડા આપતો હતો. લાક્ષ કુલાન પ્રસિદ્ધ જાડેજા કુળમાં ઉત્પન્ન થયો હતો. તેનો ફુલરા કીલ્લો ભીષણ શત્રુઓથી દુર્ભેદ્ય અને અગમ્ય હતો. લાક્ષ કુલાન એવો દુર્ધર્ષ હતો.જે શતદ્રુથી તે સાગરકુળ પર્યંતના સઘળા લોકો તેનું નામ સાંભળી કંપીત થાતા. સોલંકી રાજાનાં અનુરોધે રાઠોડ વીર શીવજી આજ તે દુર્દાંત લાક્ષ કુલાનની વિરૂદ્ધે તલવાર લઇ ઉઠયો. ક્રમે યુદ્ધની ગોઠવણ થઈ. સોલંકી રાજે શીવજીને સેનાપતિના હુદ્દાએ નીમ્યો. સતરામ અને તેની સાથે બીજા રાઠોડો શિવજીની મદદે ઉભા રહ્યા. ક્રમે બન્ને દળ વચ્ચે યુદ્ધ થયું. શીવજીએ પોતાના પ્રચંડ પ્રતિદ્વંદ્વિ ઉપર સંપૂર્ણ જય મેળવ્યો. પણ તે જય થોડાથી કીત થયો નહિ. તે જયના બદલામાં તેણે જીવન સહચર ભાઈ સતરામના અને બીજા વીર રાઠોડોના પ્રાણ આપ્યા. કોલુમદ પતિ વીજયી રાઠોડ વીર શીવજીને આનંદથી ભેટયો,અને તેના કરમાં તેણે તેની બેનને આપી. ત્યાર પછી શીવજી દ્વારકા તરફ ચાલ્યો. થોડા દીવસમાં તેનું અણહીલવાડ પાટણ નયનગોચર થયું. શાંતિ દુર કરવાને તે નગરમાં ગયો.ત્યાંના અધિપતિએ તેનો યોગ્ય સત્કાર કર્યો. શીવજી અણહીલવાડમાં

રહેતો હતો, તે સમયે એક દીવસ ખબર આવ્યા કે દુર્દાંત લાક્ષ• કુહાન તે નગર ઉપર હુમલો કરવા આવ્યો. લાક્ષના હુમલાથી અણુહીલવાડ પાટણનો રાજા ભય પામ્યો. પણ તેનો ભય દુર કરી શીવજી તે દુર્દાંત જાડેજા વીરની સાથે દંદ યુદ્ધમાં ઉતર્યો. લાક્ષ શિવજીના પ્રિય ભ્રાતા સત્યરામનો સંહાર કરી નિર્વિઘ્ન યુદ્ધસ્થળથી પલાયન કરી ગયો હતો. આજ તે ભ્રાતૃહંતાના હૃદય શોણિતથી પોતાનો શોકાનળ બુઝી દેવા શીવજીએ સંકલ્પ કર્યો. પ્રચંડ પ્રતિશોધ પિપાસા અને યશોલિપ્સાથી ઉત્તેજીત થઇ શીવજીએ લાક્ષ કુહાનને તે દંદ યુદ્ધમાં ઉતરવા હાક મારી. શિવજીના ખડગ પ્રહારે લાક્ષનું માથુ છેદાયું. એ જોઇ પત્તન રાજના લોકો જયનો નાદ કરવા લાગ્યા.

દુર્ધર્ષ લાક્ષના શોણીત વડે દારૂણ. ભ્રાતૃશોકવન્હિ શિવજીએ ઓલવી દીધો. દ્વારકાની તીર્થયાત્રા તેને કરવાની રહી. ખરેખર તે તીર્થયાત્રાનું વ્રત તેણે ઉધાપન કર્યું. કે નહિ. તે વિષયની હકીકત કોઈ સ્થળથી નીકળતી નથી. અણુ-હીલવાડપાટણથી વિદાયગીરી લઇ, શિવજી લુણી નદીના તીર સ્થળે થોડા દીવસ રહ્યો. ત્યા ખીવો નામનું એક નગર હતું.

છત્રીશ રાજકુમાર માહેલા એક રાજકુળની શાખા ત્યાં વાસ કરતી હતી. શિવજીએ તેનો સંહાર કરી તે નગરનો કબજો કર્યો. ક્રમે જીગીષા વૃત્તિ તેના હૃદયમાં બમણી જાગી ઉઠી. ત્યારપછી તેણે તે સ્થળના પાસેના ક્ષીરધરના ગોહી-લનો વધ કર્યો. તેણે તેના પ્રદેશમાં પોતાની વિજય પતાકા રોપી દીધી. ગોહી-લોનો અધિપતિ મહેશદાસ તેના હાથમાં આવી પડયો. તેથી તેના સૌભાગ્યનો માર્ગ સાફ થયો. બાકી રહેલા ગોહીલો પ્રાણ લઈ પલાયન કરી ગયા.

સૌભાગ્ય લક્ષ્મીની પ્રસન્નતા હોય તો માણસ અભીષ્ટ સાધવામાં કૃતકાર્ય થઇ જાય છે. શિવજી ક્ષિરધરમાં થોડા દીવસ રહ્યો. તેની શ્રીવૃદ્ધિ સાધનનો એક ઉપાય આવી પડયો. તે સમયે તે પ્રદેશમાં પલી નામના નગરમાં કેટલાક બ્રાહ્મણો વાસ કરી અતુલ ભૂમિ સંપતિનો ભોગ કરતા હતા. પણ પર્વત નિવાસી મીન લોકો સમયે સમયે તેઓના ઉપર પડી તેઓની સંપત્તિ લુંટતા હતા. શાંતિપ્રિય નિરીહ બ્રાહ્મણો તે દુર્વૃત્તના જુલમમાંથી બચવા માટે કોઈ પણ ઉપાય શોધી શકયા નહિ. છેવટે તેઓ શિવજીના શરણે ગયા. શિવજીએ તેઓનો ઉદ્ધાર કરવા પ્રતિજ્ઞા લીધી. થોડા સમયમાં પોતાની પ્રતિજ્ઞા પાલન કરી તેણે તે વિપ્રોનો આશિર્વાદ લીધો. તેમ થયાથી પણ બ્રાહ્મણો નિશ્ચિંત થયા નહિ. તેઓએ જાણ્યું જે શિવજી જ્યાંસુધી પલી નગરમાં છે ત્યાંસુધીજ તેઓની અવસ્થા નિરાપદ છે. શિવજીના ગયા પછી મીન લોકો તેઓના ઉપર અત્યાચાર કરશે. તે

માટે તેઓએ શિવજીને પાસે રાખવા સંકલ્પ કર્યો. તેઓએ શિવજીને બહુ ભૂમિ સંપતિ આપી. આદરથી તે ગ્રહણ કરી શિવજી વિપ્રો પાસે રહેવા લાગ્યો. સોલંકી રાજપુત્રીના પેટે શિવજીનો એક પુત્ર થયો. તેનું તેણે અશ્વત્થામા નામ રાખ્યું.

એ રીતે શિવજી તે શાંતિપ્રિય બ્રાહ્મણોમાં વાસ કરવા લાગ્યો. પણ તેની દુરાકાંક્ષાની કોઇથી તૃપ્તિ થઇ નહિ. પલ્લીનો અને તેની પાસેની ભૂમ સંપતિનો તેણે અધીકાર કર્યો. જે દુષ્કર્મ કરી તે અધીકાર તેણે કર્યો તે દુષ્કર્મથી શિવજીનું નામ અત્યંત કલંકિત થયું. બ્રહ્મહત્યા અને વિશ્વાસઘાતકતા કરી તેણે તે સઘળી ભૂમિ સંપતિ હસ્તગત કરી તેનો ઉપભોગ તે એક વર્ષથી વધારે સમય લઇ શકયો નહિ. તે ત્યારપછી થોડા દિનમમાં આ લોક ત્યાગ કરી ચાલ્યો ગયો.

શિવજી ત્રણ પુત્રોને પોતાની પાછળ મુકી ગયો. તેમાં મોટાનું નામ અશ્વત્થામા, મધ્યમનું નામ શોનીંગ અને નાનાનું નામ અજમલ. મોટો પુત્ર અશ્વત્થામા પિતૃ સંપતિ પામ્યો. એક ભાટના ગ્રંથથી માલુમ પડે છે જે અશ્વત્થામાએજ ગોહીલ પાસેથી ક્ષીરધર છીનવી લીધું. પિતાના દોષ ગુણો ઔરસ જાત પુત્રેમાં ઘણું કરી સંક્રામિત થાય છે. શિવજીએ જે રીતે વિશ્વાસઘાતકતા અને અસદનુષ્ટાન કરી પલ્લીનો અધીકાર કર્યો હતો. તે રીતે આજ તેના મોટા પુત્રે અશ્વત્થામાએ પણ કેટલાંક કાર્યો કર્યાં. તેણે પોતાના નાના ભાઈ શોનીંગને ઇડર પ્રદેશના આધિપત્ય ઉપર નીમ્યો.

તે પ્રદેશ ગુર્જ્જરના સીમાતે આવેલ, તે સમયે તે દેવી વંશીય કોઈ રાજાના અધીકારમાં હતો, અશ્વત્થામાએ ચતુરતા અને વિશ્વાસઘાતકતા કરી તે પ્રદેશ તેતા રાજાના મૃત્યુ ઉપર કબજે કરી લીધો. શોકવિહ્વળ નગરવાસીઓ તે રાઠોડ રાજના કુકાર્યને અટકાવી શકયા નહિ.

શોનીંગના વંશધરો હાતંદીર નામના રજપુતોના નામે ઓળખાયા. અજમલે અશ્વત્થામાની જેમ દારૂણ જીગીષા વૃત્તિ દ્વારા ઉત્તેજીત થઈ સોરાષ્ટના અપર પ્રાંત સુધી પોતાની પ્રચંડ તલવાર ચલાવી. સોરાષ્ટના પશ્ચિમ પ્રાંતમાં ઓકમંડળ નામનું એક નગર હતું. પ્રાચીન સોર વંશીય વિક્રમસિ (વિક્રમસિંહ) નામનો રાજા ત્યાં રાજ્ય કરતો હતો. જીગીષુ અજમલે તેનો સંહાર કરી તે પ્રદેશ કબજે કર્યો. તે કાર્યથી તેના સંતાન વાઘેલ નામે પ્રસિદ્ધ થયાં. હાલ સુધીમાં પણ 'રાઠોડ વીર' અજમલના વંશધરો દ્વારકાની પાસેના પ્રદેશમાં વસે છે,

પોતાના પાછળ આઠ પુત્રોને મુકી અશ્વત્થામા પરલોકવાસી થયો. તે આઠમાંથી મોટો દુહર પિતાની સંપતિને પામ્યો. એ પ્રસિદ્ધ સ્વલ્પ રાજ્યમાં તેની હૃદય તૃપ્તિ થઇ નહિ. તે હૃદયમાં એક વાસના ધીરેધીરે વધતી હતી. દુહરના હૃદયમાં બાલ્યકાળથી પૂર્વ પુરૂષોનું લીલાનિકેતન કનોજને લેવાની વાસના હતી. આ ક્ષણે પિતૃ રાજ્ય ઉપર અભિષિકત થઇ, તે પોતાની વાસના પુરી કરવા તૈયાર થયો. પણ તેની તે વાસના પુરી થઇ નહિ. કનોજના ઉદ્ધારમાં અકૃત કાર્યથી દહુરે પુરીહરના હાથમાંથી મુંદર લઇ લેવા ચેષ્ટા કરી, પણ તેની તે ચેષ્ટા ફળવાળી નીવડી નહિ. તેમાં તેનો પ્રાણ વિયોગ થયો.

દહુર બે પુત્રને પાછળ મુકી પરલોકમાં ગયો. તેમાંથી મોટો રાયપાળ પિતૃ સિંહાસને બેઠો. પુરીહરરાજાના હૃદય શોણીતથી પિતૃ શોકાગ્નિ ઓલવી દેવાને પ્રયત્ન કરવા લાગ્યો રાયપાળે સેનાદળ લઇ મુંદર ઉપર હુમલો કર્યો. તેનો પ્રચંડ હુમલો પુરીહરરાજ રોકી શકયો નહિ. તે યુદ્ધસ્થળે પડયો. વિજયી રાયપાળે મુંદર કીલ્લાનો કબજો કર્યો. રાઠોડ કુળની વિજય પતાકા મુંદરના કીલ્લા ઉપર ઊડવા લાગી. પણ તે થોડા રોજ ઉડી. જીતાયેલા પુરીહરોએ સેના સંગ્રહ કરી બળ સંપન્ન થઇ રાયપાળને મુંદર કીલ્લામાંથી હાંકી કહાડયો.

રાયપાળને તેર પુત્ર હતા. તેમાંથી મોટો પુત્ર કહુલ તેના સિંહાસને બેઠો. બાકીના સઘળા જુદાજુદા પ્રદેશમાં ચાલ્યા ગયા. કહુલનો પુત્ર જહલન. જહલનનો પુત્ર ચેદો. અને ચેદાનો ઉત્તરાધીકારી ખીદો થયો. એ સઘળા રાજકુમારોનું ચરિત કોઇ ઠેકાણેથી મળ્યું નથી. રાવ ખીદો રાજ્ય વૃદ્ધિ કરી શકયો. ખીદાના મૃત્યુ પછી તેનો પુત્ર શીલક ગાદીએ બેઠો. ત્યારપછી વિરામદેવ અને વિરામદેવ પછી ચંડ સિંહાસને બેઠો. ચંડ થકી રાઠોડ કુળની શ્રીવૃદ્ધિ થઇ. ચંડ, વીર અને રાજનિતિજ્ઞ હતો.

ઉદ્યમ, અધ્યવસાય અને સહિષ્ણુતાના ગુણે વીરવર ચંડ વિભુષિત હતો એ ત્રણ ગુણથી તેણે મુંદરનો કીલ્લો જીતી લીધો. ચંડે પોતાનું શાસન મુંદરમાં દૃઢ કર્યું. પોતાની વિજયીની સેના લઇ તે દક્ષીણ પ્રદેશ તરફ ગયો. તે ગદવારની રાજધાની નાંદોલ નગર પાસે આવી પહોચ્યો. ત્યાં પોતાનું સેનાદળ રાખી તે પોતાના નગરમાં જઇ રાજ્ય કરવા લાગ્યો. ત્યાં તેણે રૂડા ચરિતથી રાજ્ય કર્યું.

યશલમીરના ભટ્ટી રાજના તાબામાં પુગલ નામનો એક જનપદ છે. તે પ્રદેશ તે સમયે રણુંગદેવ નામના ભટ્ટી સરદારના હાથમાં સોપાયો હતો. રણુંગદેવને સાધુ નામનો એક વિર્યશાળી પુત્ર હતો. લાક્ષ કુલનની જેમ સાધુ પણ

પોતાના ભુજબળના ભરોસે જીવન ધારણ કરતો હતો. નાગોરથી તે સિંધુ નદ સુધીના પ્રદેશોને લુંટી તે પુષ્કળ સંપતી લાવ્યો હતો.

યમની જેમ સાધુ થકી મરૂભૂમિના સઘળા લોકો ભય પામતા હતા. એક સમયે, કોઇ નગરમાંથી કેટલાક ઉંટ, ઘોડા વિગેરે જીતી, તે ગોહીલની રાજધાની આરીંતના પ્રાંત ભાગમાં થઈ જાતો હતો. એટલામાં તે નગરના અધિપતિ માનેકરાયે તેને આદરથી નિમંત્રણ કર્યું, સાધુએ, તેનું મંત્રણ સ્વીકારી તેના ભવનમાં રહેવાનું શરૂ કર્યું, થોડા સમયમાં પાન ભોજનની તૈયારી થઇ. માણેકરાય, ભટ્ટી વીર સાધુની પાસે બેસી તેના વીરત્વ વાળી વાર્તા સાંભળતો હતો. તે વાત સાંભળી ગોહીલ રાજ વિસ્મિત અને આલ્હાદિત થયો. તે વિરત્વની વાર્તાએ, બીજા એક માણસના કાનમાં અમૃત ધારા સીંચી. તે એકાગ્ર મને, ભટ્ટીવીર સાધુનું શુદ્ધ અને વિચરિત સાંભળતી હતી. તે સાંભળનાર સ્ત્રીનું નામ કર્મદેવી, તે ગોહિલ રાજ માણેકરાયની દુહિતા. કર્મદેવી, જન્મથી સુખની ક્રોડમાં ઉછરી હતી. કર્મદેવી, પીતા માતાનું જીવન હતી. મરૂભૂમિમાં તે એક ખુબસુરત રમણી ગણાતી હતી. મુંદરાધિપ રાઠચંદના ચોથા પુત્ર અરણ્યમલ તેનો વિવાહ સ્થિર થયો હતો. વિવાહ જલ્દી થવાનો હતો, જેથી બન્ને પક્ષમાં સત્વર તૈયારી થાતી હતી. પણ તે સંબંધ કર્મદેવીને પહેલાં પસંદ નહોતો તેણે સાધુના વીરત્વ ચરિત્ત સાંભળ્યાં હતાં, તે સાંભળી પ્રથમથીજ તેણે તેને પતિ તરીકે પસંદ કર્યો હતો, આજ તે મનોમન પતિને સંમુખે જોઇ અને નિજકર્ણે તેની વીરત્વ કહાની સાંભળી. તે પોતાનો હૃદયભાવ છાનો રાખી શકી નહી. તેની સહચરીઓએ તેને બહુ સમજાવી પણ તે સમજી નહિ. તેણે પોતાની સહચરીઓને કહ્યું "તુચ્છ રાજસિંહાસન લઇ શું થાય, ઉચા રાઠોડના પુત્રવધુ થયે શું થાય, મેં જેને પ્રાણ મન સોંપેલ છે તેનીજ હું દાસી દાસી થઇ રહીશ. પણ બીજાની મહિષી થઈ રહીશ નહિ" કર્ણદેવીની તે રાઠોડ પ્રતિજ્ઞા તેના પિતા માતાએ સાંભળી. તેઓનું હૃદય એકીવારે ભય અને દુઃખે વ્યાકુળ થયું, રાઠોડ કુળ સાથે પોતાની પુત્રીનો સંબંધ કરી માણેકરાય મોટી આશાઓ રાખતો હતો. પણ દુર્ભાગ્યવશે તે અશા ફળવાળી થઈ નહિ.

વિવિધ વિધાને પાનભોજન સમાપિત થયું. ગોહિલ રાજ માણેકરાયે, સાધુની પાસે સઘળું જાહેર કરી કહ્યું જે, રાઠોડ કુમાર સાથે સંબંધ ભંગ કરવાથી મોટી આપતિની સંભાળના છે. તેજસ્વિ સાધુએ કહ્યું, નાળિયેર યથાવિધાને યુગલમાં મોકલાય તો હું તમારી પુત્રીને પરણુ, એ સઘળી વાત થયા પછી સાધુ પોતાના ઘેર આવ્યો, થોડા સમયમાં વિવાહ સૂચક સંબંધનું નાળિયેર આવ્યું અને

આરીતનગરમાં વિવાહ કાર્ય સમાપ્ત થયું. એ વિવાહમાં પુષ્કળ યૌતુક અપાયું.

એ અભિનવ વિવાહના સમાચાર વિપ્રલબ્ધ અરણ્યકમળના કાને પડયા. દારૂણ ક્રોધ અને જીઘાંસાથી તે ઉન્મત્ત થઇ ઉઠયો. સાધુને શાસ્તિ આપવા માટે તે ચાર હજાર રાઠોડ રજપુતો લઈ તેનો માર્ગ રોકી ઉભો રહ્યો. અગાઉ સાધુએ શંકલા મેસાજના પુત્રનો વધ કર્યો હતો. શંકલા મહેસાજ પણ રાઠોડની સાથે વેર લેવા માટે ભળી ગયો. સાધુ વીર પુરૂષ હતો. માણિકરાયે તેની સાથે ચાર હજાર ગોહીલ સેનીકો મોકલ્યા કહેલું હતું પણ સાધુએ તે વાતમાં સંમતિ આપી નહોતી, પોતાના બાહુબળ ઉપર અને પોતાના સાતસો ભટ્ટી સરદારો ઉપર તેનો પૂર્ણ ભરૂંસો હતો. તોપણ માણિકરાયના પુષ્કળ આગ્રહથી સાધુએ પોતાના સાળા મેઘરાજ અને પાંચસો સૈનિકો સાથે લીધા.

એ સાડા સાતસો સેનીકોની સાથે ભટ્ટી વીર સાધુ ચંદન નામના સ્થાન પાસે આવી પહોંચ્યો. ત્યા તે પોતાની શ્રાંતિ દૂર કરવા લાગ્યો. રોષોન્મત રાઠોડ વીર પોતાના દળ સાથે તે સ્થાને આવી પહોંચ્યો. તેનું સૈન્યદળ અગર જોકે સાધુના સેનાદળ કરતા ત્રણ ગણુ વધારે હતું તો પણ તે પોતાના પ્રતિદ્વંદ્વ સાથે દ્વંદ્વ યુદ્ધ કરવા તૈયાર થયો બન્ને આશાગીઓ થોડા સમયના માટે વિશ્રામ લઈ યુદ્ધક્ષેત્રમા ઉતર્યા. સહુથી પહેલો ભટ્ટી પક્ષનો પાહુ ગોત્રીય જયટંગ અને રાઠોડ પક્ષનો ચોહાણ ચોમ પરસ્પર સંમુખીત થયા. બન્નેએ પોતપોતાના ઘોડાને એક બીજાની સામે હાકયા દરેકના હાથમાં તીક્ષ્ણ બે ધારવાળી તલવાર હતી. પરસ્પરના વિરૂધ્ધે તે ભયંકર તલવારનો ઉપયોગ થયો. પડખે અરણ્યકમલ અને સાધુ પોતપોતાની સેનાના મોખરે ઉભા હતા. જોતજોતામાં યુદ્ધ ભયંકર થઇ ગયું એકદમ જયટંગા ભીષણ ચિત્કાર કરી અશ્વને દોડાવી ચોંધ ઉપર પડયો. ચોંધ તે વેગ સહન ન કરવાથી ભૂતળશાયી થઇ ગયો. ચોંધ ફરીથી ઉઠયો નહિ. પ્રતિદ્વંદ્વિના પ્રચંડ પ્રહારે તેના પ્રાણ વાયુ નીકળી ગયા. ત્યારપછી વિજયોન્મત પાહુ તે શોણીતાકત તલવાર લઈ શત્રુ પક્ષ તરફ દોડયો. જેને તેઓએ પ્રતિદ્વંદ્વિ ગણ્યા. તેના ઉપર તેણે હુમલો કર્યો, તેથી કરી એક ભયંકર તોફાન થયું, દ્વંદ્વ યુદ્ધ ભાગી ગયું અને દળયુધ્ધ થયું. બન્ને દળ ભયંકર નાદ કરી લડવા લાગ્યા.

દળયુધ્ધ કરવાનો અરણ્યકમલનો કે સાધુનો અભીપ્રાય નહોતો. હવે સેના બળનો અપવ્યય ન થાય તેના માટે તે બન્ને દ્વંદ્વ યુદ્ધમાં ઉતર્યા. દૂર રથમાં બેગી સુંદરી કર્મદેવી યુદ્ધાભિનય જોતી હતી. સાધુ આ સમયે છેવટની વિદાયગીરી લેવા તેની પાસે આવ્યો. વીરનારી કર્મદેવીએ શાંત ગંભીર સ્વરે તેને કહ્યુ "જાઓ ! યુદ્ધમાં પ્રવૃત્ત થાઓ ! હું અહિ રહી તમારૂં યુદ્ધ જોઇશ. જો

યુદ્ધક્ષેત્રમા તમે પડશો તો તમારૂ અનુગમન કરી હું તમને પરલોકમા મળીશ, એ કર્મદેવીના વચનો સાભળી સાધુ બમણો ઉત્સાહિત થયો તે ઉન્મતની જેમ રહોડ રાજકુમાર અરણ્યકમલની સમુખે આવ્યો, રહોડવીર પણ તેની પ્રતીક્ષા કરતો હતો તેણે આ ક્ષણે સાધુને ઓળખ્યો નહિ, છેવટે તે સાધુને તેણે ઓળખ્યો, પોતાના પચકલ્યાણ નામના ઘોડાને સાધુ તરફ ચલાવ્યો બન્ને વીરો એક બીજાના સમુખે હોઈ ઉભા રહ્યા, સાધુએ પોતાના પ્રતિદ્વદ્વીના મસ્તક ઉપર પોતાનો ખડગ ચલાવ્યો પણ ચતુર અરણ્યકમળે તે ઘાનો પ્રતિરોધ કર્યો, તેણે સાધુના મસ્તક ઉપર તલવારનો ઘા કર્યો તે સમયે બન્ને વીર રજતગત પર્વત જેવા પૃથ્વી ઉપર પડયા રહોડ વીર મૂર્છિત થયો તે થોડા સમયમા બેઠો થયો પણ ભટ્ટી વીરસાધુ ફરી ઉઠી શક્યો નહિ પડતા પડતા સાધુના પ્રાણવાયુ નીસરી ગયા યુદ્ધ બંધ રહ્યુ

પતિપ્રાણા કર્મદેવીની આશાઓ નિષ્ફળ નીવડી, તેણે વિચાર્યું હતુ જે સ્વામી સોહાગિની થઈ લાબો સમય સુખનો ઉપભોગ કરીશ પણ તેનુ પરિણામ દુર્ભાગ્ય જે તેનુ સુખ સ્વપ્ન છેદાઈ ગયુ તે પતિનુ અનુગમન કરવા ગોઠવણ કરવા લાગી થોડા સમયમા તે યુદ્ધ સ્થળે એક મોટી ચિતા તયાર થઈ ગઈ ઓહિલ રાજકુમારીએ તલવાર લીધી તે તલવારથી એક હાથ કાપી નાખ્યો, કર્મદેવીએ તે હાથ પોતાના સાસરાને આપવાને એક સનિકને આપ્યો, અને તે ધીર વચને બોલી કહે જે તેની પુત્રવધુ એવી હતી ત્યારપછી તેણે બીજો હાથ લાબો કર્યો તે છેદવા, તેણે સૈનિકને કહ્યુ, સૈનિકે તેનો હાથ છેદ્યો, તે હાથ રોહિલકુલના ભટ્ટ કવિને આપવા તેણે સૂચવ્યુ ત્યારપછી તે પ્રાણપતિના મૃતદેહ સાથે બળતી ચિતામા ચડી સૂરજના વૃદ્ધરાવ રણુ રદેવે તે હાથ લઈ બાળી તેના ઉપર એક તળાવ કરાવ્યુ તેનુ નામ કર્મદેવનુ સરોવર ” એમ પડયુ

એ અનર્થકર અપૂર્વ યુદ્ધ ઈ સ ૧૪૦૭મા બન્યુ એ યુદ્ધમા રહોડ પક્ષીય શકલા રજપુતોએ સારૂ વીરત્વ બતાવ્યુ તેઓના ત્રણસો સૈનિકોમાથી શુદ્ધ પચાસ સનિકો સેનાપતિ શકલા મહેરાજ સાથે યુદ્ધમાથી પાછા આવ્યા મહેરાજ ભયકર રીતે જખમી થયો અરણ્યકમલને અને તેના ચાર ભાઈઓને દારૂણ ઘાત થયા જે ઘાતથી તેના શરીર ઉપર જે અસ્રરેખા થઈ હતી તે છ માસમા એવી રીતની વિષમ રીતે ઉખડી કે તેથી અભિનવ રાજકુમાર મરણ પામ્યો

પણ તેથી એ ભયકર વિવાદ પ્રશમિત થયો નહિ, શોણિતના બદલામા શોણિતનો ખર્ચ થયો તોપણ બન્ને પક્ષની તૃપ્તિ થઈ નહિ, બન્ને પક્ષનો એક એક રાજકુમાર પડયો આ ક્ષણે રાજકુમારના પિતાઓએ ખડગ ધારણ કર્યાં, વીર શકલા મહેતાના પ્રભાવે સાધુનુ સેનાબળ નાશ પામ્યુ. તે માટે પુત્ર શોકાર્ત

રાવ રણગદેવે મહેશજીને શાસ્તિ આપવા પોતાના દળ સાથે તેના જનપદ ઉપર હુમલો કર્યો, શકડા રજપુતો સામાન્ય પ્રતાપશાળી નહોતા મરૂ સિવાય કોઈપણ વીરપુરૂષ તેઓને આજ સુધી હરાવી શકયો નહોતો મહેશજી સુપ્રસિદ્ધ હરભાશકડાનો પિતા થાય, તેનો પ્રચંડ પ્રતાપ કોઈ આજદિન સુધી રોકી શકયુ નહોતુ ત્યારે શુ પુગલનો રાવ રણગદેવ આજ શુ તેનો પ્રતાપ રોકી શકશે? પુગલ પતિએ મોટી સેના સાથે શકડાના રાજ્ય ઉપર હુમલો કર્યો રાવ તે સમયે અનતર્ક હતો શકડા પરાજીત થયો તેના સૈનિકોનુ લોહી લુણીનદીના તીરે પડયુ, વિજયી રણગદેવ, પરાજીત શકડાનુ રાજ્ય લુટી પોતાના દેશમા ગર્વથી આવ્યો

રણગદેવના મૃત્યુના સમાચાર તેના બે પુત્ર તનુ અને મેરના કાને પહોંચ્યા દારૂણ જીઘાંસાથી તેઓ પગથી તે માથા સુધી સળગી ગયા પણ તેઓ નિરૂપાય તેઓનુ એવુ બળ નહોતુ કે તેઓ મુંદરના અધિપતિ સાથે લડે હવે તેઓ તેનો ઉપાય લેવાનુ ચિંતન કરવા લાગ્યા તે સમયે મુસલમાન રાજ ખીજીરખા મુલતાનમા હતો, રોષોન્મત તનુ અને મેર હવે તેના શરણે ગયા, તેઓએ સનાતન હીંદુધર્મનો ત્યાગ કરી ઈસ્લામધર્મ પકડયો એમ થવાથી ખીજીરખા તેના ઉપર પ્રસન્ન થયો તેણે તેના હાથમા એક સેનાદળ સોંપ્યુ, તે સેનાદળ લઈ તનુ અને મેર રાઠોડ રાજ ચંડની વિરૂધ્ધે ચાલ્યા એટલામાં યશલમીરના રાવલ કુહરનો ત્રીજો પુત્ર કીલન તેઓને મળ્યો તેણે તેઓનુ બળાબળ જોઈ દુષ્ટ ઉપાય અવલબન કરવા તેઓને સલાહ આપી

ભટ્ટિ રાજકુમાર કીલને ત્યારપછી તેઓને કુટોપાય અવલબન કરવાની સહાયતામા રાઠોડ રાજચંડને કાવત્રા જાળમા બાંધી લેવા વિચાર કર્યો, તેણે પોતાની દુહિતાને તેને પરણાવવા ચાહ્યુ, ભટ્ટીરાજે પોતાની કન્યાને વિવાહ માટે નાગોરમા મોકલી, વિવાહનો દિવસ સ્થિર થયો, ચંડે થોડા દિવસથી નાગોર જીતી લીધુ હતુ, આ કારણે ત્યા વિવાહની તૈયારી થવા લાગી, ક્રમે વિવાહનો દિવસ આવી પહોંચ્યો, તે દિવસ યશલમીરના તોરણદ્વાર થકી પચાસ ઢાંકેલા ગાડા બહાર પડયા, એ ગાડાની પાસે કેટલાક સૈનિકો હતા, અને તેની પાસે સાતસો, ઊંટ હતા, આ વિવાહ યાત્રા નહોતી, યુદ્ધ યાત્રા હતી, તે સઘળા સવારો અને સાંઢીયા સવારો છદ્મવેષી લડવૈયા હતા, એ શિવાય તેઓની પાસે એક હજાર અસ્વારોહી સૈન્ય હતુ

રાઠોડ રાજ ચંડ, આ સઘળો પ્રપંચ જાણતો નહોતો તે વિવાહોચિત વેશથી સજ્જીત થઈ ભટ્ટી રજપુતોના સામૈયામા ગયો એટલે દૂર ગયો કે તેના નજરે તે સઘળા ગાડા પડયા તેના મનમા પ્રતીતિ આવી જે ભટ્ટી રજપુતોની પ્રતારણા નથી એ પ્રતીતિના શરણે થઈ તે નિઃસંદેહ ચિત્તે તે ગાડાઓની પાસે આવ્યો, એકદમ તેના મનમા વિષમ સંદેહ આવ્યો એકદમ ચંડ નાગોર તરફ ફર્યો પણ

દ્વાર પાસે પહોંચ્યો નહિ એટલામાં શત્રુઓએ તેના ઉપર હુમલો કર્યો. વિશ્વાસઘાતક ભટ્ટી રજપુતોએ ક્રોધની મૂર્તિ ધારણ કરી. તેઓ એકદમ ચંડ ઉપર પડયા. ચંડ એકલો, માત્ર થોડા ઘણા શરીર રક્ષક સાથે હતા. શી રીતે તે હજાર પ્રચંડ સૈનિકોની સામે થઇ શકે. તે ભયંકર સંકટ કાળમાં તેના મનમાં આવ્યું, જો તે નગરના તોરણદ્વારે ઉભો રહેશે તો તેના આત્મરક્ષણની સંભાવના છે. પણ તેના મનનો સંકલ્પ મનમાં રહયો, શત્રુઓ સાથે લડતાં તેનું સર્વાંગ રૂધિરાક્ત થયું. તેના જીવન રક્ષણ માટે, તેના સઘળા શરીર રક્ષકો લડી મરણ પામ્યા અસ્ત્રાઘાતથી ચંડનું શરીર શિથિલ થઇ ગયું. રાઠોડ કુળ તિલક ચંડ નગર દ્વારે પડયો* પાશવ ભટ્ટી રજપુતો, જયોલ્લાસે વિકટનાદ કરી ઉઠયા. નગરને લુંટવા નગરમાં પેઠા. રાજરાજેશ્વર ચંડનો પવિત્ર દેહ તેઓના પગતળે ચબદાયો.

એ રીતે રાઠોડ કુળનો જ્વલંત પ્રદીપ કાયમના માટે ઓલવાયો. ચંડ, જો વધારે જીવિત રહયો હત તો રાઠોડ કુળની વધારે આબાદી થાત. ચૌદ પુત્ર અને એક કન્યાને વાંસે મુકી ચંડ પરલોકવાસી થયો. કન્યાનું નામ હંસા. હંસાને મેવાડના અધિપતિ લાક્ષ સાથે પરણાવી હતી. તેનાજ પેટે કુંભો રાણો પેદા થયો. એ અયોગ્ય વિવાહથી મેવાડ અને મારવાડ રાજ્યમાં જે વિષમ અનર્થ થયો તે અનર્થનું વિવરણ મેવાડના ઇતિવૃત્તમાં વર્ણવેલ છે.

મહાવીર ચંડના મૃત્યુ પછી તેનો મોટો પુત્ર રણમલ્લ મુંદરના સિંહાસને બેઠો. રણમલ્લ, કાઠે લાંબો હતો, તે ઘણો બલિષ્ટ કાય હતો. તે પોતાની જાતિમાં સર્વમાં બલિષ્ટ હતો. ચંડના મૃત્યુ પછી નાગોર, રાઠોડના હસ્તમાંથી ખસી ગયું. રાણા લાક્ષની સાથે પોતાની બેનનો વિવાહ હોવાથી રણમલ્લ ચિતોડમાં રહેતો હતો. તેથી રાણા લાક્ષ સાથે તેની સારી મિત્રતા થઈ. લાક્ષના જીવિત સમયે, રણમલ્લે મેવાડનો મહોપકાર કર્યો હતો. અજમેરના પ્રતિનિધિની પાસેથી એક દુહિતા લઇ જવાના વ્યપદેશે, સસૈન્ય તે પ્રાચીન ચોહાણ દુર્ગમાં પેઠો. ત્યાર પછી દુર્ગના રક્ષકોનો અને સૈનિકોનો સંહાર કરી તેણે તે દુર્ગ કબજે કર્યો. વળી તેને તેણે રાણાને સોંપી દીધો. ક્ષેમસિંહ પંચોળીએ, એ કૌશળ કરવાનું રણમલ્લને કહ્યું હતું.

રણમલ્લ રાજ્ય શાસનમાં વિલક્ષણ પારદર્શી હતો, જેથી રાજ્ય સુશાસિત થાય તે સારી રીતે તે જાણતો હતો. રણમલ્લના શોચનીય વૃત્તાંતનું વિવરણ મેવાડના ઇતિહાસમાં આપ્યું છે. રણમલ્લના એકંદર ચૌદ પુત્રો હતા, તેના સંતાનોએ મરૂસ્થળીમાં વિસ્તાર પામી તે પ્રદેશના સામંત સમિતિની અંગપુષ્ટિ કરી સંક્ષેપમાં મરૂસ્થળીમાં તે લોકોથી મહોપકાર થયો.

---

*ચંડ, સંવત્ ૧૪૩૮માં સિંહાસને બેઠો અને સંવત્ ૧૪૬૫માં પરલોકવાસી થયો.



# તૃતીય અધ્યાય.

જોધનું સિંહાસનારોહણ—જોધપુરની સ્થાપના, મુંદર થકી નવપ્રતિષ્ઠિત જોધપુરમાં રાઠોડ રાજપીઠનું સ્થાનાંતરિતકરણ-તેનું કારણ, સેતુલશીર, મેરતા અને વીકાનેરની નુતન પ્રતિષ્ઠા, જોધનું પરલોકગમન, જોધનું ચરિત વર્ણન—રાઠોડ વંશનું જલદીથી સંવર્દ્ધન, રાવ સુજનું સિંહાસનારોહણ, યવન સમ્રાટના સેનાદળ સાથે રાઠોડનો પ્રથમ વિવાદ—પઠાણે કરેલ રાઠોડ કુમારીનું હરણ, સુજનું વીરત્વ અને મરણ, તેના સિંહાસને તેના પૌત્ર રાવગંગનું આરોહણ, સિંહાસન માટે, ગંગ સાથે તેના કાકા સાગનો તકરાર, ગૃહયુદ્ધ, સાગનું મૃત્યુ, બાબરનું ભારતાક્રમણ, સઘળી રજપુત સમિતિના અધિનાયક થઇ રાણા સંગની બાબર વિરૂધ્ધે યુદ્ધ યાત્રા, રાવગંગનું મૃત્યું, રાવમાલદેવનો અભિષેક, માલદેવનું ગૌરવ, તેનો કરેલો નાગોરનો, અજમેરનો, ઝાલોરનો અને શિવાનાનો ઉદ્ધાર, તેનાં બીજાં ચરિત, તેની પ્રતિષ્ઠા, રાજ્યભ્રષ્ટ હુમાયુન તરફ તેનો અન્યાય વ્યવહાર, શેરશાહનો મારવાડ ઉપર હુમલો. યવનસેનાનું સંકટ, કૌશળક્રમે શેરશાહનો નિસ્તાર, રાઠોડ સેનાનું પશ્વાદપસરણ, બે પ્રધાન સામંત સંપ્રદાયનો આત્મત્યાગ, અકબરનુ મારવાડ ઉપર આક્રમણ, મેરતા અને નાગોરને જીતી લઇ તેનું વીકાનેરના રાજસિંહને અર્પણ કરવું. પોતાના બીજા પુત્રને અકબરની સભામાં માલદેવનું મોકલવું. સમ્રાટની સાથે તેની અસદભાવ, અકબરે કરેલ જોધપુરનો અવરોધ, જોધપુરની રક્ષા કરવામાં માલદેવનો ઉધમ, ઉદયસિંહનું અકબર પાસે પ્રેરણ. ઉદયસિંહની અભ્યર્થના, ચંદ્રસેન-ચંદ્રસેને કરેલી રાઠોડ કુળની સ્વાધીનતા

## રક્ષા, ચંદ્રસેનનું વીરત્વ, માલદેવનું પરલોક ગમન, માલદેવના બાર પુત્ર



સંવત્ ૧૪૮૪ના વૈશાખ માસમાં ગહોડ વીર ચોધ, મેવાડના કુંભળે। નગરમાં જન્મ્યો, પિતા રાય રણમલ્લની અવિમૃશ્યકારિતાના લીધે ચોધ વિપદમાં પડયો હતો તેનું વિવરણ મેવાડના ઇતિહાસમાં આપણે આપી ગયા, આ સ્થળે તે ગહોડ વીરનું જીવનચરિત વર્ણવવું યોગ્ય છે

ગિ હોટ રાજકુમાર વીરવર ચંડ નવજી સુંદર નગરમાં રહયો સુંદર રાજ રણમલ્લ મરાયો તેનો વીર્યવાળો જ્યેષ્ઠ પુત્ર ચોધ આરાવલીના ગિરિ કાનનમાં છુપા વેશે સતાયો તે અજ્ઞાનનાનના પણ ગહોડ વીર ચોધ, બીલકુલ નવરો બેઠો નહોતો, તેનું સહાય બળ ઘણું કમજોર થયું હતું તેની પાસે પોતાના ઉદ્ધાર માટે કોઈ પણ ઉપાય નહોતો તોપણ ચોધ બીલકુલ નિરુત્સાહ થયો નહોતો આશા, માણસનું જીવન સ્વરૂપ છે દીન, દરિદ્ર હતભાગ્ય માણસની, પણ આશા, પ્રધાન સાત્વના છે વિપુલ રાજ્યનો ઉત્તરાધિકારી હોઈ આજ ચોધ દીન દશામાં પડયો હતો તે આરાવલીના ઉંડા પ્રદેશમાં કેટલાક સહચરો સાથે રહી ઉપયુક્ત સુયોગની પ્રતિક્ષા કરતો હતો થોડા સમયમાં તેનું અભિષ્ટ સિદ્ધ થયું, એકવાર તે પોતાના સહચર સાથે, સુંદરના ઉપર જય મેળવવાનો પરામર્ષ કરતો હતો ચોધ ઘોડા ઉપર ઘોડા સ્વાર સહચરો સાથે વાતમાં ગુંથાયો હતો એટલામાં એક શુભ શમી પક્ષી તેના ભાલા ઉપર આવી બેઠું તેવામાં એક ચારણ બ્રાહ્મણે ચોધ પાસે આવી કહ્યું, ' મહારાજ ! આજ આપનો શુભગ્રહ—આપની જન્મ રાશીએ જે નક્ષત્ર ઉદિત થયું હતું, આજ તેનો ફરી ઉદય છે, એટલેકે જયાં સુધી તે શુભ નક્ષત્ર અસ્ત ન થાસે ત્યાં સુધીમાં આ ( સુંદરના ઉદ્ધાર માટે ચેષ્ટા કરો " આપની ચેષ્ટા સફલ થાશે એ આશ્વાસ વાક્ય સાભળી ગહોડ વીર ચોધ બમણો ઉત્સાહિત થયો તે હરવાશંકલ સાખરાય વીગેરે પ્રસિદ્ધ વીર પાસે ગયો તેઓને લઇ તે કાર્યક્ષેત્રમાં ઉતર્યો થોડા સમયમાં તેનો ઉદ્યમ સફળ થઈ નીવડયો સુંદરના કીલ્લાનો ઉદ્ધાર કરી તે થોડા સમયમાં સાભાગ્ય લક્ષ્મીને મેળવવા શક્તિવાળો થયો

ચોધે, સુંદરનો કીલ્લો મેળવ્યો ખરો, પણ તેમાં તે અધિક દિન રહયો નહિ તે પોતાના નામે એક નવું નગર સ્થાપી જગતના અમરત્વ મેળવી ગયો, તે રજપુત, રજપુત લોકો જુના સંસ્કારને વશીભૂત, તેઓનો એક પ્રધાન ધર્મ એ જે જુની વસ્તુ ફેરવી નવી વસ્તુ કરવા તેઓ ચાહે નહિ જે સુંદર દુર્ગ, ચોધના પૂજનીય પિતા-

માટે જય શ્રી મેળવ્યો અને જે દુર્ગ, મારવાડમા પ્રધાન રાજ્યધાનીનુ શહેર કહેવાતો આજ તે સુંદર નગર અકસ્માત્ યોધ શુ છોડી દે ખરો ! પણ દૈવ ઘટનાએ અથવા દૈવ પ્રત્યાદેશે યોધે તે છોડ્યો સુંદરથી બે ગાઉ દૂરે દક્ષિણ દિશામાં, વાકુડાચીડીયાની ગિરિ શ્રેણીની ગુફામા એક યોગી રહેતો હતો, રાઠોડ કુળના મગળ માટે તેનુ ચિત્ત સર્વદા ગુથાયુ રહેતુ હતુ એકવાર યોધની સાથે તેનો સાક્ષાત્કાર થયો તેણે રાઠોડ રાજને કહ્યુ "મહારાજ ! સુંદરમા આપનુ રાજપીઠ નિરાપદ રહેશે નહિ એટલે મારી વાસના એવી છે જે આપ વાકુડાચીડીયાના સાનુ દેશે, પોતાના નામથી એક નગર સ્થાપન કરો, " રાઠોડ વીર યોગીવરની વામનાથી વિરૂદ્ધ વર્તી શકતો નહિ તેણે યોગીએ કહેલા સ્થળે નગર સ્થાપવાનો ઉપક્રમ કર્યો, તેણે તે સ્થળે યોધપુર સ્થાપ્યુ, તે યોધપુરના પદ તળે ઉન્નતગિરિમાળા દક્ષિણમા દૂરની આરાવલીની ગિરિમાળા સાથે મળી જઇ આકાશમા અનત તરગમાળાની જેમ વિરાજે છે, બીજી ત્રણ દિશાએ વિસ્તૃત મરૂસાગર અગણ્ય મરીચિકા સર્જી તીવ્રસૂર્ય કીરણે વાલુકા માર્ગને તપાવે છે

નિર્મળ જળ જે જીવન રક્ષાનો એક પ્રધાન ઉપાય છે તે જળ માટે યોધે પહેલેથી વિચાર્યુ નહિ વાકુડાચીડીય અથવા આસ વિષયથી સપન્ન ખરો, પણ આજ એક વિષયે તે અભાવવાળો જોવામા આવ્યો તેમા નિર્મળ જળ મળે તેવો ઉપાય નથી દુર્ગ નિર્માણ કાળે યોધના હૃદયમા પહેલા તે ચિંતા ઉદય પામી નહોતી તેથી યોધપુરમા નિર્મળ જળનો અભાવ રહી ગયો ટુકામા યોધપુરની પ્રતિષ્ટા અગાઉ યોધે, નગર વાસીઓના સુખ માટે પહેલા વિચાર કર્યો નહિ

સ ૧૫૧૫ ના જેષ્ટ માસમા રાઠોડ વીર યોધે જોધપુરની પ્રતિષ્ટા કરી ત્યાર પછી તે ત્રીશ વર્ષ જીવીત રહ્યો સવત્ ૧૫૪૫ મા એકસઠમા વર્ષની ઉમરે તેણે આ દુનીયાનો ત્યાગ કર્યો, તેના દેહનો પવિત્ર ભસ્મ તેના પિતૃ પુરૂષોના ભસ્માવશેષ સાથે સુંદરના મહેલમા નાખ્યો મારવાડના વિશાળ ક્ષેત્રમા યોધજ રાઠોડ કુળનો બીજો પ્રતિષ્ઠાન કર્તા, જીવનની પ્રથમાવસ્થામા તે જે અસખ્ય સકટમા આવી પડ્યો હતો તેજ સકટે તેના ભાવી સુખનો માર્ગ નિષ્કંટક કરી દીધો તેનુ હૃદય અસીમ ઉત્સાહથી ભરેલુ હતુ યોધે હરબારાકળ માભૂજી અને રામદેવની પ્રતિમૂર્તિ પથ્થરમા કોતરાવી સુંદરના સમુખ ભાગમા સ્થાપી આજ તે પ્રતિમૂર્તિઓ યોગ્ય ઉપર જીવત ભાવે વિરાજે છે તે સ્વદેશ, પ્રેમિક વીરોના નામ કોઇ પણ રાઠોડ રજપુત વિસરતા નથી આજ પણ તેઓ પ્રાત કાળે શય્યામાથી ઉઠતા તેઓના નામનુ સ્મરણ કરે છે આજ પણ તેઓ તે પ્રસ્તર પ્રતિમૂર્તિની પ્રદક્ષિણા કરતા કરતા તેનુ ગુણગાન કરી, અત્યત આનદોત્સવ કરે છે

રાઠોડ વીર શિવજીએ, જે દિવસે, પોતાના પિતૃ પુરૂષોની લીલાસ્થલી કનોજ નગરી છોડી મરૂભૂમિના અનંત વાલુકા રાશિ ઉપર પોતાની વિજય પતાકા રોપી, તે દિવસથી તે વર્તમાન સમાલોચ્ય કાળ સુધી ત્રણસો વર્ષ વીતી ગયા. એ ત્રણ સૈકામાં તેના વંશધરો એટલા બધા વિસ્તારવાળા થઇ ગયા. કે ચારહજાર વર્ગ કોશવાળી જમીન તેઓના વાસ માટે બીલકુલ સંકોચવાળી હતી.

વિધાતાના અલંધ્ય અને કઠોર વિધાનના અનુસારે આજે તે વીર કેસરી રાઠોડ શિવજીના વંશધરો દીનભાવ પોતાનો સમય કહાડે છે ખરા, પણ પોતાના પૂર્વ પુરૂષના પ્રચંડ બાહુબળના પ્રભાવે જીતાયેલ જમીનની મમતા મુકતા નથી. પુરીહર, ઇયેંદ, શંકલ, ચોહાણ, ગોહીલ, શનિશુરૂ,કાત્તિ. જીત,હુણ વીગેરે જે સઘળા પ્રાચીનો અતિમાનુષ કાર્ય કરી જગતને વિસ્મયાપન્ન કરી ગયા છે. આજ તેઓના વંશધરો દીનભાવે ભારતવર્ષમાં કાલયાપન કરે છે.

ચોધરાઉના એકંદર સોળ પુત્ર હતા. તેમાંથી મોટા શંતુલે પિતૃ રાજ્યનો ત્યાગ કરી રાજસ્થાનના ઉત્તર પશ્ચિમપ્રાંત સ્થિત ભટ્ટીએરના રાજ્યમાં શાતલમીર નામનો દુર્ગ સ્થાપ્યો. તે દુર્ગ ચાલના પોકર્ણથી દૂર ત્રણ કોશ ઉપર સ્થાપ્યો. મરૂભૂમિના એક સીમાડે શાહરી નામની યવન જાતિનો નિવાસ હતો. તેના અધિપતિના સાથે શંતુલનો ઘોર વિવાદ થયો. તે વિવાદે તેણે યવન રાજનો સંહાર કર્યો. પણ તે પોતાના જીવનની રક્ષા કરી શકયો નહિ. કુશમા નામના સ્થાને તેની અંત્યેષ્ટિક્રિયા થઈ, શંતુલની સાત રાણી ચિતા ખડકી તેની વાંસે તેમાં બળી મુઇ.

ચોધરાઉના ચોથા પુત્ર દુદાએ મેરતાના વિશાળ ક્ષેત્રમાં પોતાનું વંશવૃક્ષ રોપ્યું. તેનાજ વંશધરો મેરતીયા રાઠોડ નામે પ્રસિદ્ધ થયા. એકવાર તેઓ મરૂ દેશમાં શ્રેષ્ઠ વીર કહેવાયા. જે વીર કેસરી જયમલ્લે દીલ્લીશ્વર અકબરની પ્રચંડ સેનાની સામે ચીતોડપુરી બચાવી જેની પાષાણ મૂર્તિ આજ પણ દીલ્લીના તોરણદ્વારે વિરાજે છે. રાઠોડ કુમાર દુદો, તેનો દાદો થાય. દુદાની એક સર્વ ગુણ સંપન અને વિદ્વાન એક પુત્રી હતી. તેનું નામ મીરાંબાઈ, મીરાંબાઇ સાથે રાણા કુંભનો વિવાહ થયો હતો.

ચોધરાઉનો છઠ્ઠો પુત્ર નામે વીકો હતો; જેણે વીકાનેરની પ્રતિષ્ટા કરી. વીકાનું સ્તૃત વિવરણ વીકાનેરના ઇતિહાસમાં કરશું.

રાઠોડ કુળ ચુડામણિ ચોધરાઉના પરલોક વાસ ઉપર તેનો બીજો પુત્ર સુજો ( સુરજમલ્લ ) મારવાડના સિંહાસને બેઠો; આ સ્થળે ઉત્તરાધિકારિતાનો ચિ-

રંતન નિયમ શામાટે ઉપેક્ષિત થયો. તેનું કારણ મળી આવતું નથી. ગાથાકર્તા ભટ્ટ લોકો પણ તે બાબતમાં બોલતા નથી સુર્જમલ સબંધી વિષયમાં પિતાનો ઉપયુક્ત પુત્ર હતો, તેણે સત્તાવીશ વર્ષ મારવાડનું શાસનદંડનાથી ચલાવ્યું.

દીલ્લીના સિંહાસન માટે લોદી વંશના રાજાઓમાં ઘોર તકરાર ઉઠયો તે સમયે મારવાડનું સિંહાસન યવનોની દૃષ્ટિથી દૂર હતું. ગૃહયુદ્ધમાં ગુંથાઇ તેઓ દેશ જયમા ફુરસદ પામતા નહોતા. પણ દુર્વૃત યવનો હીંદુઓના પરમ શત્રુ, હીંદુઓને વિમળ શાંતિ ભોગવતા જોઈ તેઓના મનમાં અત્યંત દ્વેષ આવતો. સં. ૧૫૭૭ (ઈ. સ ૧૫૧૬) ના શ્રાવણ માસમાં પીપા નગરમાં પાર્વતી તૃતીયાનો એક મહોત્સવ થયો. એ ઉત્સવમા મારવાડના જુદા જુદા પ્રદેશની રજપુત સ્ત્રીઓ આવી ભગવતી ગૌરીની પૂજા કરતી હતી

તે દિવસે ત્યા આવી પઠાણોએ ચાલીસ રજપુત કુમારીઓનું હરણ કર્યું, કોઇ તેઓની ગતિ રોકી શક્યું નહિ. એ શોચનીય અવસ્થાના સમાચાર થોડા સમયમા સુર્જમલના કાને પહોંચ્યા ક્રોધ અને જીઘાંસામાં તે માથાથી તે પગસુધી સળગી ઉઠયો દુરાચાર લોકોને શાસ્તિ આપી, રાજકુમારીઓનો ઉદ્ધાર કરવા તે પુરી પટપટમા પડયો, તે પોતાના શરીર રક્ષક દળ સાથે પાઠાણુની વાંસે પડયો વાસે જતા જતા તેણે પઠાણોને દૂર જોયા. તે ક્રોધ અને જીઘાસાથી અમલો ઉત્તેજીત થયો પોતાના. ભક્ષ્યાનુ અપહરણ જોઈ જેમ કેસરીસીંહ અપહર્તા ઉપર ક્રોધથી પડે છે. તેમ તે કુમારીહારક પઠાણો ઉપર પડયો થોડા સમયમા બન્ને દળ વચ્ચે યુદ્ધ ચાલ્યુ, યવનો હણાયા, રજપુત કુમારીઓનો ઉદ્ધાર થયો. સૂર્જમલ જયી થયો પણ તે જય પોતાના હૃદય શોણિત આપી મેળવાયો, યવનોનો સરદાર મુરીતેણે કુમારીઓનો ઉદ્ધાર કર્યો ખરો, પણ શત્રુઓએ તેને એવી રીતે જખમી કર્યો હતો જે તે જખમોથી તે થોડો સમય પણ જીવિત રહ્યો નહી, રજપુત બાળિકાનો ઉદ્ધાર કરી થોડા સમય પછી તે રણસ્થળે પડયો, ત્યારબાદ કારીધાથી મરણ પામ્યો તે મરણ તેના પક્ષમાં આનંદદાયક હતું, જ્યારે એકસો ચાલીશ રજપુત કુમારીઓ તેને વીંટાઇ તેની વીરગાથા ગાવા લાગી. ત્યારે તેને આનંદની સીમા રહી નહિ, તે અસીમ આનંદનો ભોગ કરતાં કરતાં વીરવર સૂર્યમલનો પવિત્ર આત્મા અનંતધામમાં પહોંચ્યો.

સૂર્યમલના પાંચ પુત્ર તેની વાસે. તેનો પૌત્ર ગાંગ તેની ગાદીએ બેઠો. જ્યેષ્ઠ પુત્ર ભાગનો અકાળે દેહ ત્યાગ થયો હતો સૂર્જમલના બીજા પુત્ર ઉદોને અગીયાર પુત્રો થયા, તેઓનાથી ઉદાવત સામંત સંપ્રદાય ચાલ્યો. તેઓ મારવાડ અને મેવારમાં અનેક ભૂમિ સંપતિ પામ્યા. ત્રીજા પુત્ર

શાગે એક સ્વતંત્ર જનપદ સ્થાપ્યો, તેનું નામ ખુરવો, એ શાગના વંશધરો શાગાવત નામે વિખ્યાત થયા. ચોથા પુત્ર પ્રયાગ થકી પ્રયેગ્ગિાત ગોત્ર થયું. પાંચમો પુત્ર વિરામદેવ, તેનો નરૂ નામનો એક પુત્ર હતો. તે નરૂ મારવાડમાં દેવતારૂપે ગણાયછે. સુજેત નામના સ્થળે તે એક પ્રતિમૂર્તિ હાલ પૂજા પામે છે. નરૂના વંશધરો નરાવત નામે પ્રસિદ્ધ થયા, તેઓની એક શાખા હારાવતીના અંદરના પાંચ પહાડમાં જેવામાં આવે છે.

રાઠોડ વીર સૂરજમલ્લ સં. ૧૫૭૨ (ઈ. સ. ૧૫૧૬) માં ભાદ્રપદ માસે પરલોકવાસી થયો. તેનો પોત્ર ગાંગ મારવાડના સિંહાસને બેઠો. ગાંગનો બીજો કાકો શાગ તેનો ઘોર પ્રતિદ્વંદ્વી થઇ ઉભો રહયો. શાગે પોતાના પિતાને ઉપયુક્ત ઉત્તરાધિકારી માની રાજાના પદની ઘોષણા કરી તે ગાંગને સિંહાસન ભ્રષ્ટ કરવા એક ઉપયુક્ત સહાય શોધવા લાગ્યો, દિલ્લીશ્વર ઇબ્રાહીમનો સર્વ નાશ કરનાર લોદી વંશીય દોલતખાં રાઠોડના હાથમાંથી નાગોર લઇ લઇ સુખથી દિવસ કહાઢતો હતો. સ્વાર્થાંધ થવાથી લોકનું હિતાહિત જ્ઞાન ચાલ્યું જાય છે, તે લોક ખરા પશુ જેવો થઈ પડે છે, આજ સ્વાર્થપર શાગના પક્ષમાં તે ઘટયું. જે દોલતખાંએ, તેના પૂર્વજો પાંસેથી નાગોર પ્રદેશ લઇ લીધો હતો. આજ શાગે તે દોલતખાં પાસે માંગી. સ્વજાતિ દ્રોહી કાપુરૂષથી ભારતવર્ષનો સર્વ નાશ થયો.

સ્વદેશ વૈરી સ્વાર્થાંધ શાગની દુર્વૃત્તિથી મારવાડમાં એક વિષમ અંતર્વિપ્લવ ઘટયો. તે અંતર્વિગ્રહમાં ગુંથાઇ મહારાજ ચોધની સંતતિ આજ એક બીજાનું શોણીતપાન કરવાને તૈયાર થઈ. મારવાડના વીર રજપુતો આજ બે દળમાં વિભકત થઇ ગયા. તે બન્ને દળો રાઠોડ રાજકુમારોના વાવટા નીચે આવી ઉભા. દોલતખાં તેઓનો મધ્યસ્થ થઇ વિવાદભંજન કરવાની ચેષ્ટા કરવા લાગ્યો. અને તેણે મારવાડનું રાજ્ય બે પ્રતિદ્વંદ્વિના બે ભાગમાં આપી દેવાચાહ્યું. પણ તેજસ્વી ગાંગે તેની તર્ક સાથે દરખ્વાસ્ત અગ્રાહ્ય કરી. તે પોતાના ખડગની મદદે પોતાના અદષ્ટની પરિક્ષા કરવાનું બોલ્યો. સારા ભાગ્યે મરૂસ્થળીના શ્રેષ્ટ વીરો તરફથી તેની સહાયતા હતી. ટુંકામાં તે પ્રચંડ ગૃહયુધ્ધમાં સંપૂર્ણ જય મેળવી શકયો. તેનો ઘોર પ્રતિદ્વંદ્વિ શાગ યુધ્ધસ્થળે પડયો અને લોદી દોલતખાં ઘોર રીતે અપમાનીત થઇ યુધ્ધસ્થળથી પલાયન કરી ગયો.

ગાંગે વિવાદ વીના નિષ્કંટક થઈ બાર વર્ષ રાજ્ય કર્યું. એ સમયે. વીરવર બાબરના રણતૂર્ય નાદે ભારતવર્ષની ભૂમિ કંપિત થઈ તે ભયંકર કંપન સાથે દિલ્લીના સમ્રાટ ઈબ્રાહિમ લોદીનું સિંહાસન કંપી ઉઠયું. તેનો રાજમુકુટ સ્ખલિત થઇ ભૂમિ ઉપર પડયો. એ આકસ્મિક તોફાનથી આખો હીંદુ સમાજ મોટી

નાગરનો કીલ્લો કરવા અને કોટ કરવા તેણે ૨૪૦૦૦૦ રૂપિયા ખરચ્યાં.

શાંતિની પુષ્પમય શય્યા ઉપર શયન કરી રાઠોડ વીર મહાદેવે નિર્વિવાદે દશવર્ષ રાજ્યભોગ કર્યો. ત્યાર પછી આત્મરક્ષાર્થે તે વિષમ ઉદ્વિગ્ન થયો. વીરકેસરી બાબરે તે સમયે દેહ ત્યાગ કર્યો. તેના પુત્ર હુમાયુનને શેરશાહે, તેના પિતૃ સિંહાસન ઉપરથી ઉઠાડી મુકયો, હુમાયુન પોતાના રક્ષણ માટે દૂર દેશમાં પલાયન કરી ગયો. નિઃસહાય હુમાયુને રાઠોડ રાજા માલદેવની મદદ માગી, પણ માલદેવે તેના મુખ તરફ જોયું નહિ. ખરેખર માલદેવે બીલકુલ નિષ્ઠુરતા વાપરી, માલદેવે હુમાયુન તરફ અસદવ્યવહાર કર્યો. તેનું કારણ છે. ગયા વીયાનાના ભયંકર યુદ્ધમાં માલદેવનો પુત્ર ગયમલ, બાબરના હસ્તે હણાયો. તે દારૂણ પુત્ર શોક માલદેવ વિસરી ગયો નહોતો, એ ભયંકર શોકાનળ બાબરના શોણિતપાત ઓલવવા તેણે સંકલ્પ કર્યો હતો પણ તેનો સંકલ્પ સિદ્ધ થયો નહિ. બાબર આ દુનીયા છોડી ચાલ્યો ગયો. બાબરના નામે માલદેવ હજારો અભિશાપ આપતો હતે. હુમાયુન બાબરનો પુત્ર હુમાયુન વિપન્ન હોય કે સંપન્ન હોય પણ માલદેવની, તેને મદદ કરવા વાસના નહોતી, હુમાયુન આશ્રયાર્થી હોઈ માલદેવની પાસે આવ્યો. માલદેવની શોકાગ્નિ તેને જોઇ પ્રજ્વલિત થયો. તેણે હુમાયુનને ધિક્કારની નજરે જોયો. અતિથિસત્કારના એવી રીતના ઘોર વ્યભિચારથી માલદેવે જે પાપનો સંચય કર્યો હતો, તે પાપના સંચયમાંથી તેની નિષ્કૃત્તિ થઇ નહિ. નિજબળમદે મત્ત થઇ તેણે એક ક્ષણ વિચાર કરી જોયું નહિ, જે હુમાયુન વિપદમાંથી નિસરી ભારતવર્ષનું સાર્વભૌમ આધિપત્ય મેળવશે અને તેનોજ મોટો પુત્ર અકબર થોડા દિવસમાં ઉચું માથું કરી તે અસદવ્યવહારનો તેને સારો બદલો આપશે. અકબર, હુમાયુનની એ દુઃખનિશાનું ધ્રુવનક્ષત્ર, હુમાયુનના ભગ્નહૃદયની એક સાંત્વનાની ચીજ. સંપદના સુખાલિંગને સુપ્ત થઇ માલદેવે એકવાર સ્વપ્નમાં પણ જોયુ નહિ જે તે અકબરના હાથમાં એક દિન રાઠોડ રજપુતનુ અદૃષ્ટ ચક્ર સોંપાશે, તેના મહત્વ અને ઉદારત્વના ગુણે એકવાર તે માલદેવનો વંશધર "રાજ રાજેશ્વર" નામ નાઈલિકાબ વડે અકબરથી ભૂષિત થાશે

આશ્રયાર્થી હુમાયુન તરફ એવો અસદવ્યવહાર ચલાવવાથી માલદેવ કોઈ જાતનો ઉપાકાર પામ્યો નહિ. પણ તેથી તે એકઘોર વિપદમા આવી પડયો. હુમાયનનો પ્રચંડ પ્રતિદ્વંદ્વિ શેરશાહે, એ બાબતમા માલદેવની અવસ્થાથી વાકેફ થઇ તેને વિનંતી કરવાની ઇચ્છા કરી. શેરશાહ માલદેવનો પ્રતાપ જોઈ શંકિત થતો હતો.

જ્યારે રાઠોડ રાજના પરાક્રમ અને પ્રતાપનું વિવરણ તે સાંભળતો ત્યારે તેના હૃદયમાં મોટી ચિંતાનો ઉદય થાતો. જે ફીકરમાં રહેતો, જે દિલ્લીના રાજ્ય પાસે

માલદેવ જેવો પ્રતાપશાળી રાજા છે ત્યાંસુધી તે નિષ્કંટક રાજ્ય કરી શકશે નહિ, એ વિષમચી ચિંતાના વિષમ દશને નિરંતર પીડિત થઇ શેરશાહ માલદેવને પરાસ્ત કરવા વિચારવા લાગ્યો, તે વિચાર સફળ કરવા માટે તેણે એંશી હજાર સૈનિકોને લઇ મારવાડ ઉપર હુમલો કર્યો, માલદેવનો વિચાર તેના વિરૂધ્ધે ઉતરવાનો પહેલાથી હતો. માલદેવે પહેલા તો તેને કોઇ પણ જાતનો પ્રતિરોધ કર્યો નહિ યવનસેના કોઇ પણ પ્રતિરોધ શિવાય મારવાડમા પેઠી ત્યારે રાઠોડ રાજ માલદેવે યવનસેનાનો પ્રતિરોધ કરવા પચાશ હજાર રજપુત સૈનિકો એકઠા કર્યા. પચાશ હજાર રાઠોડ વીરોની તલવાર આજ એકઠી થઇ જે દેશવૈરી યવનોને કતલ કરી દેવા તત્પર થઇ પણ રણ વિશારદ માલદેવ ગિપ્રકારિતનો વશવર્તી થયો નહીં પણ તે અત્યંત પરિણામ દર્શિતાથી અને સતર્કતાથી યુદ્ધ સેના ચલાવવા લાગ્યો. તેના એ યુદ્ધાયોજનનુ સુંદર કૌશલ જોઇ શેરશાહ ભય પામ્યો. તેણે પોતાની સેનાને પ્રાચીરથી વેષ્ટિત કરી તે પ્રાચીરવેષ્ટિત છાવણીમા બેશીને જુદી જુદી જાતની ચિંતા કરવા લાગ્યો. તેણે વિચાર્યું જે રજપુતના તરફથી તેનો પરાજય થાય તો રણસ્થળમાથી નાશી જવાનો કોઇ પણ ઉપાય નથી. તેમ થવાથી નિશ્ચય રણસ્થળે પ્રાણ ત્યાગ થાય રજપુતો પ્રતિદિન ભીષણ મૂર્તિ ધારણ કરત ગયા તેથી શેરશાહના હૃદયમા વિષમ ચિંતા થઇ. એ રીતે એક માસ ગુજરી ગયો રજપુતો અને યવનો પરસ્પરના સામે છાવણી રાખી રહ્યા યુદ્ધ વિના એક માસ નીકળી ગયો. ક્રમે યવનરાજનુ સંકટ વધ્યુ પણ તેથી તે મૂઢ થઇ ગયો નહિ તર્ક વિતર્ક કર્યા પછી આખરે તેણે પોતાની અભીષ્ટ સિદ્ધિ માટે એક દૃઢ ઉપાય શોધી કહાડયો. શેરશાહ રજપુતોને સારી રીતે જાણતો હતો. તે જાણતો હતો જે રજપુતોનુ હૃદય અલ્પાઘાતે આહત થાય છે અલ્પ ચેષ્ટાએ બીજી દિશાએ નમી જાય છે એ ધારણાથી તેણે રાઠોડ સેનામા અવિશ્વાસ અને અનૈક્ય કરી દેવા પ્રતિજ્ઞા કરી, એક પત્ર લખી માલદેવની છાવણીમા તે નાખી દેવા તેણે મુકરર કર્યું, એવા ભાવને તે પત્ર લખ્યો જે, જે વાચવાથી રજપુત સરદારો તરફ માલદેવનો અવિશ્વાસ થઇ જાય પત્ર લખી યવનરાજે વિચાર્યું જે, શીરીને તે માલદેવના મ[illegible] મુખે ન ખાય, યુદ્ધ યોજના [illegible] માટે સ્થાપિત રહ્યુ ત્યારે શેરશાહે માલદેવની પાસે એક દૂત મોકલ્યો દૂત, કાશળ ક્રમે તે મા[illegible]લદેવના હાથમા નાખ્યો, અને તે નિરાપદ થઇ શેરશાહની પાસે આવ્યો તે બનાવનો પત્ર માલદેવના હાથમા આવ્યો કૌતુહલાક્રાંત થઇ તેણે તે પત્ર આદ્યોપાંત વાચ્યો. તેનુ માથુ ઘુર્ણિત થયુ હૃદયતાડિત વેગે કંપી ઉઠયુ, તેણે ચાર દિશામા અંધકાર જોયુ જે સરદારો ઉપર વિશ્વાસ રાખી તે દારૂણકાર્ય [illegible]ના ઉતર્યો તે સરદારો શુ વિશ્વાસઘાતક! તે સરદાર તેનો સર્વ નાશ કરવા દુરાચારી યવન સાથે મળી ગયા તે વાત શુ સાચી? માલદેવના મનમા વિષમ સંદેહ થયો. સઘળા સરદારો વિશ્વાસઘાતક છે, એમ તેના જાણવામા આવ્યુ. સઘળા

સરદારો યવન સાથે મળી ગયા છે. એમ તેણે નિશ્ચય કર્યું. સઘળા સરદારોનો સઘળો ઉદ્યમ અને અધ્યવસાય પ્રતારણાના રૂપે નીવડયો, એમતેણે વિચાર્યું. રાઠોડ વીર વિષમ રીતે સંદેહમાં આવી પડયો.

જોતા જોતામાં યુદ્ધ કરવાને મુકરર થયેલો દિવસ પાસે આવી ગયો. માલદેવના વિષાદ ગંભીર વદનને જડ અને નિષ્પંદ પ્રકૃતિને અને ઉદાસ ભાવ ભંગીને જોઇ રાઠોડ વીરો વિષમ ચિંતામાં પડયા. યુદ્ધનો સમય પાસે આવ્યો તેઓએ માલદેવની અનુમતિ ચાહી. પણ માલદેવે અનુમતિ આપી નહિ. દારૂણ વિસ્મયે અને સંદેહે રાઠોડ રજપુતોના હૃદય આહ્લાદિત થયાં. શત્રુઓ ઘરના આંગણામાં આવી તોફાન કરતા હતા, તે જોઈ તે વીરોનાં હૃદય ઠેકાણે રહે ખરાં! તેઓ જયાં સુધી જીવિત હોય ત્યાં સુધી યવનો, રાઠોડ વંશની સંમાન મર્યાદા પદ દળિત કરે ખરા! માલદેવ શું રાઠોડ રજપુત નહિ ? તેણે શું વીર કેસરી ચોધરાવના કુળમાં જન્મ લીધો નથી ! જ્યાં સુધી દેહમાં પ્રાણ છે! જ્યાંસુધી બાહુમાં બળ છે ત્યાં સુધી તે શત્રુઓને શા માટે ઉપેક્ષા કરે છે! તેનું કારણ શું ! વીર્યવાળા રાઠોડો, રાજાના ઓદાસીન્યનું કારણ જાણી શકયા અને સમજી શકયા. તેઓ પોતપોતાનું સેનાદળ લઇ યવનો ઉપર પડયા. બાર હજાર રજપુતોએ, દેવવૈરી યવનના કરાળ ગ્રાસમાંથી સ્વદેશનો ઉદ્ધાર કરવા યવન સેના ઉપર હુમલો કર્યો. સામાન્ય પરિખા અને કોટ તેઓની ગતી રોકવાને અસમર્થ થઇ. તેઓ, દળે દળે યવન સેના ઉપર પડી તેને દલિત અને વિત્રાસિત કરવા લાગ્યા. એ રીતે યવન રાજનું અનેક સૈન્ય રજપુતોની તીક્ષ્ણ તલવારના સંમુખે વિતાડિત, ... સૈન્ય પડયું કે તેના ઠેકાણે બીજું સૈન્ય આવી ઉભું રહ્યું. ટુંકામાં યંનમાં ... થતો ક્ષય જોવામાં આવ્યો નહિ. પ્રધાન પ્રધાન રાઠોડો તે યુદ્ધમાં રણ સ્થળે પડવા લાગ્યા. છેવટે રાઠોડનું બળ કમ થઇ ગયું. રાઠોડ સેના ઉન્મૂળિત થવાનો ઉપક્રમ થઇ પડયો. રાઠોડ સદારોનો એ આત્મત્યાગ જોઇ માલદેવના નેત્રો ઉઘડી ગયાં. તે સમજ્યોકે તે પ્રતાહિત થયો. પણ અસમયે તેને સમજણ આવી. અસમયે કુંભકર્ણની નીંદ્રાનો ભંગ થયો. આજ માલદેવનો અનીવાર્ય. રાઠોડ સેના ઘણી ખરી ઉન્મૂળિત થઇ. યવન સેના, તે સમયે અક્ષત દેહે લડવા લાગી. રાઠોડ રજપુતોના જયની સંભાવના રહી નહિ. જોતા જોતામાં હીંદુ મુસલમાન વચ્ચે યુદ્ધ ભયંકર થઇ પડયું બાકીના રાઠોડ વીરો વીરતા બતાવી રણસ્થળે પડવા લાગ્યા. માલદેવ સંપૂર્ણ રીતે પરાજય પામ્યો. તે નિશ્ચય કરી સમજ્યો જે પોતાની દુર્બુદ્ધિના દોષેજ તેનો સંપૂર્ણ પરાજય થયો. સરદારોની કઠોર ભર્ત્સનાથી તેનું હૃદય અનુતાપિત અને પિડિત થઇ ગયું. જો તે સરદારોનો એવી રીતનો અવિશ્વાસ ન કરત તો પાઠાણસિંહ શેરશાહની

સરદારો યવનશ્રમણિ વીર કેસરી પ્રતાપસિંહ વિના ઘણું કરી સઘળા અવનત મસ્તકે ઉદ્યમ અને ર્યા, અનેક રજપુતો, ષોડષોપચારે તેની પૂજા કરવા લાગ્યા. રાઠોડરાજ વિષમદેવ પણ તે સંક્રામક રોગથી ઘેરાઇ અકબરની અર્ચના કરવા લાગ્યો, તેણે સ્વેચ્છાપૂર્વક અકબર પાસે મસ્તક નમાવ્યું નહોતું, ઘટના સ્રોતના ઘોર આવર્તમાં પડી તેને તે નમવાનું અપમાન સહેવું પડયું. સં. ૧૬૨૫ (ઇ. સ. ૧૫૬૯) માં માલદેવે, જુદી જુદી જાતની ભેટ આપી. પોતાના બીજા પુત્ર ચંદ્રસેનને અકબર પાસે મોકલ્યો. મોગલ સમ્રાટ તે સમયે અજમીરમાં રહેતો હતો. ખુદ માલવદેવે તેની મુલાકાત ન લીધી તેના માટે અકબર બહુ અસંતુષ્ટ હતો. તે અસંતોષના લીધે તેણે રજપુતોનું આધિપત્ય વીકાનેરના રાયસિંહને સોપ્યું.

ચંદ્રસેન ગર્લિત માલદેવનો ઉપયુક્ત પુત્ર. પિતાની આજ્ઞાથી તે અકબરની છાવણીમાં આવ્યો. ખરો, પણ અકબર પાસે આવવાનું મન નહોતું, જન્મભૂમિની સ્વાધીનતાને અને રાઠોડના કુળના માન સંભ્રમને તે પોતાના પ્રાણ થકી, અધિક પ્રીય ગણતો હતો. તે પોતાના પ્રાણના બદલામાં તે સ્વાધીનતા અને માન સંભ્રમ અખંડ રાખવા વાસના રાખતો હતો. તેનો મોટો ભાઈ ઉદયસિંહ આત્મમર્યાદા ઉપર જલાંજલિ આપી, સ્વાધીનતાની સુવર્ણ પ્રતિમાને પોતાના હાથમાંથી ફેંકી દઇ અકબરનો પદાનત થયો. તેજસ્વી ચંદ્રસેન તેને મોટોભાઈ કહેવા તેને સ્વીકાર કરતો નહિ. ઉદયસિંહનો રાજ્યાભિષેક થાશે તો રજપુતનો સંભ્રમ વીગેરે અવ્યાહત નહિ રહે, એમ જાણી તેણે તેને રાજસિંહાસને બેસવા દીધો નહિ, અનેક તેજસ્વી વીર્યવાળા સામંતો તેના વિપક્ષમાં હતા. રાજધાનીમાંથી ચંદ્રસેન નિતાડિત થયો. ત્યાર પછી તે કેટલાક વિશ્વસ્ત રજપુતો સાથે મારવાડના પશ્ચિમ પ્રાંતમાં રહેલાં શિવાનો નામના સ્થળે ગયો. અને ત્યાં કઠોર ઉદ્યમ અધ્યવસાય કરી સ્વાધીનતાનું રક્ષણ કરવા લાગ્યો.

રાઠોડ વીર ચંદ્રસેન રાજધાનીમાંથી નિતાડીત થયો, પણ તેથી તેણે પોતાનું મત્વ છોડયું નહોતું. તેના મનમાં દૃઢ ધારણા હતી જે મારવાડનું સિંહાસન તેને મળે તો યવન વિરૂધ્ધે ઉપડી રજપુતોનાં માન રાખે, જીવનતોષિણી આશાની મોહિની મૂર્તિને વશ થઈ તેણે તે ધારણા છોડી દીધી નહિ, એ ધારણાથી તે પિતૃ સિંહાસન લેવા કૃત સંકલ્પ થયો. તેના મદદગાર કમ હતા, મદદનો બીજો સામાન થોડો હતો. તેનું સેનાબળ મુષ્ટિમેય હતું. ઉદયસિંહની મદદ મોટી અને વધારે હતી. વિશેષે કરી પોતે માલદેવ તેનો પુષ્ટ પોષક, તોપણ તેજસ્વી ચંદ્રસેને પોતાની આશા છોડી નહિ, તે દૂર શીવાનોમાં રહી કેટલાક માત્ર સહચરો સાથે ક્રમાનત સતર વર્ષમાં ઉદયસિંહના વિરૂધ્ધે કાર્યક્ષેત્રમાં ઉતર્યો. તે પોતાની અભીષ્ટસિદ્ધિ, ઘણી ખરી સિદ્ધ કરી શકયો. તેના બેહદ ગુણ રાશિથી વિમોહિત થઇ અનેક રજપુતો તેની મદદે

ઉતર્યા ક્રમે સઘળી રજપુત સમિતિએ પક્ષમા બે ભાગે વહેચાઇ પ્રચડ યવનના ક્રમણમાથી સ્વદેશોદ્ધાર માટે યવનો સાથે વીરતા સહિત લડતો ચદ્રસેન યુદ્ધસ્થળે પડયો ચદ્રસેનના ઉગ્રસેન, ઐશકર્ણ અને રાયસિહ નામના ત્રણ પુત્ર હતા રાયસિહ, શીરોઈના પ્રસિદ્ધ વીર રાવ સૂરતાન સાથે એક ભીષણ દદ્ધ યુદ્ધમા પ્રવૃત્ત થયો, તે યુદ્ધમા તે જય મેળવી શકયો નહિ, રાવ સુરતાને તેને અને તેના ચોવીશ સરદારોને દત્તાની નામના સ્થળે મારી નાખ્યા

રાઠોડ રાજ માલદેવનુ છેલ્લુ જીવન એ પ્રમાણે સર્વથી પીડીત થયુ તેમાથી તેણે નિવૃતિ મેળવી નહિ, તે ઉપરાત વળી પોતાના નગરના રક્ષણ માટે તેને તલવાર ધારણ કરવી પડી સમ્રાટ અકબરે યોધપુર ઉપર હલ્લો કર્યો, માલદેવ કાપુરૂષ નહોતો જે વિવાદવિના રાજધાનીને તે યવનના કરમા સોપી દે મોગલસેનાએ નગરને ઘેરો ઘાલ્યો, માલદેવે આત્મરક્ષણાર્થે પુષ્કળ ચેષ્ટા કરી પણ તેની સઘળી ચેષ્ટા વિફળ ગઈ, મોગલના અનતસેનાદલ પાસે તે આત્મ રક્ષણ કરી શકયો નહિ, માલદેવે અમ્બરની વશ્યકતા સ્વીકારી, તેણે પોતાના પુત્ર ઉદયસિહને સમ્રાટ પાસે મોકલ્યો, વિજયી અકબર રજપુતના પુજોપચારે સતુષ્ટ થયો, ઉદયસિહને એક સહસ્ત્ર સેનાના અધિપતિના હુદ્દા ઉપર નીમ્યો

યવન ચરણમા નમવાથી માલદેવના શરીરને આઘાત લાગ્યો, તે આઘાત કારી હોઇને તેને તે વિદારૂણ પીડા દેવાવાળો થઈ પડયો, તે પીડાથી આલોક માથી તેને સત્વર વિદાય થવુ પડયુ તે વિદાયગી થી તે ઘોર દુખમાથી બચ્યો તેના પરલોકવાસ પછી તરતજ ઉદયસિહ, મોટા સમ્રાટ અકબર તરફથી મારવાડના સિહાસનેઅભિષિક્ત થયો ત્યારપછી ઉદયસિહે પોતાની બેનને અકબરને આપી, અકબરની વધારે પ્રસન્નતા મેળવી

માલદેવ, પોતાની પાસે બાર પુત્રને રાખી સ, ૧૬૭૧ (ઈ સ ૧૬૧૫) મા આલોકમાથી વિદાય થયો, તે બાર પુત્રના નામ રામસિહ, રાયમલ્લ, ઉદયસિહ, ચદ્રસેન, ઇશકર્ણ, ગોપાળદાસ, પૃથ્વીરાજ, રત્નસિહ, ભોજરાજ, વિક્રમજીત અને ભાણ





# ચતુર્થ અધ્યાય.

મારવાડના રાજાઓની અવસ્થાનું પરિવર્તન, ઉદયસિંહનો અભિષેક, અતિત ઐતિહાસિક વિવરણ, મારવાડના ઇતિવૃતમાં ત્રણ પ્રધાન પુત્રની અવતારણા, યોધરાવની પ્રતિષ્ટિત સામંતપ્રથા, રાજપુતાનાના પક્ષમાં ઉદયસિંહ નામની અહિતકારિતા, અકબરના હાથમાં પોતાની બેન યોધબાઇને ઉદયસિંહે આપી તેનુ વૃત્તાંત, રાઠોડ સમાજમાં તે વિવાહનું ફળાફળ, રાઠોડ રાજકુમારની શૈશવકાળની શિક્ષા, ઉદયસિંહની વિપ્રકુમારી હરણમાં ચેષ્ટા, અભિતપ્ત બ્રાહ્મણનો ભયંકર હોમ, બ્રહ્મ શ્રાપે ઉદયસિંહનું મરણ, ઉદયસિંહનાં સંતાનો.



જે દિવસે રાઠોડ વીર માલદેવે આલોકમાંથી વિદાય ગીરી લીધી. તે દિવસે રાઠોડ રજપુતોનો ભાગ્યતરંગ બીજી દિશાએ પ્રવાહિત થયો તે દિવસે મારવાડમાં એક નૂતન યુગની અવતારણા થઈ. તેની સાથે રાઠોડ સામંતોની અવસ્થા ઘણા દરજ્જે બદલાઈ ગઇ. એટલા દિવસ સુધી તેઓની વાસના શિવજીના વંશધરોની ઇચ્છા ઉપર નિર્ભય કરતી હતી. એટલા દિવસ સુધી, જેને તેઓ મારવાડનો સાર્વભૌમ અધિપતિ ગણતા હતા આજ ભાગ્યદોશે તે અધિપતિ ઉપર એક અધિપતિને તેઓએ જોયો. આજ રાઠોડ રાજ્યના શિર ઉપર મોગલનો વાવટો તેઓએ ફરકતો જોયો, આજ તે રાઠોડો મહા પુરૂપ શિવજીના વંશવરો નહિ એમ લ..ુ. તે રાઠોડોમાં, વીર કેસરી યોધની સબસાધનાનું ફળ નહિ એમ જોવામાં આવ્યું,

ખડ્ગની મદદે મારવાડનું જે આધિપત્ય તેઓએ મેળવ્યુ હતું તે મારવાડના નિકાનને, તેના ખગ વાસ્તને ભોગવવાને પરની અનુમતિ લેવી પડી મારવાડમા આ નૂતન યુગની અવતારણા થઇ રાઠોડ કુળનો ભાગ્યતરંગ વિપરીત દિશાએ પ્રવાહિત થયો એક કાળના સ્વતંત્ર રાઠોડો આજ યવનના શૃંખલિત દાસ થયા એક વખતનો ઉન્નત મારવાડ પ્રદેશ આજ અધઃપતિત, આજ રાઠોડ રજપૂતો દિનવેશે હતા, મારવાડના ભાવિ ઉત્તરાધિકારીઓ પોતપોતાની સેના લઇ એક ગીતના હૃદયશોણિત પીવા ચાલ્યા એ સમયે સમ્રાટની ઇચ્છાનાઅનુસારે તેઓનુ અદૃષ્ટ ચક્ર પરિચાલિત થયુ સમ્રાટે, તેઓના ચરિત પ્રમાણે રાજ સન્માન આપ્યુ, તેઓ નીચ અને જઘન્ય પરિચર્યા કરી પદોન્નતિ મેળવવા ચાહવા લાગ્યા, તેઓ ક્રીતદાસની જેમ સમ્રાટના, પરંતુ ટેલન કરી આબાદી ઇચ્છવા લાગ્યા, ઉદયસિંહને મનસબ પદ મળ્યુ પણ ત્યાર પછી તેના વંશધરો ઉન્નત કરવામા આવ્યા નહિ, રજપુતો સ્વભાવથી તેજસ્વી. વિશેષ કરી રાઠોડ રજપુતો તેજસ્વીતા અને ઔદ્ધત્યમા પુષ્કળ પ્રબળ, અદૃષ્ટ દેવના કઠોર વિધાનના અનુસારે તેઓ સ્વાધીનતાથી વિચ્યુત થયા ખરા, પણ તેથી કરી તેઓએ પોતાની સ્વાભાવિક તેજસ્વિતા ખોઇ દીધી નહિ એ પ્રકૃષ્ટ ગુણના પ્રભાવે, તેઓ સઘળા સામંતોમા સમ્રાટની જમણી ભુજા થઇ પડ્યા એટલી સ્વાભિમાનથીવી તેઓએ પરતંત્રાની બેડી પોતાના ચરણમા નાખી

રાઠોડરાજ માલદેવ સંવત્ ૧૬૨૫મા પરલોક વાસી થયો તેણે પોતાના મોટા પુત્ર ઉદયસિંહને ઉત્તરાધિકારી સ્થાપ્યો હતો પણ બહુ લોકોથી માલુમ પડે છે જે જ્યા સુધી ચંદ્રસેન જીવતો રહ્યો ત્યા સુધી કોઇએ તેને ખરો વારસ ગણ્યો નહિ ઉદયસિંહે, કાપુરુષોચિત કામ કરી, પોતાની બેનને દિલ્હી સ્વામીના કરમા આપી, જેથી કરી મારવાડની બાબત મરુમી પુષ્કળ નારાજ થઇ, રાઠોડ વીર શિવજીના કનોજ રાજ્યના પરિત્યાગ સમયથી તે માલદેવના મૃત્યુ સમય સુધીના સમય સુધી મારવાડના ઇતિવૃત્તમા ત્રણ યુગની ગણના થઇ

૧ લો શિવજીના સમયમા ઇ સ ૧૨૧૨ ના વિવરણનુ આવવુ થયુ ત્યાંથી ચંડે કરેલ મુંદરજય (ઇ સ ૧૩૦૧) સુધીનો પહેલો યુગ

૨ જે મુંદરજયથી તે જોધપુરની સ્થાપના સુધીનો (ઇ સ ૧૪૫૮) બીજો યુગ

૩ જે જોધપુરની સ્થાપનાથી તે ઉદયસિંહના રાજ્યાભિષેક કાળ પર્યંતનો (ઇ સ ૧૫૮૪) ત્રીજો યુગ

એ ચાર સિકાના વર્ષોમા રાઠોડ કુળનો ભાગ્યતરંગ કઇ કઇ દિશાએ પ્રવાહિત થયો તેની સમાલોચના આપવી ઘણી યુક્ત છે પ્રાચીન ભોર્નેયા

વાનેથી મરૂ ભૂમિનો પશ્ચિમ ભાગ જીતાયો. તેટલા સમયમા ઉપરના બે યુગ વહી ગયા જે સમયે, તેઓ, પોતાના સકીર્ણ પ્રદેશને લઈ પરિતૃપ્ત હતા છેવટે ચોહાણના અધ પાત ઉપર મડે સુદર નગર લીધુ તે સમયે લુણી નદીના બન્ને તીરની ભૂમિ ગણમદ્દ અને યોધના પુત્રો ભોગવતા હતા ત્યારપછી યોધપુરની સ્થાપના તેથી પુરાતન નગરના ત્યાગ થયો રાજપીઠ યોધપુરમા સ્થપાયુ, રાજ પુતો સ્વભાવથી સ્થિતિ શીખવાના અનુરાગી તેઓ એકદમ રાજધાની ફેરવવા ખુશી નહોતા યોધે સ્વનામે યોધપુરની પ્રતિષ્ઠા કરી રહોડકુળનો અભ્યુત હીન શાસન વિધિ બદલાયો મારવાડમા એક નવા યુગની અવતરણા થઇ યોધના ત્રેવીશ ભાઇઓ યોધરાવ જાણતો હતો જે શિવજીના વશમા તેજ પ્રધાન અને પ્રતિષ્ઠાવાન્ રાજા છે પોતાની ઊંચી પ્રતિપત્તીનો વિષય વિચારી તે મનમા ગર્વિત હતો ગર્વનેસવર્તિ અને પ્રયોજનનો અનુમાહડ થઈ તેણે સામત પ્રથામા નવી રીત દાખલ કરવા સકલ્પ કર્યો પોતાના પિતા રણમલના ચોવીશ પુત્રોની અને પોતાના બાદ પુત્રોની હકીકત મનમા લઈ તેને ચિતાનો ઉદય થયો કે એ સઘળા ભાઇઓની અને પુત્રોની સતાન અને સતતિ બહુ વિસ્તારવાળી થઇ પડશે પ્રયોજનના વશવર્તી થઇ તેઓમાથી કેટલાક ઉપસામત થાશે એવી અવસ્થામા ભૂમિ સપતિના માટે મોટા વિવાદ ઉઠશે એટલેકે તેઓનામા કોઇ રીતનો વિવાદ ન થાય એવો ઉપયુક્ત બદોબસ્ત કરવો મજાવાર અને યુક્ત [illegible] તેણે તે બાબતનો પૂર્ણ વિચાર કરી પ્રત્યેક ઉપસામતની ભૂમિ સપતિની સખ્યા અને વિસ્તૃતિ મુકરર કરી તેના પહેલા બાઇ કુડવે જીગીષાવૃત્તિથી પ્રણોદિત થઈ વીકાનેરમા સ્વાધીન રાજ્ય સ્થાપ્યુ ત્યા તેના વશધરો કુડલોટ નામે પ્રસિદ્ધ થયા

ઉદયસિહના અભિષેક સબધે ભિન્ન ભિન્ન ભટ્ટ ગ્રથોમા ભિન્ન ભિન્ન મત-વાદ છે કેટલાક કહે છે જે રાજા માલદેવના મૃત્યુ પછી તરતજ સવત્ ૧૫૭૫ (ઇ સ ૧૫૧૮)મા તે મારવાડના રાજ સિહાસને બેઠો કેટલાક કહે છે જે શિવા નોરના યુદ્ધક્ષેત્રમા ચદ્રસેનના મરણ પછી સવત્ ૧૬૪૦ (ઈ સ ૧૫૮૪)મા તે પિતૃ સિહાસને બેઠો તે બન્ને મતમા કયો મત અજ્ઞાત અને સત્ય છે તેનુ નિરાકરણ કરવા આપણે અસમર્થ

રાજસ્થાનમા ઉદય નામે એક મહા અનર્થકર શક્તિ જોવામા આવે છે આશ્ચર્યનો વિષય એછે જે, જે ઉદય નામ ધારણ કરી, હરકોઈ સિહાસને બેઠો, તે ઉદયથી તે સિહાસનવાળા પ્રદેશનુ અશેષ અનિષ્ટ થયેલુ જોવામા આવે છે શિશોદીય ઉદયસિહની કાપુરૂષતાના લીધે મેવાડનુ અનિષ્ટ થયુ તે આપણે મેવા ડના ઇતિહાસમા વર્ણવી ગયા રાવ ઉદયસિહ ગર્વિત રહોડ કુળનો અનુપયુક્ત

ભૂપતિ. તેજસ્વી ચોધરાવનો અયોગ્ય વંશધર. અદૃષ્ટના કઠોર અનુશાસનથી તે પિતૃ પુરૂષોની સ્વાધીનતાથી વિચ્યુત થયો ખરો પણ તેણે એક ક્ષણના માટે, તે સ્વાધીનતા રૂપી સ્વર્ગીય રત્નને મેળવવા ચેષ્ટા કરી નહિ. પણ તેણે પરાધીનતા શૃંખલા હસ્તમાં લઇ તે દૃઢ રીતે પોતાના ચરણમાં જડી દીધી. તે સ્વભાવથી વિલાસપ્રિય અને સુખાભ્યસ્ત-કઠોરતા, તેજસ્વીતા, અને સહિષ્ણુતા રજપુતના બે ગુણ છે. તે બન્ને ગુણોમાંથી એક ગુણ પણ ઉદયસિંહમાં નહોતો. ખરેખર અકબર તેના ઉપર તાબેદાર સામંતની દૃષ્ટિએ જોતો નહોતો. ખરેખર અકબરે, તેને લોહ શૃંખલાના બદલે કુસુમ શૃંખલાથી બાંધ્યો પણ તે કુસુમ શૃંખલા દાસત્વ શૃંખલામાં ગણાઇ. પ્રણુદાસને ગુરે તેટલો આદર કરે પણ દાસ તે દાસજ. વીર ચૂડામણિ પ્રતાપસિંહે અકબરના અનુરાગનો મર્મ જાણ્યો હતો તેથી તેણે મોગલ સમ્રાટના પ્રલોભનની ઉપેક્ષા કરી હતી.

ઉદયસિંહે સ્વાધીનતાનો મર્મ જાણ્યો નહિ. ઉદયસિંહે, સ્વદેશની માયા મમતા ભુલી જઇ, પોતાના વંશ સામું ન જોઇ, મોગલ સમ્રાટની પ્રસન્નતા મેળવવા, તેનું દાસત્વ સ્વિકાર્યું. મોગલ સામ્રાજ્યની સ્નિગ્ધછાયા નીચે વિશ્રામ મેળથી તેણે જે કાળે આત્મોદ્ધારના માર્ગમાં પોતાના હાથે કાંટા રોપ્યા. તે સમયે, વીર કેસરી પ્રતાપસિંહ દુ:સહ કષ્ટો સહન કરી કઠોર અત્યાચારે પીડિત થઇ સ્વદેશની અને સ્વજાતિની સ્વાધીનતા માટે માર્ગ સાફ કરતો હતો. તેજ માટે તે સિસોદીય મહાપુરૂષની પવિત્ર પ્રતિમૂર્તિ પ્રત્યેક રજપુતના હૃદયમાં પ્રતિષ્ઠિતથઇ રહી છે તે માટે પ્રત્યેક રજપુતો પ્રાતઃકાળે શય્યાનો ત્યાગ કરી તેનું પવિત્ર નામ સ્મરણ કરે છે

મોગલ સમ્રાટની પ્રસન્નતા મેળવવા, ઉદયસિંહે, કોઇ પણ કામ કરવામાં કમીના રાખી નહિ. તેણે જાતીય ગૌરવ ઉપર જલાંજલી આપી. પોતાના બેન જોધબાઈને અકબરના કરમા સોંપી. તેથી અકબરે સંતુષ્ટ થઇ એક માત્ર અજમેર સિવાય મારવાડનો સઘળો મોગલ જનપદ ઉદયસિંહને આપ્યો. તે સિવાય માળવાના અનેક જનપદો ઉદયસિંહના કબજામાં આપ્યા. રાજ મુકુટધારી મોગલ સેનાપતિનું સેના બળ લઇ ઉદયસિંહ, ગર્વિત સામંતનો દર્પ તોડી નાંખવા તૈયાર થયો. તેણે તેઓનો દર્પ તોડયો. તેણે પ્રધાન પ્રધાન સરદારોનો પક્ષચ્છેદ કર્યો. પ્રાચીન ભૂમ્યાધિકારી ભોમીયાની ભૂમિ લઇ લીધી. એ રીતથી તેના રાજ્યની ઉપજ વધી.

ઉદયસિંહનું શરીર, હૃદયવૃત્તિનું સંપૂર્ણ ઉપયોગી હતું. રજપુત લોકો તેને "મોટો રાજા" કહેતા. ક્રમે તેનું શરીર એટલું સ્થૂળ થઇ પડયું જે તેથી તે

ઘોડા ઉપર સવાર થઈ શકતો નહિ. સિંહાસન ઉપર બેઠા પછી તેણે માત્ર તેર વર્ષ રાજ્ય કર્યું. તેના મૃત્યુ સંબંધે એક વિચિત્ર ગપ્પ સાંભળવામાં આવે છે. મારવાડના સઘળા ભટ્ટ ગ્રંથોથી મળી આવે છે જે રાઠોડ રાજકુમારોને નીતિ શિક્ષા ઉત્તમ રીતે અપાતી અને તેઓ પોતપોતાના ચરિતને નૈતિક બળે ઉત્કૃષ્ટ કરી દેવામાં સત્તાવાળા થાતા. વિશ્વહત એ પારદર્શી શીક્ષકના નીચે તેઓને શિક્ષણ અપાતું હતું. રાજકુમારો, તે શિક્ષણમાં પારદર્શિતા મેળવતા હતા. બાલ્યકાળથી તેઓ ઇંદ્રિય સંયમ રાખવા શિખતા હતા. અને વીશ વર્ષ પછી સ્ત્રીનું મુખ જોતા. "સ્થૂળતનું ઉદયસિંહે નૈતિક શિક્ષણ મેળવ્યું છેકે નહિ તે બાબતમાં સંશય છે. તેની પચીશ રાણીઓ હતી. તે વાર્દ્ધકયમાં ઇંદ્રિયનો હાસ થઈ રહ્યો હતો. વૃદ્ધાવસ્થામાં પણ તેણે એક પવિત્ર હૃદય વિપ્ર કુમારી ઉપર કામકલુષિત નયન ફેંક્યાં હતાં. હાય! તેજ તેના સર્વ નાશનું કારણ.

"ખ્યાત" નામના એક ભટ્ટ ગ્રંથથી માલુમ પડે છે જે ઉદયસિંહ એક વાર સમ્રાટની સભા થકી પોતાના રાજ્યમાં આવતો હતો એટલામાં રસ્તામાં ભીલાર નામના ગામમાં એક ખુબસૂરત સ્ત્રી તેણે જોઇ, સ્ત્રીની ખુબસૂરતી જોઈ ઉદયસિંહ કામબાણે પીડીત થયો. તેણે તે મનોમોહની સ્ત્રીનો પરિચય પુછયો. પ્રશ્નના ઉત્તરમાં તેના જાણવામાં આવ્યું જે તે સ્ત્રી એક બ્રાહ્મણની પુત્રી છે. બ્રાહ્મણ કાળિકાનો ઉપાસક હતો. તે ઘોર તાંત્રિક હોઈમદ્યમાંસની સેવામાં વિશેષ આસક્ત હતો. તાંત્રિક મત્ત પ્રમાણે પંચમકાર વાપરી ઉપાસ્ય દેવતાની ઉપાસના કરતો હતો. વિપ્ર કુમારીનું ચરિત વિશુદ્ધ અને પવિત્ર હતું. કામવિમૂઢ રાઠોડ રાજે પોતાની અવસ્થા સામું જોયું નહિ. વિશાળ રાજ્યનો અધિશ્વર હોઇ તેણે તે વિપ્ર કુમારીને બળપૂર્વક હરી લઈ જવા મનમાં વિચાર્યું. દુષ્ટમતિ રાજાનો અભિસંધિ બ્રાહ્મણના કાને પડયો. તેણે જાણ્યું જે, જે રક્ષક છે તેજ ભક્ષક થયો. જેના ઉપર દુર્બળ પ્રજાનો આધાર છે તેજ પોતાના હાથે પ્રજાનો ધ્વંસ કરવા તૈયાર છે.

તે પોતાના વંશને અનંત કલંકમાંથી બચાવી દેવા, પોતાની પુત્રીને પોતાના હાથે હણવા તૈયાર થયો. તેણે એક મોટો હોમ કુંડ ખોદ્યો ત્યારપછી દૂહિતાનો વધ કરી, તેના કટકા કરી તેની સાથે પોતાનુ હૃદય માંસ મેળવી દીધું. એકદમ હોમ કુંડ સળગી ઉઠયો. જથાબંધ ઈંધણાં અને ઘૃતની આહુતિઓ અપાણી. શોકોન્મતવિપ્રે કાળિકાના ઉદ્દેશે ભયંકર હોમ કર્યો. ઉભો થઇ તેણે રાજાને અભિશ્રાપ આપ્યો, "તું હવે કદાપી શાંતિ ભોગવીશ નહિ." આજ થકી ત્રણ વર્ષ ત્રણ દિવસ અને ત્રણ પ્રહર મધ્યે મારી પ્રતિહિંસા પૂર્ણ થશે અને થાશે" આ હું આવ્યો એ અભિશ્રાપ યુક્ત

વચનો બોલી વિપ્ર અગ્નિ કુંડમા કુદી પડયો

આ વૃત્તાંતના ખબર ઉદયસિંહના કાને પહોચ્યા પ્રતિહિંસાની વિકટ પ્રકૃતિ વિચારીને તેનુ હૃદય કંપિત થયુ તે દિવસથી તે એક ક્ષણ શાંતિ ભોગવી શકયો નહિ સઘળો કાળ બ્રાહ્મણની વિકટ મૂર્તિ તે જોવા લાગ્યો સર્વદા તેના ભયંકર અભિશાપના વચનો યાદ આવવા લાગ્યા તેનુ સ્થૂળ શરીર સુકાઇ ગયુ બ્રાહ્મણે કહેલી મુદત, બે નસીબ રાઠોડ રાજ ઉદયસિંહ મૃત્યુ મુખે પડયો

તેજસ્વી માલદેવના અયોગ્ય વંશધર ઉદયસિંહ માટે હવે વધારે બોલવુ અનાવશ્યકતા ભરેલુ છે, તેના થકીજ વીર શિવજીના વંશનો અધ પાત પ્રારંભ થયો

ઉદયસિંહના સત્તર પુત્રો હતા તે સત્તર પુત્રોના ભિન્નભિન્ન વંશ એક નેકમા રાજસ્થાનમા વિસ્તાર પામી ગયા

૧ શૂરસિંહ સિંહાસને બેઠો, ૨ અખેરાજ ૩ ભગવાનદાસ બલ્લુ, ગોપાળદાસ, અને ગોવીંદદાસનો બાપ ગોવીંદાસે ગોવીંદગઢ સ્થાપ્યો ૪ નરહરદાસ ૫ શક્તસિંહ ૬ ભૂપત ૭ દલપત–મહેશદાસ, યશોવતસિંહ, પ્રતાપસિંહ, અને કનાઇરામનો પિતા ૮ જયત –હરિસિંહ અમર, કનાઇરામ, અને પ્રેમરાજનો પિતા ૯ કિશન–સ ૧૬૬૯ (ઇ સ ૧૬૧૩)મા [*] કીશનગઢ સ્થાપ્યુ તે સહસ્રમલ્લ, જગમલ્લ અને ભરમલનો પિતા ભરમલનો પુત્ર હરિસિંહ હરિસિંહનો પુત્ર રૂપસિંહ રૂપસિંહે રૂપનગર સ્થાપ્યુ ૧૦ યશોવત, તેના પુત્ર માનસિંહે માનપુર સ્થાપ્યુ ૧૨ કેશુ, પીશાનગઢ સ્થાપ્યુ

| | |
|---|---|
| ૧૧ રામદાસ<br>૧૨ પુરનમલ્લ<br>૧૩ રામદાસ<br>૧૪ મધુદાન<br>૧૫ મોહનદાસ<br>૧૬ કીરતસિંહ<br>૧૭ | તેઓનુ સપૂર્ણ વીવરણ કોઈ સ્થળથી નીકળતુ નથી |

* ન નામ મીસના ને અને રૂપનગર એ બન્ને સ્વાધીન જનપદ તે બન્ને જનપદ બીજી રાજનના સ્વતંત્ર આશ્રય હાલ તરે સુખકીર્તિ ભોગવે છે

– ઉદયસિંહને નવ પુત્રીઓ હતી



## પંચમ અધ્યાય.

---

રાજા શૂરસિંહનો રાજ્યાભિષેક, તેણે કરેલ શીરોહીના રાવ શૂરતાનનો પરાભવ, ગુજર્જર રાજના વિરૂધ્ધે તેની યુદ્ધ યાત્રા, ધુંદકયુદ્ધમાં શૂરસિંહનો જય, તેનું ધન અને સંમાન પ્રાપ્તિ, ભટ્ટોને આપેલ ધન અમર બલેચાના વિરૂધ્ધે તેની યુદ્ધ યાત્રા. નર્મદા તટે તેઓનું યુદ્ધ. અમરનો પરાજય અને-નિધન નવા નવા સંમાનની પ્રાપ્તિ, પુત્ર ગજાસંહ સાથે સમ્રાટની સભામાં રાજા શૂરસિંહનું જવું, મારવાડના ભાવી ઉત્તરાધિકારીનું સમ્રાટના હસ્તે સજ્જીતકરણ, ઝાલોર, દુર્ગોપંધન, રાણા અમરસિંહના વિરૂધ્ધે ક્ષુરમ સહિત ગજસિંહની યુદ્ધ યાત્રા. રાજા શૂરસિંહનું મૃત્યુ. નર્મદા તટે તેણે કરેલ આભિશાપિક સ્તંભસ્થાપન. યોધપુરની શોભામાં વધારો. રાજા શૂરસિંહની સંતાન સંતતિ, ગજસિંહનું સિંહાસનારોહણ, બુરહનપુરના રાજત્વે અને દક્ષિણાવર્તે પ્રતિનિધિપણાનો અભિષેક, તેની અવદાન પરંપરા. તેની કરેલી દળથામના ઇટકાબ પ્રાપ્તિ સુલતાન પારબેજ અને ક્ષુરમ, જ્યેષ્ટ પારબેજની વિરૂધ્ધે ક્ષુરમનો પડયંત્ર. રાજા ગજસિંહ પાંસે તેની સહાય પ્રાર્થના પ્રાર્થનાની નિષ્ફળતા. રાજમંત્રી ગોવિંદદાસની ગુરૂ હત્યા. ગજસિંહનો પદ ત્યાગ. ક્ષુરમે કરેલી પારબેજની હત્યા. જહાંગીરને પદચ્યુત કરવાની ચેષ્ટા. વારાણસીનું યુદ્ધ ગજસિંહનું આચરણ. વિદ્રોહી દળનો પરાભવ. સુલતાન ક્ષુરમનું પલાયન. રાજા ગજસિંહનું મૃત્યુ. તેના દ્વિતીય પુત્ર યશોવતસિંહનો રાજ્યાભિષેક. ક્રાયયમના ઉત્તરાધિકારીત્વ નિયમનો વ્યભિચાર. અમરનો વનવાસ. નિર્વાસન વિધિ સમાપન. મોગલ સમ્રાટ

રાઠોડની સેનાનો અધિનાયક થઇ યુદ્ધ ક્ષેત્રમાં ઉતર્યો, બન્ને પક્ષ વચ્ચે ઘોર યુદ્ધ ચાલ્યું. અનેક રાઠોડ વીરે તે સ્થળે પ્રાણ તજ્યા. છેવટે શુરસિંહ જયી થયો. મજકુર દારૂણ અપમાનિત અને પરાજીત થઇ રાજ્યપદથી વિચ્યુત થયો, તેનાં સતર હઝાર નગરો વિજયી રાઠોડ વીરના હસ્તગત થયા. તે નગરના ધન લુટી રાઠોડ વીરે દિલ્હીમાં મોકલ્યા, એ જયથી અકબર તેના ઉપર અત્યંત સંતુષ્ટ થયો. તેની તેણે પદવૃદ્ધિ કરી તેને એક ઉમદા તલવાર અને નવી ભૂમિ સંપતિ આપી.

જે દિવસે રાઠોડ વીર સુરસિંહે પોતાના વિક્રમ પ્રભાવે મજકુરના વિષદંત ભાંગી નાંખી તેને હરાવ્યો, તે દિવસે તેનો યશોભાવ રાજસ્થાનમાં ચારે તરફ ફેલાયો, સમ્રાટે તેને વળી એક કઠોર સાધનામાં નીમ્યો, નર્મદા તીરે અમર બલેચા નામનો એક તેજસ્વી રજપુત વસતો હતો, તેણે સમ્રાટની વશ્યતા સ્વીકારી નહોતી. અકબરની આજ્ઞાથી શુરસિંહે તે રજપુતરાજ વિરૂધ્ધે યુદ્ધ યાત્રા કરી, તેર હઝાર અશ્વારોહી, દશ મોટી તોપો અને વીશ રણમાતંગ તેની સાથે હતા. રાઠોડરાજે તે વિશાળ સેના લઈ નર્મદા તીરે ચોહાણ વીર અમરના રાજ્ય ઉપર હુમલો કર્યો. અમર પાંચ હઝાર સરદારો લઈ તેની ગતિ રોકવા આગળ વધ્યો, પોતાના દેશની સ્વાધીનતા માટે તે રાઠોડ વીરની સામે ઉત્સાહથી યુદ્ધમાં ઉતર્યો. બન્ને દળ વચ્ચે ત્રણ યુદ્ધ થયાં. ત્રીજા યુદ્ધમાં અમર બલેચો રાઠોડ વીરના હાથથી રણ યુદ્ધમાં પડયો. તેનું સઘળું રાજ્ય વિજયી શુરસિંહના હાથમાં આવ્યું. એ જયના સમાચાર દિલ્લીશ્વરના કાને પહોંચ્યા, સમ્રાટ, શુરસિંહ ઉપર અતિશય આનંદિત થયો, તેણે ધારા વીગેરેનો પ્રદેશ તેને બક્ષીસ કર્યો.

શુરસિંહના અતિ પરાક્રમના પ્રભાવે મોગલ સમ્રાટે નવાં નવાં રાજ્યો મેળવ્યાં, એટલામાં કરાલકાળે આવી તેના ગ્રાસ કર્યા. તે પોતાના પુત્ર જહાંગીરના હાથમાં સામ્રાજ્યનો ભાર સોંપી આલોકમાંથી પરલોકમાં વિદાય થયો, નવીન સમ્રાટ ગાદીએ બેઠો કે શુરસિંહ પોતાના મોટા તનય અને ભાવી ઉમરાધિકારી ગજસિંહને લઇ, સમ્રાટની સભામાં આવ્યો. તરણવીર ગજસિંહ ને જહાંગીર અત્યંત આનંદ પામ્યો. રાઠોડ રાજકુમાર ગજસિંહ, શુરસિંહનો ઉપયુક્ત પુત્ર–જહાંગીરને તેના વીરત્વનો ઝાલોર ક્ષેત્રમાં સંપુર્ણ પરિચય પડયો હતો.

ઝાલોર ક્ષેત્ર, તરણવીર ગજસિંહના વીરત્વ સ્ફુરણનું પ્રથમ રંગસ્થળ તે સાધન ભૂમિથકી તેની ભાવી ઉન્નતિનો પંથ નિષ્કંટક અનેસાફ થયો, ગુર્જર રાજ્યને પઠાણ પાસેથી લઈ સમ્રાટના રાજ્યનું અંતર્ભુક્ત કર્યું. જે બાબત ભટ્ટ લોકો તેના ચરિત્તનું વીરત્વમોદી વર્ણન કરે છે " બિહારી પઠાણના વિરૂધ્ધે યુદ્ધ યાત્રા કરવા માટે ગજસિંહને આજ્ઞા થઈ. તેનું રણતૂર્ય વિનાદિત થયું. આબુ-

ગિરિમાં તેનો અવાજ સંભળાયો તે ગિરિ અને તેના પાસેના પ્રદેશનું સર્વાંગ કંપિત થયું જેને આહડીને ઘણા વર્ષે સમાપન કર્યું. તેને ગજસિંહે થોડા માસમાં સમાપન કર્યું.

શુરસિંહના જયથી મુજફરનું વંશ તરૂ ઉત્પાટિત થયું. શુરસિંહ તેની રાજધાનીમાં રહેવા લાગ્યો. શુરસિંહનો જ્યેષ્ઠ પુત્ર ગજસિંહ સમ્રાટની આજ્ઞાથી યુદ્ધ યાત્રામાં ઉતર્યો

જાલોરના જય પછી તરતજ સમ્રાટના આદેશથી ગજસિંહ મેવાડના અધિપતિ અમરસિંહના વિરૂધ્ધે યુધ્ધ યાત્રામાં આવ્યો એ સમયે ગિહ્લોટ કુળની ગૌરવદીપ્તિ ધીમે ધીમે ઝાંખી પડતી જતી હતી, છેવટે રાણા કર્ણ સમ્રાટની સેવા કરવા સમ્મત થયો. ગજસિંહ નાગગઢમાં પાછો આવ્યો.

સંવત્ ૧૬૭૬ ( ઈ. સ ૧૬૨૦ ) માં રાઠોડ રાજ શુરસિંહ, દક્ષિણાપથમાં સ્વર્ગવાસી થયો. તે જયોદાન રાઠોડ કુળના એક ઉપયુક્ત રાજા હતો. ઉદયસિંહની કાપુરૂષતાથી રાઠોડ વંશની કીર્તિ પ્રભા જે ઝાંખી પડી ગઇ હતી, તે શુરસિંહના પરાક્રમે તેજસ્વી થઇ, રાજા શુરસિંહ આદરણીય વીર પુરૂષ હતો. તેના ધીરોન્નત ચરિતથી સમ્રાટ અત્યંત વિમોહિત થયો હતો. તેના ભયે દક્ષિણાપથ લાગી પાંડા નર્મદા કંપિત રહેતા, તેના છેવટના જીવનમાં એક વિચિત્ર પ્રતિજ્ઞાનું ચિત્ર જોવામાં આવે છે એમ કહેવાય છે જે તેણે નર્મદા તીરે એક સ્થંભ સ્થાપવાની આજ્ઞા કરી અને તેના ગાત્રે અભિશાપ વચન લખાવ્યું છે. તેનો કોઈ વંશધર નર્મદા તીરે આવશે તે અભિશાપનો પાત્ર થાશે. એવી રીતના વચનવાળો લેખ લખાવી જવાનું પ્રયોજન શું ? તે કંઇ માલુમ પડતું નથી. તેણે જન્મભૂમિનો સ્નિગ્ધ છાયો ભોગવ્યો નહોતો, સમ્રાટની પ્રીતિ માટે તે વિદેશમાંજ રહેતો હતો. તેણે મારવાડ રાજ્ય માટે શું કર્યું ? તાબેદાર લોકોના હાથમાં મારવાડનો શાસનભાર સોંપી તે સમ્રાટની આજ્ઞાનું પ્રતિપાલન કરવા વિદેશમાં આથડતો હતો છેવટે પર દેશમાં સ્વર્ગવાસી થયો

રાજા શુરસિંહે દિલ્હીશ્વર માટે અસીમ આત્મત્યાગ સ્વીકાર્યો, સમ્રાટ તેનાં તે ચરિત ભૂલી ગયો નહિ. સમ્રાટે રાઠોડ રાજને મોળ જહાગીર આપી સમ્રાટના એવા સંમાનથી મારવાડનું શું સુધર્યું રાજા શુરસિંહ જેવો શુર તેવો પ્રતિભાશાળી, રાજા હતા. તેણે યોધપુરનું સૌભાગ્ય સૌંદર્ય વધાર્યું. તેણે પોતાના નામે અનેક મંદિર વીગેરે સ્થાપ્યા. તેણે શુરસાગરની પ્રતિષ્ઠા કરી. પણ તે તલાવથી મારવાડની કંઇ ઉન્નતિ થઇ નહિ

મહારાજ શુરસિંહ છ પુત્ર અને સાત પુત્રીને મુકી પરલોકવાસી થયો. તેના મૃત્યુ પછી તેના મોટા પુત્ર ગજસિંહ ઈ. સ. ૧૬૨૦ માં મારવાડના સિં-

હાનને બેટો રાજસિંહને જન્મ લાહોર નગરમા થયો પિતાના મૃત્યુસમયે તે બુરહાનપુરમા હતો એ વખતના દેવાનખાએ સમ્રાટના પ્રતિનિધિ હોઇ તેના તબુમા આવી તેના મસ્તકે મુગટ, લલાટે રાજતિલક અને કટિતટે તલવાર સજ્જીત કરી

ગજસિંહના ખડગના પ્રભાવે સમ્રાટે પુષ્કળ જનપદો જીતી લીધા ગજ-સિંહ સાથે તેનો જ્યેષ્ઠ પુત્ર અમરસિંહ રહેતો હતો તેણે પણ યુદ્ધમા વિસ્મયકર કાર્ય કરી દીધા

બહુ વિવાહ, જન સમાજમા ઘોર અનિષ્ટનુ મૂળ છે, રાજા રિવાજ અને પૂર્વજની ચિરંતની પ્રથાને વશવર્તી થઇ જે ઘણી સ્ત્રીઓ સાથે વિવાહ કરે છે તેઓ સઘળી પુત્રવતી થઇ રાજમાતા થવાની વાસના રાખે છે, પુત્રના વયની સાથે તેઓની વાસના વધે છે તે વધેલી વાસનાની વશવર્તી થઇ તેઓ એકદમ જ્ઞાન શુન્ય થઇ પડે છે રાજ્યનુ શુભાશુભ વિચારવાનો તેઓનો સમય રહેતો નથી તેઓ પોતાના સ્વાર્થસાધન માટે ખુદ રાજાને પણ વિષપ્રયોગ કરી મારી નાખે છે સમ્રાટ જહાંગીરે, રાઠોડ વંશની પુત્રી સાથે વિવાહ કર્યો, તેમા રાઠોડ વંશીય રાણીના પેટે પારવેજ પુત્ર જન્મ્યો તેજ મોટો, તેજ ઉતરાધિકારિત્વનીપ્રથાના અનુસારે રાજ્યનો હકદાર

અપર રાજકુમારીના ગર્ભે સમ્રાટનો એક પુત્ર નામે ખુરમ થયો હતો, તે રાજ્યસિંહાસન માટે પારવેજનો મોટો પ્રતિદ્વંદ્વિ થયો તે પોતાનો અર્થ સાધવા ઉપયુક્ત અવસર જોવા લાગ્યો ખુરમ કનિષ્ઠ હતો પણ પારવેજ કરતા તેનામા ગુણ અને દાક્ષ્ય વિશેષ હતુ તે એક સુદક્ષ અને સાહસી યોદ્ધો હતો. તે અનેક મોહકર ગુણરાશિથી અલંકૃત હતો તેથી કરી તે અધિક ભાગના યોદ્ધાનો પ્રીતિભાજન થયો સારા ભાગ્યે તેને ઉપયુક્ત અને ગુણશાળી મંત્રદાતા મળ્યો હતો, શિશોદીય કુળના ભીમસિંહે અને વિખ્યાત સેનાપતિ * મહોબતખાએ તેના અસીમગુણરાશિથી મોહ પામી, તેનો પક્ષ પકડયો હતો અને તેના સ્વાર્થસાધનમા બેહદ મદદ આપવા તે કૃતપ્રતિજ્ઞ હતો તેઓના ઉત્સાહે અને પરામર્શે ઉત્સાહિત થઇ ખુરમ પોતાની અભિપ્રસિદ્ધિના પ્રધાન અંતરાય સ્વરૂપ પારવેજનો સંહાર કરવા ઉત્સુક થયો

રાજકીય સન્માન પામી ખુરમ તે સમયે દક્ષિણાવર્તે હતો તે સમયથી તેનુ ભાગ્યગગન ધીરેધીરે પરિષ્કૃત થવા લાગ્યુ, તેની અભીષ્ટસિદ્ધિના માર્ગના કાંટાઓ એ પછી એક દૂર થતા ગયા આ સમયે તે અદ્ભુત કાર્યક્ષેત્રમા ઉતર્યો

* મહાત્મા ટોડ સાહેબે કહેલ છે કે મહોબતખા શિશોદીય રાણાશ્રી સાગરજીનો પુત્ર પોતાનો ધર્મ ત્યાગ કરી તે ઇસ્લામ ધર્મમા દીક્ષિત થઇ મહોબતખા નામને પામ્યો હતો.

મારવાડ રાજ ગજસિંહ તેની પાસેજ રહેતો હતો સુલતાન ખુરમે તેને પોતાનો મનોભાવ વ્યક્ત કર્યો અને પોતાની અભીષ્ટસિદ્ધિ માટે તેની મદદ માગી ગજસિંહ અંતરથી પાર્વેજનો અનુરાગી હતો તેણે ખુરમની પ્રાર્થના ઉપર દૃષ્ટિપાત કર્યો નહિ, તેની અસંમતિ અને ઉદાસીનતા જોઇ ખુરમ નિરાશ થયો નહિ પોતાની કાર્ય સિદ્ધિ જે ઉપાયથી થાય, તે ઉપાય શોધવા લાગ્યો, ગોવિંદદાસ નામનો મારવાડનો ભટ્ટી વંશીય રજપુત હતો, ગજસિંહ તેનો વિશ્વાસ અને આદર કરતો હતો સઘળા વિષયમાં તે તેની સલાહ લેતો હતો ખુરમે આ સમયે તેની મદદ ચાહી, ગજસિંહનુ મન ફેરવી નાખવા ખુરમે ગોવિંદદાસને પ્રાર્થના કરી, પણ ગોવિંદદાસે તેની પ્રાર્થના ગ્રાહ્ય કરી નહિ, તેથી કરી ખુરમ તેના ઉપર ક્રોધાવિષ્ટ થયો, સામાન્ય રજપુત સામંત હોઇ ગોવિંદદાસે શાહજાદા ખુરમની પ્રાર્થના ગ્રાહ્ય કરી નહિ, તે ખુરમના પક્ષમાં થોડા અપમાનનો વિષય થયો નહિ, તે દિવસથી તે તે અપમાનનો પ્રતિશોધ લેવા ખુરમ તત્પર થયો, તેને મારી નાખવા કિશનસિંહ નામના એક રજપુતને તેણે નીમ્યો, કિશનસિંહે, પોતાનો દુષ્ટ ઉદ્દેશ થોડા સમયમાં સાધ્યો તેમ થવાથી ગજસિંહ દારૂણ મર્માહત થયો, ખુરમના આચરણ જોઈ તેના તરફ ગજસિંહની પાપી ઘણી થઈ, વિકટમણા અને રોષના આવેશથી તેણે સમ્રાટનો સેનાનિવેશ છોડી દીધો અને તે પોતાના રાજ્યમાં આવ્યો

એ ઘટના પછી થોડા દિવસઉપર દુર્ભાગ્યવાન પાર્વેજ, ખુરમની ભુપાસાવહ્નિમાં પતંગની જેમ પડી બળી મુઓ ત્યારપછી તેની અભીષ્ટસિદ્ધિમાં એક કંટક રહ્યો, તે કંટક તેનો જન્મદાતા જહાંગીર હતો તેને પદચ્યુત કર્યાથી ખુરમની સઘળી બાધા ચાલી જાય તેમ હતુ, ખુરમ, તે દુરભિપ્રાય સાધી દેવામાં કૃત સંકલ્પ થયો અને ઉપયુક્ત સેનાસમન્વિત, તે માર્ગની આણ અવસરવાળી રાહ જોવા લાગ્યો

તેની તે અધમ દુરભિસંધિના સમાચાર સમ્રાટના કાને પહોંચ્યા. પુત્રને એવો દુરભિલાષ જાણી સમ્રાટ જહાંગીર અત્યંત અભિતપ્ત થયો ખુરમ જે એવી રીતની પિતૃભક્તિનો પરિચય આપશે, એવુ તેણે સ્વપ્નામાં પણ વિચાર્યું નહોતુ આ ક્ષણે જહાંગીરનુ વિષમ સંકટ, એક બાજુએ તેનુ જીવન અને બીજી બાજુએ ભારતવર્ષના સુખશાંતિમાં વિઘ્ન, એ સંકટમાંથી ઉદ્ધાર પામવા તેણે રજપુત રાજાઓની મદદ માગી તેઓની પાસે એક ઘોષણાપત્ર મોકલ્યુ, તે ઘોષણાપત્ર મળ્યું કે મારવાડ, અંબર, કોટા, બુંદીના રાજાઓ, પોતપોતાના સેનાદળ લઈ સમ્રાટની મદદે યુદ્ધ કરવા ઉતર્યા

એ કપટકર અંતર્વિવાદ ઓલવી નાખવા રાઠોડ રાજ ગજસિંહ સર્વ કરતા વધારે ઉત્સાહવાળો દેખાયો વિદ્રોહી દળ પાસે આવતુ જોઈ સમ્રાટ વિષમ ભીત થયો પણ ગજસિંહના ઉત્સાહે અને આશ્વાસ વાક્યે તે આશ્વાસિત થયો,

તે રાઠોડ રાજ તરફ એટલો બધો સંતુષ્ટ થયો જે તેણે તેનું હસ્તમર્દન કર્યું. તેણે તેના હાથનું ચુંબન કર્યું. વિદ્રોહી પુત્રનું દમન કરવા માટે સમ્રાટે તેસઘળા રજપુત રાજાઓને સારો ઉત્સાહ આપ્યો, ત્યાર પછી સઘળા પોતપોતના સેના દળના અગ્ર ભાગે રહી વિદ્રોહદમ । અગ્રસર થયા. વારાણસીની પાસે આવતાં તેઓએ ક્ષુરમની સેનાને જોઈ, ત્યારે સમ્રાટે સારી રીતે પોતાની સેનાને ગોઠવી દેવા આજ્ઞા આપી, અંબરાધિપતિ મીરજાના હાથમાં સઘળો સેનાભાર સોંપ્યો. તેજસ્વી ગજસિંહને તે ભાર સોંપ્યો નહિ, ગજસિંહ એવા આચરણથી અત્યંત અપમાનિત થયો. તે પોતાનો વાવટો નીચે નમાવી રાજકીય સેનાદળનો ત્યાગ કરી દૂર ચાલ્યો ગયો, પણ મનમાં વિચાર્યું જે નિઃસંશ્રવ હોઇ છાના રહી દૂર રહી યુદ્ધનું ફળાફળ જોવું છે, પણ તેનો તે વિચાર પાર પડયો નહિ. શિશોદીય ભીમસેનના તીક્ષ્ણ વાકયબાણે અત્યંત મર્માહત હોઈ તેણે છેવટે સમ્રાટનો પક્ષ પકડયો, જો ભીમસિંહ એ પ્રમાણે રાઠોડને ઉત્તેજીત ન કરત તો અને ગજસિંહ જો નિર્લિપ્તભાવે દર્શકની જેમ તટસ્થ રહત તો ક્ષુરમ તેજ દિવસે ભારતવર્ષનો સમ્રાટ મુકુટ પોતાના માથા ઉપર પહેરત, પણ વિધાતાએ વૃદ્ધ સમ્રાટને સહાય આવી ભીમસિંહે એક પત્રથી ગજસિંહને ખબર આપ્યા, તે ક્ષુરમનો પક્ષ પકડે નહિ તો ક્ષુરમના વિરૂદ્ધે યુદ્ધમાં ઉતરે, તે પત્રના સારથી ગજસિંહ ઉત્સાહિત થયો, પોતાનો વાવટો ઉંચો કરી તે સમ્રાટના પક્ષમાં પેઠો, સમ્રાટની સેના ભયંકર ઉત્સાહથી વિદ્રોહીના ઉપર પડી, તેજસ્વી ભીમસિંહ મરાણો, ગોવિંદદાસની હત્યાનો પ્રતિશોધ થયો, પ્રચંડ વિદ્રોહાનળ પ્રશમિત થયો, બેનશીબ ક્ષુરમ પરાભવ પામી પલાયન કરી ગયો.

તે વીર કાર્યથી ગજસિંહનું સંમાન અને ગૌરવ અનેક રીતે વધી ગયું. પણ દુઃખ અને શોકનો વિષય કે તે તે સંમાન અને ગૌરવ ભોગવવા લાંબો વખત રહયો નહિ, સંવત ૧૬૯૪ ( ઇ. સ. ૧૬૩૮ ) મા ગુર્જરના એક યુદ્ધમાં તે હણાયો, ગજસિંહ રાઠોડ કુળનો ઉપયુકત રાજા, સ્વદેશના પ્રખ્યાત રાજાઓમાં તેણે પોતાનું નામ અચળ અને અટળ રાખ્યું, તે અમરસિંહ અને યશોવતસિંહ નામના બે પુત્ર પાછળ મુકી સ્વર્ગવાસી થયો, તેનો અચળ નામનો એક ત્રીજો પુત્ર થયો હતો, પણ તે બાલ્યાવસ્થામાં કાળના ગ્રાસમાં પડયો.

રજપુત લોકો સ્વભાવથી પ્રાચીન સંસ્કારના વશીભૂત. તે કોઇ દિવસ પણ પૂર્વજના આચાર વ્યવહારથી વિરૂદ્ધ ચાલતા નથી, પણ તેઓના સન્માનમાં કયાંક કયાંક ઉતરાધિકારિત્વની પ્રથાનો વ્યભિચાર જોવામાં આવે છે.

ગજસિંહના મોટા પુત્રનું નામ અમરસિંહ. ઉત્તરાધિકારીત્વના હક મુજબ

રાજસિંહાસને બેસવાનો હક તેનો હતો, પણ રાજસિંહે તેને પદથી ચ્યુત કરી પોતાના બીજા પુત્ર યશોવંતસિંહના લડકાના રાજતિલક કર્યું. એ ગેરન્યાય વિધાનના હેતુ નિયમ સિવાય ઉત્તરાધિકારીના હકનો નાશ થયો તેનું વિશેષ કારણ એ હતું. અમરસિંહ પ્રચંડ ઉદ્ધત અને ઉગ્ર પ્રકૃતિનો હતો, તે કારણે રાજસિંહ તથા તેની પ્રજા તેના ઉપર પ્રીતિ રાખતી નહિ. વળી તેનામાં રાજયોગ્ય એકે ગુણ નહોતો. અમરસિંહ નિસ્તેજ અને નિર્વીર્ય નહોતો. તેની તેજસ્વીતા અને વીરતા પ્રસિદ્ધ હતી, દક્ષિણાવર્ત પ્રદેશમાં રાજસિંહને ઘણાં યુદ્ધ કાર્યમાં વ્યાપ્ત હતા. તે બધાં કાર્યમાં અમરસિંહે વિશેષ દક્ષતા બતાવી હતી. અમરસિંહ વિવાદમાં અગ્રગામી, યુદ્ધમાં નિર્ભીક અને ઔદ્ધત્યના અગ્રગણ્ય હતો, તેના ગુણ સાથે જેના દુર્ગુણનો મેળ હોય તેનો બનાવ અમરસિંહ સાથે હતો. અમરસિંહની એવી ઉદ્ધત પ્રકૃતિથી દેશ પીડિત થવા લાગ્યો. પ્રજાહિતૈષી રાજસિંહે રાજ્યના મંગળ માટે અને પ્રજાના હિત માટે ઉદ્ધત અમરસિંહને સિંહાસને બેસવાને નાલાયક ઠરાવ્યો.

સંવત્ ૧૬૯૦ (ઈ. સ. ૧૬૩૪) ના વૈશાખ માસમાં સોમવારે મારવાડના સામંતો સાથે રાજસિંહ સભા સ્થળે બેઠો હતો, તે સમયે તેણે જ્યેષ્ઠ પુત્ર અમરસિંહનો રાજસિંહાસને બેસવાનો હક જાહેર રીતે રદબાતલ કર્યો, તે સમયે અમરસિંહના માટે નિર્વાસન વિધિ અને તદનુષંગિક ક્રિયાપદ્ધતિ તૈયાર થઈ ગઈ. એવી રીતનો શોચનીય વ્યાપાર રજપુતોથી કોઈ દિવસ આચરિત થયો નહિ. તે દિવસે રાજસિંહ ઉંચા સિંહાસને બેઠો, તેના બન્ને પડખે સામંતના સામંતો, સન્મુખે થોડી જગ્યામાં આ ગુણે બેઠેલો અમરસિંહ, સભામાં બધા શૂરવીર નિસ્તબ્ધ, બધાઓ વિસ્મય વિસ્ફારિત નેત્રે રાજસિંહના મુખ તરફ જોતા હતા, આ વખતે બધાઓ તેનો આદેશ જાણવા ઉત્કંઠિત એમ જાણતા તે [illegible] થોડી વારે રાજસિંહે કહ્યું, “ અમરસિંહ અમારા સ્વત્વથી વિચ્યુત થયો, હવેથી તે રાજા થવા પામશે નહિ, મારવાડનો ભાવિ ઉત્તરાધિકારિત્વનો હક તેના નાના ભાઈને સોંપાયો, અમરસિંહ નિર્વાસિત થયો, આ ક્ષણે તે દેશ છોડી ચાલ્યો જાય, એ ક્રૂર આજ્ઞાનો પ્રચાર થયો કે તેના નિર્વાસનના વસ્ત્રાભરણ તૈયાર થયાં. અમરસિંહે તે વસ્ત્રભૂષણ પહેરી લીધાં, સઘળું કાળાવર્ણનું હતું, કાળો પાયજામો, કાળું અંગરખું, માથાની કાળી ટોપી, કાળી ઢાલતલવાર, અમરસિંહે તે સઘળું પહેરી લીધું, તલવાર ઢાલ લઈ તે તૈયાર થયો, એક કાળો ઘોડો તેની સ્વારી માટે હાજર રાખ્યો, તે તેના ઉપર બેઠો તત્કાળ ત્યાંથી રવાના થયો, તેણે પાછળ તરફ જોયું નહિ, કોઈને પણ અનુગામી થવા કહ્યું નહિ.

તેજસ્વી અમરસિંહે કોઈની મદદ માગી નહિ, ખરી વાત તે એકલો દેશ છોડી નીકળ્યો નહિ, ઘણા સામંતો તેની સાથે ગયા, અમરસિંહ તે વિશ્વસ્ત

સરદારોની સાથે રહી, મારવાડથી બહાર નીસરી સમ્રાટની સભામાં જઈ પહોંચ્યો, સમ્રાટે નિરાશ્રય રાજકુમારને આશ્રય આપ્યો, સમ્રાટે તેને સેનાપતિના હુદ્દા ઉપર નીમ્યો, અમરસિંહ વીર્યશાળી અને રણકુશળ હતો, થોડા દિવસ ગયા પછી સમ્રાટ તેના ઉપર વિશેષ સંતુષ્ટ થયો, સમ્રાટનું સંમાન પામી, રાઠોડવીર અમરસિંહની મનોવેદના કમ થઇ પણ તેની ઉગ્ર અને ઉદ્ધત પ્રકૃતિ તેની કાળ સ્વરૂપ થઈ તે પ્રકૃતિએ શોચનીય અને અકાળ મરણ કરી દીધું, પદોન્નતિ મેળવી તે પોતાના કાર્યમાં અગનસત રહયો હતો. એકવાર કર્તવ્યની અવહેલા માટે સમ્રાટે તેને મારી તેનો સખ્ત દંડ કર્યો. તેજસ્વી અમરસિંહ તેથી ભય પામ્યો નહિ, તે પોતાની તલવારનો સ્પર્ષ કરી બોલ્યો. " આપ મારો દંડ કરવા ચાહો છો, દંડ કરો એ તલવાર મારી એકજ સંપતિ છે. "

અમરસિંહનાં તે ઉદ્ધત અને દુર્વિનીત વાકયો સાંભળી સમ્રાટ અતિશય ક્ષોભ પામ્યો. અને કરેલો દંડ લેવા માટે સાલવતખાંને તેની પાસે મોકલ્યો. સાલવતખાં અમરસિંહની પાસે ગયો અને રૂઢ સ્વરે દંડની તલબ કરવા લાગ્યો. સાલવતખાંના અયોક્તિક વ્યવહારે અમરસિંહ બહુ વિરક્ત થયો. તેણે સાલવતખાંને પોતાથી દૂર જવા કહ્યું. પણ તેણે દંડના પૈસા આપવા સ્વીકાર્યું નહિ. કર્મચારી તરફ થયેલ અપમાનના, પોતાની અપમાનના થઇ છે એમ જાણી સમ્રાટે તત્ક્ષણ અમરસિંહને બોલાવી લાવવા આદેશ કર્યો. સમ્રાટના બોલવવા પ્રમાણે અમરસિંહ પોતાના ઘેરથી બહાર નિસર્યો. આમખાસમાં આવી ઉભો રહી તેણે દૂરથી સમ્રાટના રક્ત નેત્રો જોયાં, તેણે જોયું જે સાલવતખાં હાથ જોડી સમ્રાટની પાસે ઉભો છે. અકસ્માત અમરસિંહનું હૃદય દારૂણ ક્રોધાવેશથી આલોડિત થયું, તેની દરેક શિરામાં ઉત્તપ્ત લોહી વહેવા લાગ્યું, સમ્રાટે તેનેગાલો આપો, તેના માટે કઠોર નિર્વાસન દંડ અનુમોદન કર્યો. તેથી તે ઉમરાવમાંથી ઉભો થયો અને ત્વરિત વેગે ચાલ્યો. તે એકદમ સમ્રાટની પાસે આવી ઉભો રહ્યો. તે કુદકો મારી સાલવતખાં ઉપર પડયો. અને તેની છાતીમાં તેણે છરી વીંધી દીધી. ત્યારપછી તલવાર ખુલ્લી કરી બળથી સમ્રાટ ઉપર ફેંકી. તલવાર સ્તંભગાત્ર ઉપર પડી. ભયથી સમ્રાટ સિંહાસન ઉપરથી ઉડી જનાનખાનામાં પલાયન કરી ગયો. રાજસભામાં મોટો ક્ષોભ થઈ ઉઠયો. અમરસિંહની સંહાર મૂર્તિ જોઇ સઘળા ચારે દિશાએ પલાયન કરવા લાગ્યા. તેનો પ્રચંડ ખડગ ચારે તરફ ઘુમવા લાગ્યો. તેને હવે કોઇ રીતનો વિચાર રહયો નહિ. સંમુખે જે મળે તેના ઉપર હુમલો કરવા લાગ્યો. ઉંચા અધીકારવાળા પાંચ મોગલ સેનાની તેની તલવારથી હણાયા, લોહીના પ્રવાહથી સભાસ્થળ લાલ થઇ ગયું. છેવટે તેના સાળા અર્જુનસિંહથી તે સાંઘાતિક થયો. તેના પ્રહારથી અમરસિંહ ભૂમિ ઉપર પડયો. તે થોડા સમય

તરફડીયાં મારી અનંતધામમાં પહોંચ્યો. અમરસિંહના શોચનીય મૃત્યુના ખબર સાંભળી તેના અનુચર સરદારો દારૂણ પ્રતિહિંસામાં ઉન્મત્ત થયા તેના મૃત્યુનો પ્રતિશોધ લેવા તેઓએ પ્રતિજ્ઞા કરી. તેઓએ પીળાં કપડાં પહેરી મોગલો ઉપર હુમલો કર્યો. છેવટે લાલ કીલ્લામાં મોટો પ્રતિઘાત થવા લાગ્યો. અસીમ મોગલ બળ પાસે તે રજપુત સરદારોએ વીરત્વથી લડી પ્રાણનો અંત આણ્યો. અમરસિંહની પત્ની અમરસિંહને ખોળામાં લઈ ચિતા ખડકી બળી મુઇ.

અમરસિંહના અનુચરોએ તે સ્થળે વીરતા બતાવી પ્રાણનો અંત આણ્યો ખરો, પણ તેઓની અપ્રતિમ રાજભક્તિ આત્મોત્સર્ગ અને શુરતાનુ નિદર્શન આગ્રાના સ્તંભ ગાત્રે હાલ વિદ્યમાન છે. કાળના વિશાળ ઝપાટાએ પણ તે નિદર્શન ભુંસાડી નાખ્યું નથી. તે કીલ્લાના બારણાનું નામ "અમરસિંહનું ફટક" એમ પડી ગયું. તે દીવસ પછી અનેક દીવસ સુધી ફટક બંધ રહ્યું. છેવટે કેપ્ટન જી. ઓ. સ્ટીલ્ડેઝ ઇ. સ. ૧૮૦૯માં તે ખુલ્લું કરી દીધું.



* મહાત્મા ટોડે કેપ્ટન ગ્રીસે તે સબંધે એક અદ્ભુત વાત કહી તેનો મર્મ નીચે પ્રમાણે. ગ્રીસ સાહેબ જ્યારે અમરસિંહનું ફટક ભાગી નાખતો હતો ત્યારે પુરવાસીઓએ તેને તેમ કરવામાં વાર્યો અને કહ્યું "આપ તે ફટક ભાગશો નહિ. તે એક ભયંકર અજગર સ્વેચ્છા રૂપે રહે છે, આપ જો તે ભાંગશો તો આપ મોટી વિપદમાં પડશો." અંગ્રેજે માણસના બોલવા ઉપર ભરંસો રાખ્યો નહિ. ફટકને તોડી નાંખ્યું. એક વિશાળ સર્પ તેમાંથી બહાર નીકળી ગ્રીસ સાહેબ તરફ દોડ્યો. સાહેબ અતિ કષ્ટે તેના દંશનમાંથી છુટી પલાયન કરી ગયો.



# ષષ્ટ અધ્યાય.

રાજા યશોવંતનો અભિષેક, રાજા યશોવંતે કરેલ સઘળી જાતના શાસ્ત્રનું ઉન્નતિ વિધાન, ગંડવાનમાં તેનું પ્રથમ અવસ્થાન શાહજહાને કરેલ રાજકુમાર દારાનો ભારતવર્ષનો પ્રતિનિધિ પદે અભિષેક, માળવ રાજ્યમાં યશોવંતસિંહનુ પ્રતિનિધિત્વ, સિંહાસન મેળવવા ઔરંગઝેબની વિદ્રોહિતા, ઔરંગઝેબની વિદ્રોહિતાના દમન માટે સૈન્ય સજ્જા અને સઘળા સેનાદળના અધિના યક પદે રાજા યશોવંતસિંહનો અભિષેક, ફતેહાબાદનું યુદ્ધ, યશોવંતનું પશ્ચાદપસરણ, રાવ રતનનું વીરત્વ, આગ્રા તરફ યાત્રા, જેજૌનું યુદ્ધ, રજપુતોનો પરાભવ, શાહજહાનની સિંહાસન ચ્યુતિ, ઔરંગઝેબનો સમ્રાટ પદે અભિષેક, યશોવંતને ક્ષમા આપી પાસે બોલાવવું, સુજાનો પ્રતિપક્ષ પકડવાનો તેના ઉપર આદેશ, કાજવાનું યુદ્ધ, યશોવંતનું આચરણ, ઔરંગઝેબને વિપત્તમાં પાડી તેની છાવણીની લુટ, દારાની સાથે એકતાબંધન, દારાની અકુશળતા, ઔરંગઝેબે કરેલ મારવાડ ઉપર આક્રમણ, દારા પાસેથી યશોવંતનુ વિચ્છિન્નકરણ, રાઠોડ રાજનુ ગુર્જરના પ્રતિનિધિપણામાં વરણ, તેનું દક્ષિણાવર્ત્તમા પ્રેરણ, શિવજી સાથે યશોવંતનુ ષડયંત્ર, શાયેસ્તાખનું મૃત્યુ, યશોવંતનો, તેના પદનો અધિકાર લાભ, અંબર રાજનો તેના પદ ઉપર નિયોગ, દક્ષિણાવર્તમાં જવાનો યશોવંતનો ફરીથી અભિષેક દક્ષિણાપથ થકી ગુર્જર પ્રદેશમાં યશોવંતનુ સ્થાનાંતરિત કરણ, સમ્રાટના આદેશે કાબુલમાં વિદ્રોહી લોકોના વિરુધ્ધે તેની યુદ્ધ યાત્રા ચોધપુરમાં પૃથ્વીસિંહની અવસ્થિતિ, તેના ઉપર ઔરંગઝેબનુ નૃશંસાચરણ, પૃથ્વીસિંહનું આકસ્મિક મરણ, યશોવંતને પુત્રના મરણના ખબર, પુત્ર શોકે તેનું મરણ, યશોવંતનુ ચરિત્ર વર્ણન, નાહરખા.



અમરસિંહના નિર્વાસન ઉપર મારવાડના રાજસિંહાસને યશોવતસિંહ બેઠો. તે એક શિશોદીય રાજકુમારીના પેટે પેદા થયો હતો, પવિત્ર શિશોદીય કુળમાં વિવાહ થવાથી રજપુત રાજાઓ પોતાને પવિત્ર અને કૃતાર્થ માનતા હતા. એવી રીતના વિવાહથી શિશોદીય કુમારીના પેટે પુત્રનો પ્રસવ થાય તો તે પુત્ર કનિષ્ટ હોય તોપણ જ્યેષ્ટ પુત્રની જેમ રાજસિંહાસન મેળવી શકતો, જો શિશોદીય કુમારીના પેટે પુત્રી જન્મે તો તે પ્રાણાંતે પણ મોગલના કરમાં સોંપાતિ નહિ, એ નિયમનો વ્યભિચાર કોઈ સ્થળે

થાતો નહિ, તે નિયમના વ્યભિચાર કરનારને વિષમયફળ ભોગવવા પડતા હતા ગિન્હોર રાજકુમારીના પેટે પેદા થઇ યશોવતે તે નિયમના અનુસારે સિંહાસન મેળવ્યુ

ભટ્ટ કવિઓએ કહેલ છે જે " યશોવત, પોતાના સમકાલીન રાજાઓમા અપ્રતિમ હતો તેના પ્રદીપ્ત પ્રતિભા બળે દેશની મુર્ખતા, અજ્ઞાનાંધતા ટળી ગઈ હતી, જે સ્થળે તેનુ શાસન ચાલતુ તે સ્થળે હિંદુ ધર્મનો ઉત્કર્ષ જોવામા આવતો હતો, તેના અનુગ્રહે અનેક ગ્રથો રચાયા "

શુરસિંહ અને ગજસિંહનુ પ્રધાન રાજસ્થળ દક્ષિણાવર્ત હતુ આજ યશોવતનુ તે સાધનક્ષેત્ર થઇ પડયુ બાલ્યાવસ્થામાથીજ તેના હૃદયમા સ્વજાતિની ગૌરવ સ્પૃહા ધીમે ધીમે વધતી હતી ઉપયુક્ત મહદ સગત રે. તે ભારત વર્ષનો ઉન્નતિ માર્ગ પરિષ્કૃત કરત તે મહદસમ્રાટની ઇચ્છા ઉપર હતી, સમ્રાટ જો યશોવતનો પ્રકૃત હૃદય ભાવ સમજ્યો હત તો મારવાડનો અન્યથા માર્ગ સારી રીતે નિષ્કંટક થાત, સમ્રાટ તે સમયે જનાનખાનામા જનાનાના છેડા પકડી બેઠો ન્હોતો, તેના પુત્રો પ્રતિનિધિ હોઈ ભિન્ન ભિન્ન પ્રદેશમા રહી સ્વાર્થ સાધનમા તત્પર હતા

શાહજહાને, રાઠોડવીર યશોવતસિંહનુ મહનીય ચરિત્ર જોવુ નહિ, તેણે તેને બહુથી પહેલા ગડવાન ક્ષેત્રે મોકલ્યો, તે ગડવાન ક્ષેત્રજ યશોવતની પહેલી સાધનભૂમિ તે સ્થળે અને બીજા સ્થળે સમ્રાટના તાબામા રહી તેણે સમ્રાટના લાભના પુષ્કળ કાર્યો કર્યાં ક્રમે સમ્રાટની નાતદુરસ્તી વધતી ગઇ, તેમ યશોવતસિંહના સૌભાગ્યનો માર્ગ પરિષ્કૃત થયો ઈ સ ૧૬૫૮ મા શાહજહાન સાંઘાતિક રોગે આક્રાંત થયો પોતાના પુત્ર દારાને પ્રતિનિધિનાપદે નીમ્યો દારાએ, ત્યારપછી રાજ યશોવતની દક્ષતા જોઇ તેને પાંચ હજારી મનસબીનુ પદ આપ્યુ

જે દિવસે, સમ્રાટની બીમારી બહાર પડી તે દિવસથી તેના પુત્રો જુદા જુદા ,ઠ ઉપાયનુ અવલબન કરી રાજસિંહાસન કબજે કરવા ચેષ્ટા કરવા લાગ્યા કોઇએ જાહેરમા વિદ્રોહિતાનુ આચરણ કર્યું નહિ પોતાનુ અભીષ્ટ છાનુ રાખી, તેઓ દિલ્લી તરફ ચાલ્યા ટુકામા તે સમયે રાજ્યમા ભયંકર તોફાન મચ્યુ એ ભયકર તોફાનમાથી બચવા, વૃદ્ધ અને પીડીત સમ્રાટે, રજપુતો ઉપર આશા રાખી તે રૂગ્ણ શય્યામા સુતો હતો જે દિશાએ તે નજર કરતો તે દિશાએ તેના દુર્દાંત પુત્રો તે વિભીષિકા બતાવતા હતા જેઓ જેના ઔરસ, જાન, પુત્ર, જેઓના મુખ જોઇ વૃદ્ધકાળમા બાપની પીડા પ્રશમિત થાય, જેઓની ઉપર વિશ્વાસ રાખી જે વિશાળ ભારતવર્ષમા નિષ્કટક રાજ્યશાસન કરશે જેઓને નવાડ સંપમા જોઇ ઉલટે

પરમાનંદે આલોકનો ત્યાગ કરવાનું જે ધારતો હતો. આજ તેઓ પુત્ર સ્વાધીનતા કરવા તૈયાર થયા. કેવી શોચનીય દશા, સમ્રાટના પુત્રોએ તેના વિરૂધ્ધમાં આગ્રહ કર્યો ખરો. પણ એ સંકટમાં તેણે જેઓની મદદની આશા રાખી, તે પરા તેથી તેનો રજપુતો નિમકહરામ થયાજ નહિ, વિપદમાં પડી સમ્રાટે તેઓને બોલાવ્યા, એ રણ આનુકુલ્ય ચાહ્યું. થોડા સમયમાં સઘળા રજપુતસમાજ પોતપોતાનું દળબળ લઇ. પણ રણક્ષેત્રે આવ્યો. તે સઘળા રજપુતોમાં અંબરરાજ જયસિંહ સુજાના * વિરૂધ્ધે અને યશોવંતસિંહ, ઔરંગઝેબના + વિરૂધ્ધે યુધ્ધમાં ઉતર્યો.

ઔરંગઝેબને દમન કરવા રાઠોડવીર યશોવંતસિંહે ત્રીશ હજાર રજપુતસેના અને અનેક મોગલ સૈન્ય લઈ આગ્રાથકી બહાર નીકળ્યો. તેની વિશાળ સેનાના પદભરે પૃથ્વી કંપિત થઇ. ખુદ વાસુકિવિષમ વ્યથાથી કંપિત થઇ ગયો. એ મોટીસેના પ્રચંડ જોરથી નર્મદા તરફ ચાલી, ઉજ્જયિનીથી આઠ કોષ દુરે તેઓ આવી પહોંચ્યા. એવામાં ખબર આવ્યા જે, ઔરંગઝેબ તેઓની પાસે આવી ગયો, તે સમયે યશોવંતસિંહે ત્યાંથી અગ્રસર ન થતાં ત્યાંજ છાવણી કરી.

જોતાં જોતાંમાં વિદ્રોહીદળ નર્મદા નદી ઉતરી યશોવતસિંહની પાસે આવ્યું. પણ તે સહસા તેની સામે થવા સાહસી થયો નહિ, રાઠોડ રાજ તે સ્થળે તેને ઉત્સાહિત કરત પણ તે તે સમયે છાનાઇથી રહયો, તેથી ઔરંગઝેબની સેનાને સારી તક મળી, યશોવંતસિંહે તેઓની ગતિનો પ્રતિરોધ કર્યો નહિ, પોતાના બળે મત્ત થઇ, તેણે વિચાર્યું, જે એકવાર એકદમ બન્ને ભાઇનાં વિદ્રોહી દળનો નાશ કરીશ, તે માટે તેણે બન્નેને એકત્રિત થવા દીધા. પણ તેનો અભિપ્રાય પ્રસિદ્ધ થયો નહિ, પણ તેના તે વિચારથી વિષમય ફળ પેદા થયું, તેમ થવાથી તેનું સંમાન ગૌરવ અનેક પરિણામે કમ થયું. ચતુર ઔરંગઝેબ ભાઇની સાથે એકત્રિત થઈ નિરસ્ત રહયો નહિ. તે યશોવંતના તાબામાં રહેલા મોગલો સાથે પડયંત્ર કરવા લાગ્યો, તે વૃત્તાંત જાહેર થયું. શાથી કે રાઠોડરાજે જ્યારે યુદ્ધ કરવાની આજ્ઞા આપી ત્યારે તેના મોગલ સવારો તેનું બળ છોડી ઔરંગઝેબને મળી ગયા.

* સુજા તે સમયે સમ્રાટના પ્રતિનિધિ પદે બંગાળામાં હતો, પિતાની મ ધાતિક પીડાનું વિવરણ સાંભળી રાજસિંહાસનનો કબજો કરવાની આશાએ તે બંગાળામાંથી નીકળ્યો એટલામાં વારાણસીની પાસે દારાના પુત્ર સુલેમાનો મેળાપ થયો તે સ્થળે યુદ્ધમાં સુજો પરાજય પામ્યો, રાજા જયસિંહ તે સુલેમાની મદદમાં નીમાયો હતો.

+ તે સમયે ઔરંગઝેબ દક્ષિણાવર્તમાં સમ્રાટના પ્રતિનિધિ પદે હતો. તે અત્યંત કપટી હતો. કપટતામાં અને કપટાંધતામાં તેણે પોતાની દુરભિસંધિ ઘણા દિવસથી છુપાવી રાખી, તેણે સમ્રાટના રોગના સમાચાર સાંભળી મોટા કપટથી નમ્રતા રાખી સેના સાથે દિલ્લી તરફ જવાનું શરૂ કર્યું હતું.

ઘાતો નહિ, તેવિશ્વાસઘાતકતાથી તેજસ્વી યશોવંતસિંહ નિરૂત્સાહ થયો નહિ. પણ ગિહ્લોટ રાહુ અગાઉના કરતાં બમણો વધ્યો. મોગલોએ તેનો પરિત્યાગ કર્યો. સિંહાસન તરફથી લડનારી બત્રીશ હજાર રજપુતની સેના તેના વાવટા નીચે ઉભી રજપુત સેના ભયંકર નાદે ઉપડી, શત્રુ સેનાના અગ્ર ભાગ ઉપર જઇ પડી. આખરે યશોવંતસિંહે, પોતાના ઘોડા ઉપર ચઢી સમ્રાટના બે પુત્ર ઉપર હુમલો કર્યો. તે ભયંકર યુદ્ધમાં દશ હજાર મુસલમાનો પડ્યા. તેઓનો સંહાર કરતાં સતરસો રાઠોડ વીગેરે યુદ્ધસ્થળે મરણ પામ્યા. ઔરંગઝેબ અને મુરાદ અતિકષ્ટે પ્રાણ લઇ પલાયન કરી ગયા.

એ ભયંકર યુદ્ધ ઘટના ભટ્ટ લોકોના વર્ણન સાથે મુસલમાન ઐતિહાસિક વિવરણ અને બેરનીયરનું કરેલું વર્ણન મળતું આવે છે. બેરનીયર ખુદ યુદ્ધ સ્થળે હાજર હતો, બેરનીયરે કહેલ છે કે, બન્ને રાજકુમાર બહુબળસંપન્ન હતા. વળી તેઓની સેનામાં ફ્રાન્સી ગાલંદાજ હતા.

ફતેહાબાદ ક્ષેત્ર, રજપુતોના વીરત્વનું એક પ્રધાન વિસ્ફુરણ સ્થળ—એ સ્થળે તેઓનો વીર્યવન્હિ પ્રચંડવેગે સળગી ઉઠયો, તેથી વિદ્રોહી ઔરંગઝેબ ત્રસ્ત થયો. તે યુદ્ધમાં રાજસ્થાનના સઘળા રજપુતો સમ્રાટની મદદે ઉતર્યા હતા. મોગલ ઇતિહાસક લખે છે કે તે યુદ્ધમાં * પંદર હજાર રજપુતોએ પ્રાણ આપ્યા રજપુતો વિશ્વાસઘાતક નહિ. જે તેઓના વિશ્વાસ ઉપર રહે. તેને તેઓ પ્રાણાંતે પણ વિપદમાં પડવા દે નહિ. ભગ્નહૃદય શાહજહાંને, આફતમાં પડી તેઓના ઉપર વિશ્વાસ રાખ્યો. તેની આપત્તિમાં તેણે એક માત્ર રજપુતોના ઉપર નજર રાખી વીર હૃદય રજપુતોએ સમ્રાટના સરલ વિશ્વાસનો ગેરઉપયોગ કર્યો નહિ. દુરાકાંક્ષી ઔરંગઝેબે તેઓને હસ્તગત કરવાની આશાએ ઘણાં પ્રલોભન બતાવ્યા. પણ રજપુતો તેથી મોહિત થયા નહિ. રજપુતોએ તેથી કરી તેની મંગળકામના કરી નહિ. તેઓએ પોતપોતાની પ્રતિજ્ઞા પ્રાણ આપી પાળી. વિશ્વાસઘાતક મોગલોના ચરિત જોઈ તેઓ તે જાતિને ઘ્રણાની દૃષ્ટિએ જોવા લાગ્યા. તેઓ સમ્રાટનો આદેશ પાળી આગ્રાની બહાર નીસર્યા. પણ તે મોગલો ઔરંગઝેબને મળી ગયા. એ શું રાજભક્તિ ! એ શું પવિત્ર સ્વામી ધર્મ !

એ ભયંકર યુદ્ધ ક્ષેત્રમાં જે જે રજપુતોએ ઉત્તમતા અને વીરત્વ બતાવ્યું, તેતે રજપુતોમાં રતલામનો રત્નસિંહ પ્રધાન અને શ્રેષ્ઠ હતો, તેના અપ્રમેય વીરત્વ ઉપર મોહિત થઇ ને સઘળાનો પ્રશંસાપાત્ર થયો. ભટ્ટ કવિઓએ વીરરસવાળી કલમે તે વીરનું વીરત્વ વર્ણવેલ છે. તેઓએ રાસારાવરત્નમાં તેનું સારૂં વર્ણન આપ્યું છે.

* એ યુદ્ધ ઈ. સ. ૧૬૫૮ના માર્ચ માસના શેષભાગમાં થયું હતું.

વીર રત્નસિંહ રાઠોડ કુળમાં પેદા થયો, તે ઉદયસિંહના પૌત્રનો પુત્ર. સ્વાધીનતા માટે રાઠોડકુળ સર્વદા લડયા કરે છે, તે વિષય, રત્નસિંહે જગતના પરિચયમાં આપ્યો.

રાઠોડ રાજ યશોવંતસિંહ યુદ્ધક્ષેત્ર છોડી ચાલ્યો ગયો ખરો, પણ તેથી તેનો અપયશ થયો નહિ. શાથી કે માત્ર એક દિવસ ઘોર યુદ્ધ કરી બન્ને પક્ષવાળાએ રણુ સ્થળ છોડયું. અગર જો કે બન્ને પક્ષમાં જય પરાજયના ચિન્હ માલુમ ન પડયાં, પણ વિશેષ વિવેચના કરી જોવામાં આવે તો સ્પષ્ટ પ્રતીતિ પેદા થાય છે. જો ઔરંગજેબજ જયી થયો, તેનો દુરભિસંધિ વ્યર્થ કરવા જતાં રજપુતોએ અધિક વીરત્વ દેખાડયું ખરૂં, પણ વિદ્રોહી રાજપુત્રની વિશાળ સેના પાસે તેઓનું વીરત્વ વિશેષ. ફળદાયક નીવડયું નહિ, શાથી કે તેઓના વીર પુરૂષોનો ઘણોખરો ભાગ રણસ્થળે પડયો હતો. જે બાકી રહ્યા, તેઓને લઇ રાજપુત્ર ઔરંગજેબ ઉપર હુમલો કરવાનું રાજા યશોવંતે દુરસ્ત ધાર્યું નહિ, ચતુર ઔરંગઝેબને તે વાત પસંદ પડી, તેણે સેના લઇ યશોવંતનો તૃષ્ણાભાવ ભાંગ્યો નહિ, બન્ને પક્ષવાળા કોઇ પણ ક્ષોભ કર્યા વિના રણ સ્થળથી પાછા ફર્યા. રાજા યશોવંતસિંહ પોતાની રાજધાનીમાં ચાલ્યો ગયો.એમ આપણે ઉપર કહી ગયા, પણ તે સહજે યોધપુરમાં પેશી શકયો નહિ, તેના પેસવાના માર્ગમાંએક આશામીએ મોટું વિઘ્ન આપ્યું, તે આશામી તેની પ્રિયતમાપટ્ટરાણી.

રાજા યશોવંતસિંહ શિશોદીયકુળની એક રાજકુમારીને પરણ્યો હતો. તેની પટ્ટરાણી જેમ ઉંચા કુળમાં પેદા થઇ હતી. તેમ ઉંચા ગુણોથી તે ભૂષિત હતી, તેણે ફતેહાબાદનું યુદ્ધવિવરણ સાંભળ્યું, જ્યારે તેણે પોતાના પતિના સઘળા સૈન્યનો નાશ અને ક્ષય થયો એમ સાંભળ્યું, અને તે શત્રુનો પરાજય ન કરી શકી રણ સ્થળેથી ચાલ્યો ગયો, એમ સાંભળ્યું ત્યારે તેના હૃદયમાં વિષમ ક્રોધ પેદા થયો. કયાં તે રણશ્રાંત ભૂપતિને આશ્વાસન વાકયે આશ્વસિત કરે, એમ વિચારી તેણે દુર્ગ દ્વાર બંધ કરવા આદેશ આપ્યો, તે આદેશ સાંભળી તેની સહચરીઓ વિસ્મિત થઇ, પટ્ટરાણીનાં રક્તલોચન અને ગંભીર મુખમંડળ જોઇ સઘળાના મનમાં દારૂણ ભય પેદા થયો, સાહસ કરી કોઇએ તેને તેમ કરવાનું કારણ પુછ્યું. જ્યારે તેણે ગર્જના કરી કરી કહ્યું. " રજપુત વંશમાં પેદા થઇ,વીરપુજ્ય શિશોદીય કુળમાં વિવાહ કરી, જે આશામીમાં પ્રાણ હોય તો પણ શત્રુને પીઠ દેખાડે તે આશામી શું વીરપુરૂશ ગણાય! ના,તે વીરપુરશ ગણાય નહિ, તે કાપુરૂષ ગણાય, કાપુરૂષમાં પણ અધમ. તે અધમ આશામીને હું મારા કિલ્લામાં પ્રવેશ કરવા દઇશ નહિ. તેને જઇ કહો કે હું એવા આશામીને સ્વામી કહેતા લજવાઈ મરૂં છું. તે આશામીને યુધ્ધમાં જય મેળવવો જોઇતો હતો. નહિ તો યુધ્ધમાં પ્રાણનો અંત લાવવો હતો. પરાજય પામી ઘરમાં આવી મારૂં મુખ તેને જોવું નહિ, એમ બોલતાં બોલતાં પટ્ટરાણીનું મુખ વિશેષ ગંભીર મૂર્તિ ધારણ કરી ગયું. વિશાળ નેત્રમાંથી અવિરલ ધારે અશ્રુ

પડવા લાગ્યા, તે ગાંડીની જેમ રોવા લાગી, રોતાં રોતાં તેણે એક મોટી ચિતા ખડકવા આજ્ઞા આપી, તે સ્વામીને હજારો ધિક્કાર આપવા લાગી, સ્વામીને મળવા તેને પહેલાં વિચાર નહોતો, છેવટે તેની માએ ત્યાં આવી તેને દીલાસો આપ્યો, અને કહ્યું, રાજા શ્રાંતિ દૂર કરી ફરી યુદ્ધ કરવા જશે, અને ઔરંગઝેબનો પરાજય કરી નાશ થયેલ ગૌરવ મેળવશે.

એ વિવરણ સંપૂર્ણ સત્ય છે, તે ફેરીસ્તા કર્તાએ અને બર્નીયરે સ્વીકાર્યું છે. બર્નીયર ખુદ તે સમયે હાજર હતો. પટ્ટરાણીનો કોપાગ્નિ, માના કહેવાથી પ્રશમિત થયો. રાજા યશોવંતસિંહ રણશ્રાંતિ દૂર કરી રાજ્યકાર્યમાં ધ્યાન દેવા લાગ્યો. ઔરંગઝેબે માંડુ નગરમાં પેસી કેટલાક દિવસો આમોદ પ્રમોદમાં કહાઢયા, ત્યાર પછી જય મેળવવા ઉત્સુક થઇ જલ્દીથી રાજધાની તરફ અગ્રસર થયો, તેને અગ્રસર થતો જોઈ વૃદ્ધ શાહજહાનનું હૃદય કંપિત થયું. તેનો રાજમુકુટ સ્ખલિત થઇ એકદમ ભૂમિતળે પડયો, વળી તેણે પરમ વિશ્વસ્ત રજપુતોને બોલાવ્યા. તેના બોલાવવામાં કોઇએ અનાદર કર્યો નહિ. રજપુતો વૃદ્ધ સમ્રાટનું સંમાન અને ગૌરવ રાખી ફરીથી વિદ્રોહી ઔરંગઝેબની વિરૂધ્ધે ઉતર્યા. આગ્રાથી પંદર કોશ ઉપર જાજે નામના સ્થળે રજપુતો ઔરંગઝેબના સંમુખીન થયા, થોડા સમયમાં યુદ્ધનો આરંભ થયો. તેથી જરાજીર્ણ સમ્રાટે કઠોર ભવિતવ્યતા સ્થિર કરી. ભારતવર્ષનો રાજમુકુટ તેના ઉપરથી ઉપડી ગયો, તેનું મયૂરસિંહાસન તેના હાથથી ગયું, તે દીનહીન શોચનીય અવસ્થામાં કારાગારમાં પુરાયા.

વૃદ્ધ શાહજહાનની સાથે તેના પ્રિય પુત્ર દારાનો પણ અધઃપાત થયો. તેને ઔરંગઝેબે દૂર હાંકી કહાઢયો, ત્યાર પછી પિતૃદ્રોહી ઔરંગજેબ, પિતા, ભ્રાતા, અને આત્મીય સ્વજનના આંસુ પાડતો રાજસિંહાસને બેઠો, તેની દૃઢ પ્રતિજ્ઞા એવી હતી જે તેના ઉન્નતિ માર્ગમાં પ્રતિરોધ સ્વરૂપ પિતા, ભ્રાતા, પુત્ર, વીગેરે હરકોઇ હોય તેનો તેણે અધઃપાત કરવોજ, સિંહાસને બેઠો કે તરત તેણે પોતાના ભાઈ સુજાનું દમન કરવા એક મોટી સેના સજીત કરી અને અંબરના રાજકુમારદ્વારા ક્ષમા જાહેર કરી, યશોવંત રાજાને તેણે કહેવરાવ્યું જે " હું તમારા સઘળા અપરાધ ક્ષમા કરીશ, તમો જલ્દી આવી સુજાના વિરૂધ્ધે ખડગ ધારણ કરો. રાજકુમાર સુજો, પોતાનું સ્વત્વ દૃઢ કરવા માટે તે સમયે આગ્રા તરફ જતો હતો. યશોવંતસિંહને તે હકીકત જાણવામાં આવી, તેણે તે નિમંત્રણને પોતાના અભિષ્ટ સાધન માટે ઉપયુક્ત અવસર જાણ્યો, તે ઔરંગઝેબનો હુકમ પાળવા સંમત થયો. સુજાને પોતાનો અભિસંધિ જાહેર કર્યો.

થોડા સમયમાં યુદ્ધનો આરંભ થયો, અલાહબાદથી પંદર કોશ ઉત્તરે આ-

વેલા કાજવા નામના સ્થાને પ્રતિદ્વંદ્વિ બન્ને રાજપુત્રો પોતપોતાનું સેનાદળ લઇ પરસ્પરના સંમુખીત થયા, રાજા યશોવંતસિંહ પોતાની રાઠોડ સેના લઈ અંહી તંહી થોડો સમય ભટકવા લાગ્યો. તે એકદમ રાજકીય સેનાદળના પૃષ્ટ ભાગ ઉપર દોડયો, ત્યાં તેણે જોયું જે રાજકુમાર મહમદ તે પ્રદેશનો રક્ષક થઇ ઉભો છે. રાઠોડરાજ એકદમ અતર્કિત ભાવે તેના સેનાદળ ઉપર પડયો. તેના ભીષણ પ્રહારથી રાજકુમારની સેના છિન્ન ભિન્ન થઈ ગઇ, ત્યાર પછી યશોવંતસિંહ તીવ્ર વેગે સમ્રાટની છાવણી તરફ દોડયો. તેનું સઘળું દ્રવ્ય લુટીને પોતાના નગરમાં મોકલાવી દીધું. પ્રતિદ્વંદ્વિ રાજપુત્રના યુદ્ધ સંઘર્ષથી જે ભયંકર અગ્નિ પેદા થયો તેમાં બન્ને રાજપુત્ર પતંગની જેમ બળી જાય એવી યશોવંતની વાસના, તે વાસનાની સિદ્ધિ માટે તે એકવાર આગ્રાની પાસે આવ્યો. આગ્રામાં આવ્યા પહેલા તેણે એક જનશ્રુતિ સાંભળી હતી, જે ઔરંગઝેબ હાર્યો. એ વાતના ખબર સાંભળી ઔરંગઝેબના સૈનિકોના મનમાં અધિક ભયનો સંચાર થયો, વળી તે સમયે યશોવંતસિંહને દળ સાથે ત્યાં આવેલો જોઇ તેના મનમાં અધિક ભયનો સંચાર થયો. જો તે સમયે ઔરંગઝેબના સૈનિકોને શરણે થવા યશોવંતસિંહ કહી દેત તો તેઓ તત્કાળ શરણે થાત. જેથી શાહજહાન કારાગારમાથી મુક્ત થાત. પણ યશોવંતસિંહને એવી સુમતિ સુજી નહિ. તે આગ્રા પાસે આવ્યો કે તરત ત્યાંથી ચાલી નીસર્યો.

રાજા યશોવંતસિંહ આગ્રા નગરીમાં આવી તરત તેની બહાર નીકળ્યો. તેનું વિશેષ કારણ છે. તેણે જાણ્યુ જે ઔરંગઝેબ જીત્યો હોય અને આગ્રા નગરીમાં તે તેને દેખે તો વિપદની સંભાવના. તેને નગરનમાં રહેવું અને શત્રુથી દબાઇ જવું યુક્ત ગણ્યું નહિ. એ શિવાય તેનો ગુઢ અભિસંધી હતો. તેણે અગાઉ દારા સાથે ષડયંત્ર કર્યો હતો. સિંહાસનનો ઉપયુક્ત અધિકારી દારા હતો. તેનો સ્વાર્થ સિદ્ધ થાય તેના માટે તેણે દારાને યુદ્ધક્ષેત્રમાં ઉતરવા સલાહ આપી હતી. રાજધાનીથી બહાર નીસરી તે ઔરંગઝેબની વાંસે વાંસે રહેતો હતો. જે સ્થાને દારાને આવવાનું હતું તે સ્થાને રહી તે દારાની આવવાની પ્રતિક્ષા કરતો હતો. પણ દારા આવ્યો નહિ. ત્યારે મારવાડના દક્ષીણ પ્રાંતમાં રહી આશા વૈતરણીના તરંગ ગણવા લાગ્યો. પણ તેની સઘળી આશા નિષ્ફળ થઇ. તેની સઘળી ચેષ્ટા વ્યર્થ ગઈ. શાથીકે મુજાને દલિત કરી ચતુર ઔરંગઝેબ તેની પાસે આવ્યો. અપૂર્વ અસિબળ કટનો તે કૌશલ અને કુટ નિતિનો અધીક આદર કરતો હતો. શાથી કે તેની દૃઢ ધારણા હતી જે કૌશલ અને કૂટ નિતિથી સઘળાં કાર્ય સિદ્ધ થાય છે. એ ધારણાથી તેણે ખડગની મદદ ન લેતાં કૌશલ અને કુટ નિતિની મદદ લીધી. મેરતા નગરની પાસે આવી તેણે દૂતદ્વારા યશો-

વતસિંહને કહેવરાવ્યુ જે "દારાની પાસેથી સમસ્ત સેના લઇ રાઠોડરાજ જો તે સંઘર્ષમા સંપૂર્ણ રીતે નિસઋવ થાવે રહે તો તેથી કેવળ તેના બધા દોષો માફ થાય એટલુજ નહિ પણ તેને ગુજરાતમા પોતાના સેનાપતિ પદે તે નીમે ઔરંગજેબના તે પ્રસ્તાવમા યશોવત સમત થયો અને રાજકુમાર મોઝમના આધીને પોતાની સેનાને મુકી મહારાષ્ટ્ર વીર શિવાજીના વિરૂધ્ધે તે ઉતર્યો

પ્રલોભનના વશવર્તિ થઇ અનેક રજપુતોએ ઉપયુક્ત ઉત્તરાધીકારી દારાના પક્ષને છોડી દીધો અને ઔરંગજેબનો પક્ષ પકડયો પણ યશોવતસિંહ એવા નીચ મનવાળો રજપુત નહોતો તેણે શુ ચતુર ઔરંગજેબના પ્રલોભનથી ભુલ ખાઈ દારાને છોડી દીધો? ના! ઔરંગજેબના પ્રલોભનથી યશોવતસિંહ મોહીત થયો નહોતો પણ તેણે દારાને છોડયો, તે પોતાની અયોગ્યતા દારા, શાહજહાનનો ન્યાય ઉતરાધિકારી, તેનુ હૃદય અત્યંત મોટુ અને ઉંચુ તે રજપુતો ઉપર હૃદયથી શ્રદ્ધા અને ભક્તિ રાખતો હતો તેના તે સઘળા ગુણોના લીધે યશોવતસિંહ અને બીજા રજપુતો તેના પક્ષમા રહેવા તત્પર થયેલા હતા રાજા યશોવતસિંહ સર્વાંતકરણે તેના મંગળની કામના કરતો હતો તેના હિત કરવામા તે પ્રાણ આપી ચેષ્ટા કરતો હતો તેથી કરી તે ઔરંગજેબનુ ચક્ષુશુળ થયો યશોવત સિંહનો ઉદ્યમ અને ત્યાગસ્વીકાર વીફળ થઈ ગયા તેણે જાણ્યુ જે દીર્ઘસુત્રી દારા ચતુર અને ક્ષીપ્રકર્મા ઔરંગજેબના વિરૂધ્ધે જય મેળવી શકે તેમ નથી તેથી કરી તેના પક્ષને છોડી દેવા તેને ફરજ પડી

યશોવતસિંહ દક્ષિણાવર્તમા પહોચ્યો ત્યા તે શિવાજી સાથે ષડયંત્ર કરવા લાગ્યો તે ષડયંત્રનુ ફળ થોડા સમયમા ફળ્યુ થોડા સમયમા ઔરંગ જેબનો પ્રતિનિધિ શાયેસ્તખા શિવાજીના હાથે હણાયો તેના મૃત્યુ પછી યશો વતસિંહ તેના અધીકાર ઉપર નીમાઈ પ્રધાન સેનાપતિનુ કાર્ય કરવા લાગ્યો એ સઘળા સમાચાર થોડા સમયમા ઔરંગજેબના કાને પહોચ્યા શિવાજીની સાથે ષડયંત્ર કરી યશોવતસિંહે શાયેસ્તખાને હણાવી દીધો તે સાચી વાત ઔરંગજેબના જાણવામા આવી તેના હૃદયમા રહેલો છાનો વિદ્વેષવન્હિ એકદમ સળગી ઉઠયો

ઔરંગઝેબ, દેશકાળ પાત્ર વીગેરેનો વીચાર કરી વ્યવહાર કરતો હતો યશોવતસિંહને છોડી દેવાથી મોટી વિપદ્દની સભાવના છે એમ જાણી મનની વાત મનમા રાખી ઔરંગઝેબે, રાઠોડરાજને કાઇ પણ કહ્યુ નહિ પણ હૃદયસ્થ વિદ્વેષવન્હિ, ઔરંગઝેબ, બહુકાળ છાનો રાખી શકયો નહિ બે વર્ષ વીત્યા નહિ કે તરત તેણે યશોવતસિંહને સ્થાનાતરિત કરી તેના ઠેકાણે અબરરાજ જયસિંહને નીમ્યો દક્ષિણાવર્ત પ્રદેશમા આવી તુરત જયસિંહે, મહારાષ્ટ્રરાજ શિવજીને કેરાળ

જાળે બાંધી કેદ કરી રાજધાનીમાં મોકલી દીધો. જયસિંહે શિવજીને અભયદાન આપી આશ્વાસન આપ્યું જે, સમ્રાટ કોઇ રીતે, તેનો પ્રાણ સંહાર કરશે નહિ. શિવજીએ બંદીભાવમાં ઔરંગઝેબનાં આચરણ જોયાં. તેથી તેના મનમાં વિષમ સદેહ ઉત્પન્ન થયો. રાજા જયસિંહે જોયું જે નિષ્ઠુર મોગલ સમ્રાટ મહારાષ્ટ્રીય વીરનો પ્રાણ સંહાર કરશે. ત્યારે મહારાજ જયસિંહે, પોતાની પ્રતિજ્ઞા પાળવા ચેષ્ટા કરી. સુખનો વિષય એટલો હતો જે ખુદ શિવજી, કેદખાનામાંથી પલાયન કરી જવા પ્રયત્ન કરતો હતો. અંબરરાજ જયસિંહે તેના પલાયન કાર્યમાં મદદ આપી. દુર્વૃત્ત મોગલ સમ્રાટની દુરભિસંધિ વ્યર્થ થયો. ઔરંગઝેબે જે શઠતા પકડી, શિવજીનો વધ કરવા ચેષ્ટા કરી, તે શઠતાનું ઉપયુક્ત પ્રતિફળ આપી તેની આંખમાં ધુળ નાંખી શિવજી કારાગારમાંથી પલાયન કરી ગયો. ઔરંગઝેબે, જાણ્યું જે જયસિંહના જાણવામાં તે વાત હતી છતાં તેણે શિવજીને જવા દીધો. તેથી તે અંબરરાજ ઉપર અત્યંત વિરક્ત, અને કોપાવિષ્ટ થયો. ફરી તેણે યશોવંતને પોતાનો પ્રતિનિધિ નીમ્યો. સુયોગ પામી મારવાડ રાજ પોતાનું અભિષ્ટ સાધવા તત્પર થયો, તે સમ્રાટના વિરૂધ્ધે મોઆમની સાથે ષડયંત્ર કરવા લાગ્યો. તેની ભાવભગી જોઇ ચતુર ઔરંગઝેબના દીલમાં અત્યંત સંદેહ ઉત્પન્ન થયો. છેવટે શઠોડ રાજ યશોવંતસિંહને તેણે પદચ્યૂત કર્યો.

ત્યાર પછી દેલહીરખાં, પ્રધાન સેનાનાયકના પદે નીમાઇ સમ્રાટની આજ્ઞા પાળવા બદ્ધપરિકર થયો. ઉચ્ચપદ લોભે ગર્વિત્ત થઇ તેણે ઔરંગાબાદમાં પ્રવેશ કર્યો. જે દિવસે તે, તે નરપ્રતિષ્ઠિત નગરમાં પેઠો તે દિવસેજ મોટી વિપદમાં તે પડયો. જો તે સ્થળથી નીસરી ન ગયો હત તો તે સ્થળેજ તેના પ્રાણ જાત. નગર છોડી પલાયન કરી તે બચ્યો ખરો પણ તે સંકટમાંથી છુટયો નહિ. રાજા યશોવંતનો અને મૌઆમનો રોષવન્હિ તેની વાસે વાંસે ચાલ્યો. તે પ્રાણ ભયે નર્મદા તટે પલાયન કરી ગયો. મૌઆમ અને યશોવંતસિંહ તેની પછવાડે પડી તેની પાસે આવી ગયા. પોતાના સેનાપતિનો એ સંકટમાં ઉદ્ધાર કરવા બીજો ઉપાય ન દેખતાં સમ્રાટે શઠોડ નરપતિને સ્થાનાંતરિત કર્યો. તેને ગુર્જ્જર પ્રદેશના શાસનકર્તાની નોકરી ઉપર નીમ્યો. યશોવંતસિંહે તેના આદેશની ઉપેક્ષા ન કરી. તે ગુર્જ્જર પ્રદેશમા હુદ્દા ઉપર ગયો પણ અમદાવાદમાં આવી તેણે જોયું જે ઔરંગઝેબે તેના તરફ શઠતા ખેલી. યશોવંતે જાણ્યું જે નીજ દોષે તે વંચિત થયો. તેણે જાણી સમજી જે કામ કર્યાં હત તો તે પ્રતારિત થાત નહિ. પોતાના દોષની ચિંતા કરતો કરતો તે સંવત ૧૭૨૬ (ઈ. સ. ૧૬૭૦)માં સ્વદેશ તરફ આવ્યો અને ત્યાં આવી ઔરંગઝેબના કેટલાક કાર્યનો પ્રતિશોધ લેવા તે ઉપાય વિચારવા લાગ્યો. સુયોગ અને રૂડો અવસર આવ્યા વિના કરેલા

ઉપાયો જો યોજ્યા હોય તો નિષ્ફળ જાય છે. પ્રકૃતિ દેવી, યોગ્ય ઋતુએજ ફળ આપે છે યોગ્ય મોસમ આવ્યા વિના જે ફળ લેવાની આકાંક્ષા કરે છે; તે હાનિમાં પડે છે.

શઠશ્રેષ્ઠ નિષ્ઠુર આરંગજેબે સઘળા વિષયમાં રાઠોડરાજની પ્રતારણા કરવાની ચેષ્ટા કરી, પણ દૈવયોગે તે પ્રતારણા આર્થકિથઇ.નહિ, તેના વિદ્વેષનો પાત્ર થઇ અનેક સમય યશોવંતસિંહ અનેક વિપદમાં પડયો, પોતાના સામંત સરદારોની મદદથી તે તે વિપદોમાંથી બચ્યો હતો. આરંગઝેબ વિશ્વાસઘાતકતાથી તેને મારી શકયો નહિ. છેવટે કૃત્રિમ બંધુતાની પાશ તેના ગળામાં નાંખી તેણે તેને અટકના પરપારે મરવાને મોકલ્યો

આરંગજેબ જાણી ગયો હતો જે રાજા યશોવંતસિંહ તેનો પરમ શત્રુ, તેને હણવા માટે તે કઠોર ઉપાયો યોજતો હતો, પણ સઘળા ઉપાયો વ્યર્થ થઈ ગયા. આ સમયે તેણે તેને એવા સ્થળે મોકલવાનું મનમાં કર્યું હતું. જે તે સ્થળે યશોવંતની બચવાની હજારો ચેષ્ટા નિષ્ફળ થાય, સમ્રાટે તેના માટે ઉપયુક્ત સ્થાન શોધ્યું. તે સમયે દુર્ધર્ષ અફગાન લોકોએ કાબુલમાં મોટું તોફાન ઉઠાવ્યું. તે તોફાનનું દમન કરવા તેણે રાજા યશોવંતસિંહને મોકલ્યો. યશોવંતસિંહ તેના વાકય ઉપર ભરૂસો રાખી અફગાનનું તોફાન દબાવવા કાબુલમાં ગયો, તે સમયે યશોવંતસિંહે પોતાના રાજ્યનો ભાર પોતાના જ્યેષ્ઠ પુત્ર પૃથ્વીસિંહને સોંપ્યો. તે કાબુલમાં પોતાની સ્ત્રી અને પરિવાર વર્ગ સાથે આવ્યો. હાય ! તે મહાયાત્રામાંથી તે ફરીથી પોતાના દેશમાં પાછો આવ્યો નહિ.

મારવાડના ભટ્ટ ગ્રંથોમાં વિવરણ માલુમ પડે છે, જે યશોવંતના ઉત્તરાધિકારીને રાજસભામાં આવવાનો આરંગઝેબે હુકમ આપ્યો. પૃથ્વીસિંહ તેના આદેશનો અનાદર કરી શકયો નહિ. તે આદેશના અનુસારે સમ્રાટની સભામાં આવ્યો, સમ્રાટે મોટા આદરથી તેને ગ્રહણ કર્યો, સભામાં આવી વંદના કરી. તે નિયમિત આસન ગ્રહણ કરવા જતો હતો. એટલામાં થોડું હસી આરંગઝેબે તેને પાસે બોલાવ્યો. ત્યાર પછી રાઠોડ રાજકુમાર હાથ જોડી તેની પાસે આવી ઉભો રહયો. સમ્રાટે દઢ રીતે તેના જોડેલા હાથ પકડી કહ્યું. રાઠોડ ! મેં સાંભળ્યું છે જે તમે, આ ભુજે તમારા પિતાના જેવુ બળ ધારણ કરો છો. ખેર ! તમે તમારા પિતાના જેવા કાર્ય કરી શકો ! પૃથ્વીસિંહ સારા અદબથી બોલ્યો. ઇશ્વર ! દિલ્હીશ્વરનું મંગળ કરો.! સમ્રાટે જ્યારે આ સેવકના દઢ રૂપે હાથ પકડયા ત્યારે સેવક જાણે જે તે પોતાના ભુજબળે આખું વિશ્વ જીતી શકે, આરંગઝેબ રાજકુમારનાં સાહસ વ્યંજક વચનો, સાંભળી સંતુષ્ટ થયો, તેણે સંતુષ્ટ થઇ તે સમયે તેને એક મોંઘો પોષાક આપ્યો. તે મોંઘા પોષાકમાં સૂત્રે સૂત્રે કાળકુટ ઝેર હતું. તે પૃથ્વીસિંહે જાણ્યું નહિ. ચાલતા

રિવાજ મુજબ તે પોષાક તેણે સમ્રાટના રૂબરૂ પહેર્યો, પૃથ્વીસિંહ સમ્રાટની ઉપયુક્ત વંદના કરી વિદાય થયો.

હાય !, તેજ દિવસ તેના ઉલ્લાસમય દિવસોનો શેષ દિવસ રાજસભામાંથી કુમાર પૃથ્વીસિંહ વિદાય થઈ પોતાના વાસભવનમાં આવ્યો. તે સમયે કુમાર પૃથ્વીસિંહ દારૂણ ઉદ્વેગથી પીડીત થયો. તેના હૃદયમાં વિકટ અને ભયંકર યંત્રણા થવા લાગી. તે યંત્રણાથી પીડા પામ્યો. તે એક મુહુર્ત પણ સ્થિર રહી શકયો નહિ. તે માથાથી તે પગસુધી કંપવા લાગ્યો, ક્રમે સઘળું શરીર નિસ્તબ્ધ થયું. રાઠોડ કુમારના જીવનની અંતિમદશા દશા થઇ તે સ્વર્ગવાસી થયો.

કુમાર પૃથ્વીસિંહ, રાજા યશોવંતનો નયનનોમણિ, વાર્દ્ધક્યનો પંથિસ્વરૂપ તે રાઠોડકુળનો ઉપયુક્ત રાજપુત્ર, વીરકેસરી ચોધરાવનો ઉપયુક્ત વંશધર, વૃદ્ધ યશોવંતે મનમાં ધાર્યું હતું જે અંતિમવયસે તેના હાથમાં રાઠોડકુળનું શાસન સોંપીશ, પણ દુર્ભાગ્યવશે તેની તે વાસના ફળીભુત થઇ નહિ.

તેનું જીવનસ્વરૂપ હૃદયનંદન યુવાવસ્થામાં પદાર્પણ કર્યું કે તુરત દુર્વૃત્ત ઔરંગઝેબના રોષાનળમાં પડી પતંગની જેમ બળી મુઓ. યશોવંતસિંહની આશાલતા તુટી ગઇ. પુત્રશોકે આજ તેનુ હૃદય ભાંગી ગયું, તેણે સ્વપ્નમા પણ વિચાર્યું નહોતું જે નિષ્ઠુર ઔરંગઝેબ તેના તરફ એવું આચરણ કરશે. વળી નિષ્ઠુર યમરાજના કરાળગ્રાસમાં તેના બે પુત્રો જગ્તસિંહ અને દળથમન આવી પડવાથી તે થોડા સમય પણ બચી શકયો નહિ. શોકથી દુઃખથી અને દારૂણ મનોવેદનાથી પીડીત થઈ ભગ્નહૃદય રાઠોડરાજ યશોવંતસિંહ સંવત્ ૧૭૩૭ (ઇ. સ. ૧૬૮૧ )માં આલોક થકી વિદાય થયો. તેના મૃત્યુના પ્રાકકાળે તેનો આશાપ્રદીપ ઓલવાઇ ગયો હતો. યશોવંતસિંહ પોતાના મહાપ્રસ્થાન ઉપર કોઈ ઉત્તરાધીકારીને મુકી ગયો નહોતો.

જે વર્ષે યશોવંતસિંહ આલોકમાંથી વિદાય થયો તેજ વર્ષમાં મહારાષ્ટ્ર વીર શિવાજીએ પણ આલોકનો ત્યાગ કર્યો, ઔરંગઝેબ બે મોટા શત્રુની પ્રતિદ્વંદ્વિતામાંથી બચી ગયો. તે બન્ને મહાવીરોને તે પ્રત્યક્ષ યમ સરખા જોતો હતો. મેવાડ વીરપ્રવર રાણા રાજસિંહનો ઇતિહાસ લેખક કહે છે જે, " યશોવંત જ્યાંસુધી જીવતો રહ્યો ત્યાંસુધી ઔરંગઝેબના લાંબા નિસાસા વાગ્યા નહોતા."

રાજા યશોવંતસિંહે બેંતાળીશ વર્ષ રાજ્ય કર્યું. વીરપ્રસૂ રજપુતાનામાં જે દેશ પ્રેમિક રજપુત વીરો થઇ ગયા તે રજપુતોમાં યશોવંતસિંહ ઉચું આસન પામ્યો છે. યશોવંતસિંહની કાર્ય કુશળતા ઉંચી શ્રેણીવાળી હતી ખરી પણ તે દુર્વૃત્ત ઔરંગઝેબના પ્રચંડ શત્રુની મદદ કરી ભારતવર્ષમાંથી મોગલ શાસન નિર્મૂલ કરી

શકયો નહિ, તેનુ જીવન આનુપૂર્વક ઘટના પૂર્ણ નર્મદાની તીરભૂમિ ઉપર જે દિવસે, તે વૃદ્ધ શાહજહાનના સ્વાર્થ રક્ષાર્થે રાઠોડવીરોને લઇ ઔરંગજેબની વિરૂધ્ધે ઉતર્યો હતો, તે દિવસથી તે તેના જીવના કાળના શેષ દિવસ સુધી ઘટના ઉપર ઘટનાએ આવી તેને દૂર ફેંકી દીધી તે પોતાની જીદગીમા લક્ષ્યભ્રષ્ટ થયો નહિ હજારો બાધા અને વિઘ્ને તેને તેના લક્ષ્યથી ભ્રષ્ટ કર્યો નહિ તેણે ગુજે તેવી અવસ્થામા પોતાનો ઉદેશ સાધ્યો, શાહજહાનના સઘળા પુત્રોમાથી દારા ઉપર તેની પ્રીતિ હતી તે સઘળી મુસલમાન જાતિને તિરસ્કારથી જોતો, મુસલમાનો હીંદુના પ્રચંડ વૈરી છે, એમ યશોવતસિંહ વિલક્ષણ જાણતો હતો

મોગલ સિંહાસન માટે જે જે સમયે શાહજહાનના પુત્રો વચ્ચે તોફાન થયુ હતુ તેતે સમયે ચતુર યશોવતસિંહે તેઓમાંથી કોઇ પણ એકનો પક્ષ લીધો હતો. નર્મદા યુધ્ધે તે બળમદે મત્ત થઇ વ્યર્થ રીતે કાળહરણ ન કરત તો મોગલનો અધ પાત કરવાની તેની ધારણા સફળ થાત પોતાની ધારણા સફળ ન થઇ તેથી યશોવતસિંહ નિરૂત્સાહ થયો નહિ, નર્મદા યુદ્ધમા પરાજ્ય ભોગવીને પણ તે હૃદય પ્રચંડ ઉત્સાહથી જાગૃત થયુ તેની તીવ્રતા બમણી વધી, પોતાની પ્રચડવૃત્તિનુ સાર્થકત્વ કરી લેવા તે ઉપયુક્ત અવસર જોતો હતો છેવટે કાન્વા ક્ષેત્રે પ્રતિદ્વંદી મોગલ રાજકુમારો પોત પોતાના અદૃષ્ટની પરિક્ષા કરવા પરસ્પરના વિરોધે યુદ્ધમા આવી મળ્યા તે ઘટનનાને રાઠોડ રાજે પોતાની અભીષ્ટ સિદ્ધિનો ઉપયુક્ત અવસર જાણ્યો, પણ દારાની દીર્ઘ સૂત્રતાથી તે અવસર સારા યોગવાળો નીવડયો નહિ, તેનુ સઘળુ કૌશળ નિરર્થક થયુ હતુ ઔરંગજેબ ઉપર તે ઘણાની દૃષ્ટિએ જોતો હતો

પ્રતિશોધ પિપાસા દારૂણ રીતે વધી પડી, ઔરંગજેબે જે પદવાળી તેને નોકરી આપી, તે પદવાળી નોકરીમા તેણે પોતાની બુદ્ધિનો સારો ઉપયોગ કર્યો શિવજી સાથે ષડયંત્ર કરી તેણે ઔરંગજેબને ઠીક રીતે પરીશાનિમા આણ્યો હતો, સાયેસ્તાખાનુ અજબ રીતે મૃત્યુ લાવી તે ઔરંગજેબનો કંટકરૂપ થઇ પડયો હતો દેલહીરખા ઉપર હુમલો કરી તેણે ઔરંગજેબની અતિ મુઝવી દીધી હતી પિતૃ વિરૂદ્ધ મૌઝમને ઉત્તેજીત કરી તેણે ઔરંગજેબને ઘણો હેરાન કરી દીધો હતો

યશોવતસિંહની એ ગુઢ પ્રચંડ પ્રવૃતિનો વિષય સમ્રાટ ઔરંગજેબ સારી રીતે જાણતો હતો, યશોવતના વિદ્વેષાગ્નિથી તે દૂર રહેવા ચાહતો હતો, તે યશોવતથી હૃદયમા ડર ખાતો હતો, ઔરંજેબે, યશોવતસિંહને ઉંચા ઉંચા પદે અભિષિક્ત કર્યો ગુર્જ્જર, માલવા, દક્ષિણાત્ય કાબુલ વિગેરે પ્રદેશોમા તેણે સમ્રાટના પ્રતિનિધિનુ કામ કર્યુ, સમ્રાટ ઔરંગજેબ હીંદુઓનો પરમ શત્રુ, હીંદુ જાતિનો તે ઘોર વિરોધી તેના અપવિત્ર ગ્રાસ થકી સ્વજાતિનો ઉદ્ધાર કરવા

યશોવંતસિંહે સારી મહેનત લીધી. ઔરંગઝેબે વિશ્વાસ રાખી કોઈ પણ મોટું, કામ યશોવંતસિંહને સોપ્યું નહિ, ઔરંગઝેબના જાણવામાં હતું જે રાઠોડરાજ યશોવંત રૂડો અવસર મેળવી તેનું અનિષ્ટ કરશે, તેને કરાપત કરવા માટેજ તેણે તેને ઉંચી ઉંચી પદવીઓ આપી. યશોવંતની સાવધના અને સંતર્કતાથી, ઔરંગ-જેબના તેના ઉપરના ઘણા દગા નિષ્ફળ થયા.

રાઠોડ વીર યશોવંતસિંહના પરલોકવાસ પછી તેના શોકાર્ત પરિવાર વર્ગ ઉપર ઔરંગઝેબે બેહદ જુલમ ગુજાર્યો, તે જુલમનું અને તેની આનુષંગિક ઘટનાવળીનું વર્ણન કર્યા અગાઉ તેના પરમ વિશ્વસ્ત રાઠોડ સરદારનો વૃત્તાંત વાંચનારની સમક્ષ મુકવો યુક્ત છે. જે સઘળા સામંત સરદારો યશોવંતના માટે આત્મોત્સર્ગ કરવા તૈયાર હતા. તેઓમાં નાહુરરાવની જીવનીનું ચરિત આ સ્થળે ઉલ્લેખ કરવા યોગ્ય છે. નાહુરરાવ પ્રસિદ્ધ કંપાવત સંપ્રદાયમાં શિરોમણિ રાઠોડ સરદારોમાં તે શ્રેષ્ઠ, તેની આદિભૂમિ સંપતિ આશોપ, તેનું આદિ નટ મુકુંદદાસ, સમ્રાટે તેનું નામ નાહુરખાં આપ્યું હતું. તેશી રીતે તે નામને પામ્યું. તેનું વિવરણ નીચે પ્રમાણે— તક

એકવાર તે પોતાના ઔદ્ધત્યથી સમ્રાટનો વિરાગપાત્ર થયો. ઔરંગ[illegible] તેના દંડ રૂપે, એક પ્રચંડ વાઘના પાંજરામાં અસ્ત્ર વિના પેસવાની તેને આજ્ઞા [illegible] તે કઠોર દંડાજ્ઞા સાંભળી તેજસ્વી મુકુંદદાસ અણુમાત્ર ભય પામ્યો ન[illegible] હાસ્ય કરતો કરતો તે ભયંકર વાઘના પાંજરામાં ગયો. તેણે જોયું તો પ્રચં[illegible] પાંજરામાં મોટા સ્વરથી પગલાં ભરે છે, તે વાઘ જે સમયે તેની સંમુખે આ[illegible] ત્યારે રાઠોડ સરદારે તેને ગર્વ સહિત સંબોધન કરી બોલાવ્યો, તેણે કહ્યું નના શાર્દૂલ ! આવ, યશોવંતના સાર્દૂલ સામે આવ ! મુકુંદદાસની બે આંખમ અગ્નિના અંગારા ઝરવા લાગ્યા, તેની તે અશ્રુત પૂર્વ અભ્યર્થના સાંભળી વ્યા ચમકિત થયો. તે પુછડું પછાડી વિકટ ગર્જના કરી પોતાના પ્રતિદ્વંદ્વિની સામે ચાલ્યો. ચાર નેત્ર પરસ્પર મળી ગયાં પરક્ષણે વ્યાઘ્ર મુકુંદદાસને પીઠ બતાવી ચાલ્યો ગયો. વાઘને પીઠ દેખાડી જતો જોઈ મુકુંદદાસ બોલ્યો. જુઓ આ વાઘ સાહસ કરી મારી સાથે યુદ્ધ કરી શકતો નથી, રણવિમુખ શત્રુ ઉપર હુમલો કરવો તે રજપુતોનો ધર્મ નહિ, એ અદ્રષ્ટપૂર્વ વ્યાપાર જોઈ જોનારા ચમકિત થઈ ગયા.

નિષ્ઠુર ઔરંગઝેબનું પાષાણ હૃદયવિસ્મય રસે ગળી ગયું તેણે તેનું નાહુ-રખાં એવું નામ આપ્યું.

નાહુરખાં, એક સમયે શાહજાદાનો વિરાગભાજન થયો. રાજકુમારે

કૌતુક લેવાના ઇરાદાએ નાહુરખાને એકવાર કહ્યુ ગહેલોતવીર ! આપના રણ વિક્રમનો પુષ્કળ પરિચય અમને પડેલો છે પણ આપની એક ક્રીડા જોવા અમારી વાસના છે આપ દ્રુતવેગે અશ્વને ચલાવતા ચલાવતા, તે દોડતા અશ્વની પૃષ્ઠ થકી ઉપડી એક વૃક્ષની શાખાને પકડી ઝુલશો ખરા ! એવી રીતની ક્રીડામા બળ અને ક્ષીપ્રકારિતાનુ પ્રયોજન, એમ કરવામા ઘણા રમતીયાળો અકૃતકાર્ય થઈ પડી ગયા છે અનેક રજપુતોની એવી ક્રીડામા આસક્તિ રાજકુમારના વચન સાભળી નાહુરખા દભ સાથે બોલ્યો "હુ વાદરો નહિ હુ રજપુત છુ, રજપુતોની જે જે ક્રીડાઓ છે તે તે કેવળ ખડગની સહાયે થાયછે ઉપયુક્ત પ્રતિદ્વદ્વી મળવાથી તેની સાથે તલવારવડે ખેલ કરી શકુ " શાહજાદાની ઇચ્છા સફળ થઇ નહિ નાહુરખાના બોલવાથી તે અત્યત ક્ષુબ્ધ થયો ખરો પણ જાહેરમા તેના ચિન્હ તેણે જણાવ્યા નહિ તેણે મુકુદદાસનો સર્વ નાશ કરવાની ઇચ્છા કરી, તેણે મુકુદદાસને શિરોઇના દેવરરાજના સુરતાન રૂપે મોકલ્યો, વીર્યવાન નાહુરખા તેથી અણુમાત્ર ભય પામ્યો નહિ

મુકુદદાસની યુદ્ધયાત્રા સાભળી સુરતાને જાહેરમા યુદ્ધ કરવાની ઇચ્છા છોડી, ...ના દુર્ગમસ્થાનગિરિ શિખરે આશ્રય લીધો, તેણે વિચાર્યું જે શત્રુઓ તે સ્થળમા તે ... શકે તેમ નથી એ આશામા આશ્વાસ્ત થઈ તે નિશ્ચિત મને તે સ્થળે વિશ્રામ ... લાગ્યો રાઠોડ વીર મુકુદદાસના પ્રચડ વિદ્વેષવન્હિએ ભીષણ દાવાનળ તેજે ... તે એકાત સ્થળમા પેસી તેને બાળવાનુ શરૂ કર્યું એકવાર સૂરતાન પોતાના સૂત્રના નિશ્ચિત મને નિદ્રાનો સભોગ કરતો હતો મધળો કિ ત્રો નિસ્તબ્ધ, કેવળ એક પહેરગીર ચોકી આપતો હતો મુકુદદાસ પોતના સેનાદળ સાથે સતર્કભાવે આવી ... શીર્ષે ચઢયો, તેણે તે પહેરેગીરનો સહાર કર્યો ત્યારપછી તે સૂરતાનના ઘરમા ...ને શય્યા સમેત અને તેની પાઘડી સાથે પકડી લઇ પોતાના સૈનિકોને સોપ્યો, રાઠોડ સૈન્યો જે સમયે સૂરતાનને કેદ કરી લઈ ચાલ્યા તે સમયે મુકુદદાસે પોતાનુ નગારુ બજાવ્યુ, નગારાના પ્રચડ અવાજે દેવરના સૈનિકોને જાગૃત કર્યાં જાગૃત થયેલા સૈનિકોએ તેઓના અધિપતિની વિપદ જોઇ દળ સાથે એકત્રિત થઇ તેનો ઉદ્ધાર કરવા ને ચેષ્ટા કરવા લાગ્યા મુકુદદાસ જ દ ગભીર સ્વરે બોલ્યો "દેવર સૈનિકો ! બધ કરો ! બધ કરો ! વૃથા ઉદ્યમ કરી તમારો અને તમારા પ્રભુનો જીવ શાને ખોવો નહિ ? જો તમે મારી વાત માની જાશો તો સુરતાનના અગમા એક કાટો પણ વાગશે નહિ, હુ એકવાર તેને મારા રાજા પાસે લઇ જઇશ, જો ચોહવશો તમે મારી ઇચ્છાથી પ્રતિકૂળ વર્તશો તો આ ક્ષણે તમારા પ્રભુનુ મસ્તક છેદી નાખીશ. નિશ્ચય જાણો કે તેનુ જીવન મરણ મારા હાથમા છે," એવા તેજસ્વી વાકયોથી દેવરસેના લડતમા ઉતરતી બધ થઈ એક પગલુ પણ આગળ વધવા તેણે હીમત ધરી નહિ રાઠોડ વીરે સૂરતાને યશોવતસિંહને સોપ્યો

રાઠોડરાજ યશોવંતસિંહે, શીરોહીરાજ શુરતાનને સમ્રાટ પાસે લઇ જવા વાસના બતાવી, તેણે તેને દીલાસાનાં વાક્યો કરી કહ્યું જે " આપના સંમાન સંભ્રમનો કોઇ પણ જાતનો વ્યતિક્રમ થાશે નહિ આપને માત્ર એકવાર સમ્રાટનાં દર્શન કરવાનાં છે " દેવરરાજ તેમાં સંમત થયો, ઉપયુક્ત કર્મચારીઓથી પ્રવૃત્ત થઇ તે રાજ મહેલમાં ગયો. તેને સારા સારા લોકોએ કહ્યું, સંભાળજો ! સમ્રાટના મહેલમાં જતાં સમ્રાટને અભિવંદન કરવાનું ભુલશો નહિ " એ વાક્યો તેજસ્વી શુરતાનના હૃદયમાં વજ્ર જેવા લાગ્યા. તેણે નિર્ભીકચિત્તે ઉત્તર આપ્યો. અમારૂં જીવન રાજાના હાથમાં, પણ અમારૂં સંમાન અમારા હાથમાં, અદ્રષ્ટમાં જે હશે તેજ થાશે, હું કોઇ દિવસ મૂર્ત્ય માનવની પાસે મસ્તક નમાવીશ નહિ. આ જીવનમાં તે હું કોઈ દિવસ કરીશ નહિ, રાજા યશોવંતે પ્રતિજ્ઞા કરી હતી જે તે શુરતાનને અપમાનિત થવા દેશે નહિ, પણ સમ્રાટની પાસે મસ્તક નમાવવું પડે તેવું હતું, કર્મચારીઓ તેને એક સાકડી નીચી બારીમાંથી સમ્રાટ પાસે લઈ ગયા. તેમાથી જાવું હોય તો મસ્તક નમાવીને જવાય તેવું હતું. દેવરરાજ તે બારીમાંથી સભા સ્થળે આવી પહોંચ્યો, બારીમાં પેસતાં તેને મસ્તક નમાવવું પડ્યું. સમ્રાટે તેનું તે પ્રકૃત અભિવંદન ગણ્યું. સમ્રાટે તેના વ્યવહારિક કાર્યો નીહાળી તેને ક્ષમા આપી તેણે તેને કેટલીક ભૂમિસંપતિ આપી, શુરતાને તે સંપતિ નલેતાં કહી દીધું " સમ્રાટ મને મારા દેશમાં પહોંચાડી દ્યો.!" સમ્રાટે તેનો અનુરોધ સ્વીકાર્યો, શુરતાન પોતાના અચળગઢમાં આવ્યો.





# સપ્તમ અધ્યાય.

યશોવંતનાં મરણ ઉપર તેની પ્રધાન પટરાણીનો સહમરણોદ્યોગ અને તેમ કરવામાં સરદારોનું નિવારણ, રાજાની બીજી પત્નીઓનું સહમરણ, યશોવંતના મૃત્યુથી સઘળાનો ખેદ. અજીતનો જન્મ –યશોવંતનો પરિવાર અને સામંતનું મારવાડમાં આવવું, રસ્તામાં તેઓની ગતિ રોકી અજીતને લઇ લેવાની ઓરંગજેબની ચેષ્ટા. સાથેની સ્ત્રીઓની હત્યા કરી, સરદારોની આત્મરક્ષા, શિશુ રાજકુમારની જીવન રક્ષા, ઇંદોએ કરેલો મુંદરાધિકાર, તેઓનું ત્યાંથી દૂરીકરણ, ઔરંગજેબનું મારવાડ ઉપર આક્રમણ, આબાદ નગરનું લુંટવું અને તેઓનું ધ્વંસકરણ, હીંદુઓના દેવળોનો ઔરંગજેબથી નાશ, અને પોતાના ધર્મ છોડી દેવાનો રાઠોડ તરફ ઔરંગજેબનો આદેશ, તે પ્રસ્તાની અયોક્તિકતા, જજીઆ કરની સ્થાપના, ઔરંગજેબના વિરૂદ્ધ રાઠોડ અને શિશોદીય રજપુતોનો ષડયંત્ર, યુદ્ધ વિવરણ, મેરતીય સંપ્રદાયનું વીરત્વ, નાંદોલમાં એકીભુત રજપુત સંપત્તિનું યુદ્ધ વિધાન, રજપુતોના વિરૂદ્ધ લડાઇમાં ઉતરવાનું અકબરનું અનુમોદન; સંધિબંધન, અકબરને સમ્રાટ કહી રજપુતોની ઘોષણા, ટાહબરખાંની વિશ્વાસઘાતકતા અને તેનું મરણ; અકબરનું પલાયન અને રજપુતો પાસે તેની સહાયપ્રાર્થના, અકબરનુ રક્ષણ કરતાં કરતાં દુર્ગાદાસનું દક્ષિણાપથમાં જવું, શોનીગદેવનું રાઠોડ સેનાનુ પરિચાલન, યોદ્ધપુરમાં યુદ્ધ, સાજીમા વિશંવાદ, વિસુચિકા અને મહામારીનો આવિર્ભાવ, ઔરંગજેબની સંધિ પ્રાર્થના, શોનીંગનું સંધિમાં અનુમોદન, શોનીંગનું મૃત્યુ, ઔરંગજેબનુ સંધિબંધન, યુદ્ધ ચલાવવાના ભારનું આજીમને અર્પણ, મારવાડમાં સર્વત્ર યવન સેનાનુ અવસ્થાન, આરાવલી પર્વતમાં રાઠોડની અવસ્થિતિ, સ્થાને સ્થાને અસંખ્ય યુદ્ધ વિગ્રહ અને અગણ્યપ્રાણિહત્યા રાઠોડો સાથે બહીનું એકતાબંધન, મેરતીય સરદાર અન્યાય મરણ, શિવાનોનો અવરોધ, મુસલમાન સેનાનું પતન, નરઆલીએ કરેલું બે આશાની સ્ત્રીનુ હરણ તેનુ મરણ, શંભરમા યવન સેનાનો સંહાર, રજપુતોએ કરેલો ઝાલોરનો અવરોધ.

---



નિદારૂણ પુત્ર શોકાનળમાં આત્મજીવનની આહુતિ દઇ જે દિવસે મહારાજ યશોવંતસિંહે આલોકમાંથી વિદાયગીરી લીધી, જે દિવસે પાપિષ્ઠ ઔરંગજેબનો એક કાંટો નાશ પામ્યો, તે દિવસે ભારતવર્ષનું એક ઉજ્જ્વળ નક્ષત્ર કક્ષચ્યુત થઇ અતળ કાળસાગરમાં પડ્યું. ભારતવર્ષનું ભાગ્યગગન કાળમેઘથી આવૃત થયું, સમગ્ર હીંદુસમાજ ઘોર શોકમાં

પડયો. યશોવંતની પટ્ટરાણી પ્રાણપતિના શોકે આકુળ વ્યાકુળ થઇ તેની વાંસે સતી થવા તૈયાર થઇ. થોડા સમયમાં એક પ્રચંડ ચિતા ગોઠવાઇ ગઈ. શોક વિધુર રાણીએ સ્વામીનું શબ ખોળામાં લઇ ચિતામાં બળી જવા તૈયારી કરી. તે સમયે તેનો સાત માસનો ગર્ભ હતો. મારવાડનો ભાવી ઉતરાધિકારી અજીત તે સમયે શુક્તિ ગર્ભસ્થ મોતીની જેમ ગર્ભમાં વિરાજતો હતો. તેવી રીતની અવસ્થામાં રાણીનું અનુમરણ કેવળ અયૌક્તિક અને પાપકર હતું. કંપાવત ગોત્રના ઉદાએ, તેને અનુનય વિનય કરી તે કામ કરવાથી અટકાવવાની ચેષ્ટા કરી. પટ્ટરાણીની દૃઢ પ્રતિજ્ઞા જોઇ રાઠોડ સરદારો બીલકુલ શોકાતુર થયા. મોટા રાઠોડ કુળનો આજ નાશ થવાનો સંભવ થયો. મહારાજ યશોવંતસિંહની વંશરક્ષા માટે પટ્ટરાણીને અનુમરણ કરવામાંથી કોણ અટકાવે.

રાઠોડ સરદારોના અનુનય વિનયથી પટ્ટરાણી યશોવંતની વાંસે સતી થવા અટકી ગઇ, પણ રાજાની બીજી પત્નીઓ રાજાનો મૃતદેહ લઇ ચિતામાં બળી મુઈ. એ સમયે યશોવંતની એક રાણી મુંદરમાં હતી, પ્રાણપતિના મૃત્યુ સંવાદ સાંભળી તે બળતી ચિતામાં બળી ગઇ. સમગ્ર હીંદુ સમાજ આજ શોકાકુળ હતો, રાજ્યના યુવાન વૃદ્ધવીગેરે એ આમોદ પ્રમોદના વ્યવહાર છોડી દીધા અને તે દિવસે તેઓ વિલાપ કરવા લાગ્યા. આજ મારવાડ ગંભીર શોકાંધકારે આચ્છન્ન.

યશોવંતની વિધવા મહીષીએ યોગ્ય સમયે પુત્ર સંતાનને જન્મ આપ્યો, સંધળાની સમતિથી તેનું નામ અજીત પડયું. પ્રસવજનિત વેદના દૂર થઇ, પ્રસૂતિ હરવા ફરવાને સતાવાળી થઇ ત્યારે રાઠોડ સરદારોએ તેને અને રાઠોડ રાજપુત્રને રાજપરિવાર સાથે સ્વદેશમાં લઇ જવા નિશ્ચય કર્યો, રાઠોડ સરદારો તેઓ સાથે સ્વદેશમાં જવા નિસર્યા, પણ નૃશંસ ઓરંગજેબે તેઓને સુખથી જવા દીધા નહિ, તેણે યશોવંતના રાજકુમારને લઇ લેવા પ્રયત્ન કર્યો, રાઠોડ સરદારો કુમાર વીગેરેની સાથે દિલ્લી પાસે આવી પહોંચ્યા, તેવામાં નિષ્ઠુર મોગલ સરદારે હુકમ કર્યો કે રાજકુમારને અમને સોંપો, તેણે સામંત સરદારોને જુદાં જુદાં પ્રલોભન બતાવ્યા અને કહ્યું "જો તમે રાજકુમારને અમારા હાથમાં સોંપી દો તો મરૂ દેશ તમારા ઉપભોગ માટે તમને હું આપું" તેની તે પાપ કથા સાભળી સામંત સરદારો દારૂણ રોષથી ઉન્મત્ત થયા અને મેઘગંભીર સ્વરે બોલી ઉઠયા "અમારી માતૃભૂમિ અમારા અસ્થિમજ્જા સાથે જડેલ છે. આજ તે અસ્થિમજ્જાએ આજ તે માતૃભૂમિને આપી દઈ અમે રાજકુમારનું રક્ષણ કરશું."

રોષોન્મત્ત સામંત સરદારો આમખાસનો ત્યાગ કરી પોતાના વાસભુવનમાં આવ્યા તેઓના વાસભુવનને યવન સેનાએ ઘેરી લીધું, સમ્રાટની વિશ્વાસઘાતકતાથી

સામંત સરદારો અત્યંત ક્રોધાધિષ્ટ થયા પણ તેવી રીતનાં સંકટ સમયમા ક્રોધથી અધીર થઈ સઘળી બાજુઓ અગાડી દેવી નહિ એમ તેઓએ નિશ્ચિંત કર્યું, તેઓએ ધીરજ પકડી, રાજકુમારના જીવન રક્ષણ માટે યોજના કરી તે યોજના સદુપાયવાળી હતી સરદારોએ રાજધાનીના હીંદુઓને મિષ્ટાન્ન મોકલવાનુ શરૂ કર્યું, પકવાનો મોટા મોટા કડીયામા વાહિત થયા એક કંડીયામા રાજપુત્ર અજીતને રાખ્યો એ સમયે રાઠોડોએ સ્વજાતિનું સંમાન જાળવવા સંકલ્પ કર્યો.

નિયમિત પૂજાવિધાન સમાપ્ત કરી સઘળાએ સારી રીતે અફીણની સેવા કરી, પોતપોતાના રણતુરંગ ઉપર બેશી પ્રાણ આપી રાઠોડ કુળનુ ગૌરવ જાળ વવા તૈયાર થયા, એકદમ પ્રાચવીર વનચર ગોવિંદદાસ, રઘુપુત્ર દારાવતચંદ્ર ભાણ અને નિર્ભીક ઉદાવત ભરમલ વીગેરેએ ગાવી ઉંચા સ્વરે કર્યું. આવો વીરો! આવો! આપણે સમરસાગરમા સંતરણ કરીએ, આવો! અસુરકુળને આજ આપણે નિર્મૂળ કરીએ, એમા જો આપણો પ્રાણ વિયોગ થાય તો કાંઈ હાની નથી, આપણને અપ્સરાઓ વરી દેવલોકમા લઇ જાશે" એ ગંભીર વાક્યો સાભળી ભટ્ટ કવિ સુસ્ને ગંભીર સ્વરે ઉત્સાહ સાથે બોલી ઉઠયો "રાઠોડ વીર! તમોએ આજ સુધી જે રાજાનુગ્રહ ભોગવ્યો, તેનો બદલો આપી અમારૂં જીવન સાર્થક કરવાનો આજ સમય છે, આજના દિવસે તમારા રાજાના રક્ષણ માટે અને દેશના ઉદ્ધાર માટે ખડગની ધાર વેડી દેહનો ત્યાગ કરો" આવો! અગ્રસર થાઓ, મૃત્યુનો ભય રાખ્યા વિના રણક્ષેત્રમાં ઉતરો! રજપુત સ્ત્રીઓ જોહરવ્રત કરી બળી મુઈ, રાઠોડ કુળનો ઉતરાધિકારી અજીતનો બચાવ થયો. હવે રણક્ષેત્રમ મરણ પામવા રજપુતોની કશી બીક રહી નહિ, એક વિશ્વસ્ત હબશી સાથે પકવાનના કડીયામા રાજપુત્ર અજીતસિંહને પ્રથમથીજ રાઠોડ સરદારોએ મોકલી દીધો હવે સઘળા નિશ્ચિંતભાવે યવનોની સાથે યુદ્ધમા ઉતર્યા એ ભીષણ યુદ્ધ સંવત્ ૧૯૩૬ ના શ્રાવણની સાતમે થયું.

બાળક અજીત, ઔરંગજેબના કરાળગ્રાસમાથી બચ્યો. નિમકહલાલ હબશીના હાથમા રહી અજીત ભાગી કુશળતાથી રહયો, વીરવર દુર્ગાદાસ કેટલાક સરદારો સાથે અભય સ્થળે તે હબશીને મળ્યો, તે એકલો કેટલાક સરદાર સાથે યવન દળની મધ્યમા થઇ તે સ્થળે આવી પહોચ્યો દુર્ગાદાસનુ સઘળુ અંગ ક્ષત વિક્ષત થયુ, તે રૂધિરાક્ત હતો. તોપણ તે શ્રાંત અને ક્લાંત થયો નહિ. છેવટે તે અજીતને મારવાડના સિંહાસને બેસારી શકયો.

રાજકુમારને લઇ વીરવર દુર્ગાદાસ, કેટલાક રજપુત સરદારો સાથે અર્બુદ પ્રદેશમા ગયો. ત્યાં એક મઠમાંહે તેણે આશ્રય લીધો. મઠમા તે રાજકુમારને

પરમ યત્ન અને આદરથી લાલનપાલન કરવા લાગ્યો, તેના અસીમ યત્ને પિતૃ હીન રાજકુમાર મોટો થયો. તેને અત્યાચારી ઔરંગજેબના વિદ્વેષાનળમાંથી બચાવવા દુર્ગાદાસ છાનાઇથી વાસ કરવા લાગ્યો. એ રીતે કેટલોક સમય નીકળી ગયો. અગ્નિકણ ક્યાં સુધી કપડાના અંચળામાં છાનો રહે. રજપુત સમાજમાં થોડા સમયમાં એવા ખબર ચાલ્યા જે યશોવંતનો એક પુત્ર જીવિત છે. વીરવર દુર્ગાદાસ અને કેટલાક રજપુત સરદારો તેના રક્ષણ વિક્ષણમાં ગુથાયા છે. રજપુતો ટોળે મળી રાજપુત્રને શોધવા લાગ્યા. તેઓએ સહુના પહેલાં દુર્ગાદાસનો શોધ કર્યો. શોધ કરતાં કરતાં તેઓ આબુગિરિની તળેટીના પ્રદેશમાં આવી પહોંચ્યા, રજપુતોએ રાજકુમારને શોધી કહાડયો, તેને મારવાડના સિંહાસને અભિષિક્ત કરવા તેઓ દૃઢ પ્રતિજ્ઞ થયા.

એ શાંતિમય મહાશ્રમ વીરરસની આવાસભૂમિ થઇ પડી, તે સ્થળે રાઠોડ રજપુતો રાજકુમારનું સ્વત્વ દૃઢ કરી રાખવા પરસ્પર સૂત્રથી બંધાયા! એ સમયે તેઓને એક પ્રચંડ જાતિનો આક્રમણ અટકાવવાનો અવસર આવ્યો. અતિ પ્રાચીન કાળે ઇંદો નામની એક રજપુત જાતિ મરૂભૂમિમાં રાજ્ય કરતી હતી. ઇંદો પ્રસિદ્ધ પુરીહર વંશની એક પ્રધાન શાખા રાઠોડ રજપુતના અભિગમનથી તે જાતિ પોતાના રાજ્યથી વિચ્યૂત થઇ, રાઠોડ વીર ચંડે મારવાડમાંથી તેઓનું વંશતરૂ ઉત્પાટિત કર્યું, રાજ્યભ્રષ્ટ પુરીહર રજપુતો દીન ભાવે તે પ્રદેશમાં રહેતા હતા.

પુરીહર રજપુતો, પોતાના રાજ્યનો ઉદ્ધાર કરવાએક ઘડી પણ નવરાશથી બેઠા નહિ, આ ક્ષણે સુયોગ મેળવી તેઓ તેઓની આશા સફળ કરવા તૈયાર થયા થોડા સમયમાં તેઓનો સંકલ્પ સિદ્ધ થયો, પ્રાચીન મંડવાર ઉપર તેઓનો વાવટો ઉડવા લાગ્યો.

પુરીહર રજપુતોની કૃતકાર્યતાથી ઉત્સાહીત થઇ. રત્ન નામના એક રહોડ યોધપુરને કબજે કરવા ચેષ્ટા કરી, રાઠોડવંશીય જે અમરસિંહ પોતાના ઔદ્ધત્ય અને પ્રચંડ સ્વભાવથી રાજસિંહાસનથી વંચિત થઇ પોતાના બાપથી નિર્વાસિત થયો હતો અને જે સમ્રાટ શાહજહાનની હત્યા કરવા જતાં સભાસ્થળે શોચનીય અવસ્થાથી હણાયો. તે અમરસિંહનો પુત્ર રત્નસિંહ થાય. ઔરંગજેબે તે રત્નસિંહને તે કામ કરવા ઉત્તેજીત કર્યો. ટુંકામાં રત્નસિંહની ચેષ્ટા સફળ થઈ નહિ. વિશ્વસ્ત રાઠોડ સરદારો બાળક રાજ કુમાર અજીતનું સ્વત્વ મજબુત રાખવા અને તેનું રક્ષણ કરવા રત્નસિંહની સાંમે યુદ્ધમાં ઉતર્યા તે યુદ્ધમાં રત્નનો પરાજય થયો. તે નાગોરના કિલ્લામાં

પલાયન કરી પ્રાણની રક્ષા કરી શક્યો. ત્યાર પછી રાઠોડોએ ઇદાર ઉપર હુમલો કર્યો, તેઓને મુંદમાંથી તેઓએ કહાડી મુકયા, ઔરંગજેબે જે ઉદ્દેશે રત્નને જોધપુર કબજે કરવા ઉત્સાહિત કર્યો હતો તે ઉદ્દેશ સફળ થયો નહિ, તેણે પોતાની ખરાબ આકાંક્ષા પૂર્ણ કરવા માટે બહુ ચેષ્ટા કરી. પણ તે અધળી નિષ્ફળ થઇ. આજ સુધી તે છાનાઇથી પ્રપંચની ચેષ્ટા કરતો હતો હવે તે ઉઘાડો ઉઠયો, એક મોટી સેના સાથે ચઢાઇ કરી તેણે મારવાડ ઉપર હુમલો કર્યો, તેણે જોધપુરને ઘેરો ઘાલ્યો. તે ઘેરો કોઇએ અટકાવ્યો નહિ તેના કરાળ ગ્રાસમાંથી કોઇ જોધપુરનું રક્ષણ કરી શક્યું નહિ. જોધપુર ઔરંગજેબના હસ્તગત થયું, આજ જોધપુરનું ગૌરવાભિમાન વિનષ્ટ થઇ યવનોના પગતળે દબાયું.

મારવાડનું આક્રમણ કરી દુર્ધર્ષ મુસલમાનોએ તેની દુર્દશા કરવામાં હદ રાખી નહિ. મારવાડના નગરો ગામડાં અને નેહો ભાગીપડયાં દેવ મંદિર સ્તંભ ચૈત્ય વગેરે જમીનદસ્ત થઇ પડયા. દેવવિગ્રહ વિગેરે ભોંય ઉપર રખડતાં રહ્યાં, કોઇ લોક એ બધી દેવમુર્તિને એવી દુર્દશામાંથી સંભાળી શકયા નહિ જે લોકો સાહસ કરી, તે બાબતમાં ઉતર્યા તેઓએ યવનના હાથે યુદ્ધ સ્થળે પ્રાણ તજ્યા જે જીવતા રહ્યા તેઓને દુર્ધર્ષ મુસલમાનોએ બળાત્કાર કરી મુસલમાની ધર્મમાં દીક્ષિત કર્યા મારવાડમાં બારેબાર અરાજકતા વિરાજી મહામારીએ ભીષણ મૂર્તિ ધારણ કરી તેથી મારવાડ પ્રેત શમશાન જેવું બની ગયું, ઔરંગજેબ તે બીભત્સ ચિત્રો જોતો. જોતો પોતાના નગરમાં ગયો તેનું હૃદય કંપિત થયું નહિ તેણે હીંદુ પ્રજા ઉપર જજીયો કર નાંખ્યો, તે બાબતમાં રાણો રાજસિંહ વિરૂદ્ધ ઉતર્યો

રજપુતોનો સંહાર કરી દેવાનો હુકમ મેળવી તાહબરખાં સીત્તેર હજાર સૈનિકો સાથે યુદ્ધક્ષેત્રમાં ઉતર્યો, ત્યાર પછી ખુદ ઔરંગજેબ અજમેરમાં ગયો. મેરતીય નાના દળ સાથે એકઠા થઇ, તેનું આક્રમણ અટકાવવા પુષ્કર તરફ ચાલ્યા ભગવાન વરાહની પવિત્ર મૂર્તિ સામે યુદ્ધ ચાલ્યું ત્યાં યવન સૈનિકોનાં માથા કપાયા છેવટે સવંત ૧૭૫ના ભાદ્રપદ માસની અગીયારસના દિવસે મેરતિ રજપુતોએ તે યુદ્ધમાં પ્રાણ ખોઇ દીધા.

રાજસિંહના ક્રમેક્રમે અગ્રસર થવા લાગ્યો. સુગધરના અધિવાસિઓ પ્રાણભયે ગિરિમંદિરમાં સંતાયા ગયા યવન સેનાની ગતિનો પ્રતિરોધ કરવા રૂપ અને કુલ નામના બે ભાઇઓ પોતાના સેનાદળ સાથે ગુગ નામના સ્થાને આવી ઉભા રહ્યા પણ તેઓનો ઉદ્દેશ સિધ થયો નહિ. પચીશ માણસો સાથે તે બે ભાઇઓ રણક્ષેત્રે પડયા, કાળની જેમ ઔરંગજેબ. મારવાડ ઉપર ઉતર્યો. અજય દુર્ગમાં

તે પાંચ દિવસ રહયો ત્યાર પછી તેણે ચિતોડ ઉપર યાત્રા કરી. ચિતોડ પડયું, શોચનીય રૂપે પડયું શિશુ કુમાર અજીતનું રાણાએ રક્ષણ કર્યું રાઠોડ સૈનિકો યુદ્ધ કરવામાં અગ્રેસર થયા, યવનોનું બળાધિકય જોઇ, તેઓએ શિશુ રાજકુમારને નિર્લિપ્ત સ્થળે સંતાડી દીધો દિલ્લિશ્વર દોવાવીતી પાસે આવ્યો કુંભ, ઉદો, અગ્રસેન વીગેરે રાઠોડ વીર લોકો તે ગીરીમાર્ગમાં આવી ઉભા. તેઓએ ઔરંગજેબની પ્રચંડ ગતિ રોકી. તે ગિરિમાર્ગમાં થઈ જ્યારે ઔરંગઝેબે ઉદયપુર ઉપર હુમલો કર્યો ત્યારે આજીમ ચિતોડમાં હતો. તે સમયે સમાચાર આવ્યાજે દુર્ગાદાસે ઝાલોર રાજ્ય ઉપર હુમલો કર્યો. એ સમાચાર સાંભળી સમ્રાટ ઔરંગજેબ જય લક્ષ્મીની પ્રસન્નતા છોડી અજમેરમાં આવ્યો, અજમેર જતી વખતે તેણે મકર્ટાખાંને હુકમ કર્યો જે તેણે ઝાલોર ક્ષેત્રમાં વિહારીની મદદ કરવી, દુર્ગાદાસ યુદ્ધ કરતો કરતો ચોધપુરમ પહોંચ્યો, ગર્વથી ઔરંગશાહનું મસ્તક ગગનમાં અટક્યું. તેણે પ્રતિજ્ઞા કરી જે દેશમાં એકજ ધર્મ ચલાવવો જોઈએ, તે ધર્મ મુસલમાની ધર્મ. એ પાશવી પ્રતિજ્ઞા તેણે ઘણા દરજ્જે પાળી તેણે રાજકુમાર અકબરને ટાઇબરખાંની પાસે મોકલ્યો, લુટ ફાટ વીગેરેના જુલમના કાર્ય મારવાડમાં થવા લાગ્યાં, ભારત સંતાનને પુરૂં પીડન આપવાનો વિધાતાનો દુરાગ્રહ હોયે નહિ એમ લાગ્યું, નાદોએ ચોધપુરનો અધિકાર કર્યો, પણ કંપાવત સંપ્રદાયવાળાઓએ તેઓનો સંહાર કર્યો.

આરોવલી પ્રદેશે રાઠોડ રજપુતોને આશ્રય આપ્યો. તે દુર્ગમ પ્રદેશ માંથી તેઓ વારંવાર નિસરી મુસલમાન લોકોને તેઓ ઘાસની જેમ કાપવા લાગ્યા. ઔરંગજેબને તે જોઇ શાંતિ વળી નહિ. રાઠોડ રજપુતોનો સ્વામી ધર્મ પ્રતિદિન વધતો ગયો. પ્રતિદિન તેઓ સ્વદેશના ઉધ્ધાર માટે સારો ત્યાગ સ્વીકાર કરવા લાગ્યા, તેઓના એક દળે ઝાલોર ઉપર હુમલો કર્યો. બીજા દળે શિવાનોર ઉપર હુમલો કર્યો ત્યારે તેણે રાણા સાથે યુદ્ધ કરવું છોડી દઈ પોતાનું લશ્કર મારવાડમાં મોકલ્યું, અજીતને આશ્રય આપી વીરકેસરી રાજસિંહ સમ્રાટનો વિરાગભાજન થયો. પોતાના દીકરા ભીમને શિશોદિય સેના આપી તેને રાઠોડની મદદે મોકલ્યો. તે સમયે ઇંદ્રભાણ અને દુર્ગાદાસ રાઠોડ સેના લઇ ગદવારમાં હતા, શિશોદીય વીર ભીમસિંહ, પોતાની સેના સાથે તે સ્થળે આવ્યો તે ત્યાં રાઠોડ સેના સાથે ભળી ગયો, રાજકુમાર અકબર અને ટાઇબરખાં પોતાની વિશાળ સેના લઇ તેઓની સામે થયા. થોડા સમયમાં નાંદોદ નગર પાસે એક યુદ્ધ થયું, શિશોદિય રજપુતો સેનાનો જમણો ભાગ રક્ષતા હતા

* જે સઘળા સ્થળે એ વીર પુરૂષોએ પ્રાણ ત્યાગ કર્યા તે સઘળા સ્થળે હાલ તેઓની એક એક વેદિકા જોવામાં આવેછે.

અનેક ક્ષણ યુદ્ધ ચાલ્યું તેમાં પુષ્કળ શોણિતપાત થયો મેવાડી લોકના પુરોભાગે રહી રાજકુમાર ભીમસિંહ રણમધ્યે મરણ પામ્યો વીર ઇંદ્રભાણ પુષ્કળ વીરત્વ બતાવી ઉદાવત કેશવની સાથે યુદ્ધસ્થાને પડ્યો વળી શોનીજ અને દુર્ગાદાસે પુષ્કળ વીરત્વ બતાવ્યુ

તે દિવસે, રજપુતોએ ભારે વિરોચ્છવાસ બતાવ્યો તે દિવસ ગયો. તેની સાથે રાઠોડ રજપુતોનુ ગૌરવ લોપ પામ્યું, ગર્વોન્નત મારવાડ આજ હીણી દશામા આવી ગયું તોપણ રાઠોડ તે દિવસની વાત ભૂલી ગયા નહિ જે દિવસે તે વાત તેઓ ભૂલી જાશે, તે દિવસે રાઠોડનું નામ જગત્‌માથી લોપ પામશે, તે દિવસે રજપુતોએ સ્વદેશની સ્વાધીનતા માટે અને સ્વજાતીય રાજગૌરવ માટે જે અતુલ આત્મત્યાગ અને વીરત્વ બતાવેલ છે તે જોઇ રાજકુમાર અકબર વિમોહિત થયો તેણે રજપુતો ઉપર જે અત્યાચાર કર્યો હતો તે સ્મારી તે પરિતાપ કરવા લાગ્યો ઔરંગઝેબ શામાટે એ વીર જાતિ ઉપર અત્યાચાર કરે છે તે અકબર સમજી શક્યો નહિ દુઃકામા વીર્યવાન રજપુતોનો નિગ્રહ થતો જોઇ તેના હૃદયમા અનુકંપાનો ઉદય થયો અને અનુકંપાના સ્નિગ્ધરસાભિષેક તેનુ કઠોર હૃદય વિગલિત થયું તેણે સેનાપતિ ટાઇબરખાની પાસે પોતાનો હૃદયભાવ ખુલ્લો કરી કહ્યુ "એવી રીતના વિશ્વસ્ત અને સાહસિક વીરસંપ્રદાયને મોગલના સબંધથી વિચ્યુત કર્યો, તે કામ સમ્રાટે સારૂ કર્યું નહિ તેના દુઃખથી ટાઇબરનુ હૃદય પણ ગળી ગયું, ત્યાર પછી રાજકુમાર અકબરે દુર્ગાદાસ પાસે દૂત મોકલી કહેવરાવ્યુ જે "રાજ્યમા શાંતિ થાશે, એકવાર રજપુત વીરોની મુલાકાત લેવાની તેને આવશ્યકતા છે" રાઠોડવીર દુર્ગાદાસે સઘળા રજપુતોને બોલાવી રાજકુમાર અકબરની દરખાસ્ત જાહેર કરી તે પ્રસ્તાવમા ઘણાખરા રજપુતો અનમત થયા તેઓ બોલ્યા "કપટી યવન વિશ્વાસઘાતકતા કરી રજપુતોનો સર્વનાશ કરશે, કેટલાકે વિચાર્યું જે દુર્ગાદાસનો એમા કાંઇ સ્વાર્થ છે તેઓના તર્કવિતર્કમા દુર્ગાદાસ બોલી ઉઠ્યો "સરદારો તમે શામાટે વૃથા ભ્રમ પામી જુદી જુદી શંકા કરો છો, મનમા બીક રાખવી તે શુ વીરનું કામ છે! રાઠોડ રજપુતનુ બાહુબળ શુ વિલુપ્ત થયું! શત્રુપક્ષે સલાહશાંતિ કરવાની દરખાસ્ત મુકી આપણી મુલાકાત લેવાનું ચાહ્યું ત્યારે આપણે તેઓની મુલાકાત ન લઇએ તો બીકણ કહેવાશુ ચાલો આપણે બધા એકઠા થઇ યવનની છાવણીમા જઇએ" દુર્ગાદાસના ગભીર વચનોએ સરદારના હૃદયનો અંધકાર ખસેડી દીધો તેઓએ યવન કુમારના દર્શન લીધા, પરસ્પરના હૃદયભાવ પરસ્પરની પાસે ખુલ્લા કર્યા. દુઃદાનવ કોલાહલ લોપ થઇ ગયો, ઉભયપક્ષની સંમતિથી અકબરના મસ્તક ઉપર રાજછત્ર ધરાયુ, તે દિવસે સમાગમ થયો. ત્યાર

પછી અકબરે પોતાના નામે સિક્કા ચલાવ્યા, આજ અકબર ભારતવર્ષનો સમ્રાટ, મોગલ સામ્રાજ્યના શ્રેષ્ઠ સામંતો તેને ભારતેશ્વર કહેવા લાગ્યા, બંદિજનો, તેની કીર્તિ ગાવા લાગ્યા. એ સમાચાર અજમેરમાં ઔરંગજેબના કાને પડયા. તે સાંભળી તેના હૃદયમાં નિદારૂણ આઘાત લાગ્યો. તેનું હૃદય વ્યથિત થયું. તેને કોઈ સ્થળેથી શાંતિ મળી નહિ. વળી એવા સમાચાર આવ્યા જે રાઠોડ વીર દુર્ગાદાસ અકબરની સાથે મળી ગયો. ઔરંગજેબની આશાલતા ઉત્પાટિત થવા લાગી. દેશના સઘળા રાઠોડો અકબરના વાવટા નીચે એકઠા થયા. ભારત સામ્રાજ્ય આજ અકબર અને ઔરંગજેબના વચ્ચે વહેંચાઈ ગયું.

આજ ઔરંગજેબની ભારી વિપદ, આજ તેનું સિંહાસન કંપવા લાગ્યું. તેનો રાજમુગટ ભોં ઉપર પડવાજેવું થયું. તે ભય પામ્યો જે, તે નિશ્ચય સિંહાસન ભ્રષ્ટ થાશે, શાથી કે રજપુતોનો રોષવન્હિ વધારે સળગી ઉઠયો. તેનો બચવાનો એક પણ ઉપાય રહ્યો નહિ. તેની પાંસે તેના બંધુ બાંધવો મિત્ર વીગેરે કોઇ રહ્યું નહિ, તેણે જાણ્યું જે તેનો અધઃપાત થશે, ઔરંગજેબ તેથી ઉત્સાહ વિનાનો થયો નહિ, સઘળાએ તેને છોડયો. પણ આશાએ તેને છોડયો નહિ.

શઠતા અને કપટિતા ઔરંગજેબની જીવન સહચરી. જ્યારે તે સંકટમાં પડતો ત્યારે તે સહચરીઓની મદદ લઇ સંકટમાંથી ઉદ્ધાર પામતો હતો. આજ તે સહચરીની મદદે વિપદમાંથી તે ઉદ્ધાર પામ્યો.

અગણ્ય રજપુતોની સાથે અકબર અજમેર તરફ ચાલ્યો. ઔરંગજેબે જાણ્યું જે તેની અને અકબર વચ્ચે ભયંકર યુદ્ધ ચાલશે. તે યુદ્ધ માટે ઔરંગજેબ પ્રથમથી તઇયાર થયેલો હતો. પણ અકબર ટાઇબરખાંના હસ્તે સઘળો ભાર સોંપી સ્ત્રીના ટોળામાં વિલાસ કરતો હતો. ટાઇબર, વિશ્વાસઘાતકતાની કલ્પના કરતો હતો. તેની પાસે એવા સમાચાર આવ્યા જે, જો તે અકબરને સમ્રાટના હાથમાં સોંપી દે તો તેને પુષ્કળ બક્ષીસ મળે. એવા સમાચાર મેળવી તે રજની યોગે ઔરંગજેબને જઇ મળ્યો. અને તે સ્થાનથી તેણે રાઠોડને લખી જણાવ્યું " અકબરની સાથે તમારા સંધિબંધને હું ગ્રંથિ સ્વરૂપ હતો પણ આજ તે ગ્રંથિ હવે છુટી ગઇ " શાથીકે પિતા પુત્ર આજ એક થઇ ગયા છે. એમ લખી દૂતને પત્ર આપીને બક્ષીસની આશાએ સમ્રાટ પાસે આવ્યો. પણ દુર્વૃત્તની પાશવી વિશ્વાસઘાતકતાનો ઉપયુક્ત બદલો મળ્યો. સમ્રાટની પાસે આવતાંજ તે સમ્રાટના હાથમાં રહેલી તલવારે દ્વિખંડિત થઇ ગયો. રાત્રીના મધ્યભાગમાં ટાઇબરખાંનો દુત રાઠોડની છાવણીમાં પહોંચ્યો તેણે રાઠોડના હાથમાં તે પત્ર આપ્યો.

દુતે કહી સંભળાવ્યું કે ટાઈબરખાંનો વધ થયો. છાવણીમાં મોટો કોલાહલ થયો ગઠોડો પોતપોતાના ઘોડા ઉપર બેસી અકબરની છાવણીમાંથી નીકળી ગયા, રાજકુમારની સેનામાં ખબર પ્રસરી ગયા.તે સેનાનાં માણસો ચારે દિશાએ પલાયન કરવા લાગ્યા. તો પણ અકબરની મોહનિંદ્રા ભાંગી નહિ.

સઘળા સમાચાર સાંભળી રાજકુમાર અકબરની મોહનિંદ્રા ભાંગી, રાઠોડ રજપુતોએ તેની છાવણીનો ત્યાગ કર્યો એમ તેણે સાભળ્યું. પોતાના સૈનિકો પલાયન કરી ગયા એવા સમાચાર પણ તેના કાને પડયા. માત્ર પોતાનાજ દોષે તેને વિપદમા પડવાનું થયું, વિશ્વાસઘાતક ટાઈબરખાંને ઉપયુકત બદલો મળ્યો તે વાત જાણી તે પરમ આનદિત થયો. તે સમયે હજાર સૈનિકો તેની પાસે હતા, બીજા દિવસે રાજકુમાર પલાયિન સેનિકોની પાસે આવી પહોંચ્યો. તેઓને લઇ તે.પોતાના મિત્ર રજપુતોની શોધે ચાલ્યો. તેણે તેઓને મળી તેઓને, પોતાને અને પોતાના પરિવાર વર્ગને અર્પિત કર્યા. અર્પિત કરી તેણે કહ્યું " તમારી ઇચ્છા હોય તો મારો કે બચાવો " રાજકુમારના ઉપર દયા આવવાથી રજપુતે તેવી માગણી કબુલ કરી.

કવિ કર્ણીકધને પોતાના ગ્રંથમાં તે વર્ણન જીવંત ભાવે વર્ણન કરેલ છે. દુર્ગાદાસ રાજકુમાર અકબરની સાથે મળ્યો. પોતાનું સેનાદળ લઈ તે અકબરની પાસે ચાલ્યો. લુણી નદીના તીરે સમ્રાટ ઉપર હુમલો થાશે એમ તેણે મનમાં રાખ્યું. ચતુર ઔરંગજેબે ઇષ્ટ સાધનમાં ચતુરતા કરી, તેણે દુર્ગાદાસને પ્રલોભન આપી ફુટાડી દેવા પ્રયત્ન કર્યો. પહેલાંતો તેણે તેની પાસે આઠ હજાર મહોર મોકલી. દુર્ગાદાસે તે લીધી નહિ. ઔરંગજેબનો ઉદ્દેશ સફળ થયો નહિ. રજપુત વીર પ્રલોભનમાં વશીભૂત થયો નહિ. તેણે વિદ્રોહિ રાજપુત્રને હસ્તગત કરવા એક વિશાળ સેના મોકલી. અકબર બહુ ભય પામ્યો. તેણે જાણ્યું જે હવે પિતાના હાથમાં પડવાથી તેના અનુગ્રહની આશા નથી.

વીરવર દુર્ગાદાસ, રજપુત ચરિત્રનો એક આદર્શ સ્વરૂપ, તે વિજ્ઞ અને શુર હતો ઘણું કરી તેના વીરત્વ અને વિજ્ઞત્વના પ્રભાવથી મારવાડ ભૂમિ અનંત ધ્વંસમાથી રક્ષા પામી તેણેજ પુષ્કળ આત્મત્યાગનો સ્વીકાર કરી રાઠોડ રાજકુમાર અજીતની પ્રાણ રક્ષા કરી. સમ્રાટ ઔરંગજેબ રાઠોડ વીર દુર્ગાદાસથી ભય રાખતો હતો.

રાજકુમાર અકબરની સાથે મળી જઇ વીરવર દુર્ગાદાસ પોતાનું સેનાદળ લઇ ઔરંગજેબની વાંને જવા અગ્રેસર થયો. તેની વાસના હતી જે લુણી નદીના તીરની ઉંચી ભૂમિ ઉપર સમ્રાટના ઉપર હુમલો થાશે,પણ ચતુર ઔરંગજેબે પોતાના અભીષ્ટ સાધન માટે એક ચાલ પકડ્યું હતું. એ હકીકત ઉપરના પ્રસ્તાવમાં આપણે બતાવી

ગયા છીએ, જે હકીકતથી દુર્ગાદાસનો આત્મત્યાગ સ્વદેશોદ્ધાર અને રાજપુત્રની રક્ષાનો ઉત્સાહ માલુમ પડી આવે છે.

દુર્ગાદાસ અને રાજકુમાર અકબર સમ્રાટની વિરૂધ્ધે થયા. સમ્રાટના સૈનિકોએ રાઠોડ રજપુતોને ચારે તરફથી ઘેરી લીધા. પણ દુર્ગાદાસ તેઓની પછવાડે પડયો. દુર્ગાદાસ સાથે એક હજાર સૈનિકો હતા, ઔરંગઝેબ ઝાલોર પાસે આવી પહોંચ્યો, દુર્ગાદાસ ઝાલોર તરફ ગયો નહોતો, પણ તે ગુર્જ્જર પ્રદેશને દક્ષિણમાં અને ચંપેનને ડાબી બાજુમાં રાખી રાજ કુમાર સાથે નર્મદા તીરે આવ્યો. ઔરંગના ક્રોધની હદ રહી નહિ, નિદારૂણ ક્રોધથી મૂઢ થઈ તે ધર્મ કર્મ ભૂલી ગયો. તેણે કુરાનને હાથમાં લઇ ફેંકી દીધું. ત્યારપછી તેણે આઝીમને હુકમ કર્યો જે તું દુર્દાંત રાઠોડ રજપુતોનો નિગ્રહ કરી તારા દુરાચારી ભાઈ અકબરને હસ્તગત કર ! આઝીમની યાત્રા પછીના દશ દિવસમાં જોધપુર અને અજમેરમાં પોતાનું સેનાદળ રાખી સમ્રાટ યુદ્ધ અકબરની સામે અગ્રેસર થયો.

ઔરંગઝેબ અને રાઠોડ રજપુતો વચ્ચે અજમેરથી ચાર કોશ દુરે સંવત્ ૧૭૩૭ના આષાઢ માસની સાતમના દિવસે ભયંકર યુદ્ધ થયું. શુરવીર શોનીંગે પોતાનો પ્રચંડ ખડગ અને અસ્ત્રાસ્ત્ર ચારે તરફ ચલાવ્યાં ઔરંગઝેબ આગળ વધી શકયો નહિ ઔરંગઝેબ એક સ્થળે ઉભો રહયો, હસ્તક અને કર્ણસિંહ સુજેગના તરફ અગ્રેસર થયા. ત્યારપછી એક ભયાવહ યુદ્ધ થયું. તે યુદ્ધમાં યવનોનો સેનાનાયક પડયો. એ ભયાવહ યુદ્ધ ઇ. સ. ૧૭૩૮ માં બન્યું. તે સમયે મહામારીના રોગે દેશને ઉત્સન્ન કરી દીધો.

વીરવર શોનીંગ તે ભયંકર ક્ષેત્રમાં ભીમાકાર હદની જેમ વિચરણ કરવા લાગ્યો. તેના વીરાનુષ્ઠાને આગ્રા અને દીલ્હીનગર કંપિત થયા. તે સમ્રાટને ક્ષીણચંદ્ર-માની જેમ જોતો હતો. સમ્રાટે તેની પાસે દૂત મોકલ્યો, દૂતની સાથે સંધિ કરવાની સમ્રાટે પ્રાર્થના કરી. તેણે રાજકુમાર અજીતને સાત હજારી મનસબના પદ ઉપર નીમ્યો તેના સ્વજાતીય ભાઈઓને અજમેર આપી તેના શાસન કૃત્યે શોનિંગને નીમ્યો. તે સંધિપત્રમાં લખેલ હતું જે રજપુતો મારવાડમાં સ્વતંત્રતા ભોગવે, સંધિ પત્ર લઇ દિવાન આસદખાં મધ્યસ્થ રૂપે આવ્યો. તેણે કસમ અને પ્રતિજ્ઞાથી કહ્યું જે સંધિપત્રના લેખના અનુસારે ચાલવામાં આવશે. સંધિપત્ર પ્રમાણે અમલ થવા લાગ્યો. ઔરંગઝેબ અકબરને ભુલી ગયો નહોતો.

અકબરની ચિંતા, સો સાપણની જેમ તેના હૃદયને દંશન કરવા લાગી. છેવટે તે દક્ષિણાવર્તમાં ગયો. આસદખાં અજમેરમાં અને શોનીંગ મેરતામાં રહ્યા. શોનીંગના વિનાશ માટે તેણે બ્રાહ્મણોને લાંચ આપી. બ્રાહ્મણો મારણમંત્રનો પાઠ

ગુર્જર પ્રદેશનો હાકીમ સૈયદ મહમદ તેઓની વાને પડયો તેણે તેઓને રેણુ પુગના ગિરિ પ્રદેશમા ઘેરી લીધા તેઓ ત્યા આખી રાત્રી શસ્ત્ર બાધી ઉભા રહયા બીજા દીવને ઘોર યુદ્ધમા તેઓ પડયા

એ રીતે અવિરામ યુદ્ધવિગ્રહ અને નરહત્યા સાથે સ ૧૭૩૯ની સાલ અનતકાળ સાગરમા ડુબી જઇ રાજચંદ્રનું એક આવર્ત્તન થયું. તેની સાથે રાઠોડ રજપુતોનુ ભાગ્યચક્ર પણ ઘણા દરજ્જે ફરી ગયું. એ દીર્ઘકાળ વ્યાપી યુદ્ધમાં રજપુતોના અને યવનોના પુષ્કળ લોહી પડયા. અનેક રાઠોડ વીરોએ યુદ્ધસ્થળે બહાદુરી બતાવી પ્રાણ છોડી દીધા રાઠોડના અતિમ વિક્રમે હમેશ પુષ્કળ યવનો યુદ્ધસ્થળે પડતા હતા પણ યવન સેનાનો ક્ષય થાતો નહોતો. શાથી કે ક્ષય પામેલ સેનાના ઠેકાણે બીજી સેના આવી ઉભી રહેતી હતી રાઠોડ રજપુતોને જે સૈનીકનીક્ષતિ થાતી તે પુરણ થતી નહિ રાજસ્થાનના સઘળા રજપુતો એક સુત્રે બધાયા હતા પણ એક દીલ થયા નહોતા જોતાજોતામા સવત ૧૭૪૦નું નવુ વર્ષ બેહું. યવનોનો ઉત્સાહ પણ નવો થયો તેઓ નવા નવા જય મેળવવાનું આયોજન કરવા લાગ્યા આઝીમ અને આમદખા દક્ષિણાવર્તમા સમ્રાટની સાથે મળી ગયા. ઇનાયતખા અજમેરના શાસન કર્તૃત્વે રહયો તે સમયે તેના ઉપર હુકમ આવ્યો જે રાઠોડ રજપુતો સાથે યુદ્ધ બધ કરવુ નહિ વર્ષાઋતુ પાસે આવી જાય તોપણ યુદ્ધ વ્યાપાર ચલાવવો એ હુકમ પાળવાને સેનાપતિ ઇનાયતખા તત્પર થયો. મારવાડના સઘળા ગામ અને નગરો યવનના કબજામા હતા યવનોના પહલારે મરૂસ્થળી કપીત થઇ એ વિપુલ યવન દળ વિરૂધ્ધ તલવાર લઇ થોડા રજપુત વીરો શુ એક રીતના સલાય સ્થળમા નિરાપદ રહે ખરા ! તે પર્વત પ્રદેશમા સતાયા સુયોગ પામી યવનો ઉપર તેઓ પડવા લાગ્યા. વઇશાકમા ખગરી નામના સ્થળે ઘોર યુદ્ધ થયુ તે યુદ્ધમા રામસિંહ અને સામતસિંહે મોગલ સેનાનો સહાર કરી યુદ્ધસ્થળે પ્રાણ છોડયા એક બાજુએ અનોપસિંહે લુણી નદીના તીરે યવનોનો સહાર કર્યો. તેના બેહદ ભૂજ પરાક્રમે અષ્ટરો અને ગગાની નામના કીલ્લામાથી યવનો પલાયન કરી ગયા. માક્ષમસિંહે પણ રજપુત વીરો સાથે રહી પુષ્કળ વિરત્વ બતાવ્યુ, યુદ્ધ સ્થગિત રહ્યું, સધીની પ્રસ્તાવના થઇ, રજપુત તથા યવનો સધી માટે એકઠા થયા, દુરાચાર યવને મેરતીય સપ્રદાયના અગ્રનાયકને વિશ્વાસઘાતકતા કરી ગુપ્તભાવે મારી નાખ્યો

યવનની વિશ્વાસઘાતકતાથી રાઠોડ રજપુતોનો ક્રોધાગ્નિ વધારે સળગી ઉઠયો તેઓ યવનો ઉપર જ્યા ત્યાં હુમલો કરવા લાગ્યા. હીંદુ મુસલમાન વચ્ચે સઘર્ષ વધારે વધી પડયો. સુજાનસિંહે રાઠોડ સેના લઈ દક્ષિણાવર્તમા કુચ કરી.

પુરદીલખાએ શિવાનાનો અને નાહુરખાએ મેવાતી અને કુનારીનો કબજો કર્યો તેઓના ઉપર હુમલો કરવા ચંપાવતનુ દળ મુકુન્દર નામના સ્થળે એકઠું થયુ એવામા ખબર આવ્યા જે તુઅટી આશાની કુળની બે સ્ત્રીઓ હરણ કરી તેને લઇ ગયો એ સમાચાર સાંભળી ચંપાવત રજપુતો રોષાતુર થયા થોડા સમયમા રાઠોડ સેના લઈ તેઓ યુદ્ધક્ષેત્રે ઉતર્યા કુનારી પાસે આવી તેણે પુરદીલખા ઉપર હુમલો કર્યો બેનગીબ યવન સેનાપતિ ઘણો સૈનીકો સાથે યુધ્ધક્ષેત્રમા પડયો, તે દીવસે રાઠોડ રજપુતોના એકસો સૈનીકો હણાયા એ પરાજયની વાત સાંભળી નીજા આશાની તે બે રજપુત સ્ત્રીઓને લઇ ભયથી નમીન થઇ તોડા નગર તરફ પલાયન કરી ગયો ત્યારપછી કુચરની પાસે આવી ત્યા તેણે છાવણી નાખી એ સમાચાર [illegible]ના પુત્ર સુમેરસિંહના કાને પહોંચ્યા તે તરત યવનસેનાપતિના તરફ દોડયો, યુધ્ધ થયુ, પણ તેનુ પરિણામ અનિશ્ચિત રહ્યુ —

થોડા સમયમા રતનસિંહ રાઠોડ સેના લઇ યુદ્ધક્ષેત્રમા ઉતર્યો કુનારી પાસે આવી તેણે પુરદીલખા ઉપર હુમલો કર્યો, બેનગીબ યવન સેનાપતિએ તેઓના હુમલાનો અટકાવ કર્યો નહિ, તે ઘણા સૈનીકો સાથે યુદ્ધક્ષેત્રમા પડયો તે દિવસે રાઠોડ રજપુતોના સો સૈનીકો યુદ્ધમાં પડયા એ પરાજયની વાત સાંભળી નીજા આશાની [illegible] નગરને તોડા નગરના પલાયન કરી ગયો

જોતા જોતામા સં ૧૭૪૨નુ વર્ષ વીતી ગયુ તોપણ હીંદુ મુસલમાનનુ ઘોર યુધ્ધ પતિ ગયુ નહિ ત્યારપછી સંવત ૧૭૮[illegible]ના લાખાવત અને આશાવત રજપુતો શબર પર હલ્લો કરી યવનનો સંહાર કરવા લાગ્યા છેવટે સેના ક્ષેત્રમા રાઠોડ રજપુતો એકઠા થયા ત્યા તેઓએ યવન સેના ઉપર હુમલો કર્યો પણ તે યુદ્ધમા યવનો જયી થયા એ પરાજયથી સંગ્રામસિંહનો રોષાગ્નિ વધી ગયો તેણે દળ સાથે આવી જોધપુરના પટખાના [illegible] નાખ્યા ત્યારપછી તે ધુનાર નામના સ્થળે આવ્યો. ત્યા તેણે લશ્કર એકઠુ કર્યુ. તેના વિકટ ઉત્સાહે રાઠોડ સેના ઉત્સાહિત થઇ, તેણે આલોર ઉપર હુમલો કર્યો એવી ઘોર લડાઓમા સંવત ૧૭૪૨નુ વર્ષ વહિ ગયુ





# અષ્ટમ અધ્યાય.

બાળક રાજકુમારને જોવાની સરદારોની પ્રાર્થના, રાઠોડો સાથે કોટાના દુર્જનમાલનું મળી જવું, આબુ તરફ તેઓનું જવું, સરદારોનું રાજદર્શન, સરદારો સાથે અજીતનું સ્થાને સ્થાને ભ્રમણ, ઔરંગજેબનો ભય, તેની મદદથી એક અપનૃપતિનો આવિર્ભાવ, એક થયેલા રાઠોડ અને હારના વિક્રમ બળે મારવાડમાંથી મોગલ સેનાનું ચાલ્યું જવું, પુરમંડલમા તોફાન, હાર રાજાનું મરણ, દક્ષીણાવર્તમાંથી દુર્ગાદાસનું પાછુ આવવું, તેના હાથે સુજીખાંનો પરાભવ, અજીતને ઠગવાની સુજીખાંની ચેષ્ટા, તેની અકૃતકાર્યતા અને અપમાન, મેવાડમાં રાજકુમાર અમરસિંહનો વિદ્રોહ, રાણાનું રાઠોડોનું આનુકુલ્ય દાન, અકબરની દુહિતા માટે ઔરંગજેબની સંધીપ્રાર્થના, ગિરિ વનમાં ફરીથી અજીતનો આશ્રયવાસ, વિજયપુરનો મામલો, રાઠોડનો જય, પોતાની પૌત્રી માટે ઔરંગજેબની આશંકા, રાણાની ભત્રીજી સાથે અજીતનો વિવાહ, યુદ્ધ બંધ રાખવા ફરી ઉદ્યોગ, રાજકુમારીનું પ્રત્યર્પણ, રાઠોડની યોધપુરની પ્રાપ્તિ, દુર્ગાદાસની મહાનુભાવુકતા, અજીતનો રાજ્યાધિકાર, તેની ફરીથી દુર્ગતિ, હીંદુજાતિની દુર્દશા અજીતનો પુત્રલાભ, દુનાનું યુદ્ધ, ઔરંગજેબના મૃત્યુથી હીંદુઓનો આનંદ, અજીતનો યોધપુરનો પુનરધિકાર, મુસલમાનોની દુર્ગતિ. બહાદુરશાહનું નામ ગ્રહણ કરી આજીમનું પિતૃ સિંહાસને બેસવું, બાબાઓનું યુદ્ધ, સમ્રાટનો મારવાડ ઉપર હુમલો કરવાનો ઉદ્યોગ, અજમેરમાં આવવું, યવનની વિશ્વાસઘાતકતા, અકસ્માત યોધપુર ઉપર હલ્લો, અજીત પાસે દુત પ્રેરણા, સમ્રાટ સાથે અજીતનુ જવું, રાજાઓનો અસંતોષ, તેઓનું ઉદયપુરમાં જવું, રાજ્યનું એકતાબંધન, અજીતને ફરીથી યોધપુરનો લાભ, અંબરના સિંહાસને જયસિંહને ફરીથી બેસારવાનો અજીતનો ઉદ્યોગ, શંબરનુ યુદ્ધ. અજીતનો જય, જયસિંહના હાથમાં અંબરાર્પણ, અજીતનો બીકાનેર ઉપર હુમલો, નાગોરનો ઉદ્ધાર, રાજાઓ ઉપર સમ્રાટનો ભ્રકુટીનો વિક્ષેપ, ફરીથી સંમીલન, આજીમનું આવવું, તેની પાસે રાજાઓનું જવું, કુરક્ષેત્રમાં અજીતની તીર્થયાત્રા; ત્રીશ વર્ષ સુધી ચાલેલ યુદ્ધની સમાલોચના, દુર્ગાદાસનું ગુણ કિર્તન, અભયસિંહની જન્મપત્રિકા.

---

જે સમયે પ્રભુ ભક્ત રાઠોડ વીરો ઉપર કરેલી રીતીથી યવનો સાથે લડતા હેતા તે સમયે રાઠોડ કુળની ભાવી ભૂપાળ અજીત પર્વતના ગામડામાં ધીરે ધીરે વૃદ્ધિત થતો હતો તે દીર્ઘકાળ વ્યાપી યુધ્ધોમાં જે સઘળા વીરોએ તેના માટે

પ્રાણ આપ્યા તે વીરોએ તેને જોયો પણ નહોતો, નિરંતર યુદ્ધક્ષેત્રમાં યુદ્ધમાં ગુંથાયાથી રાઠોડોને ભાવી ભૂપાળ અજીતનું મુખ જોવાનો અવસર આવ્યો નહોતો સંવત ૧૭૪૩ માં ચંપાવત, કુંપાવત, ઉદાવત, મેરતીય વીગેરે સામંત સરદારો રાજકુમારને જોવા અધીર થયા, ખીચી વંશીય મુકુંદદાસે દુત મોકલી તેઓએ તેને કહેવરાવ્યું જે " અમારે એકવાર અમારા રાજકુમારને જોવો છે. વિશ્વસ્ત મુકુંદે જવાબ આપ્યો જે જેણે વિશ્વાસ રાખી રાજકુમારને મારા હાથમાં સોંપ્યો છે તે હાલ દક્ષિણ પ્રદેશમાં છે " સામંત સરદારો તે ઉત્તર સાંભળી સંતોષ પામ્યા નહિ, ખીચી વીરનો એવો ઉત્તર સાંભળી તેઓ સઘળા સમસ્વરે બોલ્યા " અમારા અધિપતિને જ્યાં સુધી અમે જોશું નહિ ત્યાં સુધીમાં અમારી અભિરૂચિ થાશે નહિ " તેઓનો અતિશય આગ્રહ જોઈ મુકુંદ તેઓની વાસના પૂર્ણ કરી શક્યો નહિ, એમ નહિ, સરદારો આબુગિરિના તે પ્રદેશ તરફ ચાલ્યા કોટા રાજ્યનો હાર રાવત દુર્જનશાલ, બે હજાર સ્વાર લઈ તેઓની સાથે ચાલ્યો સંવત્ ૧૭૪૩ના ચૈત્ર માસના શેષ દિવસે, સરદારોએ, પોતાના ભાવી ભૂપાળનું દર્શન કરી નયન સાર્થક કર્યાં. સૂર્યના કીરણથી જેમ પુંડરીક ખીલી ઉઠે તેમ રાજ કુમારના દર્શનથી તેઓ પ્રીતિથી વિકસિત થયા. તે સમયે તે સભા સ્થળે ઉદયસિંહ, સંગ્રામસિંહ, વિજયપાળ, તેજસિંહ, મુકુંદસિંહ, નાહોર સુજાસિંહ જગનસિંહ, સામંતસિંહ, રામસિંહ, ફતેહસિંહ, કેસરીસિંહ, વીગેરે હતા. તેમાં શ્રાવકપતિ જ્ઞાનવિજય, એ એકલા સ્થેલ રાજમંડળને આવી શોભાવતો હતો. અજીત શુભ ક્ષણે જગતને વિદિત થયો. પ્રથમ હારા રાજે નુતન રાજાને અભિનંદન કર્યું. ત્યાર પછી બીજા રાજા સામંત સરદાર વીગેરેઓ મણિમુક્તા વીગેરે ઉપહાર આપી, તેના દર્શન કર્યાં.

ઇનાયતખાએ સઘળા સમાચાર ઔરંગજેબના કાને પહોંચાડ્યા તેણે ખુદ ઔરંગજેબની પાસે આવી કહ્યું. મહારાજ ! સાથે અધિપતિ ન હોવાથી પણ રજપુતો આપની સાથે પ્રાણ આપી લડયા, ત્યારે હવે અધિપતિને મેળવી હવે તેઓ શું કરશે તે કહી શકાતું નથી હવે વધારે સેનાબળ આપણી પાસે નહિ હોય તો તેઓની સામે થવાય તેમ નથી.

આનંદથી ઉત્ફુલ્લ થઈ જયનાદ કરતા રાઠોડ સરદારો, શિશુ રાજાને આ હોવમાં લઈ ગયા. આહોવના અધિપતિઓ મોતીઓ સાથે રૂપા મહોરાઓની ભેટ અજીતને કરી તે આહોવના ડીરામાંથી વિદાય થયા, રસ્તામાં સાચપુર, ભીલાર અને બાડ઼ર તેના કબજામાં આવ્યા. અને ત્યાંના સરદારોએ પાસે આવી તેને કીમતી ભેટો આપી, ત્યાર પછી તે આશોપના ડીરામાં ગયો. ત્યાં તેણે કુંપાવત

સરદારનો સત્કાર ગ્રહણ કર્યો, ત્યાર પછી તે પ્રભુરાવના નિવાસમાં ગયો. છેવટે સંવત્ ૧૭૪૪ નાં ભાદ્રપદની દશમે રાજકુમાર પોકર્ણપુરીમાં આવ્યો. દક્ષિણાત્ય પ્રદેશમાંથી ત્યાં આવી દુર્ગાદાસે તેના દળની પુષ્ટિ કરી.

રાઠોડ રજપુતો વીગેરેની ઉપર પ્રમાણેની તૈયારી જોઇ ઇનાયતખાં વિષમ રીતે ભય પામ્યો. રજપુતોના એ નવા દળબળને દમન કરવા તેણે એક વિશાળ સેના તૈયાર કરી પણ મૃત્યુએ તેના ઉપર હુમલો કરવાથી તેની સઘળી આશા નિષ્ફળ થઇ, તેથી યવનરાજ ઘણો દુઃખી થયો આ સમયે તેણે એક કૌશલનું અવલંબન કર્યું. મહમદશા નામના એક આશામીને તેણે રાજ યશોવંતનો પુત્ર કહી મારવાડના આધિપત્ય ઉપર તેનો અભિષેક કર્યો. અને અજીતને પાંચ હજારી મનસબદારીનું પદ આપવાનું અને તેને તેની વશ્યતા સ્વીકારવાનું તેણે કહેવરાવ્યું.

મારવાડના રાજ્ય ઉપર અભિષિક્ત થઇ બેનશીબ મહમદશા તે રાજ સંમાનનો ભોગ કરી શકયો નહિ, યોધપુર જતાં રસ્તામાં તે મરણ પામ્યો. ત્યારપછી ઇનાયતખાંના બદલામાં સુજેતખાં મારવાડના શાસન કર્તૃત્વ ઉપર નીમાયો. રાઠોડ અને હાર રજપુતોએ એકતા સુત્રે બંધાઇ યવનો ઉપર હલ્લો કર્યો. માલપુરમાં અને પુરમાલમાં જે યવન સૈન્ય હતું તે રજપુતોની તીક્ષ્ણ તલવારથી કપાઇ ગયું. તે સમયે ગોળાના પ્રહારથી હાર રાજના પ્રાણ ગયા. એ રીતે સંવત્ ૧૭૪૪ નું વર્ષ વહી ગયું.

સંવત્ ૧૭૪૫ ની શરૂઆતથી ઇજારો આપવા સુજતખાંએ, મારવાડવાસીઓ પાસે દરખ્વાસ્ત મુકી, દરખ્વાસ્ત મુકતી વખતે તેણે પ્રતિજ્ઞા કરી જે રાઠોડ રજપુતો પાસેથી પણ કર લેવો. ત્યાર પછી ઇનાયત પુત્રે યોધપુર છોડયું. તે દિલ્હિ તરફ ચાલ્યો, તે રેયત બળ નામના સ્થળે આવી પહોંચ્યો, એટલામાં જોધહર તટે તેના ઉપર હુમલો કરી તેની સાથેના ધન રત્ન લુટી લીધાં, લયાર્તખા સાહેબ, આશ્રય માટે કુચ્છવાર રજપુતોનો પ્રાર્થી થયો. તેને સંકટમાંથી મુક્ત કરવા, સુજાબેગ અજમેરમાંથી નીકળ્યો. તેને પણ દુર્દશાગ્રસ્ત થાવું પડયું, ચંપાવતના મુકુંદદાસે તેના ઉપર હુમલો કરી તેને હરાવ્યો.

સંવત્૧૭૪૭માંસુફીખાં અજમેરના હાકીમ પદે નીમાયો, દુર્ગાદાસે તેના ઉપર હુમલો કરવાનું મનરથ કર્યું, સુફીખાં પહાડના એક પુરોભાગમાં દળ સાથે આવી ઉભો. દુર્ગાદાસે ત્યાંજ તેના ઉપર હુમલો કર્યો, તેને અજમેર તરફ હાંકી કહાડયો. એ સઘળા સમાચાર યવનરાજના કાને પહોંચ્યા તેણે સુફીખાંને લખી મોકલ્યું જે " જો તમે દુર્ગાદાસને જીતી શકશો તો રાજ્યના સઘળા ખંડના ઉપર

તમારો હુદ્દો વધશે. જો તમે દુર્ગાદાસને જીતી નહિ શકશો તો તમને પદ ચ્યુત કરી તમારા અધિકાર ઉપર સુજેતને નીમીશ," સુરીખાં વિષમ વિપદમાં પડયો. અભીષ્ટસિદ્ધિ માટે બીજો એકે ઉપાય ન જોતાં તેણે અજીતની પ્રતારણા કરી પોતાનો અધિકાર અક્ષુણ્ણ રાખવા વિચાર કર્યો. તેણે રાઠોડને મર્મવાળો પત્ર લખ્યો, જે "આપનુ પિતૃરાજ્ય આપને આપી દેવા મારી પાસે સનદ આવી છે એટલે તે આપ જાતે અંહી આવી લઈ જાઓ, એ પત્ર પામતાંજ અજીત વીશ હજાર રાઠોડ સૈનિકોને લઈ અજમેર તરફ ચાલ્યો. પણ શત્રુઓની તે બાબતની કેવી ઇચ્છા છે તે જાણવા તેણે પ્રથમ મુકુંદ ચપાવતને મોકલ્યો, મુકુંદે પાછા આવી સઘળી બીના અજીતને કહી, અજીત તેથી અણુ માત્ર ભય પામ્યો નહિ, તેણે સરદારોને કહ્યું " સરદારો ! હવે આપણે બહુ પાસે આવી ગયા, ત્યારે ચાલો એકવાર અન્ય દુર્ગે જઈને જોઈ આવીએ " એ વાત બોલી અજીત દળ સાથે અજમેર તરફ ગયો. અજીતની વશ્યતા સ્વીકાર્યા સિવાય દુર્વૃત્ત સુરીખાંનો કાંઈ ઉપાય રહ્યો નહોતો, સુરીખાં ભયમાં પડયો. અજીતની મનસ્તુષ્ટિ માટે તેણે તેને ધન રત્ન વીગેરેના ઉપહાર આપ્યા.

સંવત્ ૧૭૪૮મા મેવાડમા જુદી જુદી જાતના વિપ્લવનો આવિર્ભાવ થયો રાજકુમાર અમરે પોતાના પિતા જયસિંહના વિરુધ્ધે તલવાર લીધી, મેવાડ રાજ્યના મધ્ય સ્થ સરદારો તેની સાથે એકઠા મળી ગયા રાણો ભયથી ગદવાર રાજ્યમા પલાયન કરી ગયો, અને શોમોગમાં સેના દળનો સંગ્રહ કરવા લાગ્યો અમરે ત્યા હુમલો કરવાની તૈયારી કરી રાણાએ રાઠોડની મદદ માગી. મેન્તીય રાઠોડો તેની મદદમા દોડયા આવ્યો. તેની મદદે દુર્ગાદાસ અને ભગવાનદાસને મોકલ્યા પિતા પુત્ર વચ્ચેનો એકાગર તો તેઓએ ભાંગ્યો એ પ્રમાણે રાજનિં હામનનું રક્ષણ થવાથી રાણો મારવાડથી કૃતજ્ઞતાપાસે બંધાયો.

રાઠોડોનો અદમ્ય અંધ્યવસાય અને અસીમ પરાક્રમ જોઈ ઔરંગજેબના મનમાં જુદી જુદી આશંકા પેદા થઈ એક નવી આશંકાએ તેના હૃદયને ઘેરી લીધું, રાજ કુમાર અકબરની એક દુહિતા દુર્ગાદાસના આશ્રયમા હતી. અજીતને પુખ્ત ઉમરનો જાણી ઔરંગજેબે, તે યવન કન્યાના સન્માન સંભ્રમ માટે આશંકા લીધી, તેણે રાઠોડ રજપુતો સાથે સંધિ સ્થાપવાનું મુકરર કર્યું નારાયણદાસ કુલંબી મધ્યસ્થ થયો, એવી રીતની નામે સંવત્ ૧૭૪૯ સાલમાં વર્ષ ચાલ્યુ ગયું.

યવન લોકો નિશ્ચિન્ત હોવા, સંવત્ ૧૭૫૦ માં જુદા જુદા યવન શાસન કર્તાઓએ લશ્કર એકઠું કરી અજીત ઉપર હુમલો કર્યો. અજીતને ફરીથી ગિરિનાં વાસ કરવાની ફરજ પડી, જલંગીય અને મેન્તા, યવન સેનાની સામે થયો

પણ તેમાં તે પરાજીત થયો. એ સમયે યવનોએ એક ઉત્કૃષ્ટ સાંઢનો વધ કર્યો તેથી ક્રોધાવિષ્ટ થઈ ચંપાવત વીર મુકુંદદાસે તેઓના ઉપર હુમલો કર્યો. મુકુંદશીર નામના સ્થળે બન્ને દળો એકઠા થયા. મુકુંદદાસે, જય મેળવ્યો તેણે ચંકના હાકીમને અને તેના સેના સામંતને કેદ કર્યા.

એ પરાજય મુસલમાનના કુગ્રહનો અગ્રદુત થયો, એમ કહીએ તો ચાલે. કારણ કે ત્યાર પછી થોડા દિવસ ઉપર સં. ૧૭૫૧ માં યવનો એવા સંકટમાં આવ્યા કે અનેક પ્રદેશ તથા શહેરોના અધિવાસીઓએ રાઠોડની વશ્યતા સ્વીકારી એ વર્ષમાં કાસીપખાં અને લશ્કરખાં અજીતના વિરૂધ્ધે ઉતર્યાં. અજીત તે સમયે વિજયપુરમાં હતો. તેના આક્રમણનો પ્રતિરોધ કરવા-દુર્ગાદાસનો પુત્ર દળ સાથે તેના વિરૂધ્ધે યુદ્ધ સ્થળે ઉતર્યો. તે સ્થળે યુદ્ધ થયું તેમાં ખાં સાહેબનો પરાજય થયો. જેમ જેમ અજીતનો વયઃક્રમ વધતો ગયો તેમ તેમ રાઠોડની આશા વધતી ગઈ. ઔરંગજેબ, પોતાની પૌત્રીની વયોવૃદ્ધિથી ઉદ્વિગ્ન થવા લાગ્યો. તેણે યુદ્ધપુરના હાકીમ સુજેતને લખી મોકલ્યું. " જે સુજે તે ઉપાય કરી અકબરની દુહિતાને અજીતના હાથમાં આપવી. "

તે વર્ષમાં રાણાએ પોતાના નાના ભાઇ ગજસિંહની દુહિતા સાથે અજીતનો વિવાહ સ્થિર કરી મુક્તામંડિત નાળીયેર મોકલ્યું. નાળીએર આદરથી ગ્રહણ થયું ત્યાર પછી જેષ્ટ માસમાં રાઠોડ રાજકુમારે ઉદયપુરમાં જઇ શિશોદીય કુમારીનું પ્રાણી ગ્રહણ કર્યું તે વર્ષના અષાડ માસમાં તેણે દેવલમાં એક વીવાહ કર્યો.

સમ્રાટ ઓરંગજેબ પૌત્રીની વાત એક ક્ષણ પણ ભુલતો નહિ સુલતાનના ઉધ્ધાર માટે તે કાયમ ઉદ્વિગ્ન રહેતો હતો, સમયે સમયે અજીતને પત્ર લખી મોકલતો, સમયે સમયે સુલતાનની મુક્તિ માટે દૂતદ્વારા તેને કહેવરાવતો હતો, છેવટે સુલતાનીને આપી અજીત પિતૃ સિંહાસને બેઠો. સમ્રાટે દુર્ગાદાસને પાંચ હજાર સેનાના ઉપરીનો હોદો આપવા ચાહ્યું પણ દુર્ગાદાસે તે વાત સ્વીકારી નહિ અને કહ્યું " દુર્ગાદાસ યવનની તાબેદારી કરશે નહિ."

સંવત ૧૭૫૨ ના પોસ માસમાં અજીત પિતૃસિંહાસને બેઠો.

સંવત ૧૭૫૯માં આજીમખાંએ જોધપુર ઉપર હુમલો કર્યો, અજીતને ઝાલોરમાં હાસ કરવાની ફરજ પડી, તેના કેટલાક સરદારો શત્રુની પરિચર્યા કરવા લાગ્યા તે [illegible] રાણો પણ વિપદમાં હતો, તે સમયે એકલિંગ શિવાય તેને કોઇનો આધાર નહોતો અંબર પતિ પણ દક્ષિણાત્ય પ્રદેશમાં યવનની સેવામાં ગુંથાયો, અસુરોના બાપનાચારે ચરણ સંપૂર્ણ રીતે પૃથ્વી ઉપર ચાલવા લાગ્યા.

યવનો યુદ્ધમાં ઉતરી સંપૂર્ણ રીતે માર્યા ગયા. આજ હીંદુઓનો પૂર્ણ જય થયો. યવનો ચારે તરફથી માર ખાઇ હારી ગયા. તેઓ પોતાના રક્ષણ માટે ચારે તરફ પલાયન કરવા લાગ્યા. હરહર ! સીતારામ ગોવિંદ ગોવિંદ એના નામ લઇ તેઓ જપ કરવા લાગ્યા. એ નામો બોલતા બોલતા તેઓ દિવસે ભિક્ષા માગતા હતા. રાત્રીએ દુર દેશાતરમાં તેઓ ચાલ્યા જાતા. મુસ્લી લોકો હાથમાં જપ માળા લઇ રામનું નામ જપવા લાગ્યા. યવનોએ મેરતા છોડી દીધું. જખમી થયેલ માક્ષમ નાગોરમાં પલાયન કરી ગયો, ચોધરાવના વંશધરો પાછા સ્વદેશમાં આવ્યા.

મ્લેચ્છોના અપવિત્ર સ્પર્શે ચોધગઢ કલંકિત થયું. તે આજ ગંગાજળે વિધોત થયું. તુળસીપત્ર દ્વારાએ પવિત્ર થયું. ત્યાર પછીજ તે પિતૃ પુરૂષના આવાસમાં અજીતે રાજતિલક ગ્રહણ કર્યું.

ત્યારપછી આજીમ પિતૃસિંહાસનનો અધિકાર લેવા દક્ષિણાવર્તમાંથી દિલ્હી જવા નીકળ્યો, મૌઆમ ઉત્તરદેશનો પરિત્યાગ કરી તેનો સંમુખીન થયો. સામ્રાજ્ય માટે આગ્રા નગરીમાં બન્ને ભાઇઓનું ભયંકર યુદ્ધ થયું. પણ આલમ * વા મોઆમનું ભાગ્ય બલેશવર અને પ્રબળ, તે સઘળાને હરાવી સિંહાસનને પામ્યો. થોડા સમયમાં તે નવીન ભૂપાળની પાસે ખબર આવ્યા જે અજીતે મરૂદેશની સઘળી યવન સેનાનો સંહાર કર્યો અને પોતાના પિતૃ સિંહાસનનો કબજો કર્યો.

એ ખબર સાંભળી આલમ બહાદુરશાહની શાંતિ ઉડી ગઇ. સંવત ૧૭૬૪ ની વર્ષા રૂતુ વીતી ગઇ ત્યારપછી તે સેના સજ્જીત કરી અજમેરમાં આવ્યો. યવનોની યુદ્ધની તૈયારી જોઇ ભગવનાદાસનો પુત્ર હરિદાસ, ઉહર અને માંગલીય સરદાર અને ઉદાવત સરદાર રત્નસિંહ આઠસો સામંત સૈન્યો સાથે એક કિલ્લા પાસે આવી પહોંચ્યા, તે સઘળાએ આવી અજીતના સંમુખે શપથ કરી કહ્યું, " આપનો જેવો અભિપ્રાય હોય તે અભિપ્રાય ભલે હો ! આજ અમો પ્રાણ આપીને પણ શત્રુના હુમલામાંથી કિલ્લાનું રક્ષણ કરશું. યવનરાજે પીલાર નામના સ્થળે છાવણી રાખી. અજીત યુદ્ધના માટે તૈયાર થયો, યુદ્ધ ચલાવવું નહિ અને સંધિ કરવો, એમ રાજાએ મુકરર કર્યું. સંધિનો પ્રસ્તાવ લઇ દૂત અજીતની પાસે આવ્યો. તે અનુસલિપિ ગ્રહણ કર્યા અગાઉ અજીતે સમ્રાટનું સેનાકાક જોવા ચાલું. તે જોવા માટે તે ફાલ્ગુન માસના પ્રથમ દિવસે ચોધગઢ છોડી બીશીલપુર પાસે ગયો. ત્યાં સમ્રાટે મોકલેલા કેટલાક મારા અધિકારીઓએ તેને સારા આદરથી ગ્રહણ કર્યો. પીલાર નગરમાં બન્ને દળનો સમાલાપ થયો, તે દિવસે, આંખો દિવસ સંધિપત્રના પ્રસ્તાવ વીગેરે મુકરર કરવામાં ગયો. બીજા દિવસે અજીત સવારમાં સામંતોને

* મૌઆમ વા શાહઆલામ બહાદુરશાહનું નામ ધારણ કરી દિલ્હીના સિંહાસને બેઠો,

લઇ મસ્રાટના દર્શને ગયો. આનંદપુર નામના નગરમાં મ્લેચ્છ પતિના નયન યુગલ ધરણીપતિના કમનીય મુખમંડળ ઉપર પડયા. તેણે તેને "તેગ બહાદુર" નો ઇલ્કાબ આપ્યો વિધાતાના કઠોર વિધાતાનુસારે યોધપુર યવનરાજની દાઢએ પડયું. તે નગરનો અધિકાર કરવા માટે તેણે સ્વદેશદ્રોહી આશમની સાથે મેગ્વ-ખાંને મોકલ્યો, જ્યારે અજીતના કાને તે ખબર પડયા. ત્યારે તેનું સર્વાંગ ક્રોધાગ્નિથી પ્રજ્વલિત થયું, પણ તે નિરૂપાય, નિરલંબ ? એટલે કે તેના ક્રોધાગ્નિથી થાય શુ ? તે ક્રોધ છાનો રાખી તેને આલમશાહ સાથે દક્ષિણાવર્ત પ્રદેશમાં જવુ પડયુ, ત્યા અજીત કમબક્ષના તાબામા સેવા કરવા લાગ્યો, અંબરનો રાજા જયસિંહ I પણ મસ્રાટની સાથે હતો. મસ્રાટના આચરણથી તે પણ અજીતની જેમ મર્માહત થયો, બહાદુરશાહે અંબરમાં લશ્કર રાખી જયસિંહના નાનાભાઇ વિજયસિંહને રાજગાદી સોપી.

ઉછળતા સાગર જેવી પ્રચંડ યવન સેના પ્રચંડ વેગે અહીંતહી ફરવા લાગી, યવનરાજ નર્મદાના પટપારે લશ્કર સાથે રહયો હતો તેવામાં અજીત અને જય સિંહ પોતાનુ ફોજ લઇ સ્વસ્થાનમા આવ્યા, રાણો અમરસિંહ તેઓના આવવાની વાત જાણી તેઓની અભ્યર્થના માટે કેટલેક દૂર તેઓની સામે ગયો. મોટા દરબારમા ત્રણ રાજાઓ બેઠા યવનોને નિર્મૂળ કરવા તેઓએ પ્રતિજ્ઞા લીધી, ઉદયપુર થકી વિદાયગિરી લઇ. રાઠોડ અને કુશાવર વંશીય રાજાઓ મારવાડમાં આવ્યા.

સવત્ ૧૭૬૫ નો શ્રાવણ માસ આવ્યો, યવનોની આશા વિલુપ્ત થઈ. મરુપે જ્યારે સાભળ્યું જે અજીત સ્વહાસ્થમાં આવ્યો ત્યારે તેના ભયની સીમા રહી નહિ. શ્રાવણ માસની સાતમે શ્રીશહગાર રાઠોડે યોધનો મહેલ ઘેરી લીધો. શ્રાવણ માસના બારમા દિવસે ધર્મદ્વાર મેગ્વના માટે ખુલ્લુ થયું એવા કર્ણના પુત્રના અનુગ્રહે પ્રાણની રક્ષા કરવાને સત્તાવાળો થઇ યવન સેનાપતિ તેને ધન્યવાદ આપતો દીહામાથી વિદાય થયો, એ સમયે કોઇએ તેને અપમાનિત કર્યો નહિ, ત્યારે અજીત પાછો એકવાર મરુસ્થળની રાજધાનીમાં બેઠો.

જયસિંહ સુરસાગરના તીર ઉપર છાવણી નાંખી વાસ કરતો હતો. તે બીલકુલ હદભાગ્ય રજપુત થઇ રાજ્ય ધનથી વંચિત થઇ ઠેકાણે ઠેકાણે દીનની જેમ ફરતા તેનું મન ઉદ્વિગ્ન રહેતું હતું. પણ તે દારૂણ શોકમાં અને કષ્ટમાં તેને રહેવું પડયું નહિ, તેના પરમોપકારી આશ્રયદાતા અજમલ્લે તેને સિંહાસને બેસારવાની ચેષ્ટા કરી. ત્યારપછી રાઠોડ રજપુતો અને કુશાવર વંશીય રજપુતો ના નગર પાસે આવ્યા સાંભળી આશા અને દિલ્હી ગઢના કંપિત થયું. તેઓ

— ને બીજા રાજા જયસિંહ તેના પછીનો જયસિંહ સોયે નામનો રાજા થયો.

અજમેરમાં આવ્યા ત્યારે તેનો શાસનકર્તા વિપદમાંથી ઉદ્ધાર પામવા ફકીરના શરણે ગયો. ત્યાં રજપુતોએ જે જે માંગ્યુ તે આપવાને તેણે આનંદ બતાવ્યો ત્યારપછી અજીત બાજ પક્ષીની જેમ તીવ્રવેગે અંબરના ઉપર આવી પડ્યો. અંબરના સામંતો ચારે દિશામાંથી આવી પોતાના અધિપતિના વાવટા નીચે એકઠા થયા, બાર હજાર સૈન્યની સાથે લવણુ સરોવરના તીર ઉપર આવી સૈયદ છેવટે અજમલ્લની સન્મુખે થયો, કંપાવત રજપુતો સઘળાના પુરોભાગે રહી યુદ્ધ સ્થળમાં પેઠા. થોડા સમયમાં એક ઘોર યુદ્ધ થયું તે યુદ્ધમાં હોસનખાં છહઝાર સૈનિકો સાથે રણાંગણે પડયો બાકીના સૈનિકો પલાયન કરી દુર્ગમાં પેઠા, પ્રતિનિધિ પુરીહાર તે યુધ્ધમાં અજીતના હાથથી રણસ્થળે પડયો, યવનો અંબરનો ત્યાગ કરી ચાલ્યા ગયા, ત્યારપછી અજીતે જયસિંહનેઅંબર રાજ્યાસન ઉપરબેસાર્યો, એ શુભાનુષ્ઠાન પછી રાઠોડોએ બીકાનેર રાજ્ય ઉપર હુમલો કરવાની ગોઠવણ કરી અજીતે રઘુનાથ નામના દીવાનને રાજ્ય ભાર સોંપી બીકાનેર ઉપર યુદ્ધયાત્રા કરી. રઘુનાથ યુદ્ધ વિશારદ અને રાજનીતિજ્ઞ પુરૂષ હતો.

સંવત્ ૧૭૬૬ ની ઘટના પછી જયસિંહે યવનરાજ સાથે સંધિ કર્યો, અજીત તે સમયે નાગોરના વિરૂધ્ધે યુધયાત્રામાં હતો, ઈંદ્રસિંહ નિરૂપાય, પોતાના રક્ષણ માટે બીજો ઉપાય ન જોતાં તે અજીતના પદતળે પડયો, અજીતે તેને ક્ષમા આપી લાદનું જનપદની ભુમિસંપતિ આપી, ઈંદ્રસિંહ એકકાળે જે નાગોરનો અધિપતિ હતો. આજ તેનું મન સામાન્ય લાદનું જનપદ ઉપર ગોઠયું નહિ, ત્યારે તેણે દિલ્હીશ્વરની પાસે પોતાની મનોવેદનાની હકીકત જાહેર કરી.

યવન રાજ્યનો રોષાનળ પ્રજ્વલિત થયો, તે રજપુત રાજાઓને જુદીજુદી જાતના ભય દેખાડવા લાગ્યો ત્યારે રજપુત રાજાઓ નિરાપદ થવા એકતાસૂત્રે પાછા બંધાયા તેઓ કાલીય નામના સ્થાને એકઠા થયા. સમ્રાટ અજમેરમાં આવ્યો. અજમેરમા આવી તેણે રાજાઓને બંધુત્વ સૂચક પત્ર મોકલ્યો, દેખાવમાં યવન રાજાએ તે બન્ને રજપુત રાજાઓને અભ્યર્થનાથી ગ્રહણ કર્યા. તે સમયે અજીતને તેણે નવકોટી મારવાડનો અધિશ્વર અને જયસિંહને અંબરનો રાજાધિરાજ કહયો. યવનરાજ પાસેથી વિદાય થઇ બન્ને રાજાઓ પૂર્વ દિશા તરફપુષ્કર હદ તરફ ચાલ્યા. એ પવિત્ર સ્થળ થકી તેઓ પરસ્પર વિદાયગિરિ લઈ જુદા પડયા તેઓ પોતપોતાના રાજ્યમાં ગયા. સંવત્ ૧૭૬૭ના શ્રાવણ માસમાં અજીત યોધપુરમાં આવ્યો. તે વર્ષમાં તેણે એક સ્ત્રી સાથે વિવાહ કર્યો. એ વિવાહથી તેનું સુલોત્પાટન થયું એ નવીન રાજકુમારીનું પાણિગ્રહણ કરી અજીત પવિત્ર કુરૂક્ષેત્રમાં ગયો અને ત્યાં ભીષ્મ કુંડમાં સ્નાન કરી તેણે શરીર અને મન પવિત્ર કર્યું, એ રીતે સં. ૧૭૬૭નું વર્ષ વીતી ગયું.

રઘુવીર રાઠોડ રાજ અજીતસિંહની જીવનીનો એક અંક ભટ્ટકવિઓની દયાની સામગ્રી થઈ પડયો. આપણે તેની જીવનીનો દ્વિતીય અંક લીપીબદ્ધ કર્યા બાદ મારવાડના ગયાં ત્રીશ વર્ષના ઈતિહાસની સમાલોચનામાં પ્રવૃત થઈએ. જે દિવસે રાઠોડ રાજ શિરોમણિ મહારાજ યશોવંતસિંહે દૂર પ્રવાસમાં દારૂણ પુત્ર શોકાનળે આત્મ જીવનની આહુતિ આપી તે દિવસથી આરંભી, અજીતની રાજ્ય પ્રાપ્તિકાળ પર્યંત ત્રીશ વર્ષ વીતી ગયાં. એ ત્રીશ વર્ષો ધારાવાહિક અગણ્ય યુદ્ધ વ્યાપારથી પરિપૂરિત છે ત્રીશ વર્ષો જ્વલંત સ્વદેશ પ્રેમિકતાનો અને નિસ્વાર્થ રાજભક્તિનો મહાયોગ નિષ્ઠુર યવન રાજના ભયંકર આક્રમણથી સ્વદેશના શુભ ગૌરવને અને પિતૃ પુરૂષના સનાતન ધર્મને અક્ષુણ્ય રાખવાં, તે ત્રીશ વર્ષોમાં રાઠોડ વીરોએ પુષ્કળ વીરત્વ બતાવ્યું. ટુંકામાં કોઈ વીર તે સમયે લડાઈ સ્થળ શિવાય શય્યા ઉપર મુઓ નહોતો જેઓના મનમાં એવું છે જે હીંદુ લોકો સ્વજાતિ પ્રેમિકતાનું રહસ્ય જાણતા નથી તેઓ એકવાર એ રાઠોડ રજપુતોના ચરિત્ અનુશિલન કરી જુએ, તેમાંથી હીંદુ લોકોના સ્વજાતિ પ્રેમિકતાના દાખલા તેઓને મળી આવશે, ઔરંગજેબની પાશવીવૃત્તિથી રાઠોડ રજપુતોનું ગૌરવ વ્યાહત થયું. મહારાજ યશોવંતના વંશધરનું જીવન વિપન્ન થયું પણ એક માત્ર રાઠોડ સામંત સરદારોના બેહદ આત્મત્યાગથી સ્વદેશાનુરાગી અને નિસ્વાર્થ રાજભક્તિના પ્રભાવથી તેઓનું ગૌરવ અક્ષુણ્ણ રહ્યું. ચતુર યવન રાજે જુદી જુદી જાતનું પ્રલોભન દેખાડી તેઓને ફુટવવા બહુ તજવીજ કરી પણ તેની તજવીજ ફળવાળી થઇ નહિ, રાઠોડ સરદારોને ફુટવવા સમ્રાટે જે જે પ્રલોભન બતાવ્યા હતા તે સાધારણ નહોતા રાજ્યમાં ઉંચા ઉંચા હોદ્દા આપી તેઓને ફુટવવાની પુરી તજવીજ કરી પણ તેની ખુટામણથી ખુટયા નહિ. માતૃભૂમિ અને રાજાના માટે તેઓએ તે બધા પ્રલોભનની ઉપેક્ષા કરી એ વીર મંડળીના અસીમ ગુણ બલવે રાઠોડ રાજ જીવતું રહ્યું, દિવસ ઉપર દિવસ ગયા, માસ ઉપર માસ ગયા, વર્ષ ઉપર વર્ષ ગયા. ભારતવર્ષની છાતી ઉપર પુષ્કળ તોફાનો થયા. ભારતવર્ષના અદૃષ્ટ ચક્રમાંધી ઘણા ફેરફાર થયા. તોપણ તે વીર રજપુતોનું અતિમાનુષ ચરિતના ચિત્રો હાલ ભારતવર્ષના ઈતિહાસમાં ટાંકેલ છે તોપણ વીરવર દુર્ગાદાસનું પવિત્ર નામ ભારતવર્ષના ઈતિહાસમાંથી ભુસાઈ ગયું નહિ. તેનું પવિત્ર સ્મૃતિ ચિન્હ ભારતવાસીના પવિત્ર હૃદયમાંથી ગયું નથી,

દુર્ગાદાસ રજપુત ચરિત્રનો એક પ્રદીપ્ત આદર્શ, બળ, પરાક્રમ, રાજભક્તિ, સાહસ, સહિષ્ણુતા, પ્રતિજ્ઞાનુસંધિનાવીગેરે પ્રકૃષ્ટ ગુણોથી પ્રકૃત રજપુતનું ચરિતગઠિત હોય છે તે પ્રકૃષ્ટ ગુણોનો દુર્ગાદાસના હૃદયમાં અભાવ નહોતો, તે સુપંડિત અને રાજનીતિજ્ઞ પુરૂષ હતો. કેવા સમયમાં કેવા પુરૂષ સાથે કેવો વ્યવહાર કરવો તેમાં

દુર્ગાદાસ વિશેષ પારદર્શી હતો. અતિ ભયંકર કષ્ટમાં પડીને પણ તે એક ક્ષણના માટે પણ મોહ પામ્યો નહોતો, એ સઘળા માનનીય ગુણોથી અલંકૃત હોઈ વીરવર દુર્ગાદાસ ભારતવાસીનો પૂજ્ય ને માન્ય છે; ચતુર મોગલ સમ્રાટે તેને હસ્તગત કરવા જે ઘણી લોભનીય સામગ્રી તેના સમક્ષ ધરી તે સામગ્રી જોઈ રક્ત માંસનો ભરેલો [illegible] માણસ લોભાયા વિના રહેજ નહિ, પણ નિસ્પૃહ દુર્ગાદાસે તે સમ્રાટના દુર્લભ રત્નોનો બે વારો [illegible] કરી છે, દુર્ગાદાસ ન્યાય પરાયણ અને ધર્મનિષ્ઠ આસામી હતો. નિરસ્ત્ર અને અસહાય શત્રુ ઉપર ઘા ન કરવો. એવું આર્ય શાસ્ત્રનું મહાવાક્ય દુર્ગાદાસ ભૂલ્યો નહોતો. પ્રતિશોધપિપાસા, રજપૂતની એક પ્રચંડ પ્રવૃત્તિ. એ પ્રવૃત્તિને વશીભૂત થઈ અનેક રજપૂતોએ અનેક વાર રાજનીતિ શાસ્ત્રનો અપવ્યવહાર કરેલો છે, પણ વીર કેસરી દુર્ગાદાસ, દારૂણ પ્રતિશોધપિપાસાથી પ્રણોદિત થઈ રાજનીતિના મહાવાક્યનો અપવ્યવહાર કરી શક્યો નથી. તેના પ્રિયભાઈનો સંહાર કરી તેના શત્રુઓએ તેના હૃદયમાં દારૂણ ઘાત કરી દીધો, દુર્ગાદાસ તે ભાતૃહંતાનો પરમ વૈરી થઈ તેનું લોહી પીવા ચાહે તો પી શકત પણ તે વીરધર્મના અનુસારે તેણે નિરસ્ત્ર શત્રુઘાત કર્યો નહિ, તેણે ઔરંગજેબના પુત્ર અકબરની અને તેના પરિવારની રક્ષા કરી, ઉદાર હૃદય દુર્ગાદાસે, ટાઇબરખાંને આશ્રય આપ્યો.





# નવમ અધ્યાય.

સમ્રાટની આજ્ઞાથી અજીતનું વિદ્રોહદમનના માટે શિવલોક ગિરિ પ્રદેશમાં જવું. સમ્રાટનું મૃત્યુ, ગૃહવિવાદ, ગુર્જરના પ્રતિનિધિપણા ઉપર અજીતનો અભિષેક, સમ્રાટની સભામાં પોતાના પુત્રને મોકલવાનો અજીત તરફ આદેશ, નાગોર સરદારનું આક્રમણ અને તેનો પ્રાણ સંહાર, પ્રતિરોધ ગર્જીત સેનાદળથી મારવાડનું આક્રમણ, યોધપુરના અવરોધ અધિનાયકની ક્ષણિક પ્રતિજ્ઞા, સમ્રાટની સભામાં અભયસિંહનું જવું, અજીતની દિલ્લી યાત્રા. બે સૈયદ મંત્રી સાથે તેનું સમ્મીલન, સમ્રાટના ઘરમાં પોતાની દુહિતાનું સંપ્રદાન, યોધપુરમાં પ્રત્યાગમન. તેનું રાજસભામાં અપમાન, જઠ્યાકરનું ઉદારી લેવું, અજીતની ગુર્જર યાત્રા દ્વારકાની દેવપૂજા, તેના અનુયાયીઓનું સંઘર્ષ, સૈયદો સાથે ષડયંત્ર, અજીતની સાથે સમ્રાટની મુલાકાત. રાજ્યમાં જુદી જુદી જાતના દુર્ભિક્ષ, દક્ષિણાવર્ત થઈ હોસેનઅલી, અજીતની અને સૈયદોના શત્રુની આફત, સૈયદ સેના લઈ અજીતનો મહેલનો ઘેરો, સમ્રાટનો પ્રાણ સંહાર, તેના ઉત્તરાધિકારીઓ મહમરણ, અમરના વિરુદ્ધે તેની યુદ્ધયાત્રા, અજીતની પાસે અંબરરાજની આશ્રય પ્રાર્થના, તેનું અમદાવાદનું દાન, યોધપુરમાં પાછું આવવું. અંબરરાજ સાથે અજીતની દુહિતાનો વિવાહ, સૈયદના મૃત્યુના ખબરથી અજીતની વિપદશંકા, અજમેરનું આક્રમણ, અજમેરમાં હીંદુધર્મનું પુનઃસ્થાપન, યવનસેનાએ કરેલ મારવાડનું આક્રમણ, ત્રીશ હજાર રજપુતો સાથે તેની સામે અભયસિંહનું યુદ્ધમાં ઉતરવું, ભયંકર યુદ્ધ, બરસપુરના અધિષ્ઠાતા ઘોરમાન જાતને અજીતનું આશ્રયદાન, સમ્રાટનો યુદ્ધોદ્યમ, અજમેરના રક્ષણ માટે યુદ્ધ, અજમેર પ્રત્યર્પણ કરવાને અજીતની સંમતિ. સમ્રાટની છાવણીમાં અભયસિંહનું જવું. તેની અભ્યર્થના, તેનું ઉદ્ધત આચરણ, પુત્રદ્વયે અજીતનું મરણ, રાજરક્ષક વંશમાં અજીતની અંત્યેષ્ટિ ક્રિયાનું નિર્વહણ, રવાણ ઊભા થાય એવું મહમરણ, અજીતનું ચરિત્ર વર્ણન.

ઉદ્વિકર્દ્ધિને પોતાના ગ્રંથમાં અજીતની જીવની માટે જે લખેલું તેનો અનુવાદ આ નીચે આપવામાં આવે છે

સંવત ૧૭૬૮ માં રાઠોડ રાજ અજીતને નાહુ અને હિમગિરિના અધિપતિને જીતવાને મોકલ્યો તે પાર્વત્ય સરદાર, તેના અમિત ભુજબળે પરાજય પામ્યો. ત્યારપછી તે પર્વત પ્રદેશમાંથી વિદાયગિરિ લઈ તે સુરધુનીના તટ

આવ્યો તેના પવિત્ર જળમાં સ્નાન કરી સંધ્યાદિક આન્હિક કર્મ કરી વંસતકાળે યોધપુરમા આવ્યો. સંવત ૧૭૬૯ માં શાહઆલમ સ્વર્ગ ધામે ગયો ત્યાર પછી તેના સિંહાસન માટે તેના પુત્રો વચ્ચે વિવાદાગ્નિ સળગી ઉઠયો. આજીમઉશમાન મરાયો મણિમય રાજ છત્ર મેજનુદ્દીનના મસ્તક ઉપર ધરાયું. તે નવા સમ્રાટના અભિષેકકાળે અજીતે બીંદારી કેમસિંહ નામના શખ્સને સમ્રાટના સદનમાં મોકલ્યો સમ્રાટે તેને આદરથી ગ્રહણ કર્યો અજીતને ગુર્જર પ્રદેશનો પ્રતિનિધિ નીમી તેણે તેની સનદ કેમસિંહને આપી, એ સનદ મળ્યા પછી તરત તે વર્ષમાં માર્ગશિર્ષ માસમાં ગુજરાતના સત્તર હજાર નગરો કબજે કર્યા. તેણે એક મોટી સેના તૈયાર કરી. એ સમયે શાકતીય કુળમાં નવા નવા વિપ્લવ પેદા થયા. સૈયદોએ મેજુદ્દીનનો સંહાર કરી ફીરકશીયરને રાજ પદે બેસાર્યો. જુલફીકારખાં માર્યો ગયો. તેની સાથે મોગલનું ભાગ્યસૂર્ય અસ્ત પામ્યું ત્યાર પછી સૈયદો બીલકુલ ઉદ્ધત થઈ ઉઠયા. તેઓએ અજીત ઉપર એવો આદેશ આપ્યો. જે" તે તેના પુત્ર અભયસિંહને સામંતદળ સાથે આગ્રમાં મોકલે " અજીતે પહેલાંથીજ એમ સાંભળ્યું હતું જે વિશ્વાસઘાતક મુકુંદ ત્યાં પરમ આદરે કાળ કાઢે છે, ત્યાર પછી તેણે પુત્રની સાથે એક વિશ્વસ્ત સામંત દળને મોકલ્યું, તેણે દિલ્લીના મધ્ય સ્થળે તેનો પ્રાણ સંહાર કર્યો. રાઠોડોના આ ગર્વિત આચરણોથી સૈયદો ક્રોધથી સળગી ઉઠયા તેનો પ્રતિશોધ લેવા માટે એક સેના દળ તૈયાર કરી તેઓએ જોધપુર ઉપર હુમલો કર્યો. અજીત પોતાના નગરના સમૃદ્ધ આશામીઓને શીવાનો નગરમાં અને પોતાના પરિવારને અર્બુદ નગરમાં રાખી આવ્યો. શત્રુઓએ જોધપુરને ઘેરો ઘાલ્યો શત્રુઓએ રાજ કુમારને પકડી સમ્રાટની સભામાં મોકલવા આગ્રહ કર્યો. રાજા તેમા સંમત થયો નહિ. અભયસિંહને અદુરા થકી બોલાવ્યો પિતાની પાસે તે આવ્યો. સંવત ૧૭૭૦ના અષાઢ માસમાં હોસેનઅલીની સાથે તે દિલ્લી ગયો. ત્યાં સમ્રાટે તે મરૂ રાજના ઉત્તરાધિકારીને પાંચ હજાર સેનાનો સેનાપતિ બનાવ્યો.

એ સમયે દિલ્લીના મેહલમાં રાજ સભાનું અધિવેશન થાતું. અજીત, પોતાના પુત્ર સાથે દિલ્લીમાં ગયો ત્યાં તેણે અનેક સ્મારક સ્તંભો જોયા. તેણે તૈમુરના વંશધરોને અભિશાપ આપી, પ્રતિશોધ લેવાની ચિંતા કરવા લાગ્યો. અજમલના રોષાવેગનાં નીચે પ્રમાણેના કારણો હતાં.

. નવ રોજા–યવન રાજનો રજપુત કુમારી સાથે બળાપૂર્વક વિવાહ, ગોહત્યા, જજીયો કર, જોધપુરના ઉપર હુમલો કરી મહારાજ જોધના વંશધર પાસે સૈયદોએ જે સઘળી માંગણી કરી હતી, તેમાં એક વિષમ માગણી એવી હતી જે

સૈયદ શાહેરની બહાર નીકળ્યો. આલીવર્દિની સરાઇમાં તે બન્નેની પરસ્પર મુલાકાત થઈ, સૈયદ સાથે મળી જઈ, જયસિંહ અને મોગલના વિક્રમનો પ્રતિરોધ કરવાનો તેણે વિચાર કર્યો. પ્રથમનો પ્રધાન શત્રુ જુલફીકારખાંનો સંહાર કરવા તેઓએ પ્રતિજ્ઞા કરી.

જ્યારે સમ્રાટે જાણ્યું જે અજીત દિલ્લીમાં આવ્યો. ત્યારે તેને રાજસભામાં લાવવા કોટાના હારવંશી રાવભીમને અને ખાંદોરાનખાંનને મોકલ્યા. અજીતે તેઓની અભ્યર્થના અગ્રાહ્ય કરી નહિ. તે સમયે અનેક રાઠોડ વીરો તેની સાથે સમ્રાટ પાસે ગયા. મતિભાગમાં એક મોટી સભાનું અધિવેશન થયું. તે દિવસે સમ્રાટે રાઠોડ રાજ અજીતને સાત હજાર સેનાનો સેનાપતિ નીમ્યો. સમ્રાટ પાસેથી વિદાયગીરી લીધાપછી અજીત અબદુલાખાંને મળ્યો, મળવા ગયો. તેની અભ્યર્થના કરવા સૈયદ બહુ દૂર સુધી આવ્યો.

તે દિવસે, તે સૈયદ મંત્રીએ તેને જે મહાશાહે ગ્રહણ કરેલ છે, તે સમારોહનું વર્ણન થવું દુષ્કર છે. તેઓ બન્ને પ્રથમથી એકતાબંધને બંધાયા હતા, પણ આજ ફરીને વિશેષ અને દૃઢ રીતે બંધાયા. તેઓએ પ્રતિજ્ઞા કરી કે "બને ત્યાંસુધી એકઠા રહી ફતેહ મેળવવી, નાહિ તો એકઠા રહી યુદ્ધસ્થળે કાયમના માટે સુવું." એ સંમીલનના સમાચાર સાંભળી મોગલો અત્યંત ભય પામ્યા. એ ભયમાંથી બચવા અજીતનો પ્રાણ નાશ કરવા તેઓ યુક્તિ શોધવા લાગ્યા.

સંવત ૧૭૭૫ના પોષમાસની શુક્લ દ્વિતિયાતિથીએ અજીતનેસમ્રાટની મુલાકાત થઇ, અજીતે તે મુલાકાતમાં પુષ્કળ અમુલ્ય બક્ષીસો મેળવી, અજીત સૈયદની મુલાકાત લઇ તે વર્ષમાં ફાલ્ગુન માસમાં સમ્રાટની મુલાકાતે ગયો. એ સમયે સન્ત્રામાં જુદી જુદી જાતના દુર્નિમિત્ત થવા લાગ્યા. ગગનમંડલે એક અશુભ સૂચક ભાવ ધારણ કર્યો. દિગમંડળ અગ્નિમય અને રાતું થઈ ગયું જોવામાં આવ્યું, શીયાલવાનું રોદન સંભળાવા લાગ્યું. મેઘ વિના ગર્જના નાદ થવા લાગ્યા, ગજસભા એકવાર આનંદમગ્ન હતી તે આજ શોકસાગરમાં ડુબેલી જોવામાં આવી દિલ્લીમાં ગુગપલટાઈ ગયો. એ મધળાં દુર્લક્ષણ જોઈ પુરવાસીઓ, વિષમ ભય પામ્યા, હોસેનઅલી દિલ્લી નગરમાં આવ્યો, તેનું મુખમંડળ ભીષણ અને ગંભીર હતું. પતનોન્મુખ ગૌરવનું જેમ શોકવાદ્ય વાગે તેમ તેનું રણ નગારૂં મહેલની પછવાડે વાગ્યું. અગણ્ય તુરંગસેના તેની સાથે આવી. તે શત્રુ સેનાના ઘોડાઓ બળથી ઉડેલી ધુળથી દિલ્લી નગર ઢંકાઈ ગયું. નગરના ઉતર દેશમાં આવી તેઓએ જ્વાળા નાંખી. ત્યાર પછી હોસેનઅલીએ પોતાના ભાઇ અજીતની મુલાકાત લીધી. એ સમાચાર સાંભળી સમ્રાટ અત્યંત ભય પામ્યો. કંપતા હૃદયે તેણે તેઓને ભેટ આપી. એ સમયે મોગલ

સરદારો નિસંશ્રવભાવે પોતપોતાના વાસમાં ગયા. સઘળી મોગલ સમિતિના હૃદયમાં વિષમ ભિતિનો સંચારથયો. હોનેનઅલી દિલ્હીમા પેઠો કે મોગલો, પોત પોતાના ઘરમાં સંતાઈ બેઠા, એ સમયે અંબરરાજ તેલહીન પ્રદીપના જેવો જોવામાં આવ્યો.

બીજા દિવસે સઘળા અજીતની સાથે યમુના તટે ગયા. જ્યાં અજીતની છાવણી હતી. ત્યાં તે એકઠા થયા, અજીત તે સમયે પ્રલયકર પાવકના જેવો દેખાયો જેમ સૂર્યોદયે અંધકારરાશિ જગતમાંથી પલાયન કરી જાય છે, તેમ આજ સમ્રાટના શિરઉપરથી કોઈ અદભુત પુરુષના ઉદયે, રાજમુકુટ ખસી પલાયન કરી ગયો. એવી શોચનીય અવસ્થામાંથી ફીરકશીયરને બચાવવા કોઇ મોગલ આવ્યો નહિ,જયસિંહ સ્થળથી પલાયન થઈ ગયો, દિલ્હીના સિંહાસને એક બીજો ગલ્ત બેઠો, પણ તે વ્યામોહગ્રસ્ત હોઇ ચાર માસમાં મૃત્યુ પામ્યો. ત્યારપછી દોલ્લા (શફીઉદદોલા) તે સિંહાસને અભિષિક્ત થયો. દિલ્હીના મોગલોએ નીકુસાહ નામના એક શખ્સને આગ્રામાં અભિષેક કર્યો. હોનેનઅલી તેઓનો નિગ્રહ કરવા આગ્રા તરફ ચાલ્યો અજીત અબદુલાના સાથે સમ્રાટ પાસે રહયો.

સંવત્ ૧૭૭૬ માં અજીત અને નૈયદ બન્ને દિલ્હી થકી આગ્રાએ જવા નિસર્યા. તે સ્થળે તેઓને યુદ્ધવિગ્રહ કરવાનો શ્રમ પડયો નહિ કારણ કે મોગલોએ વિવાદ કર્યા વિના નિકુશાહને તેઓના હાથમાં સોંપ્યો. નિકુશાહને ગેલીમગઢમા કેદ કર્યો એ સમયે સમ્રાટનો પરલોકવાસ હોવા નૈયદ અને અજીને એક શખ્સને દિલ્હીના સિંહાસને બેસાર્યો તેનું નામ મહમદશાહ, ફીરકશીયરના મૃત્યુ સાથે જયસિંહની આશાઓ વ્યર્થ થઇ નૈયદો જયસિંહને શાન્તિ આપવા ૯૬ પ્રતિજ્ઞાવાળા થયા.

અંબર રાજ દીલ્લીથી નીકળી રસ્તામા સીકરીના કીલ્લામાં વિશ્રામ લેવા ગયો એ સ્થળે તેના સરદારો અજીતના શરણે થયા. તેઓએ મારવાડરાજ પાસે વિનય સાથે નિવેદન કર્યું જે " આપ જો કુર્મ રાજને નૈયદના વિષ નયન થકી બચાવશો નહિ તો તેનો સર્વ નાશ થશે." ભગવાન શ્રીકૃષ્ણે જેમ અર્જુનની રક્ષા કરી અજીતે તેમ અંબર રાજને પોતાના આશ્રય તળે રાખી રક્ષા કરી. જયસિંહનો ભય દૂર કરવા અને તેને દીલાસો આપવા તેણે પોતાના મંત્રીને અને ચોપાવન સરદારને મોકલ્યા તેઓ અંબર રાજને લઇ અજીતની પાસે આવ્યા જયસિંહનો સઘળો ભય દૂર થયો તેને માલુમ પડી ગયુ જે પ્રલયમાંથી તેની રક્ષા થઇ અજીતનો પ્રતાપ પ્રતિદિન વધતો ગયો. તેણે એક રાજાને સર્વનાશમાંથી બચાવ્યો બીજાને રાજ્યસિંહાસને અભિષિક્ત કર્યો સમ્રાટ તેના ઉપર અત્યંત

સંતુષ્ટ થયો. તેને અમદાવાદ આપી દઇ પોતાના રાજ્ય ઉપર દેખરેખ રાખવાની તેણે તેને અનુમતિ આપી. અંબર રાજ જયસિંહ અને બુંદીરાજ બુધસિંહ સાથે તે યોધપુર જવા ચાલ્યો. રસ્તામાં મનોહરપુરના શિખાવત સરદારની પુત્રી સાથે તેનો વિવાહ થયો. ત્યાર પછી તે આશ્વિન માસમાં યોધપુરમાં આવી સ્વગૃહને જોઇ પરમ આનંદિત થયો.

શીતકાળ વહી ગયો, વસંતકાળે આવી દેખાવ દીધો, પ્રકૃતિ દેવી પણ નવા રંગે સજ્જીત થઇ દેખાવમાં આવી, ચારે દિશાએ આનંદ રેલાયો, એ મધુમય મધુમાસમાં અંબર રાજ વિવાહ યોગ્ય પીત વસ્ત્રપહેરી મનોહર અલંકારથી વિભૂષિત થઈ અજીત નંદિની શ્રીમતી સૂર્ય કુમારી સાથે વિવાહ કરવા તૈયાર થયો. વિવાહનો ઉત્સવ થયો.

સંવત ૧૭૭૭ ના વર્ષનો આરંભ થયો. જયસિંહ અને બુધસિંહ અજીતની પાસે રહેતા હતા એટલામાં દૂતે આવી નિવેદન કર્યું જે મોગલોએ સૈયદનો વધ કર્યો, અને અજીતને શોધવા તેઓ પ્રવૃત થયા. એ સમાચાર સાંભળતાં અજીતે પોતાની તલવાર મીયાન બહાર કહાડી ગંભીર સ્વરે કહ્યું " અજમેરનો અધિકાર કરીશ અને કરીશ " અંબર રાજને વિદાયગિરી આપી તે મેરતા નગરમાં ગયો. દિવસે અજીતે, મુસલમાનોને અજમેરમાંથી કહાડી મુકયા અને તેને ભસ્મસાત્ કર્યું, રાજ પ્રતિનિધિ તેના હાથે હણાયો. અને તારાગઢ તેની વશ્યતા સ્વીકારી, મસ્જીદમાં બાગ બંધ થઈ ગઇ હીંદુઓના મંદિરમાં ઘંટાધ્વનિ સંભળાયા, મસ્જીદોની જગ્યા શુદ્ધ કરી ત્યાં મંદિરો સ્થાપ્યા. જ્યાં કુરાનનો પાઠ થાતો હતો ત્યાં પુરાણનો પાઠ થવા લાગ્યો, કાજીએ વેદિકાનો ત્યાગ કર્યો. બ્રાહ્મણો તે સ્થળે આવી બેઠા. રાજ છત્ર તેના મસ્તક ઉપર ધરાયું તેણે પોતાના નામે સિક્કા ચલાવ્યા રાજાધિરાજ અજીતે સ્વધર્મ ઉન્નત કર્યો. તેના પ્રભાવે મરૂસ્થલીમાંથી ઇસ્લામ ધર્મ ખમી ગયો.

સંવત્ ૧૭૭૮માં સમ્રાટે અજમેરનો ઉદ્ધાર કરવા પ્રતિજ્ઞા કરી, તેના ઉદ્ધાર માટે તેણે મુજફ્ફરને સેનાપતિ નીમ્યો. ત્યાર પછી મુજફ્ફર મારવાડ તરફ ચાલ્યો. અજીત પણ યુદ્ધના માટે નિર્ભીક થઈ ઉભો હતો, સેના ચલાવવાનો ભાર તેણે અભયસિંહને સોંપ્યો. અભય, આઠ પ્રધાન સામંતો સાથે અને ત્રીશ હઝાર અસ્વારોહી સૈન્ય સાથે યુદ્ધ ક્ષેત્રમાં ઉતર્યો. પુષ્કળ રજપુતો અભયસિંહના વાવટા નીચે એકઠા થયા. થોડા સમયમા રાઠોડ અને યવન સેના સંમુખીન થઈ પણ મુજફ્ફર માથું નીચું રાખી નગરમાં પલાયન કરી ગયો રજપુતોની સેનાને જોઇ તેની યુદ્ધ કરવાની વાસના રહી નહોતી.

સંવત્ ૧૭૭૭નું વર્ષ આવી પહોંચ્યું. અભયસિંહ અંબરમાં રહ્યો. તે નગરને તેણે કીલ્લાકોટથી ઘેરી લીધું. તેનો પિતા અજીત અજમેરમાંથી આવી ત્યાં તેને મળ્યો. પિતા અને પુત્રના મળવાથી જાણે કશ્યપ અને સૂર્ય મળ્યા હોય, એમ લાગ્યું. અભયસિંહ સૂર્ય જેવો પ્રતાપશાળી તેણે મુજફરને હરાવી હીંદુ જાતિને સુખી કર્યા. અજીતનો રોષ શમીત કરવા સમ્રાટે પોતાના ચેલા નાહુરખાને મોકલ્યો. પણ નાહુરખાના વિરક્તિકર બોલવાથી અજીતનો રોષાનલ બમણો સળગી ઉઠયો. નાહુરખાંનો અને તેના ચાર હજાર સૈનીકોનો અંબર ક્ષેત્રે શ્રામ કર્યો. એ સમાટે જાટ ચોરમાનનો પુત્ર અજીતના શરણે થયો, હીંદુ મુસલમાનનો સંઘર્ષ પ્રતિદિન વધતો ગયો, બેનસીબ મહમદશાહ એ અવિરામ વિવાદથી વિરાગ પામ્યો. તેણે રાજ્ય છોડી મક્કા તીર્થે જવાનો વિચાર કર્યો, પણ તે તીર્થયાત્રા કર્યા અગાઉ નાહુરખાંના મૃત્યુનો બદલો લેવા તેણે એક મોટી સેના તૈયાર કરી, મોગલ સામ્રાજ્યના વાવટા નીચે જુદી જુદી સેનાઓ એકઠી થઇ, અંબરરાજ જયસિંહને હૈદરકુલીખાને ઇનાદતખાં વીગેરેને તેણે સેનાના અધિનાયક નીમ્યા. શ્રાવણ માસમાં તારાગઢને ઘેરો ઘાલ્યો કીલ્લાની રક્ષાનો ભાર અમરસિંહને સોંપી અભયસિંહ કીલ્લાની બહાર નીકળ્યો. ચાર માસ સુધી કીલ્લાનો ઘેરો રહ્યો. ત્યારપછી તેઓએ અંબરરાજ જયસિંહને મધ્યસ્થ થકી સંધિનો પ્રસ્તાવ કર્યો. સમ્રાટના સેનાપતિઓએ કુરાનનો સ્પર્શ કરી પ્રતિજ્ઞા લીધી જે સંધિનો મથળો સાર પાળવાનો છે, ત્યાર પછી અજીત તેઓના પ્રસ્તાવમાં સંમત થયો અને તેણે અજમેર પાછુ આપવાની સંમતિ આપી, ત્યારપછી અભયસિંહ જયસિંહ સાથે રાજ છાવણીમા આવ્યો. સમ્રાટે તેઓને પોતના સંમુખે બેસવાની આજ્ઞા આપી, અંબરરાજ, તેના સમાનના રક્ષણ માટે જામીન થયો. પણ અભય સિંહ પોતાની તલવારનો સ્પર્શ કરી બોલ્યો “ આ અમારો જામીન ”

અભયસિંહ યથા કાળે દિલ્હીમાં આવી સમ્રાટને મળ્યો. સમ્રાટે મોટા સંમાન સાથે તેની અભ્યર્થના કરી, પણ તેથી તેજસ્વી અભયસિંહની મનસ્તુષ્ટી થઈ નહિ અજીતસિંહ સમ્રાટની જમણીબાજુએબેસતોહતો એબાબતની અભયસિંહને ખબરહતી. અભયસિંહે જમણીબાજુનુ આસનલેવાનો ઉદ્યોગકર્યો. એમ કરવામાં ઉદ્ધતરાઠોડકુમારે પોતાની તલવાર મીયાનમાથી કહાડી, તેટલામાં સમ્રાટે પોતાના ગળામાંથી માળા કહાડી તેનાગળામાં પહેરાવી, તેણે પોતાની તલવાર મીયાનમાંનાખી, સમ્રાટની અપૂર્વ બુદ્ધિથી તે તોફાન શાંત પામ્યું, અદ્દષ્ટ દેવ રાઠોડ કુળ તરફ બીલકુલ અપ્રસન્ન હતો અજીતના એકંદર બાર પુત્રો હતા, તેમાં અભયસિંહ મોટો અને ભક્તસિંહ નાના હતો બન્ને ચોહાણી રજપુતાણીના ગર્ભે પેદા થયા, બન્ને રાજકુમાર સમાન તેજસ્વીઅને સમાન ઉદ્ધત હતા, અભયસિંહ દિલ્હીમાં રહેતો. અને ભક્તસિંહ

પિતાની પાસે રહેતો. સંવત્ ૧૭૮૦ ના આષાઢ માસમાં બારસના દિવસે, અભય-સિંહ તરફથી ભક્તસિંહને એક પત્ર મળ્યો, પત્રના અંદર જે લખેલું હતું, તે પાઠ કરવાથી અત્યંત પાખંડીનું હૃદય પણ કંપિત થાય. ભક્તસિંહે કંપિત હૃદય થયા વિના તે પત્ર વાંચ્યો. તેનું હૃદય કોઈ પણ પ્રકારે ધડક્યું નહિ, તેમાં લખેલ હતું જે " જો પિતાને તું મારી શક તો તને નાગોરનો સ્વાધીન રાજા હું બનાવી દઉં. નાગોરની અંદરનાં પાંચસોપચીસ ગામ પણ તુંને આપું" ભક્તસિંહે તે પત્રનો પાઠ કર્યો, બરાબર પાઠ કર્યો, ફરીપાઠ કર્યો. તેની આશા વધી, તેની જીઘાંસા વૃત્તિ દીપીત થઇ, " પિતા પરમ ગુરૂ " " પિતૃહત્યા મહાપાપ " તે બોલવાથી થાય શું ! પિતા તો મને રાજ્ય આપશે નહિ, રાજ્ય ! રાજ્ય ! રાજ્યજ જીવનાધાર ! રાજ્યહીન રજપુત કાપુરૂષ, ત્યારે હું આ સુયોગ શા માટે છોડી દઉં.

ભક્તસિંહના હૃદયમાં પાશવીવૃત્તિએ અધિકાર કર્યો. તે કેવળ રાત્રીની પ્રતીક્ષા કરવા લાગ્યો. તેની મા તેનાથી અત્યંત ભય પામતી હતી, તે પોતાના પતિ અજીતને સતર્ક અને સાવધાન રહેવા કહેતી હતી. પણ જેમ અજીતમાં સાહસ હતું તેમ બળ પણ હતું. રાણીની વાતને તે હસી ઉડાડી દેતો અને તે બોલતો, રાણી ! ભક્તસિંહ શું મારો પુત્ર નહિ ! તે તો બાળક, તેનાથી ભય કેવો ! તેને એક તમાચો પડવાથી તેના પ્રાણ વાયુ નીસરી જાય ! "

અષાઢ માસનો સુદીર્ઘ દિવસ ભાગભક્તના પક્ષમાં અત્યંત દીર્ઘ થઇ પડયો ક્રમે સૂર્ય દેવ અસ્તાચલ તરફ ગયો. ગાઢ અંધકારવાળી અમાવાસ્યાએ દેખાવ દીધો. ઉલકાપાત થવા લાગ્યો. મેઘ વિના વજ્રધ્વનિ થયો. પણ અજીતે તે સઘળા ઉપર ભ્રૂક્ષેપ કર્યો નહિ, નિયમિત સંધ્યવંદનાદિ કરી, આહાર કરી તે શયન મંદિરમાં પેઠો, ભક્તસિંહ પણ તેની પાસેથી રજા લઈ અજીતના શયનાગારના એક ઓરડામાં સંતાયો રાત્રીના બે પહોર ચાલ્યા ગયા. સઘળું વિશ્વ નિંદ્રામાં અચેતન હતું. ભક્તસિંહે ધીરે ધીરે ઓરડાના બહાર ઉઘાડયા ધીરે ધીરે પિતાના શયનાગારની પાસે આવ્યો. અતીવ સાવધાનતાથી પિતાના શયનગારનો દરવાજો ઉઘાડયો તેમાં તે પેઠો કોઈએતેને જોયો નહિરાઠોડ કુળનો સર્વનાશ થવા લાગ્યો મારવાડના અધઃપાતનો સૂત્ર પાત થયો. આજ નિંદ્રાય વસ્થામાં અજીતનું જીવન પાખંડી પુત્રના હાથમાં આવ્યું.

રાક્ષસ ભક્તિસિંહ ચોરની જેમ અજીતના શયનાગારમાં પેઠો. શયનાગા રમાં દીવો બળતો હતો, ભક્તસિંહે અજીતનું મુખ મંડળ જોયું પાસે એક ઢાલીઆ ઉપર મહારાજના અસ્ત્ર શસ્ત્ર તૈયાર પડેલા હતા. પિશાચ ભક્તસિંહે તેમાંથી

એક તીક્ષ્ણ ધારવાળી છરી લઇ પોતાનો દુષ્ટ નખ ચલાવ્યો અજીતનો જીવન દીપ નિર્વાણ થયો મારવાડની પવિત્ર ભૂમિ લોહીવડે પાપથી કલંકિત અને અપવિત્ર થઇ, રાઠોડ કુળની રાજ લક્ષ્મી કકળવાનાદે રોઇ મારવાડમાંથી પલાયન કરી ગઇ, દુરાચાર ભખ્તસિંહના એ પાપાનુષ્ઠાથી રાજસ્થાનના સઘળા લોકો તેને પુનઃ અભિશાપ દેવા લાગ્યા

સૂર્ય પ્રકાશ અને રાજરૂપક ગ્રંથમાં એ હત્યાનું વર્ણન નથી, તે બન્ને ગ્રંથકારોએ તે વર્ણન શામાટે ન કર્યું તેનું કાંઇ કારણ સુજતું નથી, એમ કહેવાય છે જે પિતૃ હત્યાની આજ્ઞાથી તે બન્ને ગ્રંથો રચાયા ત્યારે તે નરપિશાચ પોતાનું પાપ કાર્ય લોકલોચનના માર્ગમાં આવવા દે ખરો ! સૂર્ય પ્રકાશ ગ્રંથમાં માત્ર એટલું લખેલ છે જે "અજીત એ સમયે સ્વર્ગવાસી થયો પણ આતતાયી ભખ્તસિંહના હાથે મરણ પામી તે સ્વર્ગવાસી થયો, તેમ લખ્યું નથી"

ભટ્ટિની સહુથી મોટા વંશમાં પેદા થઇ હતી, તે વીર જગની દુહિતા પ્રવિનયશકની શાખા માહેનો તેનો વંશ, ચક્રધર ભગવાન વિષ્ણુના સ્તોત્રનો પાઠ કરતા કરતા તે બોલી "હું આનંદની સાથે જીવિત નાથની સાથે જઇશ" એ રીતે દેવની મૃગવતી પવિત્ર કુળમાં પેદા થયેલ તુવાર રાણી, મીર રાણી અને શિખાવતી રાણી હરિ નામ સ્મરણ કરી પોતાના જીવિતેશ્વરના વાસે જવા ૬૬ પ્રતિજ્ઞાવાળી થઈ તેઓ સઘળા સમ સ્વરે બોલ્યા "આવો સુયોગ હવે આવશે નહિ, આજ જો અમે આણેશ્વરનું અનુગમન નહિ કરીએ તો આ લોક અને પરલોકમાં આપણી અપકીર્તિ છે, માનવ કુળદુરંત યમનો એક ગ્રાસ છે એક સમયે પણ યમના હાથમાં પડવું પડશેજ ત્યારે શામાટે આપણે જીવિત નાથનું અનુગમન ન કરીએ,' એમ કહી સઘળા અનુગમન માટે તત્પર થયા

માનવ કુળ દુરંત યમનો એક ગ્રાસ છે એક સમયે યમના હાથમાં પડવાનું છે ત્યારે શા માટે આપણે જીવિતનાથનો સહવાસ તજીએ ચાલો આપણે લય કરો સમસ્ત છોડીને જ્યારે એટલામાં નું નજીક થયા ભટ્ટિની રાણીએ પવિત્ર ગંગાની મૃત્તિકાથી તિલક કર્યું તેટલામાં તુરંગીમાઓ પહોંચી, તે બોલી, "જીવિતનાથ રહિત રહેવું તે રહેવું મૃત્યુ સમાન છે" ગોપવિધુર નારીઓને જોઈ નજર નાખુ બોલ્યો ' બાવરીઓ ! ન આમોદ કે પ્રમોદ નથી જે ચંદન સાથે તમે અભિમાન થાઓ છો ત ચંદનનાર હાવ રીતસ્પર્શ છે હવે તે ચંદનસારવાળી અગ્નિસંયુક્ત ચિતામાં તમારે પડવાનું છે માટે અગ્નિમાં પડવું

તમે બંધ કરો. ” નાથનાં વચનો નિષ્ફળ ગયાં. તે સઘળાં સમસ્વરે બોલી ઉઠયા, “ અમે જગતનો ત્યાગ કરી શકીએ પણ જીવિતનાથનો ત્યાગ કરી શકશું નહિ. ” પવિત્ર જળમાં સ્નાન કરી સહમરણ કરવા ઉદ્યત થયેલી રાણીઓએ મનોહર વસ્ત્ર પહેર્યાં. એકવાર સ્વામીની ચીતાને તેઓએ નમસ્કાર કર્યા. મંત્રી વિગેરેએ તેઓની સંમુખે ઉભા રહી તેઓને તે કામમાંથી અટકાવવા વાર્યા, પણ તેઓનું કહેવું નિરર્થક થયું, ચોહાણી પટ્રાણી સહુથી અગ્રસર ઉભી હતી. છેવટે તેની સંમુખે ઉભા રહી મંત્રી સામંત વીગેરેએ કહ્યું. “ મા ! તમે રાજેશ્વરી છો ! તમે દેહત્યાગ કરશો તો રાજ્યનું અમંગળ થાશે. તમારા શીવાય અભયસિંહને અને બખતસિંહને કોણ સ્નેહથી લાલનપાલન કરશે. હવે તમે બ્રહ્મચર્યમાં મન આપો. દીન દરિદ્રનું પોષણ કરો ! ઋષી તપસ્વી વીગેરે મહાત્માની સેવામાં તત્પર રહો. પણ પટરાણીએ તેઓની વાતનો કર્ણપાત કર્યો નહિ. તેણે ગંભીર સ્વરે કહ્યું, “ રાજમહીષી કુંતીએ પોતાના પાંચ પુત્રનું ગૌરવ જોવા માટે સ્વામીનું અનુગમન કર્યું નહિ, પણ તેની આશા શું સફળ થઈ. એ જીવન છાયાના જેવું અવાસ્તવ છે. આ સંસાર દુઃખ યંત્રણાથી પરિપૂર્ણ છે. આ ક્ષણે સ્વામીની સાથે અગ્નિમાં પેસી જીવીત સાર્થક કરીએ.

એટલામાં શોકવાદ્ય વાગી ઉઠયું. મહાપ્રસાનનું અનુયાત્રીદળ ધીરેધીરે અગ્રસર થયું. સઘળાના મુખમાં હરિનામ વૃષ્ટિના ધારાપાતની જેમ ધનરત્નનાં દાન થયાં, રાજવનિતાના મુખમંડળ સૂર્યની જેમ પ્રભાવાળાં થઇ ઉઠયાં. તે પ્રચંડ ચીતામાંથી અવીરલ ધૂમ પુંજ બહાર નીકળવા લાગ્યો, એકઠા થયેલા લોકો તાળી પાડી હર્ષનો નાદ કરવા લાગ્યા. ક્રમે ચિતા ભયંકર અગ્નિય પર્વતની જેમ બળવા લાગી. પતિપ્રાણા સાધ્વી રાણીઓ બળતી ચિતામાં પેઠી. કોઇના મુખ ઉપર વૈરાગ્ય કે અપ્રિતિ જોવામાં આવી નહિ. તેઓએ અગ્નિમાં દેહ તજી પિતૃકૂળને ઉજ્જવલ કર્યું.

આ સ્થળે અજીતસિંહના પવિત્ર જીવન નાટયોનો પર્યવસાન આવ્યો. આ સ્થળે રાઠોડ કુળની રંગભૂમિમાં એક ઉજવલ નાટકના અભીનયનો શેષ થયો. જે સઘળા પ્રખ્યાત નામવાળા રાજાઓ મરૂસ્થળીના સિંહાસને બેઠા છે તેમાં મહારાજા અજીતસિંહ એક પવિત્ર ચરિત્રવાળો રાજા છે. તેનું જીવન પવિત્ર છે. તે જુદી જુદી ઘટનાથી પરિપૂર્ણ છે. જે દિવસે નૃશંસ ઓરંગજેબના પાપાચારથી મર્માહત થઇ રાઠોડ કુળકેસરી મહારાજા યશોવંતસિંહે સુદૂર હીંદુકુશ પર્વતની તળેટીમાં પ્રાણ ત્યાગ કર્યો, જે દીવસે તેની શોકવિધુર વિધવા પત્નીએ અજીતને જન્મ આપી પોતાના સ્વામીનું અનુગમન કર્યું, તે દીવસથી ભવનના દર્પને

તોડી નાખવાનુ નક્ષત્ર જગતના ઉદિત થયુ અજીત બાલ્યાવસ્થામાથી પિતૃમાતૃ હીન હતો તાપે ગયેલાજન રાઠોડ કુળમા જન્મ લીધો તેના જન્મ સમયે તેનુ રાજ્ય વિભવ ધન વીગેરે શત્રુના કબજામા હતુ

તેનુ તે સમયે એવુ એક પણ સ્થળ નહોતુ કે તે સ્થળે જઇ તે નિશ્ચિન્ત થઇ સ્વતંત્ર ભાવે જઇ વાસ કરે, પાખંડી ઔરંગજેબે, નૃશંસ કઠણની કુટ નીતિ પાળી તેણે રાઠોડકુળના તાજા પેદા થયેલ પુત્રને હણવા તૈયારી કરી હતી એક મગ રાઠોડ સરદારોની મદદથી રાજભક્તિથી અને આત્મત્યાગથી અજીત મહાસંકટને તરી નીકળ્યો છે તેણે નૃશંસ યવનરાજના હાથમાંથી માતૃભૂમિને છોડાવી

ભાગ્ય યવશે અજીતસિંહને અનુરક્ત સામંત સરદારોની મદદ મળી, તેની તે નિસહાય અવસ્થામા તેઓ તેને મદદ ન આપત તો મહારાજ યશોવંતસિંહની સાથે રાઠોડકુળનુ ગૌરવ નાશ પામી જાત, મારવાડનો ઇતિહાસ જુદી રીતની મૂર્તિ ધારણ કરત વિશ્વસ્ત સામંતોએ પોતાના પુત્રોની જલાંજલી દઇ, રાજકુમારની રક્ષા કરી રાજકુમાર માટે તેઓએ, તેઓની પ્રાણવલ્લભાને પણ સંહારમા ઉતારી હતી

હીંદુ લોકો કાયમથી રાજભક્ત છે, રાજા બાળક હોય પણ હીંદુનુ ધર્મ રાજાને દેવભાવે પૂજવા આદેશ આપે છે હીંદુ લોકો તે આદેશ પ્રાણ આપીને પાળે છે રાજા હીંદુઓના ઉન્નતિ માર્ગમા પ્રધાન છે રાજ દર્શનને હીંદુલોકો દેવદર્શન તુલ્ય ગણે છે હીંદુનો એ રાજાનુરાગ રાઠોડકુળના રાજાઓમા પ્રદીપ્ત થયો છે તેઓએ અજીતના માટે કહેલ હતુ જે, "આપણા અધિપતિને આપણે જ્યાંસુધી જોઇશ નહિ ત્યાંસુધી પાન ભોજન ઉપર અમ પણુંને રૂચિ થાશે નહિ," કેવી સ્વ જાતિ ? કેવી વફાદારી !

જે ન્યાયવહ ધર્મ યુદ્ધ, અજીતની અને તેના સામંતોની પ્રધાન કર્મ સાધન હતી તે કર્મ મોટા મા સલિપ્ત થઇ રાજસ્થાનના પ્રત્યેક સામંત સરદાર ભ્રમણે સ્વદેશોદ્ધારના માટે [illegible] વર્ષ સુધી લડી, પુષ્કળ હૃદય શોણિત આપ્યા છે તેનુ પ્રદીપ્ત પ્રમાણ ભટ્ટ લોકોના [illegible] થમી નીકળી આવે છે પણ કેટલાક લોકો એ ભટ્ટના લેખોને અપ્રમાણિક અને પક્ષપાતી કહે છે

અજીતસિંહ પ્રકૃત બળવાન ધીરો અને હૃદયવાન રાજા હતો બાહુ પરાક્રમ, તેનુ એક પૈતૃક કર્મ ઘણી નાની ઉંમરમા અજીતે તે પૈતૃક કર્મના દાખલા બતાવી આપ્યા, અગીયાર વર્ષની ઉંમરે જ્યારે તેણે રાજધાનીમા નિર્જીતતિવેરી સમ્રાટની મુલાકાત લીધી, તે સમયેજ નરચેત રાજમંડળી સમક્ષ પોતે પોતાનુ આત્મશિષ્ય બનાવ્યુ હતુ પોતાની જીંદગીમાં જે જે યુદ્ધ થયા તે યુદ્ધમા અજીત સામંત સરદારોની મદદથી [illegible] મોગી નિસ્તેજ બનાવી છે રાજના

યુદ્ધ થકી અજીતની પ્રતિષ્ઠા વિશેષ વધી, બેનશીબ ફીરકશીયર પાદશાહથી તે મહમદશાહ પાદશાહ સુધીના પાદશાહોએ અજીતનો અનુગ્રહ માગ્યો, અજીતના અનુગ્રહ વિના તેમાંથી કોઈ પણ પાદશાહથી પૂર્ણ મનોરથ થયો નહિ અજીત મુસલમાનોને ખરા દીલથી ધિક્કારતો હતો. તે જાણતો હતો જે મુસલમાન હીંદુના ધર્મના અને સ્વાધીનત્વના ભયંકર શત્રુ.

રાણાના દફતરખાનામાં પુરાતન વિવરણાવળી શોધતાં મહાત્મા ટોડ સાહેબને કેટલાક પ્રાચીન સંવાદપત્ર હાથ પડયા એ મધળા સંવાદપત્ર બહાદુરશાહની છાવણીમાંથી લખાયેલ હતા. તેઓ પૈકીના એક પત્રમાં કેટલીક વાત લખેલ હતી. તે વાત ઉપર ભરૂમો રાખવાથી માલુમ પડે છે. અજીતસિંહ પોતાના ચરિત વિશુદ્ધ મુકી, સ્વર્ગવાસી થયેલ છે.



પશાજી થઈ ઉભા રહેત.

ભટ્ટ ગ્રંથમાં લખેલ છે જે "મહારાજ અજીતસિંહ સંવત્ ૧૭૮૧ માં અમર ધામે ગયો. અજીતસિંહના સ્વર્ગવાસ પછી સમ્રાટે સ્વહસ્તે અભયસિંહના લલાટે તિલક કર્યું, સ્વહસ્તે તેણે તેના હસ્તમાં તલવાર છરી વીગેરે આપી તેને રાજસિંહાસને બેસાર્યો, તેની સાથે તેણે નાગોરનો પ્રદેશ તેને આપ્યો. એ સઘળા માંગલિક ઉપકરણો પામી. રાઠોડ રાજે પોતાના નગરમાં આવવાની વિદાયગિરિ લીધી, રાજધાનીના અને આડએ પડખેના ગામડાના લોકોએ તેની મોટા ઠાઠમાઠથી અભ્યર્થના કરી યોધપુરમા આવી, તેણે પોતાના સરદારોને, ચારણોને, ભાટોને અને પુરોહિતોને બહુ ધન રત્નના દાન વીગેરે આપી પરિતુષ્ટ કર્યા.

રાઠોડરાજ અભયસિંહના શાસન કાળની આલોચના કર્યા અગાઉ આપણે તેની સભાના રત્નરૂપ કવિવર કર્ણની જીવનીનુ અનુશીલન કરવા પ્રવૃત્ત થઈએ, કર્ણ જેમ ઉંચા કુળમાં પેદા થયો. તેમ સારા ગુણગ્રામે ભૂષિત હતો, જે મહાકવિએ કનોજના શેષ અધીશ્વર મહારાજ જયચાંદની મોટી સભાને અલંકૃત કરી છે. જે કવિ મહાકવિની ચોહીની તૂલિકાએ આ જગતમાં એક મહા કાવ્ય રત્ન પેદા કર્યું,,,છે,તે કવિના કુળમાં કવિવર કર્ણનો જન્મ થયો છે.

કર્ણ, કવિ, પ્રતિભ સંપન્ન રાજનીતિ કુશળ અને રણપંડિત હતો. તેના તે મહનીય ગુણોના પુષ્કળ પ્રમાણ જોવામાં આવે છે, જે પ્રચંડ અંતર્વિપ્લવ થકી એકવાર મારવાડનો સર્વ નાશ થવા ઉપક્રમ થયો હતો. કર્ણના જ્ઞાનના પ્રભાવથી નિવાહિત થયો, તે મોટો યોધ્ધો હતો, જે બેહદ પરાક્રમે અને રણ નૈપુણ્યે દ્વંદ્વ યુદ્ધમાં તે ઉતર્યો હતો. તેનું વિવરણ હવે પછી આપવામાં આવશે,સુધામય સૂર્યપ્રકાશ ગ્રંથ તેના શાૈર્ય, પાંડિત્ય વીગેરે ગુણોના દાખલા બતાવી આપનારો છે. યશોમંદિરના સુવર્ણ આસન ઉપર બેઠા પહેલાં તેણે વ્યાકરણ અલંકાર કાવ્ય વીગેરેનું સારી રીતે અનુશીલન કર્યું. તેથી કરીને તેની અદ્ભુત પ્રતિભ શક્તિની સ્ફુર્તિ થઈ, એકવાર તે યોધગઢના તોરણશીર્ષે બેસી વીણાવાદન કરી જગતને મોહિત કરવા શક્તિવાળો થયો હતો. દિવસો ગયા, તેની સાથે રાઠોડકુળના રંગભૂમે ગંભીર યવનિકા પડેલ છે, દુર્જયકાળના લોહહસ્તના પ્રહારે ગર્વોન્નત રાઠોડનું ગૌરવ તુટી ગયું છે, પણ તે કવિવરની સુધામય લેખણથી પેદા થયેલ કાવ્ય રત્ન રાઠોડ કુળનું ગૌરવ હાલ પણ છે એમ કહી આપે છે.

નવા રાજાએ, પોતાના અભિષેકથી પેદા થયેલ આમોદપ્રમોદ વધારે દિવસ ભોગવ્યા નહિ, પોતાના રાજ્યાભિષેક પછી તરતજ તેને નાગોરના વિરૂધ્ધે યુદ્ધમાં ઉતરવુ પડયું. સમ્રાટની સાથે અજીતના તકરારના સમયે તે જનપદ સુંદરના પ્રાચીન વંશના હાથમાં સોપાયેલ હતો.

શીરબુલંદખાંને પચાસ હજાર સૈનિકોનો અધિનાયક નીમ્યો. તેના 'ભરણપોષણ' માટે એક કરોડ રૂપિઆ આપ્યા તે વિશાળ સેનાદળ લઈ શીરબુલંદખાં, દુશ્મનની વિરૂધ્ધે આવ્યો. પણ તેનું અગ્રગામીદળ વિદ્રોહીથી પરાજય પામ્યું તેથી તેણે વિદ્રોહી સાથે સંધિ કર્યો "

દુરાકાંક્ષ સેનાપતિ શીરબુલંદખાએ એકવાર પોતાના કર્તવ્ય સામું જોયું નહિ, સમ્રાટે જે ઉદ્દેશે તેને સેના સાથે મોકલ્યો હતો, તે ઉદ્દેશ ન સાધતાં, સેનાપતિ ખુદ શીરબુલંદખાં સમ્રાટનો વિદ્રોહી થયો. તેણે સામાવાળાનો વિદ્રોહ દમન કર્યો પણ છેવટે પોતે વિદ્રોહ કર્યો. તેની વિદ્રોહ વાર્તા એકદમ સમ્રાટના કર્ણગોચર થઈ સમ્રાટ એકસો ચાલીસ ઉમરાવથી ઘેરાઇ સભાસ્થળે બેઠો હતો. તે સમયે દૂતે આવી કહ્યું જે " શીરબુલંદખાં વિદ્રોહી થયો. " સભામાં બેઠેલા સઘળા ચમકિત થયા. સમ્રાટની બે આંખમાંથી અગ્નિ ઝરવા લાગ્યો. તેણે રોશ અને ભીસાંસામાં હોઠ કરડયા. તેણે દૂતને કહ્યું " જાણેલી હકીકત સહુ સાંભળે તેમ બોલ "

એટલામાં સભાની વિસ્તબ્ધતા ભાંગી, રાજ દૂત ગંભીરસ્વરે બોલ્યો "શીરબુલંદખાંએ ગુજરાત જીત્યું, પોતે સ્વતંત્ર છે એમ પરિચય આપ્યો. તેના ભુજ બળે કોલીઓ તુટી ગયા, મંડલ ઝાલા ચોરસીમા, ભાગલ અને ગોહિલોએ પરાજય પામી તેની વશ્યતા સ્વીકારી, હોલકરે તેને કર આપવા કબુલ કર્યું, ભોમીઆઓએ પોતાપોતાના કીલ્લાનો ત્યાગ કરી તેનો આશ્રય લીધો, આજ તે અમદાવાદનો રાજાનો થઇ દક્ષણીઓ સાથે એકતાસૂત્રે બધાયો છે. આજ સઘળા સતર હજાર તેને રાજા બોલી તેની બોલબાળા પોકારે છે.

" સમ્રાટે જાણ્યું જે એ વિદ્રોહનું દમન નહિ થાય તો રાજ્યના પ્રતિનિધિઓ પોતપોતાની સ્વાધીનતા સ્થાપવા ચેષ્ટા કરશે. વાસ્તવિક રીતે સમ્રાટની આશંકા અમૂલક નહોતી.

થોડા સમયમાં સોનાના થાળમાં બીડા મુકી થાળ ફેરવવાનું નિશ્ચય થયું, મીર નાજુકે, સ્વહસ્તે તે થાળ ઉપાડી સિંહાસનની બે બાજુએ બેઠેલા સામંત સરદારો તરફ ફેરવ્યો. મીર નાજુકથી બન્ને પંક્તિ વચ્ચે વૃથા ફર્યો. કોઇએ તે બીડું ઉપાડવાનો હાથ પ્રસાર્યો નહિ, સભાના ઉમરાવમાંથી એક આશામી બોલી ઉઠયો. " જે તીક્ષ્ણગુણ વજ્રદંડને ધારણ કરવા ઇચ્છે તે શીરબુલંદખાંની સામે યુદ્ધમાં ઉતરે " બીજા એક ઉમરાવે કહ્યું. " જે ઘડો લઇ ધુણીજળમાં ડુબવા ચાહે તે શીરબુલંદખાંની વિરૂધ્ધે યુદ્ધ યાત્રા કરે, ત્યારપછી વળી એક ત્રીજો આશામી બોલી ઉઠયો, જે સર્પની તીક્ષ્ણધાર જીભ્હાનું ધારણ કરી શકે તે શીર

શીરબુલંદખાનો પુત્ર તે સમયે હણાયો. છેવટે ભકતસિંહે પ્રચંડ રણમદે પોતાની રાઠોડ સેનાને ચલાવી તેણે નગરમા પેસવાનો ઉદ્યોગ કર્યો. તેનો ઉદ્યોગ સફળ કરવા માટે તેના સૈનીકો વિશેષ વિરત્વ બતાવવા લાગ્યા. સરદાર શીરોમણી ચંપાવત રાવ કુશળસિંહ, અતુલ પરાક્રમ બતાવી અનેક સૈનીકોને હણી યુધ્ધ સ્થળે પડયો.

જેમજેમ દીવસ ભાગ જતોં ગયો તેમતેમ રજપુતનો પુરૂષાર્થ વધતો ગયો. શીરબુલંદખાંની આશાઓ વ્યર્થ થઇ. દીવસનો ભાગ આઠ ઘડીનો હતો. એટલામાં શીરબુલંદખાં રણસ્થળ છોડી ચાલ્યો ગયો. પણ તેથી તેના સૈનીકો નિરાશ થયા નહિ. તેઓએ પ્રચંડ વીરતાથી રજપુતોના વેગને અટકાવ્યા. છેવટે યવન દળ પરાજીત થયું. વિજયી રજપુતોએ મોટા હર્ષથી રણનું નગારૂં બજાવ્યું. શીરબુલંદ હણાયો તેવી વાત આખા સૈન્યમાં તીવ્ર વેગે ફેલાણીતે ભયંકર યુધ્ધમા તેના એકંદર ચાર હજાર ચારસો ત્રાણુ સૈનીકો માર્યા ગયા.

રજપુતોમાંથી અભયસિંહ સાથેના રજપુતો કેટલાક પુષ્કળ યુધ્ધ કરી હણાયા. બીજા દિવસે શીરબુલંદ પોતાના અસ્ત્ર શસ્ત્રો લઇ અભયસિંહના શરણે આવ્યો. તેને આગ્રા તરફ લઇ ગયા. અભયસિંહે તેના કુટંબ પરિવાર વીગેરેની રક્ષા માટે અનુમતિ આપી.

શિરબુલંદ ઉપર જય મેળવી અભયસિંહે ગુજરાતનાં સત્તર હજાર, માર-વાડના નવ હજાર અને બીજાં કેટલાંક ગામ ઉપર આધિપત્ય મેળવ્યું. પ્રતાપથી પરિશોભિત થઇ તે મધ્યાન્હકાળના સૂર્યની જેમ તેજ કરવા લાગ્યો. તેના પ્રચંડ પ્રતાપથી અંબાઇ જઇ, ઇડર. ભોજ પાર્કુર, નિંબુ, શીરોહી, ફતેહપુર, ડુંગરપુર, ઝુનઝુનુ, યશલમીર, નાગોર, વાંશવાડા, લુણાવાડા હળવદ વીગેરેના અધિપતિઓ, તેને અવનત મસ્તકે નમ્યા.

વિજયી અભયસિંહ જયમાં મેળવેલ દ્રવ્યો સાથે યોધપુરમાં આવ્યો. રાજ્યના પુરવાસીઓ આનંદમય વિજયસંગીત ગાઇ પોતાના અધિપતિને મોટા સમારોહથી વધાવવા લાગ્યા.



હિતાહિતનું જ્ઞાન બીલકુલ લોપ પામે છે. માણસ સ્વાર્થરૂપી ઇષ્ટદેવતાની પરિતુષ્ટિના સાધન માટે પોતાના હાથે પોતાના પગમાં કુઠારાઘાત કરે છે. અભયસિંહે સ્વાર્થની એ તામસી વૃત્તિથી વિમૂઢ થઇ જન્મદાતાનો પ્રાણ લીધો. એ પ્રાણ લેવાના નૃશંસ કાર્યમાં તેના જે સહોદરે તેને મદદ આપી હતી, જે સહોદરને તે પ્રાણ કરતાં વહાલો ગણતો હતો તે સહોદર ઉપર સ્વાર્થના પાપ મંત્રે પ્રણોદિત થઈ તે ઇર્ષાના નયને જોવા લાગ્યો.

તેજ સહોદર હૃદયનો આનંદદાયક ભક્તિસિંહ, આજ અભયસિંહનો ચક્ષુશૂળ થઇ પડયો. અભયસિંહે તે ભાઇનો સર્વ નાશ કરવાનો ઉપક્રમ કર્યો

ભક્તસિંહ સ્વભાવથી કાર્યદક્ષ અને સાહસી હતો. તે યુધ્ધના કાર્યમાં વિશેષ પારદર્શી હતો તેના સાહસ અને રણનૈપુણ્યનું વિવરણ રાજસ્થાનમાં ચારે તરફ ફેલાયું રજપુતોનો શું પણ રજપુત વિદ્વેષી યવનો તેની સમક્ષ કુશળતાની પ્રશંસા કરતા હતા. અભયસિંહના હૃદયમાં જુદી જુદી વિભીષિકા પેદા થઇ તેને દરેક ક્ષણે મનમાં લાગવા લાગ્યું જે ભક્તસિંહ મારવાડનું સિંહાસન હસ્તગત કરવા મહેનત કરે છે. તે ચિંતા તેના મનમાં ઉદિત થઇ તેને વિશેષ ભય દેખાડવા લાગી. તે ભયથી અભયસિંહ કાયમ ઉદ્વિગ્ન રહેતો હતો. તે નાના ભાઇનો સર્વ નાશ કરવા વિચારતો હતો. તે ભક્તસિંહને નાગોર થકી વિચ્યુત કરી શકે તેમ હતું પણ તેમ કરવા તેનું સાહસ થાતું નહોતું. તેનો સર્વ નાશ કરવાની ચિંતામાં ઘણા દીવસો આવ્યા ગયા. ક્રમે શીરબુલંદ સાથે યુદ્ધ કરવાનો અવસર આવ્યો. છેવટે શીરબુલંદ સાથેનું યુદ્ધ પુરૂં થયું. રાજ્યમાં ફરી શાંતિ વિરાજી. અભયસિંહે જાણ્યું જે તે શાંતિનો નિરૂદ્વેગે ઉપભોગ થાશે. પણ તેણે પોતાનાજ મનના દોષે તે શાંતિની પુષ્પ શય્યાને અશાંતિની કંટક શય્યામાં પરિણત કરી. તે સ્વભાવથી આલસ્ય પ્રિય હતો. તે અફીણની સેવા પૂર્ણ માત્રાએ કરતો હતો. તેના વયોવૃદ્ધિના સમયે તે બન્ને વિષયમાં તેનો અનુરાગ વિશેષ વધી પડયો. દુશ્ચિંતામાંથી નિષ્કૃતિ પામવા તેણે અફીણ ખાવા પીવાની માત્રા પુષ્કળ રીતે વધારી તો પણ ભકતસિંહના ઉપર તેની ઇર્ષા કમ થઈ નહિ.

અભયસિંહનો એ ઉત્કૃષ્ટ મનોવિકાર ભકતસિંહે જાણ્યો હતો. અભયસિંહ તેના ઉપર ઇર્ષાન્વિત થતો તે સારી રીતે તેણેજાણ્યું. જાણીને તેઅત્યંત ક્ષુબ્ધ થયો. તેણે મનમાં મોટા ભાઇને હજારો ધીક્કાર આપ્યા. તેણે વિચાર્યું જે મોટો ભાઈ ક્ષુદ્ર ચિન્તવાળો ! મોટો ભાઇ શું બાળક ! તે વિશાળ મારવાડનો અધીશ્વર હોઈ ક્ષુદ્ર નાગોરના ધણી ઉપર ઇર્ષાન્વિત ! ભકતસિંહને પોતાની ઉદ્ધત પ્રકૃતિની ખબર હતી તે જાણતો હતો જે એવી પ્રકૃતિથી તે

રાઠોડ રજપુતો તેના ઉપર મત્સરની દ્રષ્ટિએ જુવે છે સ્વદેશવાસીઓનો મનોભાવ જાણી લઇ તેણે સ્થિર કર્યું જે વિશેષ સતર્ક સાવધ અને વિચિક્ષણ નહિ થવાય તો નાગોરના વ્રણને ગાડ નગરનો ઉપભોગ થાય તેમ નથી, પોતાના બાહુબળ વિના આત્મરક્ષા થાય તેમ નથી, એમ ભકતસિંહ જાણતો હતો. પારકાના બળ ઉપર આધાર રાખી બેસી રહેવુ તે વીરોચિત કાર્ય નથી એમ ભકતસિંહ સંપૂર્ણ રીતે જાણતો હતો એ ધારણાના અમલથી ભકતસિંહે પોતાની પદ મર્યાદા આજ સુધી અક્ષુણ્ણ રાખી શકયો પણ આ સમયે તેણે કવિ કર્ણની સલાહથી એક વિચિત્ર નીતિ પકડી કવિ કર્ણે શીશમુકંદના પરાજયનું વિવરણ પોતાના ગ્રંથમા પુરૂ કીધુ ત્યારપછી તેણે જોધપુરનો ત્યાગ કરી નાગોરમા રહેવાનુ શરૂ કર્યું, સ્વજાતીય બીજા કવીઓની જેમ કર્ણ કુટ નિતિમા પારદર્શી હતો તે પ્રતિભાશાળી અને શુદ્ધ ચરિત હતો તેની અમૃતમયી ગાથાનુ શ્રવણ કરી લોકોને તેના ઉપર ભકિત અને નિષ્ઠા રાખવાનુ સબળ કારણ હતું તે જે બોલતો તને રાઠોડો દેવવાકય તુલ્ય ગણતા હુકમ રાઠોડો તેની સલાહ મુજબ ચાલતા હતા જોધપુર છોડી નાગોરમા કવિ કર્ણ આવ્યો ત્યારે ભકતસિંહે મોટા સન્માનથી તને ગ્રહણ કર્યો

રાજકુમાર ભખ્તસિંહે પોતાની અવસ્થાનુ આદ્યોપાન્ત વિવરણ કવિ કર્ણ પાસે જાહેર કર્યું કવિ કર્ણે, નિવિષ્ટ મને તે વિવરણ સાંભળી તેને સલાહ આપી કે " અભય રાજ સાથે મહારાજ ભખ્તસિંહનો વિવાદ થાય તેમ કર ! જેથી તારૂ મંગળ થાશે "

કવિ કર્ણની ગુપ્ત મંત્રણા, રાજ કુમાર ભખ્તસિંહે સાથે ચઢાવી તે મંત્રણાના પ્રત્યેક શબ્દો પાળવાને સુયોગ જોવા લાગ્યો થોડા સમયમા તે સુયોગ આવી પહોંચ્યો બીકાનેરના રાજકુમારે કોઇ કાર્યવશે અભયસિંહનો રોષાનલ પ્રદીપ્ત કર્યો હતો, મારવાડ રાજે તેને શાન્તિ આપી, પોતાનો રોષાગ્નિ નિર્વાણ કરી દેવા સંકલ્પ કર્યો, મારવાડ રાજ અભયસિંહે, પોતાના સામંત સાથે લશ્કર લઇ તેની રાજધાની ઘેરી લીધી, ઘેરાએલ બીકાનેર રાજે કેટલાક અઠવાડીયા તેના ઘેરાનો પ્રતિરોધ કર્યો પણ ખાદ્યપેય દ્રવ્યના અભાવથી તેની નગરી ફરતી સેના નિષ્ફળ થઇ રાઠોડ સરદારોની ગુપ્ત સહાય ન હોત તો બીકાનેરરાજ અભયસિંહને શરણે થાત, બીકાનેરના રાઠોડોએ મારવાડના રાઠોડનું સંમાન ઘણી વખત જાળવ્યુ હતુ તેના લીધે મારવાડના રાઠોડો બીકાનેરને ગુપ્ત સહાય આપવા લાગ્યા

રાજા અભયસિંહે બીકાનેરનો ઘેરો ઘાલ્યો તે સમયે કવિ કર્ણે રાજકુમાર ભખ્તસિંહને કહ્યુ " કુમાર ! આવો સુયોગ ફરી આવવાનો નથી " " આ

સુયોગમાં અમરરાજનું અહંજ્ઞાન સુક્ત કરી તેને ઉત્તેજીત કરવા ચેષ્ટા કર. વળી તેને વધારે ઉત્તેજીત કરવાને બીજો ઉપાય પણ છે, તારા પુજનીય પિતૃદેવે અંબર રાજ્યનું આક્રમણ કરી કુશાવહ રાજાનું જે અપમાન કર્યું હતું તે અપમાનનો બદલો લેવાણો નથી. એ ક્ષણે તે બદલો લેવાનો સારો અવસર, વળી જયસિંહને કહેવરાવી મોકલ જે તે જયપુર ઉપર હુમલો કરી પોતાના પૂર્વ અપમાનનો બદલો લે તેમ.

કવિ કર્ણની સલાહ ઉપયુક્ત લાગવાથી ભક્તસિંહે એકદમ જયસિંહના ઉપર પત્ર લખ્યો, તે સમયે વીકાનેરનો દૂત પણ ચોગ્ય સલાહ લેવા ભક્તસિંહ પાસે આવ્યો હતો, ભક્તસિંહે તેને યુક્ત સલાહ આપી અંબરરાજ પાસે જવાની આજ્ઞા આપી અને તેની સાથે કર્યોદ્ધારના સઘળા કૌશલ સાધનો કહેવરાવ્યાં.

વૃદ્ધાવસ્થામાં અંબરરાજ મદિરાશક્ત થઇ પડયો હતો. સુરાસેવનથી પુષ્કળ અનિષ્ટ થાય છે. તે અંબરરાજ સારી રીતે જાણતો. તેથી તેણે એવું અનુશાસન વિધિબદ્ધ કર્યું જે જ્યાં સુધી તે વારૂણી દેવીની પૂજામાં હોય ત્યાં સુધી કોઈ પણ વિષયિક કાર્ય તેની પાસે વિજ્ઞાપિત થાય નહિ. જે સમયે વીકાનેરનો દૂત અંબર રાજની સભામાં આવ્યો. તે સમયે અંબર રાજ વિશ્રામ કક્ષમાં સુરદેવીની આરતી કરતો હતો સરદારોએ એકઠા થઇ ભક્તસિંહના પત્રનો પાઠ કર્યો અને ભક્તસિંહનો અનુરોધ પાળવો કે નહિ તેના માટે તેઓ તર્ક વિતર્ક કરવા લાગ્યા છેવટે એવો નિશ્ચય થયો જે રાઠોડના આક્રમણમાં હસ્તાર્પણ કરવું નહિ ભક્તસિંહનો ઉદેશ સફળ થયો નહિ પણ આવેલો દુત ચતુર અને સુદક્ષ, સરદારોના ઉત્તરથી નિરાશ અને વિફળ મનોરથ થઇ તેણે રાજાના દર્શન લઇ તેની પાસે પોતાનો પ્રસ્તાવ જાહેર કરવાનો સંકલ્પ કર્યો. વળી રાજા સાથે મુલાકાત લેવાનો તે સુયોગ શોધવા લાગ્યો એ સમયે વિદ્યાધર* નામનો એક બ્રાહ્મણ અંબરરાજની દીવાન પદવીએ હતો.

વિદ્યાધર દૂતનો પ્રિયમિત્ર હતો. તેની મદદથી દૂતે રાજાની મુલાકાત લઈ સઘળી બીના રાજા પાસે નિવેદન કરી જયસિંહની પાસે હાથજોડી તે બોલ્યો મહારાજ ! વીકાનેરરાજ મોટા સંકટમાં આવી પડયા છે એવી અવસ્થામાં આપ જો તેને મદદ નહિ કરો તો અભયસિંહના હાથથી વીકાનેર તારાજ થઇ જાશે.

---

* બ્રાહ્મણ કુળવડ પંડિત વિદ્યાધર બંગાળા દેશમાં જન્મ્યો હતો. જ્યોતિસ્તત્વ, ભુતત્વ, પુરાણાત્વ સ્મૃતિશાસ્ત્ર અને ધર્મશાસ્ત્રમા વિદ્યાધર પારદર્શી હતો જે જયપુર આજ ભારત વર્ષમાં શોભામાં સૌન્દર્યથી પ્રખ્યાત નગર ગણાય છે. તેનો આદર્શ, મહાનુભાવ વિદ્યાધરે આંકીદીધો હતો એ મહા પુરૂષનુ જીવન ચરિત્ર કયાંથી પણ મળતું. નથી.

અમારા રાજા આપનેજ મહારાજ કહી બોલાવે છે તેણે સ્વપ્નમા પણ મારવાડ રાજની વસ્વતા ચીતરી નથી આ સમયે આપ સાહેબ તેનુ બીજુ કોઇ ભરોસા સ્થાન કે આશ્રય સ્થાન છે? નહિ ' ગર્વથી જયસિહની છાતી ફુલી ગઇ, તેના ઉપર વળી મોહ કરી નદિનએ પોતાની વિધાળતામા લાવી તે મૂઢ થઈ ગયો હતો તે સમયે તેણે અભયસિહને લખ્યુ " આપણે બન્ને એક મોટા પરિવારના અંતર્ગત વીમનેરના દોષ માફ કરી ત્યાથી તમારી કમાન તને ઉતરો " એવી રીતની વાત લખી જયસિહે એક પાન પાન પીધુ અને મૂછ મરડતો મરડતો ચીઠી બીડવાને બીજાના હાથમા આપી હતે કહ્યુ ' મહારાજ કૃપા કરી બીજી એક બે વાત આ પત્રમા લખો ' તેના કહેવા પ્રમાણે તે વાત પત્રમા લખી દીધાન પામેલા હતે રાજા પાનેથી વિદાયગીરી લીધી શીઘ્ર સાંઢણી ઉપર બેસી તે ચાલ્યો હત દરબારમાથી નીકળી બહાર આવ્યો કે જયસિહનો પ્રધાનમંત્રી વાસહો સરદાર ત્યા આવ્યો રાજાએ તે પત્રનુ વિવરણ તેને કહી સંભળાવ્યુ. વૃદ્ધ સરદાર વિસ્મય થઇ બોલ્યો ' જો કચ્છાવહ કુળને નિર્મૂલ કરવાની ઇચ્છા ન હોય તો તે પત્ર હવે પાછો અહીં મંગાવી લ્યો એટલામા હત ઉપર હત રવાના થયા પણ પત્રવાહી હત મળ્યો નહિ સઘળા ચિંતા પામી જુદી જુદી આશંકા કરવા લાગ્યા કેટલાક રજપુતોએ કહ્યુ જે " મહારાજ ! આપે નિષ્ઠુર કામ કર્યું તેના માટે આપણે સઘળાએ પુષ્કળ કષ્ટ ભોગવવા પડશે

અભયસિહની પાસથી જલદી તે પત્રનો ઉત્તર આવ્યો, જયસિહે તે પત્ર દેશી સરદારો પાસે વાચ્યો અમારા દામ ઉપર કે અમારા ઉપર હસ્તાર્પણ કરવાની અને એવી રીતનુ લખવાની આપની સત્તા નથી હુ અભયસિહ જયસિહથી જે થાય તે ત કરે

સામંત સરદારોએ કહ્યુ " મહારાજ ! જે અમોએ કહ્યુ હતુ જુઓ ! તેજ થયુ હવે કાર્યક્ષેત્રમાથી નાસી જવાનો ઉપાય નથી, હવે અંબરના સામંતોને એકઠા કરવા જોઇએ એટલામા ગભીરનાદે નગારુ વાગ્યુ, યુદ્ધ કરવાને નામાવાળા કચ્છાવહ રજપુતો અંબરરાજના વાવટા નીચે એકઠા થયા ખુદીનાહાર રજપુતો, કરાવલ યાદવ રજપુતો, શાપુરના શિશોદીય રજપુતો વીગેરેઓ આવી અંબરરાજ ને મદદ આપી એ રીતે એક લાખ સૈનિકો અંબરના ઝંડા પાસે એકઠા થયા એ વિશાળ સેના પ્રચંડ પૃથ્વીને કંપાવતી મારવાડ તરફ ચાલી ગંગાવાની નાનના ગાનડા પાસે અંબરરાજે પોતાની છાવણી નાખી તે અભયસિહના આ ગમનની પ્રતિક્ષા કરવા લાગ્યો, ગોપાળસિહ રાઠોડરાજ વીકાનેરના ઘેરામાથી નવશુ લશ્કર લેવી લઈ અંબરરાજની સન્મુખે ચાલ્યો ભક્તસિહ સહિત થયે તેણે

સ્વપ્નમાં પણ વિચાર કર્યો નહોતો. જે તેના એવા હલકા પ્રપંચથી માતૃભૂમિ આવા સંકટમાં આવી પડશે બન્ને રાજા વચ્ચે વિવાદ પડી જાય તેમ કરવાનો તેનો આશય હતો. પણ તે આશયથી તે સજાતીય રજપુતોમાં ક્રોધાનળ સળગી ઉઠયો. મારવાડની ભૂમિને મોટા સંકટમાં જોઇ ભકતસિંહ શું નિશ્ચિંત બેસી રહે! ભાઇ ભાઇના વચ્ચે વિવાદ છે તેથી શું આવા સંકટના સમયે ભકતસિંહ જેવો ભાઈ અભયસિંહ જેવા ભાઇને મદદ ન આપે !

આજ માતૃભૂમિને સંકટમાં આવી પડેલી જોઈ ભાઇનો વિષમ વિદ્વેષ ભુલી જઈ ભકતસિંહ અભયસિંહની પાસે આવી ઉભો રહયો. અને સારા વિનય ભાવથી બોલ્યો. " ભાઇ ! ઘેરામાંથી સેનાબળ ઉઠાવી લેવું નહિ, મને આજ્ઞા આપો, હું સામંત સરદારોની સાથે રહી લડું, અને દુશ્મનોને સારૂં શાસન આપું. "

મોટા ભાઇએ પોતાના નાના ભાઇ ભકતસિંહની પ્રાર્થના સ્વિકારી નહિ. ભકતસિંહ મનમાં ક્ષોભ પામ્યો. પણ તે ભયંકર સંઘર્ષકાળે નિઃસંશ્રવ ભાવે રહી શકયો નહિ. તે નાગોરમાં ગયો. અને દિલ્હી દરવાજા ઉપર ચઢિ ગંભીર સ્વરે નગારૂં બજાવ્યું. એટલામાં નાગોરના સામંત સરદારો પોતાના સૈનીકો સાથે દરવાજા પાસે આવી ઉભા રહ્યા. ભકતસિંહની પાસે બે પીતળનાં પાત્ર હતાં જેમાં એકમા કસુંબો હતો અને બીજામાં કેસરનો રંગ હતો. જેમ જેમ સરદારો તેની પાસે આવતા ગયા તેમ તેમ ભકતસિંહે તેને કસુંબો પાયો અને તેઓની છાતી ઉપર કેસરીરંગનો છાપો માર્યો. એ રીતે તેણે આઠ હજાર રજપુત વીરોને કઠોર વ્રતમાં દીક્ષિતકર્યા. તે સઘળા જીવન મુમુક્ષ હતા. સઘળા સ્વદેશના માટે પ્રાણ આપવા તૈયાર હતા- તેઓ સઘળા ભકતસિંહના અત્યંત સાહસીક અને દ્રઢ પ્રતિજ્ઞ હતા. એવી જોરાવર સેનાની સાથે એક વિશાળ મકાઇના ક્ષેત્રની સંમુખે આવી પહોંચ્યો. ત્યાં આવી રાઠોડ રાજકુમાર ભકતસિંહે સઘળાને ગંભીર સ્વરે કહ્યુ. "વીરો ! તમારામાંથી જે કોઇ યુધ્ધક્ષેત્રમાં જય મેળવવાને અથવા દેહ ત્યાગ કરવાને પ્રસ્તુત ન હોય તો તે મારૂં અનુગમન કરે, જો કોઇને ફરી જવાનો ઉત્સાહ હોય તો તે ખુશીથી ફરી જાય " એમ બોલીને તે ક્ષેત્રમાંપેઠો જેઓ સાહસિક હતા તેઓએ તેનું અનુગમન કર્યું કેટલાક તો તેનું અનુગમન કરતાં પોતાના ઘેર ગયા. ખેતરમાંથી બહાર આવી રાઠોડ વીરે જોયું જે પાંચ હજાર રજપુતોએ તેનું અનુગમન કર્યું તેણે ઈશ્વરને ધન્યવાદ આપ્યો અને તે વીર પુરૂષો સાથે યુદ્ધ સાગરમાં કુદી પડયો

અંબરરાજ જયસિંહ ગંગાવાનીમાં પોતાના લશ્કર સાથે શત્રુઓની પ્રતિક્ષા કરતો ઉભો હતો દુરથી ભકતસિંહની અશ્વસેનાને જોઇ તેણે તેની સામે પોતાની

ઉધડયાં. ત્યારે તેણે બાકી રહેલા રજપુતો તરફ જોયું, જે જોઈ તેની પુરેપુરી ક્ષતિ થઈ છે. એમ તેના જાણવામાં આવ્યું તે જાણવાથી તેનું હૃદય મર્થિત થયું. બે આંખમાંથી સતત અશ્રુધારા ચાલી. જે વીર અગાઉ સઘળી માયા મમતા છોડી પ્રચંડ વિક્રમથી મૃત્યુની સામે બાંયોભીડી યુધ્ધમાં લડયો હતો. તે વીર આજ પોતાના રજપુતોની દશા જોઈ બાળકની જેમ રોયો, તે બાળકસુલભક્રંદનમાંથી તેને કોઈ વારી શક્યું નહિ. છેવટે તેનો મોટો ભાઈ આવી તેને દીલાસો દેવા લાગ્યો જે “ આજના યુધ્ધે ? ભાઈ ? તારા પરાક્રમથી હું ગૌરવાન્વિત થયો છું ત્યારે ભક્તસિંહ રોતો બંધ પડી પ્રકૃતિસ્થ થયો. વળી પાછો તે ઉત્સાહિત થઈ પડયો. અને ઉત્સાહ સાથે સીંહનાદ કરી દર્પ સાથે બોલ્યો; “ હજી હું તેજ ભક્તસીંહ છું.

કુક્ષણે મદિરામત થઈ જયસિંહે અભયસિંહને પત્ર લખ્યો. તે અનર્થકર લેખથી રાજસ્થાનમાં જે ગૃહ વિવાદ ચાલ્યો. તેથી રજપુતોના હાથે રજપુતોના પુષ્કળ લોહી પડયાં. જયસિંહને પોતાની અવિમૃશ્ય કાર્યતાનું ફળ મળ્યું પણ તેનો ઉદ્દેશ વ્યર્થ થયો નહિ, તેણે વીકાનેર રાજ્યના ઉદ્ધાર માટે તે અગ્નિ સળગાવ્યો. આજ તેનો ઉદ્ધાર થયો ઉભયપક્ષનો વિવાદ અધિક દિન રહયો નહિ. રાણાએ મધ્યસ્થ થઈ તેઓનો વિવાદ ભાંગ્યો જે વારે ઉભયપક્ષ પોતપોતાનો ઉદ્દેશ સાધતા હતા, ત્યારે તે વિવાદભંજન કરવા મેવાડેશ્વરને કાંઈ કષ્ટ સહેવું પડયું નહી.

એમ કહેવાય છે જે ભક્તસિંહના કુળદેવતા અંબરરાજના હસ્તગત થયા હતા. જયસિંહે તે પાછા ભક્તસિંહને આપ્યા. દેવતાને પાછા પામી ભક્તસિંહ નિશ્ચિંત અને પ્રકૃતિસ્થ થયો. હવે અંબરરાજ ભક્તસિંહને હૃદયમાં ધારણ કરી અન્યોન્ય મૈત્રિનાં સુખ ભોગવવા લાગ્યો.

રાઠોડરાજ અભયસિંહની જીવનીમાં તેનું આ શેષ મહાનુષ્ઠાન છે. ત્યાર પછી સંવત્ ૧૮૦૬ ( ઇ.સ. ૧૭૫૦ ) માં તે સ્વર્ગવાસી થયો. તે સ્વભાવથી અતિશય આળસ્ય પ્રિય હતો. તે આળસ્ય પ્રિયતા તેની વયની સાથે વધી ગઈ હતી. વળી તે પ્રવૃત્તિથી તેનું અત્યંત ઔદ્ધત્ય ઘણા દરજ્જે કમ થયું હતું.

રાજા અભયસિંહના શાસન કાળમાં દુર્ધર્ષ નાદીરશાહે ભારતવર્ષ ઉપર હુમલો કર્યો. તેનું પ્રચંડ તુર્ય ભારતવર્ષના પશ્ચિમ દ્વારે સંભળાયું જે સાંભળ-વાથી તૈમુરનું સિંહાસન ભયથી કંપી ઉઠયું. તે નૃશંસ આક્રમકના શોણિત પિ-પાસુ ખડગથી આત્મ રક્ષા કરવા માટે સમ્રાટે રજપુતોની મદદ માગી પણ તે-ની માંગણી કોઈએ ગ્રાહ્ય કરી નહિં. એ ભયાવહ વિપ્લવમાંથી ભારત ભૂમીને બચાવવા કોઈ રાજા અગ્રસર થયો નહિં. કર્નાળ યુદ્ધક્ષેત્રે, બે નસીબ મહમદ

શાહનું રાજ શાસન પુરૂં થયું. તેના ચરણમાં કઠણ લોઢાની બેડી પડી, નાદીર-શાહ તેને રાજધાનીમાં લઈ ગયો. મહમદશાહના પતન ઉપર દિલ્હી નાદિરશાહ-ના કબજામાં આવી અફગાન વીરે દિલ્હીનું સર્વસ્વ લુંટી લીધું. [illegible] નરનારી નાં શોણિતથી પોતાના હાથ કલુષિત કરી, તે પોતાના દે[illegible] ગ[illegible] તે દિવસથી વીરવર બાબરના સિંહાસનને જે પ્રચંડ ઘા લાગ્યો તે ઘાથી તે[illegible] અધઃપતન ધીમે ધીમે થવા લાગ્યું. તે અનિવાર્ય અધ:પાત થકી તે પાછું ઉભું થઇ શક્યું નહિ. તે સુયોગમાં ભારતનું સિંહાસન હસ્તગત કરવા રજપુતો યો કરત તો આજ ભારતવર્ષની છાતી ઉપર આર્ય સંતાનનો વાવટો ઉડત, પણ ભારતવર્ષના દુર્ભાગ્યે રજપુતોને તેમ કરવાનું સુઝ્યું નહિ.





# દ્વાદશ અધ્યાય.

રામસિંહનો અભિષેક, તેનું ઉદ્ધત આચરણ, તેના અભિષેક સમયે તેના કાકા ભક્તિસિંહની ગેરહાજરી, પોતાના પ્રતિનિધિ તરીકે ભક્તસિંહનું ધાત્રીને મોકલવું, તેથી કરી રામસિંહનું અપમાન, અપમાનનો પ્રતિશોધ, રામસિંહના વિશ્વાસ પાત્ર ચંપાવત અને કુંપાવત સરદારનું તેણે કરેલ અપમાન, અપમાનિત સરદારોનું રાજસભા ત્યાગ કરી ભક્તસિંહ પાસે જવું, ભયંકર ગૃહયુદ્ધ, મેરતાનું યુદ્ધ, રામસિંહનો પરાજય, ભક્તસિંહનો રાજસિંહાસનાધિકાર, પદચ્યુત રામસિંહ તરફ પુરોહિતનો અનુરાગ, મરાઠા લોકોની મદદ મેળવવા તેનું દક્ષિણાવર્તમાં જવું, રાજા ભક્તસિંહ અને પુરોહિત વચ્ચે પ્રશ્નોત્તર, ભક્તસિંહની ગુણાવળી, મારવાડનો ધ્વંસ કરવાની મરાઠા લોકોની ભીતિ, ભક્તસિંહના વાવટા નીચે રાઠોડ સરદારોનું આવવું, તેઓની સાથે યુદ્ધયાત્રા, મરાઠાનો અનાભિપ્રાય, અજમેરના પાર્વતિય પ્રદેશમાં તેઓનું રહેવું, અભ્રમહિષીના વિષ પ્રયોગથી ભક્તસિંહનું મરણ, ભક્તસિંહનું ચરિત વર્ણન, રાઠોડ અને ચોહાણ રાજા સંબંધે લોક ગાથા, સતીનો અભિશાપ, અભિશાપનું સાફલ્ય

---

**અ**ભયસિંહના પરલોકવાસ ઉપર તેનો જ્યેષ્ઠ પુત્ર રામસિંહ મારવાડના સિંહાસને બેઠો. જે વયમાં પુત્ર પિતામાતાના શાસનમાં રહેવા યોગ્ય હોય છે, તે વયમાં રામસિંહ પિતૃ સિંહાસને અભિષિક્ત થયો. જે દીવસે દેવરરાજ માનસિંહની પુત્રીએ અભયસિંહના કંઠમાં વરમાળા નાખી તે દિવસથી અભયસિંહના સ્વર્ગવાસના કાળ સુધી બરોબર વીશ વર્ષ વીતી ગયાં. આજ તેઓના વિવાહનું શુભ ફળ રામસિંહ મારવાડની ગાદીએ બેઠો. રાઠોડના દર્પ અને ચોહાણનું ઔધત્ય રામસિંહમાં સંપુર્ણ રીતે સંક્રામિત થયું હતું.

એ બન્ને હૃદવૃતિથી જે વિષમય ફળ પેદા થયાં તે ફળ રામસિંહે સારી રીતે ભોગવ્યાં, રાજસિંહાસને બેસી તેણે તે ગુણોનો સારો પરિચય આપ્યો. તેના અભિષેક સમયે મરૂભુમિના સઘળા સરદારો જુદા જુદા ઉપહાર લઇ નવીન ભૂપતિના સન્માન માટે આવ્યા હતા. પણ ભકતસિંહ ત્યાં આવ્યો નહોતો પોતાની ધાત્રીને તેણે મોકલી હતી. રજપુત સમાજમાં ધાત્રી વિશેષ સંમાનની પાત્ર છે, રજપુતો

ધાત્રીને જનનીના જેવું માન આપેછે, રામસિંહ કાકાની ધાત્રીને જોઈ ક્રોધ કરી બોલ્યો, શું કાકાએ મને વાંદરો જાણ્યો છે, રૂપૈઆ આપવા આ બુઢી ડાકણને તેણે મોકલી. રામસિંહે તેના કાકાએ મોકલેલ ઉપહાર ફેંકી દીધો તેનાં બન્ને નયનો રક્ત થઈ ગયાં ધાત્રીને દૂર કરી તેણે ભક્તસિંહ તરફ દૂત મોકલી કહેવરાવ્યું, હાલને હાલ ઝાલોર અમને આપ.

અપમાનિત ધાત્રી ભક્તસિંહ પાસે આવી અને તેણે સઘળો વિષય જાહેર કર્યો, ભક્તસિંહ તે સાંભળી ક્ષોભ પામ્યો તેણે દૂતદ્વારા પ્રત્યુતર મોકલાવ્યો ઝાલોર અને નાગોર તમારાજ હાથમાંછે તમારી ઇચ્છા હશે તો તે જનપદ તમને પાછા મળશે.

રામસિંહના ગર્વિત અને ઉદ્ધત આચરણના વળી એક બે દાખલાનો ઉલ્લેખ કરવો મને યોગ્ય લાગેછે. ગજપદ પામી તે દર્પથી એટલો બધો મૂઢ થઇ ગયો હતો જે કોને કેવી રીતનું સંમાન અને ગૌરવ આપવું તેમાં તેનું બિલકુલ જ્ઞાન રહ્યું નહોતું. તે એટલો બધો મુઢ થઇ ગયો હતો કે ચંપાવત અને કુંપાવત સરદારનું ઘોર અપમાન કરવામાં તેણે કોઈ રીતની કસર રાખી નહોતી. મારવાડનો શ્રેષ્ટ સરદાર ચંપાવત કુશળસિંહ કદમાં ઠીંગણો હતો, તેનું વદનમંડળ મણથી વિસ્તાહતુ, એ માટે રામસિંહ તેને ગુર્જગંડક કહી બોલાવતો હતો, અપમાનસૂચક એ હેય ઉપાધી સાંભળી સરદાર શિરોમણી મળગી ઉઠતો હતો પણ રામસિંહને બાળક જાણી તેના બોલવા ઉપર દૃષ્ટિ રાખતો નહિ. એકવાર રામસિંહ કુશળસિંહને પાસે આવતો જોઇ બોલ્યો "આવ ગુર્જ" એમ સર્વના સમક્ષ એ અપમાન મળેલું જોઇ ચંપાવત સરદારથી સહ્ય થયું નહિ, તેણે રામસિંહને ઉત્તર આપ્યો, "હા આ ગુર્જસિંહને કરડી શકે તેમછે?" રામસિંહ તે દિવસે કાંઇ બોલ્યો નહિ તે કુશળસિંહને ઘોરરીતે અપમાનીત કરવા સુયોગ શોધતો હતો. એકવાર સુંદરની વાડીમા રાઠોડ ગજ સામંત સરદારો સાથે બેઠો હતો તે સમયે તેણે કુશળસિંહને એક વૃક્ષનું નામ પૂછ્યું. ચંપાવત સરદારે ઉત્તર આપ્યો "જેમ રાજપુત કુળનું ગૌરવ ચંપછે, તેમ આ વાડીનું ગૌરવ ચંપછે," એટલામાં રામસિંહ બોલી ઉઠયો "તે ચંપને કાપી નાખો. તે ચંપને ઉન્મૂલિત કરો, ચંપ નામ મારવાડમાં રહેવા પામે નહિ, કેવળ મારવાડના સુખ સામું જોઇ ચંપાવત સરદારે આ અપમાન સહન કર્યું, પણ થોડા સમયમાં એ વીધાના આવી પડી કે જેથી તેણે રામસિંહ સાથે સર્વ બંધ તોડી દીધાં અને તે તેનો કટ્ટો દુશ્મન થઇ ઉભો રહયો. જે દિવસે ઉદ્ધત રામસિંહે કાકા ભક્તસિંહ પાસે ઝાલોર પાછું આપવાનું કહેવરાવ્યું તે દિવસથીજ રામસિંહનો સૌભાગ્ય ભાસ્કર અસ્ત પામવા લાગ્યો. તેણે પોતાના કાકા અભયસિંહને શાન્તિ આપવાનું મુકરર કર્યું. રામ-

સિંહે તેમ કરવા એક મોટું સેનાદળ તૈયાર કર્યું, એ બાળોચિત અન્યાય વ્યવહાર કુશળસિંહના કાને પડયો. રામસિંહને એવા અમંગળકારક વ્યવહારમાંથી અટકાવવા તે રામસિંહની સભામાં આવ્યો તેને જોતા રામસિંહ બોલ્યો, "ગુર્જ ગંડક વળીતું કેમ આવ્યો! તારૂં વિકટ મુખ મારાથી થોડું જોવાય તો સારૂં." ચંપાવત સરદારે કહ્યું, બાળક તેં જે રાઠોડહૃદયમાં કઠોર વેદના દીધીછે તે રાઠોડ ઈચ્છા કરે તો સઘળા મારવાડને વિપર્ય્યસ્ત કરી શકે, એમ કહી તે ઉઠી નિકલ્યો, પોતાના સામંતોને એકઠા કરી સુંદીયાવારમાં તરફ ચાલ્યો.

રાત્રીએ બીજા પહોરમાં પગલું મુક્યું. એટલામાં ભકતસિંહને ખબર મળ્યા જે સરદાર ચુડામણી કુશળસિંહ નાગોરના પ્રાંત ભાગના સુંદીયાવારમાં આવી વિશ્રામ લે છે., રાઠોડ રાજકુમાર ભકતસિંહ તે સાંભળી 'પોતાનું વાસગૃહ છોડી ભટ્ટ કવિના વાસમાં આવ્યો. આવીને જોયું તો કુશળસિંહ નિદ્રિત છે. ભકતસિંહને જોઈ ચંપાવત સરદારના નોકરો તેને જગાડવા ઉદ્યોગ કરવા લાગ્યા. ભકતસિંહે તેઓને વાર્યા અને કુશળસિંહની શય્યા પાસે બેઠો. યોગ્ય કાળે કુશળસિંહનો નિદ્રાભંગ થયો. આંખ ઉઘાડી તેણે હુકકો માગ્યો. એટલામાં તેના નોકરે આંગળી ચીંધી રાજકુમારને બતાવ્યો. કુશળસિંહ ગભરો થઈ શય્યામાંથી ઉઠયો, વિરામદાયિનિ નિદ્રાના સુખાલિંગનથી તેનો રોષ અને જીઘાસા કમ થયેલાં હતાં તે આ ક્ષણે ભકતસિંહના દર્શને વધી પડયાં. ત્યારે કુશળસિંહે ભકતસિંહને કહ્યું " રાજકુમાર આ મસ્તક હવે તમારા કામમાં ઉપયોગમાં લઈશ. "

ચંપાવત સરદાર યોધપુર છોડી ભકતસિંહ પાસે આવ્યો તેથી કરી રામસિંહના નેત્ર ઉઘડયાં નહિં તે સમજી શકયો નહિ કે થોડા સમયમાં એક મોટી વિપદમાં તેને પડવું પડશે, અથવા તેની તે સમજવાની સત્તા નહોતી, તેણે હીરાને છોડી કાચનો આદર કર્યો. કોકીલને દુર ફેંકી કાગડા ઉપર મોહયો, ઉમીયાનકારચી નામનો હીનપદવાળો એક રજપુત તે સમયે યોધપુરમાં રહેતો હતો. એ નીચ રજપુતની કુમંત્રણામાં તે એટલો બધો મોહિત થયો હતો જે ઉમીયો જે બોલે તે તે કરી આપતો. મોહમાં પડેલા રામસિંહે ઉમીયાની હીન બુદ્ધિ જાણી નહિ. કુશળસિંહ રોષ પામી તેને છોડી ચાલ્યો ગયો, તેને પાછો ફેરવવા તેણે બીલકુલ ચેષ્ટા કરી નહિ. પોતાના દુરાચરણનો વિષય વિચારી તે લજ્જીત થયો નહિ. વળી મારવાડના પ્રધાન કુંપાવત સરદારનું સભામાં તેણે એવુંજ અપમાન કર્યું. જે અપમાનનો વિષય સાંભળતાં કાને હાથ દેવા પડે

* કવિવર કર્ણનું નિવાસ સ્થળ

તેવું છે. અશોપનિ કનાઈરામ સભાસ્થળે આવ્યો એટલામાં રામસિંહે તેને "આવો બુડ્ઢા વાંદર" એમ કહી બોલાવ્યો એ અત્યંત ગ્લાનિકર અપમાન સાંભળી કનાઈરામ પગથી તે માથા સુધી સળગી ઉઠયો.. અને રોષનાં રાતા લોચન દેખાડતાં તે બોલ્યો, "જ્યારે એ બુઢો વાંદર નાચવાનો આરંભ કરશે ત્યારે તમે હર્ષ પામશો." સભાસ્થળનો ત્યાગ કરી પોતાના સામંતો સાથે તે નાગોરમા જઈ પહોચ્યો. તેની આવવાની વાત સાંભળી ભકતસિંહે તેને યોગ્ય આદર સાથે ગ્રહણ કર્યો. કનાઈરામની વાત સાંભળી ભકતસિંહનો રોષ વધી પડયો. કનાઈરામ કોપ પરવશ થઈ બોલ્યો. "રામસિંહને આ જન્મમાં અમે રાજા કહી શકશું નહિ. અમે આપને યોધના સિંહાસને બેસારીએ છીએ જો આપ અમારો અનુરોધ અગ્રાહ્ય ન કરો તો અમે હવે મારવાડમાં રહેશું નહિ. અને મારવાડના મંગલ માટે હવે વિચારશું નહિ. અનેક વિચાર કર્યા પછી ભકતસિંહે તેનો અનુરોધ અને પ્રસ્તાવ સ્વીકાર્યો.

એ સઘળા વિષય, થોડા સમયમાં રામસિંહને કાને પહોંચ્યા. પણ જ્યારે તેણે સાંભળ્યું જે બન્ને સરદારોને ભક્તસિંહે આદરથી ગ્રહણ કર્યા, ત્યારે તેણે કાકા ઉપર એક પત્ર લખ્યો જેમાં લખેલ હતું જે "હજી પણ ઝાલોર અમને સોપી દ્યો," એ કઠોર અનુશાસનથી ભક્તસિંહ લેશ માત્ર ભય પામ્યો નહિ તેણે શીલતાથી અને નમ્રતાથી ઉત્તર આપ્યો." અમારા રાજા સાથે અમે વિવાદ કરવા ચાહતા નથી. અમારો રાજા અમને જો મળવા આવશે તો અમે પૂર્ણ રીતે તેની અભ્યર્થના કરશુ"

ભક્તસિંહના એવા પ્રત્યુત્તરથી રામસિંહનો વિદ્વેષવન્હિ વધારે સળગી ઉઠયો. યોધગિરિના ઉંચા શિખરે રણનું નગારૂં વાગ્યું. રાઠોડ સરદારો શસ્ત્ર સાથે આવી એકઠા થયા. રાઠોડ રજપુતોમાં બદલ હતાં. જે મેરતીય રજપુતો સઘળા કરતા અધિક સાહસિક અને રાજભક્ત હતા તે રાજ્યના મંગળ માટે રામસિંહના વાવટા નીચે એકઠા થયા. બીજા એક દળે ભક્તસિંહનો પક્ષ પકડી રામસિંહના વાવટા નીચે આવવાનું પડતું મુકયું, ભક્તસિંહના પક્ષમાં તેઓના જવાથી રામસિંહને કાંઇ નુકશાન થયું નહિ પણ પાચ હજાર જાડેજા રજપુતના વિચ્છેદથી તેને ભારી નુકશાન ભોગવવું પડયું તે જાડેજાઓએ તેને મદદ આપી નહિ, પોતાના અધમ અવગુણોથી રામસિંહ પોતાના ઘણા સરદારોનો ચક્ષુઃશુળ થયો. રામસિંહે પોતાની મદદનો સામાન ખોયો. છેવટે સિંહાસનથી વિચ્યૂત થઇ તે સંપૂર્ણ કષ્ટમાં પડયો.

નગરની બહાર લશ્કરની છાવણી થઇ, એકવાર એક અત્યુચ્ચ ભવ્ય કાગડો તંબુ

ઉપર બેઠો તે તંબુના અંદર જાડેજા રજપુતની દીકરી રામસિંહની રાણી બેઠી હતી. તે શકુંત ભાષામાં વિશેષ નિપૂણ હતી. કાગડાને તબુની કનાત ઉપર બેઠેલો જોઈ તેણે એક ભરેલી બંદુક હાથમાં લીધી. તે બંદુકથી તેણે તે પંખીને મારી નાંખ્યું. બંદુકનો અવાજ સાંભળી ઉદ્ધત રામસિંહ ક્રુદ્ધ થયો. વળી વિશેષ તપાસ કર્યા વિના તેણે તે ક્ષણે હુકમ આપ્યો જે " જેણે બંદુક ફોડી તેને પકડી મારી પાસે લાવો" નોકરોએ બંદુક ફોડનાર રાણી છે એમ તેને કહ્યું. તોપણ તેના ક્રોધની શાંતિ થઇ નહિ. તેણે કઠોર સ્વરે કહ્યું. "રાણીને બોલો "જે તે આ ક્ષણે મારૂં રાજ્ય છોડી તેના પિતૃ રાજ્યમાં ચાલી જાય. હું એવી સ્ત્રીનુ મુખ જોતો નથી આવા હુકમથી જાડેજા રાજકુમારી ચમકિત થઇ. સ્વામીનો ક્રોધ શાંત કરવા તેણે અનેક ચેષ્ટા કરી પણ તેની ચેષ્ટા ફળવાળી થઇ નહિ. અનેક અનુનય વિનય કરી રાણી રાજાનાં દર્શન મેળવી શકી. પતિના ચરણમાં પડી તેણે ક્ષમા માગી પણ દૃઢ પ્રતિજ્ઞાવાળા રામસિંહે તેની વાત ઉપર કર્ણ પાત કર્યો નહિ અને કઠોર સ્વરે કહ્યું. " તું આ ક્ષણે મારૂં રાજ્ય છોડી ચા-લીજા', જ્યારે રાજા, પોતાની પ્રતિજ્ઞામાંથી ડગ્યો નથી એવું જાડાજારાજકુમારીએ જોયું ત્યારે તે બોલી " આપ મહારો ત્યાગ કરોછો પણ જોજો આપ મારવાડ-ના સિંહાસનથી ભ્રષ્ટ થાશો." રાજકુમારીએ હવે વિલંબ કર્યો નહિ. તેણે ઉદ્ધત સ્વામીના મુખ તરફ જોયું નહિ. દારૂણ મનોદુઃખે દુઃખી થઇ અભિમાનવાળી ભામિની તે પાંચહજાર જાડેજા રજપુતો સાથે પોતાના પિતૃ રાજ્યમાં આવી. તે દિવસે રામસિંહનું સિંહાસન એકદમ કંપિત થયું. તેનો મુગટ સ્ખલિત થઇ જમીન ઉપર પડયો. અત્યંત ગર્વમદેમત્ત થઇ તેણે જે અપકર્મ કર્યા તેનાં ફળ તેણે થોડા સમયમાં ભોગવ્યા.

એક તરફ ભક્તસિંહ યદ્ધોપયોગી ગોઠવણ કરવા લાગ્યો. તેના શહ સર-દારો શિવાય બીજા અનેક સરદારો તેના વાવટા નીચે એકઠા થયા. તેમાં ચંપા વત, કુંપાવત, ઉદાવત, કુરમ, હાડો વીગેરે રજપુત સરદારો વિશેષ પ્રસિદ્ધ હતા.

રામસિંહનું સેનાબળ ભક્તસિંહના સેનાબળ જેટલુંજ હતું પણ જે દિવસે જાડેજા રજપુતોએ તેને છોડયો તે દિવસથી તેનું લશ્કર કમ થયું. તો પણ ગઠોડ રજપુતો નિરૂત્સાહ થયા નહિ. તેનો વિલક્ષણ વિશ્વાસ હતો. જે રણ ક્ષેત્રમાં તેનો જય થાશે તેનો એવિશ્વાસ બીલકુલ નિર્થક અને અસત્ય થઇ પડયો.

રણનું નગારૂં વાગ્યું જોતા જોતામાં અસંખ્ય સૈનિકો ઉત્સાહથી જય નાદ કરતા રાઠોડની પંચરંગિની પતાકા નીચે એકઠા થયા. મોટા ઉત્સાહ અને સાહસથી રામસિંહે મેરતાના અજમેર નાગરથળે છાવણી નાંખી, એ સ્થળે રહી તે શત્રુની રાહ જોતો હતો. દૂરે અસંખ્ય સૈનિકોનાં અસફળક જેવામાં આવ્યાં.

રામસિંહે જ્વલંત નયને પોતાની સેના તરફ જોયું. એટલામાં પ્રચંડવેગે સિંહનાદ કરી ઉઠી ભખતસિંહે જે સ્થળે પોતાનો રકપાચાર સ્થાપ્યો હતો તે સ્થળ પવિત્ર હતું ત્યા કાળિકાદેવીનો એક કુડ હતો

ભખતસિંહે યુધ્ધનો આરંભ કર્યો તે લશ્કર સાથે રામસિંહની સન્મુખે અગ્રેસર થયો થોડે દૂર જઈ તેણે પોતાના ભત્રીજાનું ગોળાવર્ષણ કરી અભિવાદન કર્યું, એટલામા રામસિંહે પણ ગોળા ફેંકવા માડયા, તે પોતાના કાકાની સામે થયો, ઉભય પક્ષ વચ્ચે ભયંકર ગોળા યુધ્ધ થયુ, ત્યારપછી ઉભય પક્ષના વીરો શસ્ત્રથી લડવા લાગ્યા થોડા સમયમા એવી ઘટના ઘટી કે જેથી યુધ્ધ સ્થગિત રાખવું પડ્યું

જેવા જે પામરોવરના વિસ્તૃત તટ ઉપર યુધ્ધાભિનય થાતો હતો તેની એક પડખે દાદુ પંથી સંન્યાસીનો એક આશ્રમ હતો રાઠોડ રાજા શુરસિંહે તે આશ્રમની પ્રતિષ્ઠા કરી હતી તે આશ્રમની પ્રતિદ્વંદ્વી બન્ને દળોની વચમા હતો જેથી તેમા અગણ્ય ગોળા આવી પડેલા હતા તેથી ભયપામી આશ્રમ વાસીઓ, બાલા કિશનદાસનો ત્યાગ કરી પલાયન કરી ગયા બાલાકિશનદેવ પોતાના શિષ્યોની જેમ પલાયન કરવામા અત્યંત બાધ માનતો હતો તે અદષ્ટ દેવના ઉપર ભરુસો રાખી તે સ્થળે રહ્યો, વચમા સન્મુખે પ્રલય થશે એમ જોઈ બન્ને દળ તે સ્થળ છોડી દીધુ

પ્રભાત થઇ ગયુ ઉષાના લાલ રાગે પૂર્વગગન રંજીત થયું પ્રતિદ્વંદ્વી બન્ને રાઠોડ વીર પોતપોતાના દળ લઈ એકબીજાની સામે થયા તે પ્રભાતમાંજ વીર લોકો મોગ ઉત્સાહથી લડવા લાગ્યા આજ રાણા રામસિંહે સહુની આગે સમરાનળ નજમાવ્યો, સેનાદળના પુરો ભાગમા રહી તેણે પોતાના કાકા ઉપર હુમલો કર્યો. ભખતસિંહ ઉન્માદે ઉન્માદિત થઈ સિંહનાદ કરી તેની સામે થયો. ચંપાવત સરદાર કુશળસિંહે પોતાના થયેલા દારુણ અપમાનનો બદલો લેવા માટે પોતાના સૈનિકોને રામસિંહ ઉપર ચલાવ્યા રાઠોડોએ ચંપાવત સરદારોનો હુમલો ખટ કાવ્યો મેરતીય સેનાનો અધિનાયક શેરસિંહ પ્રાણ આપી યુધ્ધ કરવા લાગ્યો. વીર્યવાન ચંપાવત સરદાર તેના કરતા કમ નહોતો,આજ કુશળસિંહે અપમાનકર્તા રામસિંહનું હૃદયશોણિત્ત પીવાને નિશ્ચય કર્યો. તેનો નિશ્ચય વ્યર્થ કરવા કોણ સાહસી થાય ! રામસિંહ તેને કૃકકુટ (કુતરો) કહી બોલાવતો હતો આજ તે કૃકકુટ (કુતરો) રામસિંહના પગે કરડશે કે નહિ તે જોવાનુ છે, જે વિકટ ઉત્સાહે તેનું મુખ મંડળ વિકૃત થઈ પડ્યું તેની આંખમાથી અંગારા ઝરવા લાગ્યા વીરવર શેરસિંહ પોતાના અશ્વને ચાલિત કરી ચંપાવત સૈનિકો ઉપર ચાલ્યો એ રીતે ઉભયદળ વચ્ચે ઘોર યુધ્ધ થયુ છે, અનેક વખત યુધ્ધ ચાલ્યા પછી મેરતીય સરદાર રણસ્થળે પડયો. તેને રણ સ્થળે પડેલો જોઇ ચંપાવત રજપુતોએ શ્રવણ ભૈરવ નાદ કર્યો અને તેઓ

બમણા ઉત્સાહે મેરતીય રજપુતો ઉપર દોડયા. પણ તેમ થયાથી મેરતીય રજપુતો નિરૂત્સાહ થયા નહિ. તેઓ બમણા ઉત્સાહથી અને સાહસથી લડવા લાગ્યા. હજી સુધી જયલક્ષ્મી કોઈની અંકશાયિની થઇ નહિ. યુદ્ધ અવિહતભાવે ચાલી રહ્યુ. જયપરાજયનાં લક્ષણ જોવામાં આવ્યાં નહિ.

શેરસિંહ રણ સ્થળે પડયો. તેનો નાનો ભાઈ તેના પદ ઉપર અભિષિક્ત થયો. મોટા ભાઈના મૃત્યુથી તેની જીઘાંસાવૃત્તિ વધારે પ્રબલ થઇ પડી. તેણે ગંભીર ઉત્સાહ વાકયે પોતાની સેનાને ઉશ્કેરી, ભ્રાતૃહત્યાનાં હૃદય શોણિતથી પોતાનો શોકાગ્નિ ઓલવી નાંખવા તેણે પોતાનો ઘોડો સામા વાળા ઉપર ચલાવ્યો. જે ઘોડો ચંપાવત સરદાર ઉપરજ ચાલ્યો. બન્ને પ્રતિદ્વંદ્વીઓએ પ્રોત પોતાની તલવાર ચલાવી. તે બન્ને જયપુર રાજ પરિવારની બે બેનોના પુત્રો હતા. સંબંધમાં તેઓ મશીયાઇ ભાઇ થાય, પણ આજ તેઓનો ભ્રાતૃભાવ, શત્રુભાવમાં પરિણામ પામ્યો. આજ તેઓનાં હૃદય એક બીજાનાં શોણિત પીવા પિપાસુ હતાં અનેક ક્ષણ સુધી બન્નેના વચ્ચે યુદ્ધ ચાલ્યુ. છેવટે ચંપાવત સરદાર કુશળસીંહ રણક્ષેત્રમાં પડયો. અધિનાયકના મૃત્યુથી ચંપાવત સરદાર સૈનિકો નિરૂત્સાહ થયા નહિ. તેઓ તે સ્થળેથી ખસ્યા નહીં. ભક્તસિંહનો પક્ષ ક્રમેક્રમે બળવાળો થયો. ભત્રીજા રામસિંહના સૈનિકોને વિત્રાસિત કરી ભક્તસિંહ જ્યાં ચંપાવત સૈનિકો લડતા હતા ત્યાં આવ્યો. સઘળી સેના ચલાવવાનો ભાર પોતે લીધો. હવે ઠળ યુદ્ધ ચાલ્યુ. મૈરતીય રજપુતો પ્રાણ આપી લડતા હતા. તેઓ ભક્તસિંહનુ પ્રચંડ બળ પ્રતિરોધ કરી શકયા નહીં. છેવટે ક્રમેક્રમે તેઓ યુદ્ધ સ્થળે પડયા. બાકીના સૈનિકો તે જોઈ ભયભીત થયા નહીં. તેઓ જીવને આપી યુદ્ધ કરવા લાગ્યા ક્રમે વીરવર ભકતસિંહની સેના પ્રચંડ નાદથી દરીયાની જેમ ઉચ્છાસિત થઇ. રામસિંહના વીર સરદારો યુદ્ધ સ્થળે પડયા તાજા પરણેલા અર્કે મેરતીય કુમારનું આ યુદ્ધમાં મરણ થયું. રામસિંહ સંપૂર્ણ પરાજય પામ્યો.

પરાજય પામેલ રામસિંહ ક્ષતહૃદયે પલાયન કરી ગયો. તેણે જોધપુરમાં આશ્રય લીધો ત્યાં નગરદ્વાર રૂધ્ધ કરી રણશ્રાંતિમાંથી વિશ્રાંતિ લેવા લાગ્યા. પણ તે નિશ્ચિંત થઇ શકયો નહી. ભકતસિંહના રોષાનળથી ભય પામી તે નગર છોડી દક્ષિણાવર્તમાં પલાયન કરી ગયો. ઉજ્જયિની નગરીમાં આવી તેણે મહારાષ્ટ્રીય વીજય આપા સીંધીયાની મદદ લેવાની ચેષ્ટા કરી. જે દિવસે કુલાંગાર રામસિંહે સિંધીયાની મદદ માગી તે દિવસથી મારવાડ ઉપર અનર્થ ઉપર અનર્થ આવવા લાગ્યા તે અનર્થને કોઇ રોકી શકયું નહીં તેથી મારવાડનો સર્વ નાશ થયો છેવટે મારવાડ ભૂમી ઘોર શોચનીય અવસ્થામાં આવી પડી.

વિજયી ભકતસિંહે જોધપુરનો કબજો કર્યો. થોડા સમયમાં અભિષેકની ગો

તેઓ ભકતસિંહના વાવટા નીચે એકઠા થયા હતા. સીંધીયો જ્યારે જોધપુરમાં આવી પડયો. ત્યારે તે રાઠોડ રાજ્યનુ સેનાદળ જોઈ ચમકિત થયો તેણે જોયું જે રાજસ્થાનના પ્રધાન પ્રધાન સરદારો મારવાડના રક્ષણના અર્થે આવ્યાછે.

સીંધીયાને દળ સાથે આવતો જોઈ ભકતસિંહ પોતાના સૈન્ય સાથેતેના વિરૂદ્ધે ઉતર્યો યુદ્ધસ્થળના માટે આજ મીર રંગભૂમિ મુકરર થઇ. તે મુકરર કરેલ સ્થળ ઉપર આ બી મહારાષ્ટ્રીય વીરના સમુખીન ,થયાઅગાઉ ભકતસિંહે અંબરરાજ ઇશ્વરસિંહને એક પત્ર લખ્યો. " જો તમારી મરજી હોય તો અમારી સાથે મળી મહારાષ્ટ્રીય વીરની સાથે લડો, નહિ તો જાહેર રીતે વીરતા પ્રકાશી અમારા વિરૂધ્ધે ઉતરો " ઇશ્વરસિંહ રામસિંહનો શત્રુ થાય. તે જમાઇનો પરિત્યાગ કરી શકયો નહિ. પણ ભક્તસિંહના વિરૂધ્ધે ઉતરવાની તેની હીમ્મત નહોતી. તે ભક્તસિંહનો ભય રાખતો હતો. હવે શું કરવું તેનો તે નિશ્ચય કરી શકયો નહિ. ઇશ્વરસિંહ વિષમ વિપદમાં પડયો. તેને બન્ને તરફથી સંકટ નડયું. એકવાર તેણે વિચાર કરીલીધો જે " અદષ્ટમાં જે હોય તે થાઓ " પણ જમાઇને સહાય કરવી યુક્ત છે પિતૃઘાતી ભક્તસિંહને મારવાડના સિંહાસને રહેવા દેવો તે યોગ્ય નથી. એવો વિચાર કરતો હતો તેવામાં ભકતસિંહના ભયંકર નયન તેણે મનથી જોયાં. ત્યારે તેણે વિચાર્યુ'શું' જમાઇના માટે ધનપ્રાણ હારી દેવા ! અંબરરાજ મોટા સંકટમાં પડયો. તે પોતાના રક્ષણ માટે ઉપાય શોધવા લાગ્યો. તે ઇડરની રાજકુમારી સાથે પરણ્યો હતો. ઇડર તે સમયે અજીતના એક પુત્ર આનંદસિંહના હાથમાં હતું. ઇશ્વરસિંહની મહિષી ભક્તસિંહની ભત્રીજી થાય. તે સમયે ઇશ્વરસિંહ તે રાઠોડ કુમારીની સલાહ લેવા ચાલ્યો. તેણે કહ્યું મહિષિ ! ભકતસિંહ પાપીષ્ટ છે. ભકતસિંહ પિતૃઘાતી છે, તે પિતૃઘાતી પાપીષ્ટ યોધપુરના સિંહાસને રહે તે મને અસહ્ય લાગે છે, પણ આ ક્ષણે શું બને. કયો પક્ષ અવલમ્બન કરૂં. તલવારની મદદે ભકતસિંહની વિરૂધ્ધે ઉતરાય એવી મને આશા નથી જે ભકતસિંહ યુદ્ધમાં પરાભવ પામે. પિતૃઘાતિને મદદ કરવાથી જગતને મુખ બતાવાય તેમ નથી. હવે ભકતસિંહની હત્યા થાય તોજ સારૂ. પણ મહિષિ ! મદદ શીવાય બને તેમ નથી વિચારો ? ભકતસિંહે તમારો કેવો છે. તેણે તો તમારા દાદાનો વધ કર્યો છે. તેણે તમારા જમાઇને ે તેની હત્યા થાય અને તમારો જમાઇ યોધપુરના સિંહાસને ર,

,અહે થી રાઠોડ રાજકુમારી, આજ પોતાના કાકાના પ્રાણ ની, સુકુમાર હસ્તે છરીલઇ ગુપ્ત ભાવે એક આશામીનો રી શકે પણ ઇશ્વસિંહની વનિતાએ તેમ કરી પૈશા-

ચિક કાર્ય કરવા યત્ન કર્યો નહિ તેણે વિષ પ્રયોગથી, પોતાનુ અભીષ્ટ સાધવાનો યત્ન કર્યો થોડા સમયમા એક વિષાક્ત અગરખુ તૈયાર થયુ તે વિષાક્ત અગરખુ લઈ અબર મહિષી અજમેરમા કામની છાવણીમા આવી પહોચતાજ તેણે પહેરવેશ સાથે એ અગરખાનો પોશાક ઉપહારમા આપ્યો શિષ્ટાચારના અનુરોધે ભક્તસિંહે તે પોશાક પહેર્યો એટલામા તેનુ મસ્તક ઘૂર્ણિત થયુ સર્વ અંગમા એક જાતની વિકટ અગ્નિજ્વાળા ઉઠી તે જ્વરાક્રાન્ત થયો. એકદમ ઉપયુક્ત ચિકિત્સકની ચિકિત્સાની યોજના થવા લાગી. વૈદે, ભક્તસિંહ ની નાડી જોઈ કહ્યુ "રોગ અસાધ્ય છે" સુસાધ્ય કે કષ્ટ સાધ્ય નથી" "હવે મહારાજના આત્માની સદગતિ થાય એવા ઉપાય કરો

વૈદ્યના વચનો સાભળી ભક્તસિંહ ગર્જન કરી બોલી ઉઠયો શું વૈદ્ય! રોગનુ ઔષધ નથી જ્યારે તમે મારા રોગથી મને આરોગ્ય કરી શકતા નથી ત્યારે તમે અમારી ભૂમી વૃત્તીનો કેમ ઉપભોગ કરોછો તમારૂ વૈદ્ય શાસ્ત્ર શા કામનુ ? વૈદ્યે તે તબુમા એક ખાડો ખોદાવ્યો તેમા જળ ભરી તેમા એક જાતની ઔષધી નાખી, જોતા જોતામા ખાડાનુ પાણી બરફ જેવુ ઠડુ થયુ. ત્યારે વૈદ્યે ભક્તસિંહને કહ્યુ મહારાજ ! આવુ કાર્ય મનુષ્યનુ સાધ્યાયત, પણ તમારો વિષય કાર્યથી અતીત, આ ક્ષણે હવે નિવેદન એટલુજ છે જે "વિલબ કરો નહીં આત્માની સદ્દગતી માટે જલદીથી શાસ્ત્ર વિધાનના અનુસારે પુણ્યદાનના કાર્ય કરો" વૈદ્યને ભક્તસિંહે હવે કાઇ કહ્યુ નહિ તેણે જાણ્યુ જે અતકાળ આવી પહોચ્યો થોડા સમયમા હવે સસાર છોડી તેને જાવુ પડશે તેનો પ્રિયતમ પુત્ર વિજયસિંહ તેની શય્યાના પડખે બેઠો હતો વિજયસિંહ તેના જીવનનું જીવન તેના સસારસા રતુ ભુવનક્ષત્ર એ વિજયસિંહ તે સમયે બાળક હતો રામસિંહનાઆક્રમણ માથી બાળક વિજયસિંહ શીરીતે મારવાડની રક્ષા કરી શકશે શીરીતે તે રામસીંહના વિદ્વેષનયન થકી બચશે એ સઘળી ચિતાએકી સાથે તેના હૃદયમા ઉદય પામી તે પીડામા અધીર થઈ ચારે તરફ અધકાર જોવા લાગ્યો. તેના નયનમાથી સતત અશ્રુધારા ચાલી, તેણે પોતાના સરદારોને પાસે બોલાવ્યા સરદારો પાસે આવ્યા તેને સાન્તના આપી તે ગભીર સ્વરે બોલ્યો, "સરદારો ! શોક કરશો નહિ મારા અદૃષ્ટમા હતુ તે થયુ તે માટે શોક કર્યાથી શુ થાય ! શોક અદૃષ્ટના લેખનુ ખડન કરી શકતો નથી સઘળાઓ શોક ત્યાગ કરી હવે શાન્ત ભાવે સાભળો ! સરદારો ! હવે હુ તમારી પાસેથી કાયમના માટે વિદાય થાઉં છુ. તમે મારા માટે ઘણાત્યાગ સ્વિકાર કર્યા છે પણ હુ તમારા આત્મ સ્વિકારનો સંપૂર્ણ બદલો આપી શક્યો નથી મનમા હતુ જે યવન રાજ્ય ઉન્મૂલિત કરીભારતવર્ષ માટી દુરાજ્યની સ્થાપનાકરીશ.તમારેઉચાઉચારાજ્યઉપર અભિષેકકરીશપણતેઆશાપૂર્ણથઈનહિ હવે

મારો એટલો અનુરોધ છે જે મારા નયનામણિ વિજયસિંહને સંભાળજો ! વિજયસિંહને મેં તમારા હાથમાં સોંપ્યો. વિજયસિંહને બંધુ બાંધવ નથી. જો જો ! રામસિંહ વિજયસિંહને પદચ્યુત ન કરે ! જ્યાં સુધી તમે મને આ કાર્ય કરી દેવામાં હીમ્મત દેખાડતા નથી ત્યાં સુધી મારો જીવ જતો નથી, બોલો ! મારા શપથ ખાઇ બોલો, વિજયને તમે પ્રાણ આપી રક્ષશો? એટલું બોલી ભકતસિંહ ચુપ થઇ ગયો. તેનું શરીર કંપવા લાગ્યું. એટલામાં સાઠોડ સરદારો સમસ્વરે બોલી ઉઠયા. મહારાજ અમે અમારા ખડગોનો સ્પર્શ કરી કહીએ છીએ કે જ્યાં સુધી અમારા પ્રાણ હશે ત્યાં સુધી રાજકુમાર વિજયસિંહને રાજ્ય ભ્રષ્ટ થવા.દેશું નહિ.

ભકતસિંહ સંતુષ્ટ થયો. ત્યારપછી તેણે કૂળપુરોહિતને ભૂમિદાન આપ્યાં. તે સમયે તે સ્વસ્થ અને નિર્ભય હતો. તે સમયે તેનું હૃદય દ્દઢ હતું. તે આધ્યાત્મિક ચિંતામાંનિમગ્ન થયો. પણ તે ભાવ ઘણા વખત સુધી ટકયો નહિ. તેના પિતાનો પ્રેતાત્મા આવી તેને ભય આપતો હોય તેમ તેના જોવામાં આવ્યું; ભકતસિંહ ગાંડાની જેમ ચિત્કાર કરવા લાગ્યો. છેવટે તેનું શરીર સ્તબ્ધ થયું. ભકતસિંહનો પ્રાણ વાયુ તેના શરીરમાંથી ચાલ્યો ગયો. તેનું શબ દેહ તે સ્થળે ભસ્મિભૂત થયું. તે ભસ્મરાશી ઉપર એક સ્મારકસ્તંભ ઉભો કર્યો તે હાલ સુધી વિદ્યમાન છે. જેનું નામ "ખુરા દેવળ" કહેવાય છે.

જો પિતૃઘાતના અક્ષાલ્ય કલંકથી ભકતસિંહનું ચરિત કલંકિત ન થાત તો તે સ્વજાતિય રાજાઓમાં પ્રધાન રાજા કહેવાત. વીરપૂજ્ય શિવજીના કુળમાં ભકતસિંહના કરતાં બીજો કોઈ પુરૂષ વીર પેદા થયો નહિ. તે ઉત્તમ સાહસિક અને પરમ પંડિત હતો. પિતૃહત્યાનું કલંક જ્યારે તેના માથે આવ્યું તેના અગાઉ રજપુતોમાં તે પૂજ્ય અને માન્ય હતો. ગુર્જરમાંથી જેટલાં નગરો તેના પિતાએ જીતી લીધાં તે જીત કરવામાં ભકતસિંહની મદદ હતી. વિશેષતઃ ભકતસિંહની વિલક્ષણ મદદથી અભયસિંહ શીરબુલંદનું ઉન્નત મસ્તક પદનવેહલિત કરી શકયા. ભકતસિંહે પોતાના ભત્રીજાને પદચ્યૂત કરી પોતે સિંહાસન કબજે કર્યું તેથી તેને રાજ્યાપહારક કહી શકાય નહિ શાથી કે બાળક રામસિંહ રાજાના નામનો અને સિંહાસને બેસવાનો અયોગ્ય હતો. રાજા રજપુતોનો આરાધ્ય દેવ–રાજા બાળક હોય તો પણ રજપુતોએ તેને સંપૂર્ણ રાજ સંમાન આપવું એમ તેઓના ધર્મગ્રંથમાં છે ખરૂં પણ જ્યારે તે રાજાના નામને અયોગ્ય અને અપાત્ર હોય ત્યારે તેને પદચ્યુત કરવામાં કોઇ રીતનો અધર્મ કહેવાય નહિ. એમ ન થાય તો રજપુત જાતિનું અમંગળ થાય. પ્રથમ તો રાજસૂત્ર હાથમાં લેવા ભકતસિંહે કબૂલ કર્યું નહોતું પણ રામસિંહની સંપૂર્ણ અયોગ્યતા

લાગી અને સરદારોની પુષ્કળ પ્રાર્થના જોઈ તેણે મારવાડનું સિંહાસન હસ્તગત કરવા કબૂલ કર્યું.

ભક્તસિંહે એકંદર ત્રણ વર્ષ રાજ્ય કર્યું, મારવાડ રાજ્યના સઘળા કીલ્લાઓ તેણે દઢ કર્યા તેણે યોધગઢનો બાકીનો કીલ્લો દુરસ્ત કર્યો. અમદાવાદ જીતીને જે ધનરત્ન પામ્યો હતો તે ધનરત્નનો ઘણોખરો ભાગ પોતાના મહેલો કરાવવામાં વાપર્યો. તેણે મુસલમાનની મસજીદો ખોદી નાખી હતી તેણે રાજ્યમાં એક એવા કાયદાનો પ્રચાર કર્યો જે "મુસલમાનો બાંક પોકારે નહિ" જો પોકારે તો પ્રાણ દંડ થાય" એ કાયદો આજસુધી મારવાડમાં પળાયો હતો. ભક્તસિંહ જો થોડા વર્ષ જીવિત રહ્યો હત તો મોગલ સામ્રાજ્યનો વહેલામર અધઃપાત થાત.

પાપ ઉપર પાપ થયું પિતૃહતાનો અકાળે વધ થયો. એ રીતનાં રૂવાડાં ઉભાં થાય એવા કામ રાજસ્થાનમાં કોઈ સ્થળે બનેલ નથી પણ પાશ્ચાત્ય જગતમાં તે કાર્યો કરતાં પણ અધીક હૃદયસ્તંભન કાર્યો થયેલાં જોવામાં આવે છે આ સ્થળે તે કાર્યનો મુકાબલો કરવાનું અમારૂં કામ નથી. ટુંકામાં મારવાડ મધ્ય યુગના યુરોપના જેવું પ્રચંડ પાપકાર્યથી અને પાશવવૃત્તિવાળાં કર્મથી કલુષિત થયું નથી જેના દાખલા યુરોપનો તે સમયનો ઇતિહાસ વાંચવાથી માલુમ પડશે

જે અજ્ઞાન અંધકારનું ગાઢ આવરણ પામી યુરોપના મધ્યયુગમાં યુનાની રાજાઓએ જે મહા પાપાનુષ્ઠાન કર્યાંછે તેનો વિચાર કરવાથી માલુમ પડછે જે ભારતવર્ષના એક બે રજપુતોના પાપાનુષ્ઠાન પાસે તેઓનાં પાપાનુષ્ઠાન વિશેષ દારૂણ અને ભયંકર ગણાયાછે

રાજ્યાસને અભિષિક્તથઈ ભક્તસિંહે રાજ્યનું હિત કરી પ્રકૃતિ વર્ગનું મનો રંજન કર્યું હતું ખરૂં પણ તેથી રજપુતો તેના પાપ ભરેલાં કામો ભુલીગયા નહોતા તે પાપ ભરેલા કામથી મારવાડની શોચનીય દુર્દશા થઈ. તે શોચનીય દુર્દશામાથી તે હજી પણ ઉઠયું નથી. મારવાડી લોકો ભક્તસિંહના ભયંકર પાપ ની વાત ભુલીગયા નથી જે સમયે અભયસિંહ અને અંબરરાજ જયસિંહ પવિત્ર પુષ્કર તીર્થે તરપણ વીગેરે કાર્યો કરતા હતા તે સમયે એકવાર સાયંકાળે તેઓ બન્ને પોતપોતાના સામંતો સાથે એક મોટા તંબુમાં બેઠા હતા એ સમયે અભ યસિંહે કવિવર કર્ણને કહ્યું કવિવર! એક સમયોચિત કવિતા સંભળાવી અમને આનંદિત કરો. કવિવરે કવિતા રચી તેઓને આનંદિત કર્યા.



# ત્રયોદશ અધ્યાય.

વિજયસિંહનો રાજ્યાભિષેક મેરતા નગરમાં પોતાના સરદારો તરફથી તેની પૂજા પ્રાપ્તિ રાજધાની તરફ તેની યાત્રા, પદચ્યુત રાજા રામસિંહનું મહારાષ્ટ્રીય અને કચ્છાવહ લોકો સાથે સંધિબંધન, મિત્ર સેનાનું એકત્ર મિલન, મેરતા ક્ષેત્રે વિજયસિંહનું સૈનાદળ, સિંહાસન આપી દેવા તેના તરફ આજ્ઞા તેનો પ્રત્યુત્તર, યુદ્ધ, વિજયસિંહનો પરાજય, રાઠોડ કવચી સેનાનો વિનાશ, રણકોગળ વિજયસિંહનું પલાયન અને તેનો નાગોરમાં આશ્રય શત્રુઓએ કરેલ નાગોરનો અવરોધ શત્રુનો સેનાનિવેશભેદી તેનું સ્થાનાંતરજવું, બીકાનેર અને જયપુરમાં સહાય પ્રાર્થના, જયપુરાધિપતિની વિશ્વાસઘાતકતા, સૈનિક સરદારોએ કરેલ તે વિશ્વાસઘાતકતાનો પ્રતિરોધ, આપ્પા સિંધીઆની હત્યા, હત્યાનું પ્રાયશ્ચિત, અજમેરત્યાગ, ચોકની સ્થાપના, મહારાષ્ટ્રીયનો રામસિંહનો પરિત્યાગ આપ્પા સિંધીઆના સ્મરણ અર્થે સ્તંભ, રામસિંહનું મૃત્યુ, તેનું ચરિત વર્ણન, મારવાડમાં અરાજકતા, રાઠોડ પ્રજાતંત્ર, પોકર્ણ સરદારનું દત્તક વિધાન, તેણે કરેલ અગ્રણીભાવના, નોકરી કરી સૈનિકનું કરનાર લોકોના નિયોગે રાઠોડ સામંત પ્રથાનું અધઃપતન, સામંત સમિતિને કમ કરવામાં રાજાનો ઉદ્યોગ, સરદારોના દરબાર ગરધનખીચી, રાજાતર્કમંત્રણા, રાજા અને સામંતો વચ્ચે હીણી સંધી વેતન ભોગી સૈનિકોનો દળભંગ, રાજગુરુનું મરણ, તેની ભવિષ્યવાણી, સરદારોને બાગમાં બંધીકેદ નિમિત્તે ઉદ્યોગ, પોકર્ણના દેવીસિંહનું ઉદ્ધત આચરણ, તેનું બોલવું. અગ્રાધિકારીના હકમાં પ્રત્યવાય, તેનું ફળાફળ, પિતાના મૃત્યુનો બદલો લેવાની સબળસિંહની યુદ્ધમંત્રણા, તેનું મરણ, સરદારોનો વિદ્રોહરોધ, દસ્યુના વિરુદ્ધે રાજાની રણયાત્રા, સિંધુરાજ પાસેથી ઉમરકોટનું લઈ લેવું, મેવાડ પાસેથી ગઢવારનું ગ્રહણ, મહારાષ્ટ્રીય ઉપર જયપુરનું અને મારવાડનું એકઠું આક્રમણ, તુંગાયુદ્ધ, ડીબોઈનનો પ્રથમ આવિર્ભાવ રાઠોડે કરેલ, અજમેરનો પુનરધિકાર, પાટણ અને મેરતાનું યુદ્ધ, અજમેરના શાસનકર્તાની આત્મહત્યા, વિજયસિંહની ઉપપત્નીએ કરેલું માનસિંહનું દત્તકપૂર્ણ, સરદારોનો આક્રોશ, રાજાની ઉપપત્નીનો પ્રાણનાશ, વિજયસિંહનું મરણ.

---

બખ્તસિંહના પરલોક ગમન ઉપર તેનો મોટો પુત્ર મારવાડના રાજસિંહાસને બેઠો. જે મોટા પુત્રનું નામ વિજયસિંહ હતું તે સમયે તેનો વયઃક્રમ વીશ વર્ષનો હતો. એવી નાની ઉમરમાં પણ તે રાજોચિત સઘળા ગુણોથી વિભૂષિત હતો તે મેરતા નગર તરફ જાતો હતો એટલામાં તેણે મારોટ નગરની પાસે પિતાના મૃત્યુના ખબર સાંભળ્યા તે મારોટ નગરમાંજ આવી તેના સરદારોએ

તેનો રાજ્યાભિષેક કર્યો ખુદમગ્રાટે તેનો રાજ્યાભિષેક અનુમોદન કર્યો એટલુ નહિ પણ, રાજસ્થાનના તમામ નવાબોએ તેનું અનુમોદન કર્યું. મેરતા નગરમાં આવી વિજયસિંહે પિતાનો અશૌચકાળ કહાડયો તે સ્થળે બીકાનેરના, કિશનગઢના અને રૂપનગરના રાજાઓએ આવી તેના નવાભિષેકની મુબારકબાદી આપી ત્યાર પછી મેરતાને છોડી તે રાજધાનીમા આવ્યો પિતાના શ્રાદ્ધ વિગેરે કરી, તે રાજય સિંહાસને બેઠો

બખતસીંહ આતતાયીની વિશ્વાસઘાતકતાથી મરણ પામ્યો રામસીંહનો ॥ ટો દૂર થયો તેના ભાગ્યના દ્વારનો આગળીયો ઉઘડયો તે તે સુયોગમાં, પોતાનો હક મેળવવા ઉદ્યોગ થયો હતો અ બરરાજની મદદથી તેણે મહારાષ્ટ્રીય લોકો સાથે સંધિ સ્થાપ્યો સંધિના પ્રતિજ્ઞા સૂત્રો પાળવા કર્યા. જે ઉપરથી મરાઠાઓ કોટ અને જયપુર પાસે થઇ રાજધાની તરફ અગ્રેસર થયા. રામસીંહ મોટી સેના લ તેઓને મળી ગયો મહારાષ્ટ્રીય સેના બળ પામી, નિર્બોધ રામસિંહે ધાર્યું મરાઠાની મદદથી તેની અભિષ્ટસિદ્ધિ થાશે પણ તેનું જ્ઞાન ભ્રાંતિ ભરેલું ? મરાઠાઓએ, અજમેરની પાસે આવી તે નગર લુંટવાનો સંકલ્પ કર્યો, પણ રામ સીંહે તેઓની પાપચેષ્ટાનો પ્રતિરોધ કર્યો

રામસીંહની તે ભયંકર અમરમતલબના ખબર વિજયસીંહના કાને પહોંચ્યા રામસિંહે મરાઠાની મદદ લીધી તેથી સઘળા રાઠોડ ક્ષુબ્ધ અને નાખુશ હતા. તેઓ રામસીંહને ટાપુરૂપ કરી હજારો ધિક્કાર આપતા હતા અને મરાઠાના આક્રમણમાંથી મારવાડને બચાવવા સઘળા તૈયાર થયા જોતા જોતામા મારવાડના સઘળા સામં તો વિજયસીંહના વાવટા નીચે આવ્યા તેઓની એવી દૃઢ પ્રતિજ્ઞા હતી જે પ્રાણ હોય ત્યા સુધી મહારાષ્ટ્રીય લોકોનો જય થવા દેવો નહિ તે લોકો યુદ્ધમાં ઉતર્યા.

રાઠોડવરની અને મરાઠાની સેના પુષ્કરમા આવી પહોચી પુષ્કરમાં રના ન કરવા તૈયાર તે સ્થાને એક રોજ રોકાયા રામસીંહે તે સ્થળથી વિજયસીંહને પત્ર લખી મોકલ્યો " આ પત્રનો પાઠ કરી તરત મારવાડનું સિંહાસન મને સોંપ" નામ ત ન હોવાના કારણે વિજયસીંહે તે પત્ર વાચ્યો એ નમ્રપણે સઘળા લકો ! લોકો ! આમ ધિક્કાર કરી ઉંચ્ચ શું મહારાષ્ટ્રીય લુંટારા જોધપુરના પવિત્ર સિંહાસન ઉપર હસ્તક્ષેપ કરવા ચાહેછે, ગીધાગીધો હોઇ ઉમરાવોને ફરવા આવેછે ! મહારાજ! કોઇ જાતની ચિંતા કરશો નહિ

રામસીંહને પોતાના પત્રનો પ્રત્યુત્તર મળ્યો તેમાં લખેલું હતું જે "વિ જયસીંહની જ્યાં સુધી નસા હશે ત્યાંસુધી તે રામસીંહ તે જોધપુર આપે તેમ નથી તે વીર છે. વીરની જેમ તે યુદ્ધક્ષેત્રમા ઉતરશે પોતાનો હક અખંડિત અને

અક્ષુણ્ણ રાખશે, ટુંકામાં યુદ્ધની મદદથી પરસ્પરના અદૃષ્ટની પરીક્ષા થાશે ॥ થોડા સમયમાં રણનાં નગારાં વાગ્યા. રઠોડ રજપુતો અને મહારાષ્ટીયો સિંહનાદ કરી ગોળા વરસાવવા લાગ્યા. પ્રથમ દિવસનો અધિક ભાગ ગોળાનું યુદ્ધ કરતાં ગયો.

છેવટે તલવારથી યુદ્ધ ચાલ્યું. કોઇ પણ પક્ષમાં જય પરાજયનું લક્ષણ જણાયું નહિ, બીજા દિવસે પરોઢીયામાં બન્ને દળ મોટા ઉત્સાહથી લડવાં લાગ્યા વિજયસિંહ પાંચ હજાર સવારો સાથે પોતાના પ્રતિદ્વંદ્વીની સામે આવ્યો; . તે પાંચ હજાર વીરોના અંગ કઠણ બખ્તરથી ભીડાયેલ હતાં. રામસિંહની વિશાળ સેના પાસે વિજયસિંહના સૈનિકો સામાન્ય હતા. સાગરની પાસે જેમ ખાબોચીયા. તેમ રામસિંહની સેના પાસે વિજયસિંહની સેના હતી. પણ તે પાંચ હજાર સવારોના બાહુમાં જે બળ હતું તે બળનો રોધ કરવા કોઇની મતા નહોતી. તે વ્યર્થ કરી દેવા મહારાષ્ટ્રીય લોકો આક્ષપણે ચેષ્ટા કરવા લાગ્યા. પણ તેઓની ચેષ્ટા સફળ થઇ નહિ, પણ તે દિવસે વિજય પરાજયના લક્ષણ કોઈ પક્ષમાં જણાયાં નહિ.

વિજયસિંહ એક ચતુર યોધ્ધો હતો, પોતાના સેના બળ ઉપર તેનો સંપૂર્ણ વિશ્વાસ હતો. પણ તે રીતના બળ ઉપર વિશ્વાસ રાખી તે નિશ્ચિંત બેઠો નહોતો. શત્રુદળનું આધિક્ય જોઇ મનમાં શંકિત થઇ તેણે પોતાના રક્ષણનો માર્ગ શોધી રાખ્યો હતો, તેના મનમાં હતું જે વિધાતાના કઠોર વિધાનના અનુસારે જો તેનો પરાજય થાય તો તેણે તે માર્ગનું અવલંબન કરી પલાયન કરી જવાનું હતું. તેણે બીજા દિવસના યુધ્ધે પોતાના યાન વાહન વિગેરે તૈયાર રાખ્યાં હતાં. પાંચ હજાર અશ્વારોહીઓ મહારાષ્ટ્રી દળને દળીત કરવા લાગ્યા, શત્રુ સેનાને છિન્ન ભિન્ન કરી તેઓ છાવણીમાં આવ્યા. છાવણીમાં મોટો કોલાહળ થયો. શત્રુઓનું આક્રમણ પ્રચંડ થઈ પડયું. આજ વિજયસિંહ નિરાશ થઇ બેઠો. તે નિરાશ થઇ ભયમાં આવી પડયો. ભયમાંથી નીકળવા તેણે તે સમયે યુદ્ધ સભા ભરી તે તેના પ્રધાન, પ્રધાન સામંત સરદારો, બીકાનેરના અને કીશનગઢના રાજા તે સભામાં હાજર રહ્યા. સભામાં બીકાનેરના રાજાએ મારવાડના અધિપતિ જયસિંહને કહ્યું મહારાજ ! આવેલા સંકટને જોતાં માલુમ પડે છે. જે વિધાતા આપણા તરફ પ્રતિકુલ છે, હવે યુદ્ધ સ્થળેથી પલાયન કરવું ઉચિત છે, સઘળાઓએ બીકાનેરના રાજાના મતને ટેકો આપ્યો વિજયસિંહે, શું કરવું એમાં સ્થિર કરી શકયો નહિ. સરદારોને, સહાનુયાયી રાજાઓને, યુદ્ધના વિરોધી જોઇ તે ક્ષણ કાળ મૌન રહ્યો. એક તરફ મારવાડનું સિંહાસન, બીજી તરફ તેનું અમૂલ્ય જીવન, આજ જો પરાજીત થઈ તે સિંહાસન તેના હાથમાંથી જાય તો જીવિત હોય તો ફરીથી

તેના ઉદ્ધારની ચેષ્ટા થાય પણ જીવિત હોય નહિ તો તેના ઉદ્ધારની ચેષ્ટા દુર્લભ હવે કોને લઈ યુદ્ધ કરવું. સરદારો કંગાલ થયા. અનુયાયી રાજાઓ યુદ્ધ સ્થગિત કરવાને ચાહે છે. ત્યારે કોને લઈ યુદ્ધ કરવું એકવારથી પ્રચંડ મહારાષ્ટ્રીય સેનાનો પ્રતિરોધ કરવો તદન અસંભવિત છે એ ભયની ચિંતાઓ તેના હૃદયમા ઉદય પામી. તે સમયે વિજયસિંહે, પોતાના પિતાનું સ્મરણ કરી લાંબો નિશ્વાસ મૂક્યો. બીકાનેરરાજની કુસંસ્કાર પૂર્ણ મંત્રણાથી તેણે મહા વિપદની ચિંતા કરી. બીકાનેરરાજ પોતાના દળ સાથે પોતાના રાજ્યમાં ચાલ્યો ગયો. બાકીના સામંત સરદારોએ બીકાનેરના રાજાનો દાખલો અનુસર્યો. વિજયસિંહનો પક્ષ અનેક પરિમાણે દુર્બળ થઈ પડ્યો, થોડા રોજના માટે વિજયસિંહનો સૌભાગ્યપક્ષ રૂપ થઈ પડ્યો.

રાઠોડ સેનાનો તે સાર્વજનીન નિરૂત્સાહ ભાવનું વિવરણ રામસિંહના કાને પડ્યું. સારો સમય સમજી તે, કેટલાક મહારાષ્ટ્રીય અને રજપુત સૈનિકોને લઈ વિજયસિંહના સરદાર સામંતો ઉપર પડ્યો પણ તેનો ઉદ્દેશ સિદ્ધ થયો નહિ. સેના સાથે તેને પાછો આવતો જોઈ રાઠોડ સરદારોએ સિંહનાદ કરી પોતપોતાના અસ્ત્રશસ્ત્ર લઈ તેઓનો હુમલો રોક્યો, તે રાઠોડ સરદારો પ્રથમથીજ નિરૂત્સાહ અને નિસ્તેજ થઈ ગયા હતા તોપણ નવો ઉત્સાહ લાવી તેઓ પોતાના અધિપતિ માટે યુદ્ધ કરવા લાગ્યા તેઓના ભયંકર ભુજ બળે શત્રુ સેના વિત્રાસિત થઈ. શત્રુ સેનાએ પાછા ફરવાનો ઉપક્રમ કર્યો પણ સરદારસિંહ નામના એક રજપુતની ઉત્તેજનાથી તેઓએ વિજયસિંહ ઉપર સંપૂર્ણ જય મેળવ્યો.

સરદારસિંહ, રૂપનગરના અધિપતિ સામંતસિંહનો મોટો પુત્ર. કિશનગઢના રાજાએ રૂપનગર લઈ લેઈ તેને નગરની બહાર કહાડી મુક્યો હતો રાજપૂત સામંતસિંહ રાજ્યના ઉદ્ધાર માટે કોઈ પણ પ્રકારની ચેષ્ટા કર્યા વિના સ્ત્રીપુત્ર સાથે વૃંદાવનની યાત્રાએ ચાલ્યો ગયો તેનો એકાન્ત અભિલાષ હતો જે સંસારની જ્વાલામાંથી મુક્ત થઈ જીવનનો બાકીનો ભાગ કેવળ શ્રીકૃષ્ણની પૂજામાં કહાડવો તે આધ્યાત્મિકભાવ તેના હૃદયમા પ્રબળ થઈ ઉઠ્યો તેથી સામંતસિંહે પોતાના દીકરાને એ આશ્રમ દીક્ષિત કરવા યત્ન કર્યો પણ તેનો યત્ન વ્યર્થ ગયો થઈ ગુમાન સરદારસિંહે તેને કહ્યુ "પિતા! આપે રાજ્યસુખ લાંબા સમયથી ભોગવ્યુ છે. હવે તમારે રાજ્યસુખમા સ્પૃહા નહોતી એટલે પણ મેં તો આ જીવનમાં તે સુખનો સ્વાદ લીધો નથી મને રજા આપો હું રૂપનગરના ઉદ્ધાર માટે ચેષ્ટા કરૂં" પોતાના પિતાની રજા લઈ તે રામસિંહના દલ સાથે મરાઠાની છાવણીના આશ્રયે આવ્યા સિંધીયાએ તેને આશ્રય આપ્યો, વળી તેના રાજ્યના ઉદ્ધાર માટે ચેષ્ટા કરવાને તેણે તેને દિલાસો આપ્યો. સરદારસિંહે મરાઠાની સેનામાં અને રામસિંહની સેનામાં રહી

વિજયસિંહ ઉપર સંપૂર્ણ જય મેળવ્યો.

વિજયસિંહ પોતાના સંપૂર્ણ પરાજયથી નારાજ થઈ પાંચ બખતરવાળા સવારો સાથે અને એક માત્ર સરદાર સાથે વિજયસિંહ ચાલી નીકળ્યો, તે સરદારનું નામ લાલસિંહ, રૈણુનામનું નગર તેની ભૂમિસંપત્તિનું હતું. તેને રૈણુનો ઠાકોર એવા નામે બોલાવતા હતા. દિવસના ભાગે કોઇ ગુપ્ત સ્થળે સંતાઈ રાત્રીમાં વિજયસિંહ નાગોર તરફ પલાયન કરી ગયો, અદ્ધરાત્રીનો સમય-સઘળું જગત નિબીડ અંધકારે સમાચ્છન્ન, આકાશ વાદળાંથી ઘેરાયેલ, તે અંધકારમાં માર્ગ દેખાડતો દેખાડતો લાલસિંહ આગળ ચાલ્યો. પાંચ બખતરવાળા સવારો વિજયસિંહની વાંસે ચાલ્યા વિજયસિંહે જોયું જે સઘળા દ્વિપથે ચઢી ગયા, ત્યારે તેણે લાલસિંહને કહ્યું, લાલસિંહ ! તમે સમજી શકો છો કે આપણે કયા રસ્તા ઉપર છીએ. આ તમારે રૈણુ-જવાનો માર્ગ છે. હવે તમે ખરો માર્ગ પકડો.” લાલસિંહે કહ્યું, મહારાજ ! હું ઘર પાસે આવી પહોંચ્યો છું. આજ્ઞા આપો તો હું પરિવારને મળી તેને લઈને આવું. વિજયસિંહે કાંઇ પણ ઉતર ન આપ્યો તે બખતરવાળા સવારો સાથે ખરા માંર્ગે ચાલ્યો. લાલસિંહ પોતાના નિવાસમાં ચાલ્યો ગયો.તે થોડે દુર ગયો કે તેનો પ્રિય અશ્વ કઠોર માર્ગ શ્રમે મરણ પામ્યો. ત્યારપછી એક સાથેના સવારે રાજાને બેસવા ઘોડો આપી તેની સાથે પગપાળો ચાલવાનું શરૂ કર્યું. એ પ્રમાણે ચાલી રાજા દેશવાળ નામના નગર પાસે આવી પહોંચ્યો. કઠોર માર્ગના શ્રમથી ઘોડાઓ આગળ ચાલી શકયા નહિ. વિજયસિંહ તે સમયે વિષમ સંકટમાં પડયો. કયાં જવું ! કયાં જવાથી આશ્રય મળે તે વિષયમાં તે ચિંતા કરવા લાગ્યો.

તેણે વિચાર્યું જે સઘળાનો ત્યાગ કરી પગપાળા નાગોરમાં પહોંચી જવું, પણ નાગોર પાસે નહોતું, દેશવાળથકી તે નગર સોલ માઈલ હતું. એ સમયે સવાર થવામાં થોડો સમય રહ્યો હતો. તે થોડા સમયમાં લાંબો પંથ કાપી નિર્વિઘ્ને નાગોરમાં પહોંચી જવાની થોડી સંભાવના હતી. વિચાર કરી તેણે પોતાના સવારોને છોડી દીધા. પોતાનો રાજકીય પોશાક છુપાડી તેણે એક જાટ ખેડુતને કહ્યું. ભાઇ ! તું આ રાત્રીનો અંત આવે ત્યાંસુધીમાં મને નાગોરમાં પહોંચાડી દે તો પાંચ રૂપીઆ હું તને આપું. જાટ તેમ કરવામાં સંમત થયો. તેણે એક બળદવાળી ગાડુ આણી તેમા બેસવા વિજયસિંહને કહ્યું, તે ગાડામાં બેઠો, ગાડીવાળાએ તેને કહ્યું, “ ભાઇ ? હું પૈસા પહેલા લઇશ, વિજયસિંહે તે કબુલ કર્યું.” બળદો દ્રુતવેગે દોડવા લાગ્યા, પણ રાજાની તેથી મનસ્તુષ્ટિ થઇ નહિ. તેણે ખેડુતને હાંક ? હાંક એમ કહ્યું, ખેડુત તેના તેવા આચરણથી વિરક્ત થયો બળદો પ્રાણ આપી ગાડી તાણવા લાગ્યા, તોપણ

વિજયસિંહે કહ્યું ? હા એમ કહ્યુ, ખેડુતે વિહ્વળ સ્વરે કહ્યુ ? કેમ બાપુ ?
તારે આટલી બધી ઉતાવળ શેની ? એવી રીતે ચોરની જેમ નાગોર નગરમા
જવા કરતા તારા જેવા જગડીનુ વિજયસિંહની પાસે બેસતા ક્ષેત્રમા જવુ,
ઉચિત છે તમારો ભાવ જોયાથી માલુમ પડે છે જે તમે મરણથી ભય પામી
પલાયન કરો છો, હવે તો ચુપ થઇ બેસો તો સારૂ, તમે જાણજો જે હવે આથી
વધારે જોર ઉતાવળથી હુ ગાડી હાંકીશ નહિ અજ્ઞાની કૃષકે જાણ્યું નહિ જે
મારવાડનો અધિપતિ પોતાના પ્રાણની રક્ષા માટે તેના ગાડામા બેસી પલાયન
કરી જાય છે થોડા સમયમા કૃષકને તેની ખાત્રી થઇ જે તે અધિપતિ છે

જોતા જોતામા ગાડી નગોરથી એક કોશ ઉપર આવી પહોચી ઉષાના રક્ત
રાગે પૂર્વ દિશાને રંજન કરી સૂર્યદેવ રક્તમૂર્તિથી ગગનમા ઉદિત થયો. ગાડાવાળાએ
એકવાર તે અધીર ગાડામા બેસનારની સામે તાકીને જોયુ, તે ગાડા ઉપરથી કુદી
ભૂમિ ઉપર આવી, તેણે વિનીતભાવે અધિપતિ પાસે ક્ષમા માગી તે બોલ્યો !
મહારાજ ! મે ઓળખ્યા નહિ, મે કુકાર્ય કર્યું, મને ક્ષમા આપો, નહિ તો હુ
આપના ચરણ તળે પ્રાણ આપીશ, રાજાએ સ્નિગ્ધ સ્વરે કહ્યુ, ભય નહિ ભય નહિ
મે ક્ષમા આપી, હવે જેમ બને તેમ ગાડુ જલદી ચલાવ, ખેડુત પાછો ગાડી ઉપર
બેઠો, ગાડુ નાગોરમા પહોચ્યુ, વિજયસીંહ ભૂમિ ઉપર ઉતર્યો, ખેડુતને ભાડું
આપી તેણે વિદાય કર્યો, ભવિષ્ય કાળમા ગાડાવાળાને ઉપયુક્ત બક્ષીસ મળશે,
એ તેણે વિદાય કાળે તેને કહ્યુ

રાજાને નિર્વિઘ્ને આવેલો જોઈ નગરવાસીઓએ ઉલ્લાસ સાથે સિંહનાદ
કર્યો કીલ્લા ઉપર વાવટો ચડાવી દીધો, વિજયસિંહ કીલ્લામા પેઠો, યુદ્ધ નગારૂં
વાગ્યુ, નગારાના પ્રચંડ અવાજે સરદારોને જાગૃત કર્યા, તેઓ રણસજ્જામાં
સુસજ્જીત થઇ પ્રચંડ ઉત્સાહ સાથે કીલ્લાના વિશાળ આંગણામા એકઠા થયા,
રાજસિંહે જોયુ જે નાગોરના કીલ્લામા પાંચ હજાર રણવીર જ્યારે ત્યારે યુદ્ધના
એકઠા થતા તેમા માત્ર એક હજાર વીરવર એકઠા થયા છે, એટલા થોડા
લઇ વિજયસિંહ શત્રુ સામે થવા તૈયાર નહોતો, તેણે વિચાર કરી
બંધ રાખવા હુકમ આપ્યો શત્રુ સેનાએ આવી કીલ્લાને ઘેરો ઘાલ્યો
કીલ્લાનો ઘેરો રહ્યો તોપણ શત્રુઓ વિજયસિંહનું કંઇ પણ વિશેષ
શક્યા નહિ, પણ શત્રુઓ હાનિના અને નુકશાનમા આવી પડ્યા,
મીઠાનુ બાર ઉપાડી શત્રુઓ ઉપર છાપો મારતો હતો
પાસે મહારાષ્ટ્રીય લોકોના સઘળા શ્રમનો વ્યર્થ થઇ ગયા. એ રીતે છ માસ
વિતી ગયા. સામાન્ય સામાન્ય યુદ્ધમા શત્રુઓના અનેક સૈનિકો પડયા. પણ

તેની વિશાળ સેનાનું બળ અક્ષત અને અખંડીત રહ્યુ, વળી વિજયસીંહનાં અનેક સૈનીકો યુધ્ધક્ષેત્રે પડયા. તેની આશા વ્યર્થ થવા લાગી વીજયસીંહ અણુમાત્ર નીરૂત્સાહ થયો નહી. પોતાના પક્ષની દુર્બળતા જોઇ તે વીશેષ ઉત્સાહીત થયો. નગરમાં બહુ દીવસ ઘેરાઇ રહેવાનુ તેને યુકિતયુક્ત લાગ્યું નહી; મહારાષ્ટીય સેનાના પંજામાંથી શીરીતે બચી જવાય તેના માટે તે ઉપાય યોજતો હતો. વીજયસીંહ વિષમ સંકટમાં પડયો. શત્રુઓથી ઘેરાઇ કીલ્લામાં અન્નાભાવે મરણ પામવું તેને ઉચિત લાગ્યું નહી, તેણે નિશ્ચય કર્યો જે " જીવન જાય તો ભલે જાય " પણ શત્રુથી ઘેરાઇને મરવુ યુકત નહી, તેણે કીલ્લાના ટોચ ઉપર ચડી સઘળા ઠેકાણે નજર કરી તેણે જોયુ જે શત્રુસેનાએ સાગરની જેમ નાગોરને વીંટી લીધું. તે જોઇ વીજયસીંહના મનમાં ભયનો સંચાર ન થયો, આશામાં ઉત્સાહીત થઇ તેણે બચવાનો ઉપાય શોધ્યો, તેની પાસે પાંચસો બળીષ્ટ ઉંટો હતાં તેના ઉપર હજાર દ્દઢ પ્રતીજ્ઞ રજપુત વીરોને બેસારી વીજયસીંહે ગંભીર રાત્રીમાં કીલ્લાનું દ્વાર ઉઘાડયું, વીઘ્ન વીના મહારાષ્ટીય સેનાને ભેદી તે બીકાનેરના રાજ્ય તરફ આવ્યો, બીકાનેરના રાજા પાસેથી મદદ માગવાની તેની ઇચ્છા હતી

વિજયસીંહ વિકાનેરમાં આવી પહોંચ્યો રાજાએ મોટા સત્કારથી ગ્રહણ કરી તેને પોતાના સિંહાસને બેસાર્યો ત્યારપછી વિજયસિંહે પોતાનો મનોભિલાષ જાહેર કરી કહ્યુ જે, બીકાનેર રાજ્યની મને મદદ મળશે, બીકાનેરરાજ તેને મદદ આપવામાં સંમત થયો નહિ. દારૂણ ક્ષોભ અને અભિમાનથી વિજયસિંહનુ હ્રદય આલોડીત થયુ, તે વધારેવાર બીકાનેરમાં રહયો નહિ. તેણે ત્યાંના રાજાનું શુન્ય ગર્ભ આલાપત ગ્રાહ્ય કર્યુ નહિ. ફરીવાર સેનાદળ સજ્જીત કરીને યુધ્ધમાં ઉતરવા પ્રવૃત થયો, તેણે પોતાના પ્રતિદ્વંદ્વીના પ્રધાન પૃષ્ટપૂરક અબરરાજ ઇશ્વરસિંહનું આનુ કુલ્ય માંગવાનો વિચાર કર્યો. થોડા સમયમાં તે બળિષ્ટ ઉગ્રસેના જયપુર તરફ ચાલી. ઉગ્રસેના જયપુર પાસે પહોંચી ગઈ, નગરની બહાર રહી તેણે દૂતદ્વારાએ જયપુરરાજને સંદેશો મોકલ્યો. તેણે સંદેશામાં કહેરાવ્યું જે આ સંકટ કાળમાં અમને મદદ આપશો, તે સહાય માંગવા હું આપના દ્વારે આવ્યો છું, જો! જો! રજપુત થઈ પવિત્ર આતિથેયતાની અવમાનતા નહિ કરશો.

રજપુતોના મનમાં અતિથિ દેવતાના જેવો પૂજ્ય અતિથિને જેવી રીતે રજપુતો આદર અને સંભ્રમથી ગ્રહણ કરે છે, તેવી રીતે દુનીયાની કોઇ જાતિ અતિથિને આદરથી અને સંભ્રમથી ગ્રહણ કરતી નથી. અતિથિયતા ઉપર વિશ્વાસ રાખી વિજયસિંહ શત્રુના પરમ મિત્ર ઇશ્વરસિંહનો શરણાપન્ન થયો. પણ રજપુતાધમ કાપુરૂષ રાજાએ અતિથિ સત્કારનું જે ઉદાહરણ દેખાડી આપ્યું, તે મનમાં આવેથી તેના ઉપર વિજાતીય ઘૃણા અને ધિક્કાર પેદા થાય છે. પોતાના નગરમાં

વિજયસિંહને અપેક્ષા જોઇ ઇશ્વરસિંહે તેને કેદ કરવાનું મનમાં વિચાર્યું. પણ એક માત્ર મેગના સરદાર યુવાનસિંહની અસીમ પ્રભુભક્તિના પ્રભાવે ઈશ્વરસિંહની તે ઇચ્છા ફળીભૂત થઇ નહિ.

વિજયસિંહનો ઉદ્યમ સફળ થયો નહિ. તેણે જેની પાસે મદદ માગી તે આશ્રમીએ તેને મહારાષ્ટ્રીય વીરના ભયે મદદ આપી નહિ. વારંવાર નાઉમેદ થઇ વિજયસિંહ નિરુત્સાહ થયો નહિ અભીષ્ટસિદ્ધિનો ઉપાય ન દેખતાં તેણે નાગોર જવા મન કર્યું તે એવા કૌશલ્યથી નાગોરના કિલ્લામાં આવ્યો કે મહારાષ્ટ્રી લોકો તેને ઓળખી શક્યા નહિ એ રીતે બીજા છ માસ વીતી ગયા તો પણ શત્રુઓએ નગર છોડયું નહિ વિજયસિંહ વિષમ સંકટમાં પડયો. એકવાર તે એકાંતમાં બેસી, એ સંકટમાંથી ઉદ્ધાર પામવા વિચાર કરતો હતો એટલામાં તેના તાબાના બે માણસ સૈનીકો તેની પાસે આવ્યા. તેઓએ આવી નિવેદન કર્યું મહારાજ! અનુમતિ આપો અમે આપને આ સંકટમાંથી મુક્ત કરીએ. વિજયસિંહ હસ્યો પણ તે સૈનીકો આગ્રહ સાથે બોલ્યા, મહારાજ! ઉપહાસ સમજો નહી આપની અનુમતિ પામી અમે આ શત્રુ તે મરાઠા આપ્પાનો વધ કરી શકીએ વિજયસિંહનું મુખ ગંભીર થયું તેણે શાંત ગંભીર સ્વરે પુછયું, સિંધીયો અસંખ્ય સૈન્યના મધ્યમાં રહેલો તમે શી રીતે તેનો વધ કરશો. તેઓએ ઉત્તર આપ્યો, આપ જો અમારા પરિવાર વર્ગનું પ્રતિપાલન કરો તો અમે તે અસંખ્ય સૈનીકોની વચમાં જઇ તેનો વધ કરીએ વિજયસિંહ સંમત થયો. ત્યારપછી તે બન્ને સૈનીકો કલ્પિત વિવાદ કરતા કરતા આપ્પા સીંધીયાની પાસે આવ્યા મહારાષ્ટ્રીય વીર તે કાળે પોતાના તંબુની બહાર નહાતો હતો. તેઓ સીંધીયાની છેક નજીકમાં આવ્યા જેમ જેમ તેઓ નજીક આવતા ગયા તેમ તેમ તેઓએ કલ્પિત વિવાદ વધાર્યો નાહતા નાહતા સિંધીયાએ તેઓના ઉપર નજર કરી, ત્યારે તેઓએ એક કાગળ તેના તરફ ફેંકી વિનયથી જાહેર કર્યું, મહારાજ! આપ અમને નિસાફ આપો એમ કહેતા કહેતા તેઓ સીંધીયાની પાસે લગોલગ આવી ગયા જેમ આપ્પા સિંધીયો તે કાગળ ઉપાડી લેવાનું કરે છે તેમ એક સૈનીકે તેના હૃદયમાં છરી ભોંકી કહ્યું ' આ આઘાત નાગોરના માટે છે " બીજીવાર બીજા સૈનીકે પોતાની છરી તેના ડાબા પડખામાં મારી કહ્યું, "આ આઘાત જોધપુર માટે છે " છાવણીમાં મોટો કોલાહલ થયો મહારાષ્ટ્રીય સૈનીકોએ દોડી એક સૈનીકને કાપી નાખ્યો. પણ બીજો ચતુર સૈનીક ચોર, ચોર, પકડો પકડો એમ કરી શત્રુની સેનામાં ભળી ગયો. તે છેવટ નાગોરમાં આવી પહોંચ્યો. વિજયસિંહે તે કામના માટે તેઓને ઇનામ આપ્યા પણ ફરીથી તેણે આપેલ સૈનીકનું મુખ જોયું નહિ

વિજયસિંહ કોઈ રીતે મહારાષ્ટ્રીય લોકોનો પરાજય કરી શકયો નહિ. બારમાસ તેના કિલ્લાનો ઘેરો રહયો. પણ દુશ્મનો તે કીલ્લાનો કબજો કરી શકયા નહિ. ઘેરાના યુદ્ધમાં મહારાષ્ટ્રીય સેના ચતુર હતી. વળી સિંધીયાની હત્યાથી તેઓના હૃદય નિરાશ થયાં રોષોન્મત મહારાષ્ટ્રીય લોકો તે હત્યાનો બદલો લેવા યોજના કરવા લાગ્યા. વળી નવીન ઉદ્યમે મરાઠા લોકો સજ્જીત થયા. તેઓના ક્રોધાનળથી નાગોરની રક્ષા કોણ કરે ! વિજયસિંહે તેઓની સાથે સંધી સ્થાપવાનો વિચાર કર્યો. સંધી સ્થાપવાની સઘળી ગોઠવણ થઇ ચુકી. વિજયસિંહે વાર્ષિક કર આપવાનું કબુલ કર્યું. તેથી મહારાષ્ટ્રીય લોકોએ સંતોષ પામી રામસિંહને છોડી દીધો. પરિત્યક્ત રામસિંહનો સૌભાગ્ય સૂર્ય અસ્ત પામ્યો. વિજયસિંહે તે સંધીથી અજમેરનો કીલ્લો મહારાષ્ટ્રીય લોકોને આપી દીધો. જેથી તેણે મારવાડની ભાવી સ્વતંત્રતામાં એક ભયંકર પ્રતિરોધ આપ્યો. મારવાડનો જેથી અધઃપાત થયો. હજારો ચેષ્ટા અને ઉદ્યમ કર્યાંથી પણ તે ફરીથી તે અધઃપાતમાંથી ઉઠયું નહિ.

જે દિવસે વિજયસિંહે મહારાષ્ટ્રીય લોકો સાથે સંધિ સ્થાપના કરી સંધિ પત્રમા સહી કરી રાજસ્થાનનો અમૂલ્ય કિલ્લો મહારાષ્ટ્રીય લોકોના હાથમાં સોપ્યો, તે દિવસે રાજસ્થાનના હૃદયમા એક પ્રચંડ વિષવૃક્ષ રોપાયું. તે દિવસે મારવાડની ભાવિ સ્વતંત્રતામાં એક મોટો પ્રતિરોધ આવી પડયો.

સિંધીયાની હત્યા થઇ, મરાઠા લોકો રજપુત તરફ સંદિગ્ધચિતવાળા થયા. જે રજપુતોને તેઓ જોતા તેના ઉપર તેઓ હુમલો કરવા લાગ્યા. સરદારસિંહ તે સમયે સિંધીયાની છાવણીમાં હતો, તે પોતાના કૌશળના સાફલ્ય દર્શને અત્યંત આહ્લાદિત થઇ અનુનંદન પ્રકાશ કરવા આપ્પા સિંધીયાની પાસે રહેતો હતો. ઉન્મત મરાઠાઓએ તેના ઉપર હુમલો કર્યો. સરદારસિંહ જખમી થયો. સિંધીયાના મૃત શરીરનો તૌવરકર નામના સ્થાને સંસ્કાર થયો. એના ભસ્મરાશી ઉપર એક ચૈત્ય ઉભું કર્યું. રજપુત અને મરાઠા હાલ પણ તે ચૈત્યને પવિત્ર ગણે છે.

મરાઠાઓએ રામસિંહનો પરિત્યાગ કર્યો. રામસિંહની આશાલતા ઉત્પાડિત થઇ. પિતૃરાજ્ય મેળવવાને તેણે બાવીશ વરસ યુદ્ધ કર્યું. તેમાંથી કોઈ જાતનું સુફળ નીવડયું નહિ. એનશીબ રામસિંહની મનોવેદનાની સીમા રહી નહિ. દારૂણ મર્મપીડાથી બીલકુલ કાતર થઇ છેવટે તેણે જયપુરમા આશ્રય લીધો, તેજ સ્થળે ઈ. સ. ૧૭૭૩ માં તેનો પ્રાણ વિયોગ થયો. રામસિંહનું શરીર વિલક્ષણ બળિષ્ટ અને ઉંચું હતું. જે ઉધ્ધત સ્વભાવથી બાલ્યકાળમાં તે ઘણા લોકોનો ઘૃણા પાત્ર થયો હતો. તે ઉદ્ધત સ્વભાવ દુર્ભાગ્યના શૈલ્યશાસ્ત્રે મંદ થઈ ગયો, છેવટે

તે એટલે બધો શાંત શિષ્ટાચારી અને દયાવાળો થયો હતો જેથી રાઠોડ તેના યૌવનના પ્રગલ્ભ ભાવને ભુલી ગયા હતા, તે વિચાર ક્ષમતા ઉત્કૃષ્ટ અને પરિમાર્જિત હતી તે સઘળા સદ્‌ગુણના સહાયે અભીષ્ટ સાધન ભૂલી જઈ પોતાની પ્રચંડ પ્રકૃતિ ભુલ્યો નહોતો એવી અસ્થિર વૃત્તિનો તે દાસ હોવાથી તેણે ચારે તરફની મદદ ખોઈ દીધી હતી, છેવટે રાજ્યભ્રષ્ટ થઇ તેને અશેષ દુઃખ ભોગવવા પડ્યા તેની ઉદ્ધતતા અને ચપલચિત્તતાથી રાઠોડ રજપુતોએ તેનો ત્યાગ કર્યો. કેટલાક રજપુતો તેની મદદમા પણ રહેલા હતા મેરતીય સરદાર શેરસિંહ તેની આપત સમયમા સાથે રહેલ હતો તે મેરતીય સરદાર શેરસિંહે પોતાના રાજાનું ગૌરવ રાખી દેવા જે અતુલ વીરત્વ બતાવ્યું તે રામસિંહ, પોતાના જીવનમાં ભુલ્યો નહોતો હાલ પણ રાઠોડ રજપુતો તેના વીરત્વ અને ત્યાગ સ્વીકારની સંપૂર્ણ પ્રશંસા કરી તેનુ ગુણગાન કરે છે. એ વિષયમાં એક સરદાર તે સમયે તેનો નમકહલાલ તેવો હતો જે સરદારનું નામ રૂપસિંહ, રૂપસિંહ પતાવત કુળમા જન્મ્યો જ્યારે સઘળા સરદારોએ વિજયસિંહની વશ્યતા સ્વીકારી, ત્યારે રૂપસિંહે પ્રાણાંતે પણ રામસિંહની વશ્યતા છોડી નહિ, વિજયસિંહે, તેના હીલોદી નામના કીલ્લા ઉપર ઘેરો ઘાલ્યો. ઘેરો બહુ સમય રહ્યો. કિલ્લામાંથી ખાદ્ય દ્રવ્ય નિશેષ થઈ રહ્યું, ભોજ્ય નામથી બીલકુલ રહી નહિ. અનાહારે મૃત્યુના મુખમા આવવા લાગ્યા તોપણ તેજસ્વી રૂપસિંહે વિજયસિંહનો પક્ષ સ્વીકાર્યો નહિ ભાટલોકો તેનું યશોગાન હાલ પણ કરે છે.

રામસિંહના મૃત્યુથી મારવાડના કષ્ટનો અવસાન આવ્યો નહિ. અંતર્વિપ્લવતા વિપ્લવથી અંતસાર સૂન્ય હોઇ મારવાડ અત્યંત દુર્દશામાં આવી ગયું. તેના ઉપર દુર્ધર્ષ મરાઠા લોકોના હુમલા થયા. જેથી મારવાડ દારૂણ અધઃપાતમાં આવી પડ્યુ મારવાડ રાજ્યે ભયંકર સ્મશાનની મૂર્તિ ધારણ કરી, ચારે તરફ અરાજકતા ફેલાઈ ગઇ, ખેતરો અદૃષ્ટ અવસ્થામા પડી મોટી હાનિકર દુર્દશામાં આવ્યાં, ખેડુતો પોતાના હળ વીગેરે સાધો વેચી દેશાંતરે ચાલ્યા ગયા.

મારવાડમા પુકર્ણ નામનો એક જનપદ છે. તે કાળે તે જનપદ મહાસિંહ નામના એક પ્રચંડ પ્રતાપશાળી રજપુતરાજના તાબામાં હતો. મહાસિંહ ચંપાવતની એક શાખામા જન્મ્યો હતો. તેના પેટે પુત્ર નહોતો. ભવિષ્યકાળમાં વંશલોપના ભયે તેણે મૃત્યુકાળે પોતાની વનિતાને એ આજ્ઞા આપી જે તેણે વંશરક્ષાર્થે એક દત્તક પુત્ર લેવો તે આજ્ઞાના અનુસારે સરદારની પત્નીએ અજીતસિંહના પુત્રમાંથી દેવીસિંહને દત્તક કરી લીધો. એ ઘટનાથકી મારવાડમાં મોટા અનિષ્ટનો સૂત્રપાત થયો.. તે થોડા સમયમાં બોધ પડ્યો નહિ, દેવીસિંહે, પોતાનો જન્મ

સત્વ છોડી દીધો, જે દિવસે મહાસિંહનો મુકુટ તેના માથા ઉપર આવ્યો. તે દિવસથી તેણે અજીતસિંહના પુત્ર તરીકે ન હોવાનું જાહેરમાં જાહેર કર્યું નહિ. અને તેવો પરિચય પણ આપ્યો નહિ, તે દિવસથી પાલક પિતા શિવાય બીજા પિતાને તેને ભૂલી જવાનું હતું. પણ દેવીસિંહ તે ભુલી ગયો નહિ, તે જ્યાં સુધી જીવિત રહયો ત્યાંસુધી તેણે મહારાજ અજીતસિંહના પુત્ર તરીકે પરિચય આપ્યો. વળી ઉતરાધિકારીત્વના કાયમના નિયમઉપર પદાઘાત કરી તેણે પિતૃ સિંહાસન હસ્તગત કરવા ચેષ્ટા કરી. અગ્રજ અભયસિંહનાં અને ભક્તસિંહના પૈશાચચરિત્ જ્યારે તેના કાને પડયાં, ત્યારે દેવીસિંહની રાજ્યલિપ્સા બળવાળી થઈ પડી. તે સમયે તેના કાનમાં જાણે કોઈ કહેતું હોય જે "અભયસિંહે પિતૃહત્યા કરી રાજ્ય સિંહાસન કબજે કર્યું" "ભક્તસિંહ પિતૃવધ કરવામાં સામીલ હતો. તું નિષ્પાપ છે. એટલે કે મહારાજ યોધરાવના પવિત્ર સિંહાસનનો તું ઉપયુક્ત અધિકારી છે," ત્યારપછી અભયસિંહના સિંહાસન માટે જ્યારે રાજ્યમાં ભયંકર તોફાન ચાલ્યું, ત્યારે પણ દેવીસિંહની તે લિપ્સા ભયંકર રીતે વધી ગઈ, પણ તેની તે આશા કોણ પૂરણ કરે. રજપુત દત્તક પ્રણાલીનો એવો વિધિ જે દેવીસિંહને એક સામંત સરદારે દત્તક લીધેલો હોવાથી દેવીસિંહ સામંતમત્વનો અધિકારી થયો. તેણે રાજયના અધિકારનું સત્ત્વ ખોયું, તેનો એક ભાઇ આનંદસિંહ પણ ઇડરના સ્વાધીન, સ્વાધીન અધિપતિથી દત્તક થયેલો હોઇ રાજસત્વ ખોયું હતું.

દેવીસિંહે ઉત્તરાધીકારસત્વ ખોયો, પણ તેના જીવનમાં તેનો બીજો કોઇ ભ્રાતા કે ભ્રાતૃપુત્ર મારવાડના સિંહાસને બેઠેલો જોઇ તેને સહ્ય થાતું નહિ. જે જનપદનો તેને અધિકાર હતો, તે અધિકાર અક્ષુણ્ણ રાખી તે પોતે મારવાડનું સિંહાસન લેવા તત્પર થયો. ચંપાવત ગોત્રના કેટલાક રજપુતોની સાથે ષડયંત્ર કરી, બીજા સિંહાસનપ્રાર્થી ઉમેદવારના ઉમેદ માર્ગમાં વિઘ્ન નાંખવા લાગ્યો. વિજયસિંહ, દેવીસિંહનો ગૂઢ અભિપ્રાય સમજી શકયો નહિ, રાજ્ય શોચનીય અવસ્થાથી અને સામંતોની દુર્વત્રતાથી તે પીડિત થઇ તેનું વર્ણન કરવાને તે દેવીસિંહ પાસે ગયો. તેણે શોક કરી સઘળું વર્ણન કર્યું. દીલાસો આપી કુટિલ મતિ દેવીસિંહ બોલ્યો. "મારવાડનો વિષય વિચારી આપ શા માટે વૃથા શોક કરોછો. મારવાડ મારી તલવારના મીયાનમાં રહ્યું છે." તે સાત્વનાના વચનો સાંભળી વિજયસિંહનું હૃદય વધારે આકુલિત થયું, તેણે સઘળી હકીકત ધાઇ ભાઇ જગની પાસે કરી. જગ જેવો ચતુર તેવો કાર્યનો પારદર્શી હતો. પોકર્ણ સરદારનો ગુઢ અભિપ્રાય જાણી તેને વ્યર્થ કરવાનેદ્દઢ પ્રતિજ્ઞ થયો, કૌશલ ક્રમે દેવીસિંહનો પ્રિતીપાત્ર થઈ તેણે તેની પરવાનગીથી કેટલુંક સૈંધવી સૈન્ય નગર રક્ષક રૂપે નીમ્યું.

ગરધન પછી ત્યાંથી નીસરી રાજાના તંબુમાં આવ્યો. તંબુમાં સઘળા સરદારો આવ્યા. સઘળાનાં મુખમંડળ ગંભીર હતાં. રાજા વિજયસિંહે ચંપાવત સરદારને કહ્યું "સરદાર સિરોમણિ શા માટે તમે મને છોડયો.

આહોરપતિએ જવાબ આપ્યો "માહારાજ! અમારે માત્ર એકજ મસ્તક હત તો તે તમારા લાભ માટે આપી દેત" રાજાએ તેની સાથે અનેક તર્કવિતર્ક કર્યા. છેવટે શાંત થઈ તેણે તેને પુછયું "વારૂ તમે શી રીતે સંતુષ્ટ થાઓ; શું થાય તો તમે અમારા પક્ષમાં આવો તેના ઉતરમાં તેણે ત્રણ પ્રસ્તાવ ઉઠાવ્યા.

૧ ધાઇભાઈનું સેનાદળ તોડી નાંખવું.

૨ પાટ્ટાવટી તેના સરદારોના હાથમાં આપવી.

૩ રાજસભાનું અધિવેશન કિલ્લામાં ન થતાં શહેરમાં થવું જોઇએ.

રાજા તે ત્રણ પ્રસ્તાવ પાળવામાં સંમતિ આપે તો સરદારો તેના પક્ષમાં આવે તેવું હતું નહિ તો અંતર્વિવાદ દારૂણ રીતે વધે તેવું હતુ. પ્રથમ પ્રસ્તાવ અવશ્યપાળનીય હોઈ નિશ્ચય થઈ પળાયો. બીજા પ્રસ્તાવનો વિષય વિચારી રાજા અત્યંત દુઃખિત થયો. રાજ્યનું એક પ્રધાન સત્વને શી રીતે ત્યાગ કરી દે. દુઃખમાં પોતાની અભીષ્ટ સિદ્ધિ માટે તેણે સરદારોના ત્રણે પ્રસ્તાવ પાળવા કબુલ કર્યા, જલદીથી સંધિપત્રમાં સહીઓ થઇ. સરદારોએ દળ ભંગ કરી, પોતપોતાના પ્રદેશમાં જવાનું શરૂ કર્યું. ચંપાવત સરદાર રાજા સાથે રાજધાનીમાં ગયો.

વિજયસિંહનો ગુરૂ આત્મારામ દારૂણરોગથી પીડિત થયો, રોગના ગ્રાસમાંથી ગુરૂની પ્રાણ રક્ષા થાશે નહિ, એમ જાણી વિજયસિંહ ગુરૂની શય્યા પાસે રહેતો હતો, એક તરફ રાજ્યમાં જુદી જુદી આફત અને બીજી તરફ ગુરૂનો નાશ, વિજયસિંહ પોતાના અદષ્ટ ને હજારો ધિક્કાર આપી ગુરૂપાસે કાયમ શોક કરતો હતો. તેનો કુલ ગુરૂએ તેને દિલાસો આપી કહ્યું રાજન્! શોક ન કરો! હું મરી આપના સઘળાં દુઃખો લઇ આલોકમાંથી વિદાય થઇશ. થોડા રોજમાં ગુરૂના પ્રાણ ચાલ્યા ગયા. રાજા વિજયસિંહે તેના માટે બેહદ શોક બતાવ્યો, તેણે એવું જાહેર કર્યું. " ગુરૂનું અંત્યેષ્ટિવિધાન કિલ્લામાં થાશે, સઘળા સામંત સરદારોએ તે સ્થળે એકઠા થવું, એ અનુશાસનમાં એક કુટિલ ભાવ રહ્યો હતો તે કોઇએ જાણ્યું નહિ, રાજપત્નીઓ, ગુરૂની અંત્યેષ્ટિક્રિયામાં ભાગ લેવા કિલ્લામાં આવી, આવા પવિત્ર અનુષ્ઠાનમાં કોઇએ સંદેહ કે શક રાખ્યો નહિ, દેવીસિંહ પણ તે ક્રિયામાં સામેલ રહેવા આવ્યો હતો. દેવીસિંહ સહસા ઉદ્વીગ્ન થયો. પાંસેના એક સરદાર તરફ નજર કરી લાંબો નીશાસો નાંખી તે બોલી ઉઠયો. " આજનો દિવસ મને ઠીક લાગતો નથી. પણ તે સરદારે તેની ખુશામત

કરી કહ્યું, " આપ મરૂસ્થળના સ્તંભ સ્વરૂપ છો કોની સાધ્ય અને સત્તા છે જે આપની તરફ એકવાર પણ તાકીને જુએ, જુદી જુદી વાતો કરતા તેઓ નાકરા દ્વારે આવ્યા. જેના દ્વાર બંધ થઈ ગયેલા જોયાં, એટલામાં આહોર સરદાર ! ' વિશ્વાસઘાતકતા ' ' વિશ્વાસઘાતકતા ' એમ કહી બોલી ઉઠયો, પોતાની તલવાર ખુલ્લી કરી હત્યા કરવાનું શરૂ કર્યું. અનેક લોકો હણાયા, પાપભાઈએ તેને ઠેર કર્યો, સરદારોને પરાપન કરતાં જોઈ પાઈ ભાઈ બોલ્યો, સરદારો ? તમારી ચેષ્ટા વૃથા છે. આજ તમારૂં જીવન જાયે, એ કઠોર વાક્ય સાંભળી સરદારો ઉન્મત્ત થઇ બોલ્યા " અમે મરીએ તેમા નુકશાન નથી. પણ તમારા તરફ આ અમારો છેવટનો અનુરોધ એ છે જે હલકા સપીશાની ગોળીથી અમારો ઘાત ન થાય તેમ થવું જોઇએ, અને રજપુતો તલવાર વિના બીજા શસ્ત્રે અમારૂં મરણ થાય તો અમારા આત્માની સદ્‌ગતિ થાય નહિ. તેઓનું બોલવું કોઇએ સાંભળ્યું નહિ દરેક સરદારોએ રાજદ્રોહિતાનું પ્રાયશ્ચિત કર્યું, દેવીસિંહ વીગેરે મોટા મોટા રજપુતો આ હત્યાકાંડમા મરાઇ ગયા.

જે દેશમા સામંત પ્રથા ચાલે છે, તે દેશમાં રાજા અને સામંત વચ્ચે સંઘર્ષ ઉઠયા વિના રહેતો નથી, રાજા. સામંતાના આક્રમણમાંથી પોતાનું સત્વ અક્ષુણ્ણ રાખવા સચેષ્ટ રહે છે. અને સામંતો રાજા તે પોતાના હાથમાં રાખવા પ્રયત્ન કરે છે. મેવાડ અને મારવાડ એવી રીતના સંઘર્ષનું રંગ સ્થળ અમેજસત્વનો ઉત્સર્ગ વળી એ સંપૂર્ણ મેવાડ અને મારવાડમાં વધારે વધી પડયો.

દેવીસિંહનું અંતિમ અનુશાસન મરૂસ્થલી ઉતરી, પોકર્ણમાં સુબળસિંહના કાને પહોચ્યું. પિતાનુ શોચનીય મૃત્યુ વિવરણ સાંભળી યુવક વીર વિષમ પ્રતિશોધ પિપાસાથી પુલકિત તરસ્યો નહિ દેવીસિંહના મરણની હકીકત નીચે પ્રમાણે, દેવીસિંહના મૃત્યુ માટે એક વિચિત્ર કથા સાંભળવામાં આવે છે. મહારાજ અજીતસિંહનો પુત્ર જાણી તેનો શોણિતપાત કરવા કોઈ સમંત નહોતું. દેવીસિંહ શત્રુના હાથમા કારાગારમાં હતો, એક ભાટે અફીણના દળ સાથે તેનું મરણ કરી દેવુ એમ કબુલ કર્યું. દેવીસિંહ તે સમયે કારાગારમાં પ્રશાંત ભાવે પોતાના મૃત્યુની પ્રતીક્ષા કરતો હતો, અફીણનું પાત્ર તેના સંમુખે લાવી રાખ્યું. માટીનું અફીણનું પાત્ર પોતાના પગથી ઉઠાવી દઈ તે ગંભીર સ્વરે બોલ્યો. શું દેવીસિંહ એક માટીના વાસણમાં અફીણ સેવશે, મારૂં સોનાનું પાત્ર લઈ આવે, હાલ હું તે આદરથી અફીણ પીશ, તેનો તે અંતિમ અનુરોધ કોઇ જાળવી શક્યું નહિ, એક નિર્દય આશામી તે સમયે બોલ્યો, " જે તલવારના મીયાનમાં મારવાડ છે તે તલવાર હવે ક્યાં છે. " દેવીસિંહે દર્પ સાથે ઉત્તર આપ્યો " એ તલવાર પોકર્ણમાં સુબળસિંહના કટિબંધે" ગંભીરસિંહની જેમ તે ક્ષણ કાળ

ધીર ભાવે બેશી રહયો. ત્યારે તેણે જોયું જે કોઇએ તેનો અનુરોધ સ્વીકાર્યો નહિ, ત્યારે પ્રચંડ તે જે ભીંતમાં ઉન્મનની જેમ પોતાનું મસ્તક ભટકાવી તેંમરણ પામ્યો. તેનો એવો આત્મોત્સર્ગ જોઇ સઘળા વિસ્મિત થયાં. ઉપર પ્રમાણેની હાલત સાભળી વિજયસિંહના હૃદય શોણિતથી ક્રોધાગ્નિ ઓળવી દેવા સુખળસિંહે પ્રતિજ્ઞા લીધી, તે દળ સાથે નગરની બહાર નીસર્યો. પહેલાં તો સુબળ ગામડાઓ લુંટી તેને બાળી નાંખ્યાં. ત્યાર પછી તે લુણીના તીરે રહેલા ભીલવાડાને કબજે કરવા આગળ વધ્યો. પણ તેની સઘળી ચેષ્ટા વિફળ થઇ, છેવટે તેના જીવન સાથે તેની આશા વિપાસાનો અંત આવ્યો. નગરનો અવરોધ કરતાં, કોટનું ઉલંઘન કરતાં, એક ગોલાના આઘાતે તે મરણ પામ્યો.

રાજા અને સામંતોનો સંઘર્ષ થોડો કાળ બંધ રહયો. શાંતિવારીના અભિષેકથી રાજ્યનો તોફાનનો અગ્નિ મંદ પડયો, રાજ્યનો પ્રકૃતિ વર્ગ શાંતિ સભોગ કરવા લાગ્યો. પ્રજા વર્ગની સુખની હદ રહી નહિ, પોતાના સરદાર સામંતોને જુદા જુદા કાર્યો સોંપી વિજયસિંહ તેઓની મતસ્તૃપ્તિ કરવા લાગ્યો. તેણે મરૂભૂમિના,દુર્ધર્ષ બોશા અને શાઈરેશના વિરૂધ્ધે સેના ચલાવી. એ થકી સિંધુરાજ સાથે તેનો વિવાદ થયો જે વિવાદમાં વિજયસિંહ જયી થયો, સિંધુનદ ઉપર આવેલું પ્રસિદ્ધ ઉમરકોટ તેના કબજામાં આવ્યું, ત્યાર પછી તે યશલમીર ઉપર હલ્લો કરવા ચાલ્યો. યશલમીરનો પૂર્વ દક્ષિણમાં રહેલો કેટલોક ભૂમિભાર વિજય સિંહના અધિકારમા આવ્યો એ સઘળા જયથી તેનું હૃદય ઉલ્લાસિત થયું. તેની જીગીસાવૃત્તિ બમણી વધી પડી, તે દારૂણ જય પિપાસાની તૃપ્તિ કરવા તેણે આબાદ ગદવાર રાજનો અધિકાર કરવાની આકાંક્ષા રાખી. ગદવાર રાજ્ય તે સમયે શિશોદીય રજપુતના તાબામાં હતું, કૌશલ ક્રમે વિજયસિંહે તેને હસ્તગત કર્યું.

જય આપ્પાના-પરલોક વાસ ઉપર મહારાષ્ટ્રીય સેનાનું નાયકપણું તેના ભાઇ માધાજી સિંધીયાના હસ્તમાં સોંપાયું, માધાજી ચતુર અને રાજનીતિજ્ઞહતો તેવા ઉચ્ચ પદે અભિષિક્ત થયા પછી તે માહારાષ્ટ્રીય સેના વિગેરેની અવસ્થા જોવા લાગ્યો. તેની દૃઢ ધારણા થઇ જે મહારાષ્ટ્રીય સેના કોઇ દિવસ રજપુત સેના સમકક્ષ થાય તેમ નથી. હવે એવો ઉપાય કરવો જોઇએ કે તેના થકી રજપુતો ઉપર સહેલાઇથી જય મેળવી શકાય, છેવટ તેમ કરવામાં એવો ઉપાય તેણે યોજ્યો કે જેથી તેની અભિષ્ટ સિદ્ધિ થઈ.

એ સમયે યુરોપવાસીઓ ભારતવર્ષમાં આવી, લુંટ વીગેરેની ઉત્સાહન ક્રિયા કરવા લાગ્યા હતા. તેઓનું રણકૌશલ ક્ષત્રિય લોકો ધિક્કારતા હતા, તે રણ કૌશલ મહારાષ્ટ્રીય લોકોએ પકડયું, એ રીતે પાશ્ચાત્ય રાજનીતિ ક્રમેક્રમે ભારત

વર્ષમાં પ્રસિદ્ધ થવા લાગી માધાજી સિંધીયો, એ કુટીલ રાજનીતિનું અવલંબન કરી રજપુતો ઉપર જય મેળવવા પ્રવૃત્ત થયો તેણે જોયું જે મહારાષ્ટ્રીય સૌભાગ્ય લક્ષ્મી રાજસ્થાનના પ્રધાન, પ્રધાન રાજ્યમાં વિરાજે છે, અને મહારાષ્ટ્રીય આશાલતા મેવાડ, મારવાડ, અને જયપુરમાં, ક્રમેક્રમે અંકુરિત થાય છે, આ લક્ષે બળ સંગ્રહ કર્યા વિના સૌભાગ્ય લક્ષ્મી હાથ પડે તેમ [illegible] નહિ યત્નથી જળ સીંચન કર્યા વિના તે આશાલતા ફળવતી થાય તેમ નથી વળી તેણે વિચાર્યું જે રાજસ્થાનના પ્રધાન, પ્રધાન રાજ્યોમાં એક સંપ અને એકતા નથી અંતર્વિગ્રહના અગ્નિમય નિશ્વાસે તે સઘળા રાજ્ય અંતસાર શુન્ય થયા છે, આ સમયે તેઓના ઉપર છાપો મારી પડવાથી અભીષ્ટસિદ્ધિ થાશે, રાજસ્થાનનું ઉપર લખેલું ચિત્ર માધાજીના હૃદયમાં પ્રતિફલિત થયું. તેણે એક મોટી સેના લઈ જયપુર ઉપર હુમલો કર્યો જયપુરના સિંહાસન માટે મધુસિંહ અને ઈશ્વરસિંહના વચ્ચે તકરાર ચાલ્યો હતો તેથી કરીને અંબરના અંદરનું ઘણુંખરું બળ કમ થયું હતું. મધુસિંહ પરલોકવાસી થયો હતો આ લક્ષે પ્રતાપસિંહ અંબરના સિંહાસન ઉપર હતો રાજ્યના થઈ ગયેલા અંતર્વિપ્લવના કાળમાં ચતુર મહારાષ્ટ્રીયો રાજ્યમાં પેસી જેમ અનર્થનું બીજ રોપી ગયા હતા, તે ધીરે ધીરે અજ્ઞાનભાવે અંકુરિત થયું, પ્રતાપસિંહને તે બીજની જાણ હતી, તેણે તે બીના દાબી નાખવા ચેષ્ટા કરી, આ લક્ષે માધાજી સિંધીયાની ગુપ્ત તૈયારી સાંભળી પ્રતાપસિંહ તેના વિરૂધ્ધે થવા તત્પર થયો અત્યાચારી મોગલના દર્પ હરવા માટે જ્યારે ત્યારે રાજસ્થાનનું સિંખળ એકઠું થતું અને એકમત થઈ તેના વિરૂધ્ધે ઉતરતું. આજ તે સિંખળ અનેક દિવસથી છિન્ન ભિન્ન થઈ ગયું હતું તે એકતાની ગ્રંથિ શિથિલ થઈ ગઈ હતી આજ એક પ્રચંડ શત્રુ રાજસ્થાનના ભાગ્ય ગગને ધુમકેતુના જેવો ઉદિત થયો, આ સમયે એકતા બંધન, અવશ્ય પ્રયોજનીય હતું. મનમાં વિચાર કરી કુશાવહ રાજ પ્રતાપસિંહે રાઠોડ રાજની પાસે એક દૂત મોકલ્યો, સહાય વિજયસિંહે તેના અનુરોધ અગ્રાહ્ય કર્યો નહિ અંબરરાજ ઇશ્વરસિંહની પાસે તેણે જે અમતવ્યહાર કર્યો હતો, તે સંપૂર્ણ રીતે તે ભુલી ગયો હતો, અને અંબરની રક્ષા કરવા માટે તેણે પોતાનું સેનાદળ લઈ પ્રતાપસિંહની સાથે મળી જવા સંકલ્પ કર્યો, આ સમયે રાઠોડ અને કુશાવહ રજપુત એક થઈ ગયા

વિજયસિંહે, વિશ્વસ્તવીર રીયાપતિને સેનાધ્યક્ષના પદે નીમી, રાઠોડસેના સાથે મોકલ્યો તકાનાગના સ્થળે સિંધીયો, એકીભૂત રજપુતોની સામે થયો, ઇસ્માયલ બેગ અને હામદાની નામના પ્રસિદ્ધ મોગલ સેનાપતિઓ રજપુતો સાથે મળી ગયા સિંધીયા પાસે પ્રસિદ્ધ ફરાસી સેનાની ડી-બઈનના હાથમાં પોતાની સેનાનો કારભાર સોંપ્યો, તે ફરાસીવીર રજપુતોની સામે થયો. રીયાપતિ

યુવનસિંહ પોતાની અશ્વસેના સાથે ફરાસી સેનાનીની સામે થયો, સિંધીયાના ઉત્કૃષ્ટ સૈનિકો, યુવનસિંહની તલવારના ઘાથી પડવા લાગ્યા. રાઠોડ વીર શત્રુઓના તોપના પ્રહારને ન ગણકારતાં શત્રુઓને દળવા લાગ્યા, રજપુતોનું ઘોરબળ સહન ન કરતાં મહારાષ્ટ્રીય સેના પલાયન કરવા લાગી, આજ સુશિક્ષિત ફરાસી સેનાનું રણનૈપુણ્ય રજપુતોના પાસે હણાઇ ગયું. લાજથી અને મર્મવેદનાથી મરેલા જેવો થઇ માધાજી સિંધીયો મથુરામાં પલાયન કરી ગયો, આ સુયોગમાં અજમેરનો ઉદ્ધાર કરવા વિજયસિંહે પોતાના ધાઈ ભાઇને મોકલ્યો, તેનો ઉદ્દેશ સફળ થયો. અજમેરના ઉચા કીલ્લા ઉપર રાઠોડનો પંચરંગી વાવટો ફડફડવા લાગ્યો, ત્રણ વર્ષ એમ થતાં ગુજરી ગયાં. માધાજી સિંધીયો તે અરસામાં યુદ્ધમાં ઉતર્યો નહિ, પણ તેટલા અવસરમાં પોતાનું પ્રણષ્ટ ગૌરવ ફરીથી મેળવવા એક ભયંકર યુદ્ધ કરવાની તૈયારી કરવા લાગ્યો.

ત્રીજું વર્ષ વિતી ગયું. જે દીવસે ટંગા ક્ષેત્રમાં માધાજી અને ફરાસી સેનાપતિ દીલઇન રજપુતોથી હાર પામી પલાયન કરી ગયો તે દીવસથી બેંતાલીશ માસ નીકળી ગયા. આજ ચોથા વર્ષનો મધ્યકાળ હતો. ટંગાયુદ્ધમાં માધાજી સિંધીયાએ જે દારૂણ અપમાન સહ્યું હતું આજ તેનો બદલો લેવા તે મોટી સેના લઇ યુદ્ધ કરવા ઉતરી પડયો. માધાજી સિંધીયાના જેવું પ્રચંડ દળ બળ લઇ અગાઉ કોઈ રાજસ્થાન ઉપર હુમલો કરવા આવેલ નહોતું. સિંધીયાની આવી રીતની મોટી યુદ્ધ તૈયારી સાંભળી રાઠોડ રજપુતો મોટા ઉત્સાહે ઉત્સાહિત થઇ ઉઠયા. અને તેના હુમલાનો પ્રતિરોધ કરવા તેઓ જયપુરના ઉત્તર ભાગમાં ગયા, કુશાવહ રજપુતની સેના પણ તેને મળવા નગરથી બહાર નીસરી. તુઆરવતીના સ્થળે રાઠોડ સેના અને કુશાવહ સેના એકઠી થઇ. તે સ્થળેજ બન્ને સેનાઓ મહારાષ્ટ્રીય સેનાની સામે થઇ. તે યુદ્ધથી મહારાષ્ટ્રીય સેના પરાભવ પામી પલાયન કરી ગઇ. આ યુદ્ધમાં રાઠોડની વીરતાથી રાઠોડો કુશાવહ રજપુતના ચક્ષુઃશુળ થયા, તે દીવસથી તેઓ અંબર અને મારવાડનો અધઃપાત કરવા કૃતસંકલ્પ થયાં. તેમ થવાથી તે દીવસથી રજપુત જાતિની અધોગતિ થઇ. તે અધોગતિ માંથી તે ફરીથી ઉંચી પદવીમાં આવી નહિ. જયપુર સેનાના એક માત્ર અપકર્મથી રજપુત લોકોનું બળ અને તેજ રસાતળે ચાલ્યું ગયું. મહારાષ્ટ્રીય લોકોનો સૌભાગ્ય માર્ગ પરિષ્કૃત થયો. ભારત માતાના કઠોર દુખનો એક નવો ઉપસર્ગ બહાર દેખાયો. ફરીસીના યુદ્ધમાં મહારાષ્ટ્રીયોથી રજપુતો હારી ગયા.

એ યુદ્ધની શોચનીય દશાવાળા પરાજયના સમાચાર સાંભળી વિજયસિંહ અત્યંત શોકાતુર થયો. હવે તેના જયલાભની આશાઓ ઉડી ગઇ. હવે શું કરવું

તેના માટે તેણે રજપુતોની યુદ્ધસભા કરી. તે સભામાં રાઠોડ રજપુતો આવ્યા હતા. વળી બીકાનેર, કીશનગઢ અને રૂપનગરના રાજાઓ પણ આવ્યા હતા. વિજયસિંહે પોતાનો મત જાહેર કરી કહ્યું "રાઠોડના અનેક વીર પુરૂષો યુદ્ધ સ્થળે માર્યા ગયા. ત્યારે હવે કોની મદદથી વિશાળ મહારાષ્ટ્રીય સેનાની સામે થવાનું છે. મારા મનમા તો મરાઠા સાથે સલાહ કરી અજમેરનો કીલ્લો તેઓને પાછો આપી દેવો દુરસ્ત છે. તેનું બોલવું પુરૂં ન થાય એટલામાં રાઠોડ રજપુતો બોલી ઉઠયા ના! મહારાજ! જીવ હશે ત્યાંસુધી મરાઠા સાથે સલાહ કરવી યોગ્ય નથી. અમે યુદ્ધ કરશું. વિજયસિંહ તેઓને નિરૂત્સાહિત કરી શકયો નહિ. ત્યારપછી મારવાડમા એવા મર્મની એક ઘોષણા પ્રચારિત થઇ કે, જે લોકો અસ્ત્ર ધારણ કરવા સમર્થ છે તે લોકોએ રાઠોડના પચરંગી વાવટા નીચે એકઠા થવુ મેરતા ક્ષેત્રમા સઘળા રજપુતો એકઠા થયા. તે ક્ષેત્રમાં ઇ. સ. ૧૭૯૦ના સપ્ટેમ્બર માસના દશમા દીવસે ત્રીશ હજાર રાઠોડ સૈન્ય એકઠું થયું

રાઠોડ રજપુતો ભીષણ ઉત્સાહે લડવા તૈયાર થઇ ઉઠયા. તે મેરતાનું ક્ષેત્ર પવિત્ર. તે ક્ષેત્ર, રાઠોડ વીરોના લોહીએ ઘણીવાર અભિષિકત થયું હતું. તે ક્ષેત્રમા હાલમા વીરવરોના સ્મારક સ્તંભ વીગેરે ચિન્હો જોવામાં આવે છે. તે ક્ષેત્રને જોઇ રાઠોડ રજપુતો સિંહનાદ કરી ગાજી ઉઠયા. તે નાદ સિંધીયા અને ફ્રેંચ સેનાપતિ ડી બઇનના કાને પહોચ્યો. નાદ સાંભળી તેઓના હૃદય કંપી ઉઠયા. તે ભિષણ ઉત્સાહ જો તે શત્રુ લડવામા વપરાયો હત તો સિંધીયાના સઘળા ઉદ્યમ વ્યર્થ થઇ જાત, પણ એક પાપાચારી વિશ્વાસઘાતક આતતાયી આત્મામીના દેશના સર્વનાશ કરવાના સાધનથી રજપુતોનો પ્રચંડ ઉત્સાહ વ્યર્થ ગયો. જ્યાસુધી રજપુતનું નામ જગતમા રહેશે ત્યાંસુધી તે વિશ્વાસઘાતક સ્વદેશદ્રોહીનું નામ કોઇ ભુલી શકશે નહિ. તે પાપાચારી વિશ્વાસઘાતકનું નામ બહાદુરસિંહ. બહાદુરસિંહ કીશનગઢનો અધીપતિ રૂપનગરના અધિપતિ સાથે એકઠો મળીને બસોદન નગર ઉપર શાસન દંડ ચલાવતો હતો. તે સઘળાં મારવાડ શાસનના અધિભૂત નહોતા.

અભિષેક સમયે, રાજસ્થાનના તે બન્ને રાજાઓ મારવાડના અધિપતિની અનુમતિ લેતા હતા. અને તેઓ, પોતાના કબજાના પ્રદેશનો સામંત પ્રથા મુજબ ઉપભોગ કરતા હતા. તે સમયે દુરાચાર બહાદુરસિંહે, રૂપનગરના અધિપતિને "રાજચ્યૂત" કરી તેનું રાજ્ય કબજે કર્યું હતું. તેથી કરી રાજ્યમાં એક મોટી વિશૃંખલતા થઇ ગઇ. તે વિશૃંખલતા દૂર કરવા માટે વિજયસિંહે રૂપનગરમાં

જઇ રાજ્યચ્યુત રાજાને રાજ્ય ઉપર બેસાર્યો. દુર્વૃત્ત બહાદુરશાહની આશા પૂર્ણ થઇ પણ વ્યર્થ ગઇ. નિર્વિઘ્ને રૂપનગરનો ઉપભોગ કરવાનું તેના મનમાં હતું પણ રાજા વિજયસિંહના કાર્યથી તે વ્યર્થ ગયું. તેના હૃદયમાં આઘાત વાગ્યો. તે દુરાચાર, સ્વદેશની માયા મમતા ભુલી જઈ ભવિષ્યના પરિણામ ન વિચારી, વિજયસિંહના વિરોધમા કામ કરવા લાગ્યો. તે વારંવાર સુયોગને ખોળતો હતો. દુષ્ટ બહાદુરસિંહને સુયોગનો અભાવ નહોતો. તે દુર્વૃત રજપુતાધમ ફરાસી સેનાપતિ દી-વઇનની પાસે ગયો. અને પોતાની દુરાકાંક્ષા સાધવા તેની મદદ માંગવા લાગ્યો. દી-વઇન તેના માગવા પ્રમાણે પોતાની ગોલંદાજ સેનાને લઇ રૂપનગરના દ્વારે આવ્યો. એકજ દીવસમાં રૂપનગર તેના હાથમાં આવ્યું. તેણે બહાદુરસિંહને રૂપનગરની ગાદીએ બેસાર્યો. ત્યારપછી તે અજમેર તરફ ચાલ્યો. તેણે અજમેરના કિલ્લાને ઘેરો ઘાલ્યો. કિલ્લાનું રક્ષણ નહિ થાય એમ જાણી તેણે કિલ્લાપતિ દમરાજને તે આપી દેવાનું કહેવરાવ્યું. દમરાજ એક સાહસીક પુરૂષ હતો. નિર્વિવાદે કિલ્લો મરાઠાના હાથમાં સોંપી દેવાને તે પ્રથમથીજ ઈચ્છતો નહોતો. રાજાએ કિલ્લો સોંપી દેવા આજ્ઞા આપી. હવે શું કરવું. તેના માટે દમરાજ વિચારતો હતો. એક બાજુએ કાપુરૂષોચિત કિલ્લાનું સમર્પણ. બીજી બાજુએ રાજાની કઠોર આજ્ઞા. તે પ્રભુભક્ત હતો. જીવન જાય પણ પ્રભુની આજ્ઞા ન પળાય તે ઠીક નહિ. એમ તે જાણતો હતો. તેજસ્વી પુરૂષના પક્ષમાં અપમાન થાય તે મરણ કરતાં વધારે છે. સિંધીયાના હાથમા કિલ્લો. વિવાદ વિના સોંપી દેવો તે વાત દમરાજના મનમાં બહુ ખટકતી હતી. એવી રીતની દુરાવસ્થામાં પડી દમરાજે હીરો ચુસ્યો, અને મૃત્યુકાળે બોલ્યો "રાજાને બોલજો ! જે. તેનો આદેશ પાળવામાં મને બીજો ઉપાય સુજ્યો નહિ. હું જાણતો હતો જે મરાઠા લોકો હું નહી મરૂં ત્યાંસુધી અજમેરમાં પેસી શકે તેમ નથી માટેજ મરૂં છું."

એ રીતે અજમેર મારવાડના હાથમાંથી પાછું ખસી ગયું. માધોજી તે જીતેલા નગરમાં રહેવા લાગ્યો. લાકુબા, જીવદાતા, સદાશીવ ભાઉ વીગેરે સેનાપતિઓ પોતપોતાનું દળ લઇ મેરતા તરફ ચાલ્યા. તેઓએ મોટી સેના સાથે નેત્રીયા નામના સ્થળે છાવણી નાંખી. રાઠોડ સેના પ્રચંડ વ્યૂહરચના કરી મેરતા ક્ષેત્રમા શત્રુઓની વાટ જોતી ઉભી હતી. તે સેનાનો એક ભાગ દંગીવાસ નામના ગામ પાસે હતો. મરાઠા લોકો ક્રમે ક્રમે અગ્રસર થયા. તેઓ મેરતાના ક્ષેત્રથી પાંચ માઈલ દુર હતા. દી-વઇન તેઓની પછવાડે હતો. લુણી નદીની સૈકત ભૂમિ તેના તોપના ગોળાના ચક્રને શ્રમ કરી ગઈ હતી. તે ચક્રો કાઢવાને ગુંથાયો હતો. એ સુયોગે અગર જો કે રાઠોડ રજપુતો તેના ઉપર હુમલો કરી ફાવી જાત-

અને તેથી મરહઠાના નબળા ઉદયમાં બાધ આવત. પણ રાઠોડ રાજનું બીલકુલ દુર્ભાગ્ય કે તેનાજ મંત્રીઓએ તે સુયોગની ઉપેક્ષા કરી અને પોતાના પરાજયનો માર્ગ પોતેજ સાફ કરી આપ્યો.

રાજમંત્રીઓ પરસ્પર વિદ્વેષ ભાવવાળા હતા, તેમાંથી એક મંત્રી બીજા મંત્રીની આબાદી જોઈ શકતો નહોતો. તે બીજા મંત્રીના મતની પોષકતા કરવા ચાહતો નહોતો. કદાચ વિષયની વિવેચના થાય તો તેમાં તેઓ ભિન્ન ભિન્ન મત આપી બેસતા હતા. રાજ કર્મચારી લોકોમાં એવો વિદ્વેષ અને અનૈક્ય હોવાથી તે સમયે મારવાડની પુરી વિપદ હતી. જેથી યુદ્ધ વ્યાપારમાં પણ અમંગળ ઘટયું. રજપુત રાજ્યમાં એવો નિયમ હતો જે રાજા પોતે યુદ્ધ વ્યાપારમાં ઉતરવા અશકત હોય ત્યારે તેના પ્રતિનિધિ રૂપે તેનો દિવાન યુદ્ધ વ્યાપારમાં ઉતરે. દીવાનની આજ્ઞા પાળવાની સરદારને ફરજ પડી. જે સમયે મરાઠાઓએ રાઠોડ રજપુતો ઉપર ફરીથી હુમલો કર્યો. રાજાનો પ્રધાન મંત્રી ખુબચંદ તે સમયે રાજ્યમાં રાજા સાથે રહેતો હતો, બીજા મંત્રીઓ ગંગારામ, ભંડારી અને ભીમરાજ સંઘવી લશ્કરમાં હતા. શત્રુઓને પાસે આવેલા જોઈ મગરાર આહોરપતિ શિવસિંહ અને આયોપપતિ મવીદાસે, તે બન્ને મંત્રીઓને આવી કહ્યું "મંત્રીઓ શત્રુ સેના પાસે આવી ગઈ વળી દી-બર્ઈનની તોપો લુણી નદીના કાંઠે વાંસે રહી છે, આ સુયોગમા શત્રુ ઉપર જઈ પડીએ તો જય થાય તેવું છે." "જો વિલંબ, થાશે તો વિપદની સંભાવના છે." મવીદાસે તેઓનું, એટલું આય કર્યું નહિ લડાઇના કામમાં તેઓને ઉત્સાહ વિનાના જોઈ સરદારો વિરક્ત થયા. તે સમયે સરદાર શિરોમણી શેરસિંહે વિરક્તિ સાથે કહ્યું "આ તે શું! તમે કેમ ચુપચીથી બેસી ગ્યા આ શું નિરૂત્સાહ ભાવે બેસી રહેવાનો સમય છે! જો ના માથે શત્રુઓ આવી ઉભા તે શું નિશ્ચિંત બેશી રહે ખરો! તેની તીવ ભર્ત્સનાથી ભીમરાજનું મુખ લાલચોળ થઇ ગયું. શેરસિંહ વીગેરે બીજા સરદારોને લડવાને ઉત્સુક જોઇ તેણે પ્રધાન ખુબચંદનો એક સ્વહસ્તલિખિત પત્ર તેઓને વાંચી સંભળાવ્યો જેમા લખેલ હતું જે "જો રાજ તરફ આપની ભક્તિ હોય તો આ પત્ર માન્ય કરશો" જ્યાં સુધી ઈસ્માઈલબેગ નાગોરથી આવી રાઠોડ સેનાને મળી ન જાય ત્યા સુધી યુદ્ધમાંથી નિવૃત રહેવું, એવા પત્રો સરદારોને પણ જોવા લાગ્યા. શત્રુઓને અગ્રેસર થતા જોઇ તેઓ છાવણીમાં નિશ્ચેષ્ટ રહ્યા નહિ. પણ શું કરે! રાજાની આજ્ઞા પાલન કરવી જોઇએ તે સમયે જો જેઓ મંત્રીના ગુઢ અભિપ્રાયને જાણી શકત તો ક્રમથી વીરનું મસ્તક ઉન્નત નહીં થતે પરંતુ. પણ રાઠોડ કુળનું બીલકુલ દુર્ભાગ્ય. તેથી તેઓ મંત્રીના ગુઢ

અભિપ્રાય સમજી શકયા નહિ. તેઓ નિરુત્સાહ વાળા થઇ પોતપોતાની છાવણીમાં ગયા. ફરાસી વીર પોતાની સેના સાથે આવી મરાઠા સૈન્યને મળી ગયો.

રાઠોડ મંત્રીનો તે દુરભી સંધિ જાણી લઇ વીકાનેર પતિએ મારવાડની ભાવી વીપદનો વિચાર કર્યો. મારવાડ કેવળ પરાસ્ત થાશે. એવો તેણે દૃઢ નિશ્ચય કર્યો. એ કર્યે પોતાનો વિષય વિચારી તે મનમાં ભય પામવા લાગ્યો. તેણે વિચાર્યું જે મરાઠા લોકો જયી થઇ જાણશે જે વીકાનેર પતિ મારવાડની સહાયમાં હતો. ત્યારે મરાઠા લોકો મારા ઉપર ક્ષમા રાખશે નહિ ખરેખર તેઓ મારા રાજ્ય ઉપર હુમલો કરી મારો સર્વ નાશ કરશે, હવે આ વેલાએ તો રાજ્યમાં પાછા ચાલ્યા જવું તેજ સારૂ, મનમાં એવો નિશ્ચય કરી બીકણ વીકાનેરપતિ રાઠોડોને છોડી પોતાના રાજ્ય તરફ ચાલ્યો. ફરાસી વીરે પોતાની સેના લઇ રાઠોડ ઉપર હુમલો કર્યો. રાઠોડોએ જાણ્યું નહોતુ જે શત્રુઓ આવી રીતે હુમલો કરશે, તેથી તેઓ યુદ્ધ કરવાને પ્રસ્તુત નહોતા આસણે વજ્ર જેવા ગોળાના વરસાદને જોઇ તેઓ ત્રસ્ત થઇ હથીયાર લેવા લાગ્યા. પણ અસ્ત્ર લીધાથી હવે શું થાય! રાઠોડ સેના અંહી તંહી વીખરાયેલી હતી. એવી અવસ્થામાં સઘળાને એકઠા થવું મુશ્કેલ થઈ પડયું. શત્રુઓના અજસ્ત્ર ગોળાના વર્ષણથી તેઓનું સૈન્ય મરવા લાગ્યું.

રાઠોડ સેના નિરૂપાય થઈ ગઇ. તે પ્રાણના રક્ષણના અર્થે ચારે તરફ પલાયન કરવા લાગી, તે જોઈ ગંગારામ અને ભીમદાસ છાવણી છોડી નાશી ગયા. તે યુદ્ધક્ષેત્રથકી કેટલાક દુરે આહોરના અને આશોપના બે સરદારો પોતાની છાવણીમાં સુતા હતા, શત્રુઓની તોપોના અવાજ સાંભળી ચંપાવત સરદાર શિવસિંહ જાગી ઉઠયો. જાગીને શયનાગારની બહાર આવી તેણે જોયું કે રાઠોડ સેના પલાયન કરી જાય છે. તેનું હૃદય મથિત થયું. તેણે ચારે દિશા સૂન્ય જોઇ, ત્યારપછી તે પ્રચંડવેગે ઉત્સાહીત થયો, અને સત્વર કુંપાવત સરદારની છાવણીમાં જઇ તેણે તે સરદારને જગાડયો. આશોપપતિ બેહદ અફીણનું સેવન કરતો હતો. અફીણના કેફમાં તે ગંભીર નિંદ્રામાં હોઇ શિવસિંહની પુષ્કળ ચેષ્ટાથી જાગ્યો. મહીદાસ ઉઠયો. કે શિવસિંહ ચિત્કાર કરી બોલ્યો, "સર્વ નાશ થયો" "સર્વ નાશ થયો." સૈન્ય સામંત સઘળા પલાયન કરી ગયા. આપણે એકલા રહ્યા. આશોપ સરદાર ચમકિત થયો. બંધુને ઉત્સાહિત કરીને બોલ્યો "ત્યારે ચાલો ભાઇ! આપણે ઘોડે ચડી યુદ્ધ કરવા પ્રસ્તુત થઇએ. રણદક્ષ બાનીશ સરદારો એ પ્રમાણે રણસજાથી સજીત થઈ આગળ વધ્યા. થોડા ઘણા સામંતો તેઓની સાથે મળી ગયા. એ રીતે ચાર હજાર રાઠોડો સ્વદેશની રક્ષા માટે ઘોડે

તેનો પતો લાગ્યો નહિ, ત્યારપછી તે ભમતો ભમતો જ્યાં શિવસિંહ હતો ત્યાં તે આવ્યો. શિવસિંહને ત્યાંથી તેણે સંભાળથી કહાઢયો. તેણે અફીણનો કસુંબો મૂર્છિત સરદારના મુખ ઉપર મુકયો. થોડા ક્ષણમાં તેની મૂર્છા ગઇ.તેણે ભાનમાં આવી પૂછયું " કયા મિત્રે મારૂ પ્રાણદાન કર્યું, ત્યારે તે આશામીએ કહ્યું " પ્રભુ! મારી સામે જુઓ, હું તમારો ચાકર સૂરજમલ્લ, શિવસિંહે ચક્ષુ ઉઘાડવાનો પ્રયત્ન કર્યો પણ તે ચક્ષુ ઉઘાડી શકયો નહિ, તે અંધ થયો હતો. વિશ્વહત સૂરજમલ્લ, તે સરદારને સંભાળથી છાવણીમાં લઇ ગયો. રસ્તામાં લાકુબાના હરકરા સાથે તેની મુલાકાત થઇ, તેઓ ધણીના હુકમથી જખમી થયેલા સૈનિકોની સાર વાર કરવા બહાર પડયા હતા. ત્યાર પછી શિવસિંહને મેરતાની છાવણીમાં લઇ ગયા. તેનું ક્ષત સ્થળ સીવવા માટે લાકુબાએ એક વૈદ્યને મોકલ્યો. પણ મહાશયીય લાકુબાનો સિષ્ટાચાર અગ્રાહ્ય કરી તેજસ્વી સરદાર બોલી ઉઠયો. જ્યાંસુધી અમારા સામાન્ય સૈનિકોની ચિકિત્સા થાય છે. ત્યાંસુધી મારા શરીરને કોઇએ સ્પર્શ કરવો નહિ, તેની મહતા જોઇ લાકુબા ચમત્કૃત થયો. થોડા દિવસમાં શિવસિંહ તંદુરસ્ત થયો. તેના નયનમાં પૂર્વ જ્યોતિ આવી ગયું, શરીરમાં પુષ્કળ બળ આવ્યા પછી તેણે રાજ દર્શન માટે સંકલ્પ કર્યો, રાજા વિજયસિંહ પણ તેની હાલતના સમાચાર સાંભળી તેને મળવા આતુર થઇ રહયો હતો. રાજ દર્શન કરવાના હેતુથી, શિવસિંહે નાહવા ધોવાનુ શરૂ કર્યું. તે નાવા ધોવાથી તેના જખમોના ટેભા તુટયા, લોહી નીકળવા લાગ્યું. રાજાની મુલાકાતના અગાઉ સરદાર શિરોમણી શિવસિંહ મરણ પામ્યો.

ભીમરાજ સિંધવી નાગોરમાં પલાયન કરી ગયો હતો. રાજાએ તેનો તિરસ્કાર કરી એક પત્ર લખ્યો ને પત્રનો પાઠ કરી મમહિત ભીમરાજ, વિષપાન કરી મરણ પામ્યો, તેની દીર્ઘસૂત્રતાથી અને ભમનો ચાંકત્રિતાથી રાઠોડ સેના પરાજીત થઇ ખરી, પણ વિશેષ વિવેચના કરી જોયાથી માલુમ પડે છે જે પ્રધાન મંત્રી ખુબચંદજ તે પરાજયના માટે દોષીતછે. રાજાના ઠેકાણે તે સ્થળે ખુબચંદ નીમાયો હતો. સરદાર અને સામંતો તેના હુકમની પ્રતિક્ષા કરતા હતા. જો ખુબચંદ સરદાર સામંતોના કહેવા પ્રમાણે લડવાની આશા આપત તો સિંધીયાના ભવિષ્યત ઉન્નતિ શ્રાંત ને મેરતા ક્ષેત્રમાં પ્રતિરૂદ્ધ થઇ જાત. પણ રાઠોડ કુળનું બીલકુલ દુર્ભાગ્ય હોવાથી ખુબચંદ વિદ્વેષવશે ભીમરાજને તે અનર્થ કર પત્ર લખ્યો. તે ભીમરાજનો સંપૂર્ણ વિદ્વેષી હતો. ભીમરાજની ઉન્નતિ દેખી તે ઇર્ષાતળે એકદમ સળગી, ઉઠતો હતો. પણ તેની પાશવી ઇર્ષા છેવટે મારવાડનો સર્વ નાશ કરશે એમ દુરાચાર ખુબચંદે વિચારી જોયું નહિ,

એ રીતે રાઠોડના પ્રધાન મંત્રીના વિદ્વેષભાવથી રાઠોડોનો ઉદ્યમ નિષ્ફળ થઈ ગયો તેઓનો બેહદ આત્મ ત્યાગ અને ગુણને પુણ્ય વ્યર્થ થઈ ગયાં, મહારાજ અજીતસિંહના અન્યાય મરણ પછી પિતૃઘાતી બે પુત્રના ભીષણ સંઘર્ષ પછી અને રાજ્ય વિપ્લવ રાજ કુમારના પ્રચંડ ભાગવા પછી મારવાડ દુધર્ષ મરાઠાના હુમલામથી ઉન્નતિના માર્ગે આવ્યું હતું તે મારવાડ હાલ રાઠની રાઠતાથી વિષયમધાનકની વિશ્વાસઘાતકતાથી અને દુરાચારીના દુરાચારથી અધઃપતિત થયું. તે નિદારૂણ અધપાત થકી મારવાડ ફરીથી ઉભું થઈ શકયું નહિ. હવે પછી ઉભું થઈ શકશે એવી આશા નથી સુખ, દુખ, સંપદ, વિપદ, વીગેરે દ્વંદભાવ ચક્રની જેમ ફર્યા કરે છે તે પ્રકૃતિનો અવશ્યભાવી નિયમ છે.

ગેરનાના મહારમશાનમાં મારવાડના ઐશ્વર્યનું અંત્યેષ્ટિ વિધાન થયું. તેમ થવાથી પણ મારવાડના દુ ખનુ અવસાન આવ્યું નહિ. સરદાર અને મંત્રીઓની દુર્વર્તનાથી તેની શોચનીય દુર્દશા થઈ ગઈ છેવટે તે દુર્દશાને વિજયસિંહે દ્વિગુણ દોષે દ્ઢીભૂત કરી રાજા વિજયસિંહ વાર્દ્ધક્ય અવસ્થામાં અધોજાત કુળની એક સ્ત્રી સાથે આસક્ત થયો તેની ઇન્દ્રિયાસક્તિ એટલી બધી વધી ગઈ તો રાજ્યનું સઘળું કામ છોડી દઈ તે સ્ત્રીની પાસે રહી સમય ગુમાવવાનું શરૂ કર્યું વિવાહિત મહારાણીની સાથે જેવી રીતના સન્માનથી વર્તવું જોઈએ એવી રીતે તે સ્ત્રી સાથે વર્તવા લાગ્યો તેના તેવા આચરણથી તેના સરદારો તેની સાથે બહુ અસંતુષ્ટ થઈને વર્તવા લાગ્યા વિજયસિંહના તે સ્ત્રીની સાથેના ગાઢ પ્રેમના બદલે તે સ્ત્રીએ અધમ બદલો આપ્યો. તે બાબત જો જોવામાં આવે તો વિજયસિંહ અને તે સ્ત્રી ઘણા પાત્ર થાય તેમ છે. એમ કહેવાય છે તે પ્રણયિની તેને સન્મુખ ઉભો રાખી ભોજન માગતી હતી. કાપુરૂષ વિજયસિંહ એવો પ્રેમોપહાર પામીને પણ તેને છોડી શકયો નહિ મારવાડ રાજના એવા નિંદવા લાયક આચરણથી મારવાડમાં ઘણો અનર્થ મંડાયો. યથેચ્છાચાર અને અરાજકતાએ સઘળા ઠેકાણે પ્રચાર કર્યો અને રાઠોડ કુળના અધપાતને જે એક પાદ બાકી હતો તે ભાગ્યદોષે તે પૂર્ણ થયો

વિજયસિંહ તે સ્ત્રીના પ્રેમે એટલો બધો ઉન્મત્ત થઈ ગયો હતો જે તેનું હિતાહિત જ્ઞાન એકદમ લોપ પામ્યુ. તેની ઉપપત્નીનું સંતાન મરણ પામ્યું. તેથી તેણે પોતાના પૌત્ર માનસિંહને તેનો દત્તક પુત્ર કરી સ્થાપ્યો. તેની એવી ઇચ્છા હતી કે માનસિંહજ મારવાડના સિંહાસનને અભિષિક્ત થયો જોઈએ, એ ઇચ્છા સફળ કરવા તેણે સરદારોને એવો હુકમ આપ્યો કે તેઓએ માનસિંહના અભિષેકમાં હાજર થઈ નજરાનો કરવો, એ હુકમ પ્રચારિત થયો, કે સરદારોએ

એકઠા થઈ વિજયસિંહને સમસ્વરે કહ્યું " અમે પ્રાણાંતે પણ એક ગુલામના પુત્રને રાજા કહેશું નહિ. જે માનસિંહને પોતાનો ઉત્તરાધિકારી કરી દત્તક રૂપે વિજયસિંહે, પોતાની પ્રાણપ્રિયાને સોંપ્યો, તે માનસિંહને સરદારો રાજા કહી ન માને તે શું વિજયસિંહના હૃદયમાં સહ્ય થાય ખરૂં ! વિજયસિંહનો, શેરસિંહ નામનો એક પુત્ર હતો. શેરસિંહ, માનસિંહને ગાદીએ બેસારવામાં વાંધો લેશે એવી હકીકત જાણી વિજયસિંહ ભાવી શંકામાં પડયો.

તે ઉપપત્નીના પ્રેમે વિમુગ્ધ થઇ વિજયસિંહ ક્રમે ક્રમે એટલો બધો અપદાર્થ થઇ પડયો જે રાજ્યનો વિષય જોવામાં ગફલત કરવા લાગ્યો. રાઠોડો તેના ઉપર વિરક્ત થઇ તેને પદચ્યુત કરવાનો ઇરાદો કરવા લાગ્યા. તેઓએ જાણ્યું જે, વિજયસિંહને સિંહાસન ભ્રષ્ટ ન કરીએ તો રાજ્યનું મંગળ થવું મોટી મુશ્કેલી ભરેલું છે.

હવે સિંહાસન ઉપર બીજા આસામીનો અભિષેક કરવો યુક્ત છે, એમ મનમાં વિચારી તેઓ સઘળા આલકાહુની નામના સ્થળે એકઠા થયા. અને રાજાની પદચ્યુતિ સંબંધે વિચાર કરવા લાગ્યા. એ સમાચાર વિજયસિંહના કાને પડયા. સ્વાર્થ રક્ષામાં તત્પર થઇ તે સરદારોની છાવણીમા આવ્યો. અને તેઓને સંતુષ્ટ કરવાની ચેષ્ટા કરવા લાગ્યો. સરદારોએ રાઉસ સરદાર પાસે કિલ્લામાં દૂત મોકલ્યો અને કહેવરાવી મોકલ્યું જે " ભીમસિંહને લઇ જલદીથી આવો, " વિજયસિંહની ઉપપત્નીને પ્રપંચ કરી રાઠોડે મારી નાંખી. કિલ્લામાંથી ભીમસિંહને લઈ આવતાં રાહુસ પતિને વિલંબ થઇ, એટલામાં વિજયસિંહના અનુનય અને વિનયથી તે રાજ્યચ્યૂત થઇ શકયો નહિ. ભીમસિંહ વેલામર કિલ્લામાંથી આવત તો વિજયસિંહ પદચ્યૂત થાતજ.

પારિવારિક કલહ અને સરદારોના સંઘર્ષથી રાજા વિજયસિંહની રાજ્ય કારકીર્દી કેવળ દુઃખ ભરેલી થઇ ગઇ, વિજયસિંહનું પરલોકમાં જવાનું પાસે આવ્યું. તેની રાજ્યકીયમાં સંક્ષિપ્ત, સરદારો તેના વિરૂધ્ધે ઉત્તેજીત. તેના પુત્ર અને પૌત્રો એક બીજાનું હૃદય શોણિત પીવા તત્પર, એવી રીતના બનાવો તેને અંતિમ અવસ્થામાં પીડાદાયક થઇ પડયા, એકત્રીશવર્ષ રાજ્ય શાસન ચલાવી તે સંવત્ ૧૮૫૦ ના આષાઢ માસમાં પરલોકવાસી થયો.



રાજ્યાભિષેકની તૈયારી કરતો હતો, પણ તેની તૈયારી નિષ્ફળ નિવડી. તે સિંહાસને બેસી શક્યો નહિ. ભીમસિંહ ઘણી છાનાઇથી યોધપુરમાં આવ્યો હતો. જાલમસિંહે સ્વપ્નમાં પણ જોયું નહિ હતું જે ભીમસિંહ એટલી બધી ત્વરાથી આવશે એમ જાણીને જાલમસિંહ સુખે અભિષેકની તૈયારી કરતો હતો. પણ અભિષિક્ત થવાનું શુભ લગ્ન તેના અદૃષ્ટમાં ઘટ્યું નહિ. તેની દીર્ઘસૂત્રતાએ તેના અભિષેકનો કાળ વ્યર્થ કરી દીધો. ભીમસિંહના અભિષેકની હકીકત સાંભળી તે નાઉમેદ થઇ યોધપુરમાંથી ચાલી નીસર્યો. તે ભીલોર તરફ પલાયન કરી ગયો. પણ પલાયન કરી જવાથી તેનો નિસ્તાર થયો નહિ. ભીમસિંહે તેની પછવાડે પડી તેના ઉપર હુમલો કર્યો, જાલમસિંહ, ભીમસિંહના હુમલાનો પ્રતિરોધ કરી શક્યો નહિ, તે ઉદયપુરમા પલાયન કરી ગયો. રાણાએ તેને આદરથી ગ્રહણ કર્યો. તેના ભરણ પોષણ માટે તેણે પુષ્કળ સંપતિ આપી. જાલમસિંહની આશાઓ લોપ પામી, રાઠોડ રાજકુમારે રજપુતની કઠોર વૃત્તિ ઉપર જલાંજલી દઈ નિરીહવૃતિવાળું જીવન કહાડવાનું મુકરર કર્યું. તેણે પોતાનો બાકીનો જીવનકાળ વિદ્યાચર્ચામાં કહાડયો, તેણે યૌવનના પ્રારંભમાંજ દેહનો ત્યાગ કર્યો. પોતાના હાથે પોતાના શરિરની એક શિરા ખોલવા જતાં તેણે શરીરની એક પોરી નસ કાપી દીધી. તેમાંથી પુષ્કળ રૂધિરના પ્રધાને તેનું મરણ થયું, રણ નૈપુણ્ય પામીને પણ તે ભગવતી વીણાપાણીના અનુગ્રહથી તે * એક યોગ્ય કવિ હતો.

એ રીતે પોતાના માર્ગનો એક મોટો કાંટો વિનાશ પામેલ જોઇ ભીમસિંહ પોતાનો સ્વાર્થ અખંડિત રાખવા, માયા મમતામાં જલાંજલી દઈ યત્ન કરવા લાગ્યો. તે ન્યાયાનુસારે વિજયસિંહનો ઉપયુકત ઉત્તરાધિકારી નહોતો. જે લોકનું બાહુબળ ▓ તે લોકની પાંસે ન્યાયનું ક્ષીણ બંધન તુટી જાય છે. ભીમસિંહને બાહુબળના પ્રભાવે મેળવેલા રાજ્યમાં નિષ્કંટક હોવા ચેષ્ટા કરવા લાગ્યો, સર્વ સંહારક યમદેવે તે ચેષ્ટામાં મદદ કરી. તેના અભિષેકના પૂર્વે તેનો પિતા અને તેના ત્રણ કાકા મરણ પામ્યા હતા. હવે જે કેટલાક આશામીઓ તેના ઉન્નતિ માર્ગના પ્રતિરોધક હતા, તેમાં સરદારસિંહ અને શેરસિંહ હતા. બેનશીબ સરદારસિંહ તેના રોષાનળમાં પતંગની જેમ બળી મુઓ. શેરસિંહની બે આંખો ઉત્પાડિત થઈ એવી દારૂણ દુઃખદાયક અંધાવસ્થામાં જીવવું તેના કરતાં મરવું બહેતર જાણી તેણે પોતાના હસ્તે પોતાનો વિનાશ કર્યો. ત્યાર પછી ભીમસિંહનો

---

* મહાત્મા ટોડ સાહેબ માનનીય પ્રધાન શિક્ષક યતિ જ્ઞાનચંદ્ર, કવિતાની આવૃત્તિના વિષયમાં ઉદયપુરના મશહુર ભાટ કવિઓમાં શીર્ષસ્થાનીય હતો. તે યતિ, સ્વાર્થ વંચિત, રાઠોડ રાજકુમાર જાલીમસિંહ પાંસેથી એવી રીતની સુંદર આવૃત્તિ કરવાનું કામ શીખ્યો હતો.

વિદ્વેષ નયન શૂરસિંહ ઉપર પડયો ને દુર્ભાગ્ય રજપુત પણ થોડા દિવસમાંથી મનુ ક્રોડ થકી વિદાય થયો

પિતા ભ્રાતા અને સ્વજનના લોહીએ પોતાના હાથ કલુષિત કરી દુર્ધર્ષ ભીમસિંહ એક ઘડીભર પણ નિશ્ચિંત રહી શકયો નહિ તેના બધા પ્રતિદ્વંદ્વીએ. માંથી એક માત્ર માનસિંહ તેની વિરૂદ્ધે રહ્યો તેનો વિનાશ થાય તો ભીમસિંહ નિષ્કંટક થાય માનસિંહ ઝલોરમાં હતો ભીમસિંહની રાજ્યપિપાસુછરી ઝલોરના પ્રચંડ પ્રાચીરને ભેદ કરી શકી નહિ

માનસિંહ જ્યાં સુધી જીવ્યો ત્યાં સુધી ભીમસિંહ નિશ્ચિંત રહી શકયો નહિ તેણે ઝાલોર કીલ્લાનો ઘેરો ઘાલ્યો પણ તે ઘેરો વિશેષ ફળદાયક નીવડયો નહિ કેટલાક સરદાર અને વેતન ભોગી સીપાઇઓની મદદથી ઝાલોરના અધિપતિ ઉપર જય મેળવવાનું કામ દુષ્કર હતું ભીમસિંહે અનેક દિન કીલ્લાનોઘેરો રાખ્યો તેના સૈન્ય સામંતો ક્રમે વિચ્છિન્ન થઈ ગયા માનસિંહ, તે સુયોગમાં કીલ્લાની બહાર નીકળી નગર વગેરેનું લુટન કરી ધનનો પેદા કરવા લાગ્યો એ રીતે કેટલોક કાળ નીકળી ગયો, એક સમયે તે પાલી નગરીમાં છાપો મારી આવી પડયો પણ વ્યર્થ મનોરથ થઈ ઝાલોર તરફ જાતો હતો એટલામાં માર્ગમાં ભીમસિંહ તેના ઉપર હુમલો કર્યો તે સમયે એક સામાન્ય યુદ્ધ ચાલ્યું તે યુદ્ધમાં માનસિંહ, યુદ્ધ સ્થળ છોડી ઘોડે ચડી પલાયન કરી ગયો તે ઘોડા ઉપરથી અકસ્માત્ પડયો ભિમસિંહના સૈનિકોએ આવી તેના ઉપર હલ્લો કર્યો એ સામા આહોર પતિએ આવી માનસિંહને પોતાના ઘોડા ઉપર પોતાના પછવાડે બેસાર્યો, તે તેને લઇ ચાલી નીકળ્યો જો આહોર સરદાર તે સમયે ત્યાં આવી ન પહોંચત તો માનસિંહ ભીમસિંહના હાથમાં કેદ થઇ જાત, તે સારા નસીબવાળો હોઈ તે દિવસે તે ભીમસિંહની તલવારના ઘાતથી બચ્યો

ભીમસિંહનો પક્ષ ક્રમે બળવાન [illegible] પડયો પણ તેના સરદારોનું ઔદ્ધત્ય તેને રૂચતું નહોતું નવીન [illegible] ના ઉપર સત્તા ચલાવવાની ચેષ્ટા કરવા લાગ્યા પણ ભીમ[illegible] [illegible] તેઓની ચેષ્ટા સફળ થઇ નહિ છેવટે તેઓના કાર્યથી [illegible] અપમાનિત થયા ઝલોરના કીલ્લાના અવરોધનું કામ ફળદાયક ન નિવડવાથી એકવાર ભીમસિંહે પોતાના સરદારને કહ્યું "હવે તમારા ઘોડા લઇ લેવામાં આવશે તમને ચઢવા સાંઢ આપવામાં આવશે" એ અપમાનજનક વાકય સાંભળી સરદારો અત્યંત ક્ષુબ્ધ થયા તે સમયેજ તેઓએ ભીમસિંહનો ત્યાગ કર્યો. તેઓની ઇચ્છા એવી હતી જે માનસિંહનો પક્ષ પકડવો, શું કરવું એમ સ્થિર કરવા તેઓ સહુ સરદારના ગામોમાં એકઠા થયા, જુદી જુદી જાતના

તર્ક વિતર્ક થ.ા પછી મુકરર થયુ જે કોઈનો પક્ષ પકડવો નહિ દેશનો ત્યાગ કરવો સુ તે મૃત્યુ થાય ત્હે તેઓની મદદ માગી પણ તેઓએ માનસિહની માગણી સ્વીકારી મદદ ગ્રપી. દેશનો ત્યાગ કરી અડખે પડખેના રાજ્યમા આશ્રય લીધો મરો હદ ભૂલી નુ આચરણુ જાણી ભીમસિહ અત્યત ક્રૂદ્ધ થયો તેણે તેઓની ભૂમિવૃત્તિ તા ચાલતીથી ઉદ્દાવત સન્દારનો પ્રધાન નિવાસ નિમજ નગર ઘેરાયુ નગર વાસી તે ચાર માસ નગરનુ રક્ષણુ કર્યુ, છેવટ રક્ષણુ કરવાની તેઓમા સત્તા ન રહી ભરૂસે રજ, ભીમસિહના હાથમા આવ્યુ એ ઘેરામા ઘણા ભાગે વિદેશીય વેતનલે સૈનિકો હતા તેઓએ નિમજવાસી ઉપર જુલમ ચલાવવામા કાઇ કસર આ નહિ.

નિમ દેશ કબજામા આવ્યુ, હવે ઝાલોરનો ઘેરો ઘાલવા માટે ભીમસિહે નવુ લશ્કર તૈયાર કર્યુ માનસિહનુ સહાયબળ ધીમે ધીમે ક્ષીણ થાતુ ગયુ, માનસિહની આશાઓ વિફળ ગઈ, એક તરફ સેનાબળમા ઘટાડો અને બીજી તરફ ખાદ્યદ્રવ્યનુ કમીપણુ, છેવટે માનસિહ વિષમચિન્તામા પડયો તે પોતાના રક્ષણુ માટે નિરાશ થયો શત્રુને આત્મ સમપર્ણ કરી દેવુ તે શિવાય તેનો બીજો માર્ગ નહોતો તે ગભીર નૈરાશ્ય અને વિષમ સકટમા સવત્ ૧૮૬૦ ના કાર્તિક માસના બીજા દિવસે ભીમસિહના પ્રધાન સેનાપતિ પાસેથી એવા ખબર આવી પહોચ્યા જે "ભીમસિહે પ્રાણ ત્યાગ કર્યો આ ક્ષણે આપ રાઠોડ કુળના અધીશ્વર, આપની સેવામા અમે હવે પ્રવૃત્ત" માનસિહ વિસ્મિત અને ચમત્કૃત થયો તેણે વિચાર્યુ જે તેને હસ્તગત કરવા એ શુ શત્રુઓનો પ્રપચ છે ! અગીયાર વર્ષ સુધી જે શત્રુ સાથે લડી તે વિજય પામ્યો નહિ, તે શત્રુ શુ અકસ્માત્ મરણ પામ્યો ! અદૃષ્ટ દેવ માનસિહ તરફ શુ આટલો બધો સુપ્રસન્ન ! માનસિહનો તે બાબતમા વિશ્વાસ રહ્યો નહિ તેને એવી આશા જ નહોતી જે વિધાતા તેને સકટમાથી કહાડશે, તેના દિક્ષા ગુરૂ દેવનાથે, ભીમસિહની છાવણીમાથી આવી કહ્યુ, મહારાજ આપનુ અદૃષ્ટ સુપ્રસન્ન છાવણીમા એક પણ આશામીના મુખ ઉપર સુચ નથી આપના શત્રુનો સહાર થયો, ત્યારે માનસિહનો સઘળો સદેહ દૂર થયો, તેણે દેવોને ધન્યવાદ આપ્યા તે ગૌરવ સાથે રાઠોડની છાવણીમા પેઠો, ત્યા એકઠા થયેલા સરદાર સામતો એ તેને રાજા કરી પરમ આદરે ગ્રહણુ કર્યો જય ! મહારાજ માનસિહની જય ! એવા શબ્દોથી છાવણી કપિત થઈ

ભીમસિહના એ અકારણુ અકસ્માત્ મૃત્યુનુ કારણુ શુ એ વાચનારના મનમા સદેહ ઉત્પન્ન થાય તેમ છે, સામાન્ય ગૃહસ્થનુ મૃત્યુ થયુ હોય તો લોકો ગણુનામા અને લક્ષ્યમા લેતા નથી તેના આત્મીય લોકોજ શોક સમ તપ કરેછે

પુત્રને સોંપી કહ્યું "ભાઈ કોઇને કાંઈ ન કહેતાં આ અમારા પ્રાણ કુમારને લઇને અતિ છાનાઇથી પોકર્ણમાં જા! ત્યાં જઈ શિવસિંહના હાથમાં તેને સોંપ! જોજે બીજા કોઇને આ બાબતમાં જાણ ન થાય? એક કંડિયામાં તે બાળક રાજ કુમારને તે વિશ્વસ્ત નોકરે રાખ્યો, તે અતિ છાનાઇથી પોકર્ણ પહોંચ્યો કોઇએ તેની હકિકત જાણી નહિ. પોકર્ણ સરદાર શિવસિંહનો મનોભિલાષ અનેક દરજ્જે સફળ થયો, હવે માનસિંહનો દર્પ દળી નાખવા તે ઉત્સાહિત થયો, તેણે તે રાજ કુમારનુ નામ ધકુલ રાખ્યું. શિવસિંહે બે વર્ષ સુધી ધકુળને અને ધકુળની હકીકતને બે વર્ષ છાની રાખી સરદારોને પણ તે વાત જાણવા દીધી નહિ. જો માનસિંહ પ્રજાહિતેષિણી રાજ્યનીતિ અનુસરી રાજ્ય શાસન કરત તો ધકુળનુ નામ પોકર્ણમાં રહેત. કોઇના કર્ણ ગોચર થાત નહિ. પણ રાઠોડ કુળનુ બીલકુલ દુર્ભાગ્ય. માનસિંહે રાજ્યના મંગળા મંગળ ઉપર દૃષ્ટિ રાખી નહિ, તેણે પોતાની પાશવીવૃત્તિની ચરિતાર્થતાના માટે કુનીતિમાં પગલા મુક્યાં તે એકની દુર્બુદ્ધિ તાથી મારવાડનો અધઃપાત વહેલાસર થયો જે સઘલા સરદારોએ રાજ્ય પક્ષનો ત્યાગ કરી જાલોરમા તેની રક્ષા કરી તે અને બીજા સરદારો તેની ઘૃણા કરતા હતા એથી કરી રાજ્યમાં મહા અનર્થ થયો, જેઓએ ન્યાય અને વિવેકનો ત્યાગ કરી તેનો પક્ષ પકડયો હતો તેમાં માત્ર બે ચાર આશામી પ્રસિદ્ધ હતા. તેમાંથી પણ એક બે આશામીએ શિવસિંહનો પક્ષ પકડયો.

જોતાં જોતાંમાં બે વર્ષ નીસરી ગયા ત્યાર પછી શિવસિંહે પોતાના દળના સરદારોને ધકુળની હકિકત જાહેર કરી, તેઓ સઘળાએ માનસિંહને કહી મોકલાવ્યું "મહારાજ! ભીમસિંહની વીધવા પત્નીના પેટે પુત્રનો જન્મ થયો છે. હવે ધકુલને નાગોર અને શિવોના અર્પણ કરી આત્મકૃત પ્રતિજ્ઞા પાલન કરો! પ્રત્યુત્તરમાં માનસિંહે જણાવ્યું "તજવીજ કરતાં જો પ્રમાણિક થાય જે ધકુળ ભીમસિંહનો ધર્મમત પુત્ર તો હુ તે પ્રતિજ્ઞા પાલન કરીશ," સરદારો તેમાં સંમત થયા, રાજાએ તજવીજ કરવાની ચેષ્ટા કરી. ભીમસિંહની પત્ની તે સમયે યોધપુરમા રહેતી હતી માનસિહ તેની પુરેપુરી તજવીજમાં રહ્યો. માનસિંહની શોધવાની ચેષ્ટાથી ભીમસિંહ પત્ની અત્યંત ભય પામી. માનસિંહને તજવીજ કરવા આવેલો જોઇ તે બહુ ભય પામવા લાગી તે ભયની પાસે સફળ અપત્ય સ્નેહ નિરોહિત થયો, તેઓ વિસ્મિત થયા. તેઓ નિરૂત્સાહ થયા નહિ. અધિક ઉત્સાહથી તેઓ માનસિંહનું અનિષ્ટ કરવા લાગ્યા, ભીમસિંહની પત્નીએ ધકુળને પ્રસવ આપ્યો, તેનું પ્રમાણ કોઇ ઠેકાણેથી નીસરતું નથી.

માનસિંહ ઘણા દરજ્જે નિરૂદ્વેગ થયો. તેણે જે પ્રતિજ્ઞા કરી હતી તે પ્રયોજનવશે તેણે પાળી નહિ. સરદારોનો એક પ્રધાનઉદ્યમ વ્યર્થ ગયો. ધકુલ

ભીમસિંહનો પુત્ર નથી તેના પ્રતિકૂલે શિવસિંહે કોઇ બાનકુમંતોષકારક પ્રમાણ બતાવી શક્યો નહિ હવે બળ શિવાય બીજો ઉપાય નહોતો પોકર્ણ સરદારે એકદમ અપરાજની મદદ નહીં લીધી તેણે એ દુમેય કૂટ કૌશલ પકડ્યું. તેના તે કૂટ કૌશલથી તેની માતૃ ભૂમિનો અધઃપાત થયો. તેની માતૃભૂમિની દુરવસ્થા થઇ. તે સમયે એક વિજાતિય અને વિધર્મી શત્રુએ આવી મારવાડના ચરણમાં દાસપણાની બેડી પહેરાવી તેથી ફરી મરૂભૂમિની અસ્થિમાળા ચુર્ણિત થઇ. મારવાડ ભૂમિ નિર્જીવ થઇ પડી તેના મધ્ય સ્થળે મસાણનો દેખાવ દેખાયો શિવસિંહે ધનુકલના માટે બીજા પ્રપંચ કર્યા નહિ પણ તેણે ધનુકલને છોડયો નહિ. પોકર્ણમાં રહેવાથી તે બાળક માનસિંહના હાથમાં પડશે એવી આશંકાથી તેણે તે બાળકને નિરાપદ સ્થળે રાખ્યો છત્રસિંહ નામના એક ભટ્ટી સરદારને તેણે તેને સોંપ્યો તેને ક્ષત્રીય અભયસિંહ પાસે લઇ જવાનું તેણે કહ્યું એ છત્રસિંહ સાથે ધનુકલ રાની નગરમાં આવ્યો, અભયસિંહે તેને આદરથી ગ્રહણ કર્યો એ પ્રમાણે એક બાજુથી નિર્ભય થઇ દુર્જય શિવસિંહ કૂટ ઉપાય કરવાના પ્રવૃત્ત થયો.

પોકર્ણ સરદાર વીર અને પ્રપંચી હતો તેની રણદક્ષતા કરતો તેનું પ્રપંચીપણું કમ નહોતું મારવાડના પૂર્વઅધિપતિ ભીમસિંહે શીશોદીય રાજનંદિની કૃષ્ણકુમારીનું પાણી ગ્રહણ કરવા રાણા પાસે પ્રસ્તાવ કર્યો હતો, પણ તે પ્રસ્તાવ સ્વીકૃત થયો નહિ. એટલામાં તો તે આલોકથી વિદાય થયો. એ સમયે જગતસિંહ અંબરના સિંહાસનને શોભાવતો, તે અતિશય વિલાસપ્રિય હતા, શિવસિંહ તેની પાસે ગયો કૃષ્ણકુમારીની અપૂર્વ ખુબસુરતીનું વર્ણન તેની પાસે કરી તેના હૃદયમાં તેણે તેની વિવાહ તૃષા ઉત્પન્ન કરી, તેણે તેને કહ્યું મહારાજ મરહુમ રાઠોડરાજ ભીમસિંહે કૃષ્ણ કુમારીનો વિવાહ કરવા રાણા પાસે દરખાસ્ત મુકી હતી. આપનેતાં કરતાં કોઇ રીતે હીણ નથી આપપણ રાણાની પાસે વિવાહનો પ્રસ્તાવ મુકો. ઇંદ્રિયાસક્ત જગતસિંહ કૃષ્ણકુમારીનું અલોક સામાન્ય ખુબસુરતીનું વર્ણન સાંભળી તેને પરણવા ઉત્સુક થયો તેણે મેવાડપતિ ભીમસિંહની પાસે વિવાહનું નાળીયેર મોકલ્યું. સારહદાર સૈનિકો તે નાળીયેર લઇ ઉદયપુરમાં આવ્યા. સુચતુર ચંપાવત સરદાર માનસિંહની પાસે જઇ જગતસિંહના વિવાહ પ્રસ્તાવનો ઉલ્લેખ કરી બોલ્યો, "રાજન આપ મારવાડના સિંહાસનને શોભા છતાં જગતસિંહ કૃષ્ણ કુમારીને પરણી લાવે તેથી કરી આપના નામને બટ્ટો લાગે તેવુંછે આપને કહેવાનું એટલુંજકે જે પુરૂષ મારવાડના સિંહાસનને શોભાવે તેજ પુરૂષ કૃષ્ણકુમારીનું પાણિ ગ્રહણ કરે." માનસિંહ હર્ષ સાથે પોતાની મુછ મરડી બોલ્યો, જ્યાંસુધી માનસિંહ જીવિતછે ત્યાંસુધી તુચ્છ કચ્છપ કૃષ્ણકુમારીને પરણીને ઘરનગર કરશે, હું તેનું તેનું

સ્વપ્ન સુખ ભાંગીનાંખીશ. જોધપુરના કિલ્લામાં મોટા અવાજ વાળું નગારૂં વાગ્યું. જોતાં જોતાંમાં ત્રણ હજાર ઘોડા સ્વારો કિલ્લામાં એકઠાં થયા. તે સમયે હીરાસિંહ નામનો રજપુત મેવાડના પ્રતિભાગમાં દળસાથે રહેતો હતો. માનસિંહ તેની સા થે ભળીજઇ પોતાની વેતનભોગી સેના સાથે આગળ ચાલવા નિસર્યો. તેઓ અંબર સેનાદળની સામે આવી તેઓની ગતિ રોકી. અંબર રાજના ઉપહાર દ્રવ્યો રાઠોડ સેનાએ લુંટી લીધાં. આવા અચિંતિત દારૂણ અપમાનથી અંબર પતિએ રાઠોડ દળને શાન્તિ આપવા વિચાર કર્યો. થોડા સમયમાં રાજ્યમાં એવું ઘોષણ પત્ર બહાર પાડયુંજે "જે કોઇ અસ્ત્ર ધારણ કરવા સતાવાળાછે તે એકદમ નગરના દર વાજા પાસે આવી ઉભા રહે.

શિવસિંહ ધકુળને લઇ જગતસિંહ પાસે આવ્યો. અંબરરાજે તેઓને આદરથી ગ્રહણ કર્યો. તે તેઓની સાથે એક પાત્રમાં જમ્યો. ત્યારે ધકુળના શુદ્ધ જન્મ સંબંધે કોઇને સંદેહ રહ્યો નહિ. જગતસિંહની એક બેન સાથે ભીમસિંહનો વિવાહ થયો હતો. જગતસિંહે તેનો તેને ભાણેજ માની તેનો હક રાખવા પ્રાણ આપી ચેષ્ટા કરી, ત્યારે વિકાનેરના અધિપતિએ અને બીજા કેટલાક રાજાઓએ અપનૃપતિનો પક્ષ પકડયો. વીકાનેરનો રાજ્યવંશ તે સમયે રાઠોડ કુળમાં પ્રધાન. જે વારે એ કુળના ધુરંધર વીકાનેર રાજે અપનૃપતિનો પક્ષ પકડયો ત્યારે સઘળા રાઠોડ સરદારોએ પણ તેનો પક્ષ પકડયો. માનસિંહ નિસહાય થઇ પડયો. તો પણ તે નિરૂત્સાહ થયો નહિ. તેના પિતૃપુરૂષના અધ્યવસાય એવા બે પ્રધાન ગુણ હતા. રાજા માનસિંહે આ ક્ષણે તે બે ગુણોને પકડી સેનાદળ સંગ્રહ કર્યું. ને શત્રુનું આક્રમણ અટકાવવા સેનાદળ લઇ નગરની બહાર આવ્યો.

જગતસિંહની વિશાળ સેનાની પાસે માનસિંહની સેના મુષ્ટિમેય—અંબર રાજની સેનામાં એક લાખથી વધારે સૈનિકો હતા. એવી મોટી સેનાના સેનાનાયકનાં હુદ્દા ઉપર રહી જગતસિંહ અને ધકુળ ભયંકર ઉત્સાહથી રાઠોડ રજપુતોની સામે માનસિંહે કરેલા અપમાનનો બદલો લેવા રણ સ્થળે ઉતર્યા. કૃષ્ણ કુમારીના સ્વર્ગીય સૌંદર્યના વિવરણથી અતિ સામાન્ય રાજા પણ તેને મેળવવા ઉત્સુક હતા. જયપુર મારવાડ કરતાં સમૃદ્ધ. ઘણાખરા રાજાઓએ જગતસિંહનો પક્ષ પકડયો. માનસિંહે અકંપિત હૃદયથી પોતાની અવસ્થા જોઇ. તેણે જોયું જે તેનુ અદૃષ્ટગગન ધીરે ધીરે ઘોરઘનઘટાથી છવાઇ ગયુ, તેના બધુ બાંધવોએ ધકુળનો પક્ષ પકડયો. તે સમયે એક પુષ્કળ બળવાળા રાજા ઉપર તેની આશા અને ભરૂંસો હતો. તે પ્રતાપવત રાજા હોલકર. અંગ્રેજ વીર લેકના ભયે મહારાષ્ટ્રીય વીર દૂર સિંધુના પારે પલાયન કરી જવાથી પોતાના પરિવારને મારવાડમાં રાખ્યો

હતો. એ મહીપકારનો બદલો વાળી આપવા મહારાણી વીર માનસિંહની મદદમાં આવ્યો. માનસિંહને તેના પરમવૈરી શિવસિંહે નિરાશ કર્યો. જગતસિંહ અને શિવસિંહે ધનની લાલચ આપી હોલકરને ફુટવ્યો. હોલકરને કોટામાંથી તેના બદલાના પુરસ્કાર ધન મળ્યું

એ રીતે માનસિંહનું સાહાય્યદાન બંધ થઈ ગયુ તેને દમિત કરવામાટે શિવસિંહ અને જગતસિંહ તેના નાના દલ ઉપર પડ્યા. ગઢ માનસિંહ ગીંગોળી નામના સ્થળે શત્રુઓની રાહ જોઇ રહ્યો હતો. માનસિંહના રાઠોડ સરદારો જગતસિંહને નમી ગયા

તોપોની ગર્જના થઈ તોપોના ધુમાડાથી રણ સ્થળ છવાઈ ગયું. માત્ર ચાર આસામીઓ સિવાય બધા રાઠોડ સરદારોએ જગતસિંહનો પક્ષ પકડ્યો વળી બીજા રજપુતો પણ જગતસિંહના પક્ષમાં ગયા. માનસિંહ નિર્ભીક રહ્યો તે ચાર સામંત સરદાર સાથે અને ખુદીરાજ સહિત તેના સાથે શત્રુના વિરુદ્ધ ઉતર્યો. તેના સાથીના નામનો પણ તેને છોડી ચાલ્યા ગયા. માનસિંહ દારૂણ મનો વેદનાથી પીડિત થયો, તે આત્મઘાત કરવાનો ઉદ્યોગ કરતો હતો, એટલામાં કુંપાવત સરદાર શિવનાથે તેના હાથમાંથી બંદુક લઈ લીધી. માનસિંહ એક હાથી ઉપર બેઠો હતો શિવનાથે તેને તે હાથી ઉપરથી ઉતારી પોતાના ઘોડા ઉપર બેસાર્યો તેને યુદ્ધ સ્થળમાંથી પલાયન કરવા સલાહ આપી.

કુંપાવતની સામેથી યુદ્ધક્ષેત્ર થકી પલાયન કરી જવાનું છે. એ વાત રાઠોડ રાજના હૃદયને દાઝ આપવાની જેમ દગ્ધ કરતી હતી તેની આંખમાંથી આંસુઓ પડ્યા. શિવનાથ તરફ જોઈ તે બન્ને હૃદયે ઓરપ્યો, કાપુરૂષ માનસિંહે, કુંપાવતને પીઠ બતાવી આજ રાઠોડકુળને કલંકિત કર્યું. હવે વિલંબ અવિધેય જાણીને ઘોડાને ચાબુક મારી રણક્ષેત્રથી ચાલી ગયો. પનેરીયામાં માનસિંહ એક પર્વતની ખીણમાં થઇ જતા હતા. ખુદીરાજ અને કુશલખાએ આવી શત્રુઓની સાથે લડવાનું શરૂ કર્યું. એમ કરવાથી શત્રુદલ માનસિંહની પાછે જઈ શકે નહી. અનેક ક્ષણ બન્ને દલ વચ્ચે યુદ્ધ ચાલ્યુ એટલા અવસરમા માનસિંહ આપત્તિના ગંભીર વનમા પહોંચ્યો. તે મેલાને છોડી પીપાડની અંદર થઇ રાજધાનીમાં પહોંચી ગયો તે સમયે ચાર સરદારો અને કેટલાક સૈનિકો તેની સાથે આવ્યા હતા, માનસિંહની છાવણી શત્રુઓએ લુંટી તેની અઢાર તોપો, સિંધીયાના સેનાપતિ અંબાજી ઇંગલીયાના કબજામાં આવી. તંબુ, હાથી, ઘોડા વીગેરે મીરખાંના હાથમાં આવ્યા એ રીતે માનસિંહની શોચનિય દુરવસ્થા થઇ ગઈ.

હવે શિવસિંહ એ રીતે કુટિલ કૌશલ કરી પોતાનું કાર્ય સફળ કરવા

લાગ્યો. પલાયન કરતા રાઠોડ રાજની વાંસેજતાંન્ચોકુલ જગસિંહ, શિવસિંહને બોલ્યો " અદૃષ્ટદેવ આપના ઉપર સુપ્રસન્ન, આ ક્ષણે આપ તે સુપ્રસન્નનો ઉપભોગ કરો. હું કૃષ્ણકુમારીને મેળવવા ઉદયપુરમાં જાઉં" તે ગંતવ્ય માર્ગે ચાલ્યો, શિવસિંહ મેરતાનગરમાં ત્રણ દિવસ રહયો. તેની પ્રતિશોધ પિપાસા અનેક દરજ્જે કમ થઇ પડી. આ પોકર્ણ સરદારને આનંદની હદ રહી નહિ. તે આનંદઉલ્લાસના સમયમાં ધંકુલની હકીકતનેભુલી ગયો. માનસિંહ જીવતો હત તો ધકુલ મારવાડના સિંહાસને બેસી શકત નહિ, તેનો પ્રતિદ્વંદ્વી માનસિંહ આત્મ રક્ષાર્થે દૂર નીકળી ગયો હતો. તે યોધપુરમાં જઇ આશ્રય લેશે એમ શિવસિંહે પ્રથમથીં જાણ્યું નહોતું. તેણે જાણ્યું હતું, જે માનસિંહ ઝાલોરમાં પલાયન કરી જાશે, એ ધારણાથી તેણે મેરતાક્ષેત્રમાં ત્રણ દિવસ ગાળ્યા, ટુંકામાં તેનું ભાવી દર્શન સફળ થયું. ઝાલોરમાં આશ્રય લેવાના હેતુથી માનસિંહ તે તરફ ગયો. તે વીર શીલપુરની પાંસે પહોંચ્યો હતો. એટલામાં તેની સાથેના આશામી સાનમાં સમજાવી બોલ્યો. મહારાજ ! ઝાલોરમાં જવાથી આપદવિના રહેવાશે નહિ, હવે જોધપુર નવકોશદૂર છે, તે વચનો યુક્ત જાણી માનસિંહ જોધપુરમાં ચાલ્યો ગયો. જોધપુર પહોંચ્યો કે પોતાની રક્ષા માટે તે તૈયારી કરવા લાગ્યો, તેણે પાંચ હજાર સૈનિકોનું એક દળ તૈયાર કર્યું. એ નવી સેના ઉપર તેનો સંપૂર્ણ વિશ્વાસ હતો. તે વિશ્વાસ ઉપર રહી તેણે વિચાર્યું. જે શત્રુના આક્રમણથી હવે રક્ષણ થાશે. માનસિંહ હવે નિર્ભય થઈ. શિવસિંહના આક્રમણની પ્રતીક્ષા કરવા લાગ્યો. પોતાના બંધુઓનો વ્યવહાર જોઇ તે એટલો બધો તેના ઉપર વિરક્ત થયો હતો. જે તે તેઓના નામ ઉપર હજારો ધિક્કાર દેવા લાગ્યો, તે માટેજ તેણે વિદેશીય સેનાદળની મદદ લીધી. રાઠોડના નામ ઉપર તેની એટલી બધી ધૃણા વધી પડી હતી જે જે ચાર રાઠોડ સરદારો તેની સાથે રહેતા હતા, તેઓ વિપદથી પોતાનો સમય કહાડતા હતા.

થોડા દિવસ પછી યોધપુરનો ઘેરો થયો. નગરના રક્ષણ માટે કોઈ રહ્યું નહિ, સામાન્ય મહેનતથી શત્રુના હાથમાં તે આવી ગયું. શત્રુઓએ લુટફાટ કરી જોધપુરનું સર્વસ્વ હરી લીધું. યોધપુર પછી ફીલોડી કબજે કર્યું. ત્યારપછી બીજા કેટલાક કીલ્લા ધકુલના હાથમાં આવ્યા.

ધકુલે જે બીજું હસ્તગત કર્યું, તે સઘળું વીકાનેર રાજને આપી દીધું. એ રીતે ફીલોદી શીવાય સઘળું મારવાડ અપનૃપતિના આધિપત્ય નીચે આવી ગયું. ત્યારપછી તેના બંધુ બાંધવો. આનંદથી ઉત્ફુલ્લ થઈ રાજધાની ને લેવા તૈયાર થયા. તેઓના મનમાં દૃઢ વિશ્વાસ હતો જે યોધપુર તેઓના કબજામાં આવશે. ત્યારે માનસિંહને પદચ્યૂત કરી ધંકુલને મારવાડનું સિંહાસન અપાશે.

તેથી અગણ્ય સૈનીકોનો પગાર અપાયો નહિ. ત્યારપછી તેણે બીજા સરદારો પાસે મદદ માગી જે, ચાર સરદારો કૃતઘ્નતાથી માનસિંહનો પક્ષ છોડી, અપનૃપતિના પક્ષમાં આવ્યા હતા, તેની પાસે શિવસિંહે નાણાંની મદદ માગી. પણ તેઓએ એક કોડી પણ આપવાનું કબુલ કર્યું નહિ, તેઓ અપનૃપતિનો પક્ષ છોડી આમીરખાંના પક્ષમાં ગયા. આમીરખાં આજસુધી ધકુલના પક્ષમાં હતો. પણ તે ચાર સરદારના પ્રલોભનથી મુગ્ધ થઇ આમીરખાં, માનસિંહના પક્ષમાં આવ્યો.

સરદારોએ આમીરખાંને કહ્યું " જયપુર હાલ અરક્ષિત અવસ્થામાં છે " આ અવકાશમાં તે નગર ઉપર હુમલો થાય તો પુષ્કળ દ્રવ્ય વીગેરેનો ફાયદો થાય. દુર્વૃત અમીરખાંની લાલસા વધી. તે જયપુર ઉપર હુમલો કરવા ગુપ્ત ભાવે ગોઠવણ કરવા લાગ્યો.

થોડા સમયમાં તે હલકા પ્રપંચના ખબર જગતસિંહના કાને પહોંચ્યા. તેણે તરતજ તેનો પ્રપંચ વ્યર્થ કરી દેવા પોતાના સેનાપતિ શીવલાલને હુકમ આપ્યો, શિવલાલ અવિલંબે દુરાચાર આમીરખાં ઉપર એક દળ સાથે પડયો, અને તેથી તેણે તેનો કુતર્ક અને પ્રપંચ ભાંગી નાંખ્યો. આમીરખાંને તેના લશ્કર સાથે લુણી નદીના બીજા પારે હાંકી કહાઢયો, ત્યારપછી ફરી ગોવિંદગઢમાં જઈ તેના ઉપર તેણે હુમલો કર્યો, તેનો તે હલ્લો આમીરખાં સહ્ય કરી શકયો નહિ. ત્યાંથી તે હરશુરી નામના સ્થળે પલાયન કરી ગયો. ગંભીર રાત્રીમાં શિવલાલ તે સ્થાને તેના ઉપર પડયો, તે સ્થળથી પલાયન કરી દુર્વૃત - યવન સેનાપતિ જયપુરનાં પ્રાંત ભાગમાં રહેલા ફાગ્ગી નામના ગામમાં પેસી ગયો. વિજયી શિવલાલ ત્યાં તેની પછવાડે ગયો. ત્યાં પણ શત્રુઓનો સંપૂર્ણ પરાભવક, વિજયી શિવલાલે, આનંદની સાથે જયપુરમાં આનંદોત્સવમાં યોગદાન કર્યું. દુર્ધર્ષ યવન સેનાપતિ આમીરખાં ઉપર વારંવાર જય મેળવી તે પોતાના વિક્રમની સફળતાથી પૂર્ણ ચમત્કૃત્ત થયો, પણ તેજ આત્મપ્રસન્નતા તેનો કાળ થઇ પડી, આમીરખાંને મારવાડમાંથી હાંકી કહાઢી, શિવલાલે વિચાર્યું જે હવે કાંઇ ચ તિરોભ કરવો, શિવલાલે ફાગ્ગી ગામમાં છાવણી નાંખી જ્યારે રાજ્યધાનીમાં ગયો ત્યારે આમીરખાં ટંક પાસેના પિપ્પુ ગામ પાસે હતો. જયપુર સેનાપતિ શિવલાલનું જ્યારે રાજ્યધાનીમાં જવું સંભળાયું ત્યારે પોતે મહમદશાહની અને રાજા બહાદુરશાહની પ્રચંડ સેનાની મદદ મેળવી અને હેદ્રાબાદ રસાલાને હસ્તગત કરી, તે કુશાવહ રજપુતોની છાવણી ઉપર પડયો. જયપુર સેના નાયક વિનાની હોઇ, અત્યંત સહાયહીન હતી. તો પણ, જયપુરે સેનાના સૈનિકો વીગેરે સંપૂર્ણ ઉત્સાહે લડયા, અનેક ક્ષણ પછી વીર હીરાસિંહની ગોલંદદાજ સેના તુટી પડી.

કુશાવહ સેના પરાભવ પામી અંહી તહીં પલાયન કરવા લાગી ત્યારે મીરખાંએ તેઓની છાવણી લુંટી લીધી તે અસ્ત્રશસ્ત્ર જુદી જુદી જાતોના દ્રવ્ય વીગેરે લઇ ગયો.

કુશાવહની છાવણી લુંટી દુર્દાંત મીરખાં નિવૃત થયો નહિ. તેના સાથેના તે ચાર રાઠોડ સરદારોએ જયપુર ઉપર હુમલો કરવાનું તેને કહ્યું. એ ચાર વીર સરદારોના ભુજ વિક્રમે આમીરખાં જય લાભ કરી શકયો, તેથી તેણે તેઓનો અનુરોધ અસાહ્ય કર્યો નહિ. થોડા સમયમાં જયપુરના સિંહદ્વારે દુર્ધર્ષ પઠાણોનો પ્રચંડ તૂર્ય નિનાદ સંભળાયો, ભયથી સઘળું જયપુર કંપી ઉઠયું. નગરવાસીઓ રક્ષણ માટે ચારે તરફ પલાયન કરવા લાગ્યા, જયપુરે વિજયી આમીરખાંને મુક્તિ પણ આપી તેના સર્વ ધ્વંસકર હાથમાંથી બચાવ મેળવ્યો.

શિવસિંહ છેવટે, પોતાની કેશરી જાગમાં બંધાઈ ગયો, જે દિવસે દુર્દાંત આમીરખાએ, શિવસિંહનો પક્ષ ત્યાગ કરી તે ચાર રાઠોડ સરદારોની મિત્રતા મેળવી તે દિવસથી શિવસિંહનું અદ્દષ્ટગગન ગંભીર ઘનજાળે આચ્છાદ થઇ ગયું. જે સઘળા રાજાઓ તેની સહાયતામાં ઉતર્યા હતા, તે સઘળા રાજાઓએ તેનો પક્ષ છોડયો, બીકાનેર અને શાપુરના રાજાઓએ તેનો પક્ષ છોડયો અને તેઓ તેઓની રાજધાનીમા ગયા.

જયપુરની રાજમાતાએ, આમીરખાના હુમલાના સમાચાર. જયપુરાધીપતિને પહોંચાડવા જયપુરના મંત્રી રાયચંદને કહેવરાવ્યું હતું પણ ચતુર શિવસિંહની કેશરી જાગમાં પડી, તે સમાચાર જયપુરાધીપતિને પહોંચાડયા નહિ. પોતાનું સેનાદળ ઉન્મુક્તિ થયું અને કેટલાક રાઠોડ સરદારો સાથે દુર્ધર્ષ આમીરખાં જયપુર આવ્યો એવા સમાચાર લઈ દૂત ઉપર દૂત જયપુરાધિપતિ તરફ ગયા. સઘળા સમાચાર રાજા જગતસિંહના કાને ગયા તે ક્રુધ અને વિસ્મય થયો. આત્મ રક્ષાર્થે ભયપામી તેણે ઘેરો છોડી દીધો. જોધપુર થકી મળેલી લુંટની સામગ્રી તેણે સરદારો સાથે જયપુરમા પહેલેથી પહોંચાડી તેણે મહારાષ્ટ્રીય બાપુ સિંધી યાને સંભળાવ્યુ જે તમારી મદદ વિના મારી રક્ષાનો અસંભવછે, તમે અમને નિરાપદે અમારી રાજધાનીમા મુકી જાઓ હું તમને બારલાખ રૂપીઆ આપીશ. પોતાનું પરિણામ જોઇ જગતસિંહ એટલો બધો ભય પામ્યો કે તેણે જેની તેની પાસે મદદ માગી જે પઠાણ અમીરખાં તેની દુર્દશાનું કારણ હતો તેને નવલાખ રૂપીઆ આપવાનું કરી કહેવરાવી મોકલ્યું. વાસ્તવીક રીતે જગતસિંહની દુર્દશાનો પાર નહોતો. તેનું ઘણુંખરૂં સેનાદળ શત્રુના હાથમાં પડ્યુ જે કેટલુંક સેના દળ રહ્યું હતું તે અનિયમે શત્રુઓથી છાડઇ ગયું પોતાના રાજ્ય તરફ

જતાં જે સ્થળે તેણે છાવણી કરી તે સ્થળે શત્રુઓ તેના ઉપર પડયા અને તેનો શામાન તેઓએ લુંટયો તેના તંબુઓને બાળી નાંખ્યા, ક્રમે તેનું જીવન પણ વિપન્ન દશામાં આવી પડયુ.. પણ જે હાથીઉપર તેબેઠો હતો તે હાથીની મંદગતિ જોઇ તે બીલકુલ ગભરાઇગિયો. તેનેજલદીથી ચલાવાતેણે ઘણા અંકુશ પ્રહાર કરાવ્યા. વિષમ પ્રહારે આર્તનાદ કરી, તે પ્રચંડ રણમાતંગ પ્રતગતિથી દોડયો. પણ તેથી કરીને પણ જગતસિંહની તૃપ્તિ થઇ નહિ. છેવટે કોઇ ઉપાય ન દેખતાં તેણે તે જનાવરનો સંહાર કર્યો.

પણ તેથી તેની શોચનીય દશાનો પાર આવ્યો નહિ. તેના શત્રુઓનો રોષાગ્નિ શાંત પામ્યો નહિ. જે ચાર રાઠોડ સરદારોએ માનસિંહનો અદ્રષ્ટસ્રોત પોતાના હાથે ફેરવી દીધો હતો તેઓએ જોયું જે જગત્‌સિંહ યોધપુરનો લુટેલો શામાન, જો પોતાના રાજ્યમાં પહોંચાડી દેશે તો રાઠોડ કુળના કલકનો પાર રહેશે નહિ. જે કુશાવહ રજપુતોને રાઠોડો ઘ્રણાની નજરે જોતા હતા, તે કુશાવહ રજપુતો જોધપુરનો લુટેલો શામાન લઇ જયપુરમાં જાય તેથી લાંછન ઓછું થાય નહિ. હવે તે લુંટેલો શામાન લઈ તેઓ પોતાની રાજધાનીમાંજાય તેનામાટે રાઠોડ સરદારો યત્ન કરવા લાગ્યા તેનાજ માટે તે ચાર સરદારો પોતાના દળબળને એકઠું કરી મેરતા ક્ષેત્ર પાંસે જઇ ઉભા રહયા. રાઠોડ કુળનો પૂર્વનો મંત્રી ઇંદુરાજશંઘવી રાઠોડ સેનાનો અધિનાયક થયો. તેણે તે સેના સાથે લઇ કુશાવહ રજપુત ઉપર હુમલો કર્યો. બન્ને દળ વચ્ચે થોડો સમય યુદ્ધ ચાલ્યું, કચ્છાવહરજપૂતો રાઠોડના બળનો પ્રતિરોધ કરી શકયા નહિ. તેઓ પલાયન કરીગયા. અપહારકની ચાલીશ તોપો અને બીજો શામાન વિજયી રાઠોડના હાથમાં આવ્યો તેણે તે સઘળી વસ્તુઓ કુચામન્ત કીલ્લામાં રાખી. જયોલ્લાસે ઉત્ફુલ્લ થઇ રાઠોડ રજપુતોએ, મીરખાંની ઉદરપૂર્ત્તિ માટે કીશનગઢના રાજા પાંસે નાણું માગ્યું. કીશનગઢનો અધિપતિ અગર જોકે રાઠોડ હતો. પણ તે ગયા યુદ્ધમાં તટસ્થ અને નિઃસંશ્રવ ભાવસ્થ રહેલ હતો તે આક્ષણે રાઠોડ સરદારોની પ્રાર્થના અગ્રાહ્ય કરી શકયો નહિ.

બે લાખ રૂપિયા કીસનગઢના અધિપતિએ રાઠોડ સરદારોને આપ્યા. કીશનગઢના અધિપતિએ આપેલા રૂપિઆથી અર્થગ્રૃન્ધુ આમીરખાં સંતુષ્ટ થયો, અને રાજા માનસિંહના સ્વાર્થ સંરક્ષણ માટેપ્રતિજ્ઞા કરી તે યોધપુરમાં આવ્યો. તે ચાર સરદારો તેની અગાઉ યોધપુરમાં આવી પહોંચ્યા. રાજા માનસિંહે તેઓની દ્દઢ રાજ ભક્તિ જોઇ તેઓને હૃદય પૂર્વક આલિંગન કર્યું તેઓના સઘળા દોષ માફ કરી તેણે તેઓને ભૂમિસંપતિ આપી. શંઘવી ઇંદુરાજ પણ રાજા પાંસેથી ક્ષમા માગી રાઠોડ સેનાનું અધિનાયકત્વ પામ્યો.

નિવાસ માટે કીલ્લામાં એક મહેલ મુકરર થયો, તેના હાથમાં મોટી કીંમતવાળી ભેટો આપી. એટલું કરીને પણ રાજા માનસિંહ શાંત રહયો નહિ. આમીરખાંને ઉત્સાહિત કરવા તે આશ્વાસ દઈ બોલ્યો "જો આપ શિવસિંહનું દમન કરી શકો તો આપને હવે પછી હું પુષ્કળ ભેટો આપીશ" આમીરખાંએ તેના સંમુખે કસમ ખાઇ કહ્યું "જે હું શિવસિંહનો નીગ્રહ કરીશ" રાજા માનસિંહ આમીરખાં ઉપર બહુ સંતુષ્ટ થયો. શિવસિંહનો વિનાસ કરવાની સઘળી યુક્તિઓ તે પઠાણને બતાવી આપી. બન્ને એટલા સંતોષ પામ્યો કે બન્નેએ પરસ્પરની પાઘડી બદલી એક બીજાના માથા ઉપર મુકી.

જે દિવસે રાજા માનસિંહ દુર્ધર્ષ આમીરખાંની સાથે એવી રીતના બંધનથી બંધાણો તે દિવસથી શિવસિંહની આશાલતા ઉન્મૂલિત થઇ. અને મીરખાંને જડીત કરવા તેણે જે કૌશલ જાળ રચી. તેજ જાળમાં પોતે ધીરે ધીરે આવી પડયો. યોધપુરનો ઘેરો છોડી પોકર્ણ સરદાર અપનૃપતિને નાગોરના કીલ્લામાં લઇ ગયો. ત્યાં પહોંચી તેણે ભવિષ્યત્ સારકયના ઉપાયો વિચાર્યા એટલામાં આમીરખાં પાસેથી આવી એક દૂતે નિવેદન કર્યું જે "આમીરખાં આ ક્ષણે નાગોરથી પાંચ માઈલ દુરસ્થ મૂઢીયા નામના નગરમાં છે, જો આપ તેને નાગોના પીર તર્કીનની મસ્જીદમાં એક વાર ઇશ્વરારાધના કરવા રજા આપો તો તેના ઉપર મોટો ઉપકાર થાય તેવું છે. શિવસિંહ યવન સેનાપતિનો અનુરોધ અગ્રાહ્ય કરી શકયો નહિ. ત્યારપછી આમીરખાં કેટલાક સવારો સાથે પોતાની છાવણી છોડી નાગોરમાં પેઠો. અને ભજન વિગેરેની સમાપ્તિ કર્યા બાદ તે શિવસિંહની મુલાકાત કરવા આવ્યો. તે બન્નેએ પરસ્પરની મુલાકાત લીધી. વિદાય થતી વખતે કલ્પિત શોક કરી આમીરખાં બોલ્યો "હું છેતરાણો છું રાજા માનસિંહ મને એવો સાધારણ પુરસ્કાર આપશે એમ મેં વિચાર્યું નહોતું. પ્રથમથી મને ખબર હત તો હું સેના દળને ઉપયુક્ત સેનાપતિનાનીચે સોંપી દેત" શિવસિંહની લાલસા વધી. તે આગ્રહથી ખાંસાહેબને બોલી ઉઠયો. આપ કેવી રીતનું પણ ચાહો છો જાહેર કરી બોલો હું તે આપવા તૈયાર છું. અને હું આપના રૂબરૂ બોલું છું જે, જે દિવસે આપ ધકુળને જોધપુરની ગાદીએ બેસારશો તે દિવસે આપને હું વીશ લાખ રૂપિયા આપીશ. ખાંસાહેબ એ પ્રસ્તાવમાં સંમત થયો, અને કુરાનના કસમ ખાઈ એક પ્રતીજ્ઞા પત્રમાં તેણે સહી કરી. જેથી શિવસિંહને વાંસેથી કોઇ રીતનો સંદેહ ન થાય તેમ તેણે કર્યું. ત્યાર પછી પોકર્ણ સરદાર તેને ધકુળની પાસે લઇ ગયો. તેને ત્યાં જુદી જુદી જાતની ભેટો મેળવી પઠાણરાજે કહ્યું "મેં આપના માટે મારૂં જીવન પણ આપવા ઠરાવ કર્યો છે. આપ મને યાદ રાખજો" તેનાં

તેઓની વાસે પડી ગોળાથી અને તલવારથી સહાર કર્યો તેના સર્વ સહાયક હસ્તથી દુર્ભાગ્ય અપનૃપતિ ધકુલ અને તેના કેટલાક માણસો રક્ષણ પામ્યા ધકુલ તે મુઠીવા રમાંથી પલાયન કરી નાગોરમા આવ્યો પણ તે સ્થળે પોતાના રક્ષણનો અસભવ જાણી તે નગરનો ત્યાગ કરી બીજા સ્થળે ચાલ્યો ગયો પાપીષ્ઠ આમીરખા તેની વાસે પડી નાગોરમા પેઠો, ત્યા તેણે ધન રત્ન વીગેરે લુટી લીધા એ રીતે ધકુલની સઘળી સામગ્રી અને રાજા ભક્તસિહનો પુષ્કળ માલ તથા જુદી જુદી જાતના અસ્ત્ર શસ્ત્રો અને તોપો દુર્વૃત આમીરખાના હાથમા આવ્યા

પાશવી વિશ્વાસઘાતકતા કરી અતિશયતાનો એવો અધમ અને હલકો દાખલો જગતની સમક્ષ મુકી પાપિષ્ટ આમીરખા યોધપુરમા ગયો રાજા માનસિહે તેને આનદાસુસિક્ત હૃદયમા ધારણ કર્યો તેના તે પૈશાચિક આચરણના બદલાના ઈનામમા તેણે તેને દશલાખ રૂપીયા, મુઠીયાવાર, અને કુચિલાવાસ, નામના બેનગર આપ્યા, તે બન્ને નગરો વિશેષ સમૃદ્ધ અને આબાદ હતા તેઓની વાર્ષિક ઉપજ ત્રીશ હજાર રૂપીયા હતા એ શિવાય હમેશ એકસો રૂપૈઆ તેને આપવાનો ઠરાવ થયો, એ રીતે એવા અધમ અને હલકા કાર્યનો અધમ અને હલકો બદલો આ રાજા માનસિહ એક રીતે નિષ્કટક થયો તેનો પરમ વૈરી શિવસિહ તેના દળબળ સાથે હણાયો તેના સઘળા વિઘ્નો દેવકૃપાએ અતર્હિત થયા પણ જે પિશાચોચિતકાર્યનુ અવલબન કરી તેણે શત્રુનો નાશ કર્યો, તે કાર્યથી તેનુ અને તેના દેશનુ ભારી અમગળ થયુ શિવસિહના મૃત્યુથી તે નિષ્કટક થયો ખરો પણ તે કાટો ઉખડી જઇ તેનાસ્થળે એક મોટુ સાલ આવી પડયુ તે તે જાણી શકયો નહિ

હીણા અને હલકા ઉપાયો યોજી પોકર્ણ સરદાર અને તેના અનુયાયીનો વધ કરાવી, માનસિહે તેના સહકારી બીજા રાજાઓને શાસન આપવા સકલ્પ કર્યો થોડા સમયમા આમીરખાએ જયપુર ઉપર હુમલો કર્યો જયપુરાધિપતિ તેનો હુમલો વ્યર્થ કરી શકયો નહિ તેનુ સમૃદ્ધરાજ્ય દુર્વૃત્ત પઠાણના હાથથી સ્મશાન જેવુ થઈ ગયુ ત્યાર પછી માનસિહે વીકાનેર રાજ્યના લોકોએ પોતાની પ્રચડ પ્રતિશોધ પિપાસા શમિત કરવા, તેની વિરૂદ્ધે બાર હજાર સૈનિકની સેના મોકલી પચીશ તોપો લઇ મીરખા અને કુદરખા પણ તે સેના સાથે હતા ઇદુ રાજ શઘવી એ પ્રચડ સેનાનો અધિનાયક થઇ વીકાનેર રાજ્યની વિરૂદ્ધે ઉતર્યો આવા ભયકર કાર્યની ખબર મળી તે શત્રુઓની સેનાની સમક્ષ થાય એવી સેના લઇ શત્રુના સમુખે આવ્યો વાપી નામના સ્થળે બન્ને દળો એકઠા થયા થોડો કાળ યુદ્ધ ચાલ્યુ વીકાનેર રાજના બે સૈનિકો હણાયા રાજા યુદ્ધ સ્થળ થકી પલાયન કરી ગયો વિજયી ઇદુરાજ તેની પછવાડે પડયો તેણે તેને ગુજનેર

પાસે પકડી પાડયો વીકાનેર રાજે પોતાના ત્રાણનો બીજો ઉપાય ન જોઇ તેના કુળની સાથે સંધિ કરવાનો પ્રસ્તાવ મુકયો થોડા સમયમા સંધિની પ્રતિજ્ઞા વીગેરે લખાઇ તૈયાર થઇ વીકાનેરના અધિપતિએ યુદ્ધના ખર્ચના બે લાખ રૂપીઆ આપી વિવાદનુ મુળ કારણ ઘીંગોલી નગર શત્રુને હસ્તગત કરી દીધુ

શિવસિંહના શોચનીય મરણથી મારવાડના અમંગળના સૂત્રપાદ પુરા થયા શિવજીનુ સાધનાનુ ધન, ચોધરાવ યશોવંત અને અજીતસિંહનુ લીલા સ્થળ પવિત્ર મારવાડ ભૂમી, પાપિષ્ટ પઠાણની વિલાસભોગસ્થળ થઇ પડી દુરાચાર મ્લેચ્છે પુણ્યમય શાલિગ્રામ શિલા હસ્તગત કરી આમીરખા આજ મધરની મરૂ સ્થળીનો એક માત્ર અધિનેતા થયો, હજારો રાઠોડ રજપુતોના ભાગ્યસુત્ર તેના હાથમા હતા માનસિંહ રાજ્યસિંહાસને બેઠો હતો ખરો પણ તે દુરંત પઠાણના હાથનુ રમવાનુ રમકડુ હતુ તેનામ એટલુ સાહસ નહોતુ તેનામા એટલી શક્તિ નહોતી જે તેના જોરે તે દુર્ધર્ષ પઠાણના વિરૂધ્ધે ઉભો રહે મીરખાએ આ સમયે સેના સાથે ગોખુરખાને નાગોરમા સ્થાપી મેરતાની સઘળી ભૂમી સંપતિ, પોતાના અનુચરોને વહેંચી દીધી તેણે અગાઉથી નડીઆ અને સંભરના પરગણાં હસ્તગત કર્યાં હતા હાવ તે બન્નેને દૃઢ રીતે રક્ષિત કરવા તેણે નડીઆદમાં સેક સેનાદળ રાખ્યુ તે સમયે માનસિંહના પ્રધાન મંત્રી ઇંદુરાજ અને દેવનાથે તેના એ બન્ને આશામીઓ મારવાડવાસીઓના તિરસ્કારપાત્ર થયા હતા શાથી કે મારવાડવાસીઓ જાણતા હતા જે ઇંદુરાજ અને દેવનાથ મારવાડના અધઃપાતના કારણ છે તેઓની પ્રરોચનાથી વિદેશીય લોકોએ મારવાડમા આવી મારવાડવાસીને પિડિત કર્યાં આ સમયે તે બન્ને પ્રધાની આશામીઓ મારવાડ રાજ્યના મંત્રી હતા રાઠોડ સરદારો દરેક મુહુર્તે તે બન્નેના મૃત્યુની કામના કરતા હતા ક્રમે તેઓનો સંહાર કરવા તેઓ ચેષ્ટા કરવા લાગ્યા તેઓએ પોતાની અભીષ્ટ સિદ્ધિ માટે પાપિષ્ટ આમીરખાનુ આનુકુલ્ય માગ્યુ તેઓ તેની પાસે જઇ બોલ્યા "આપ જો ઇંદુરાજ અને દેવનાથનો વધ કરો તો આપને અમે સાત લાખ રૂપીઆ આપીએ" નાણાના લોલુપ આમીરખાની નાણાના માટે તૃષ્ણા વધી તેણે સરદારોનો મનોભિલાષ પુરણ કરવા પ્રતિજ્ઞા લીધી અને પ્રતિજ્ઞા પાળવામા ઉપયુક્ત ઉપાયો યોજવા લાગ્યો અમીરખાના કેટલાક પઠાણ સૈનિકો ઇંદુરાજ સાથે એક જાતના વિવાદમા ઉતર્યા ક્રમે વિવાદ વધી પડયો તે વિવાદમા શોણીત પિપાસુ પઠાણોએ એનગીસ ઇંદુરાજને સંહાર કર્યો

ઇંદુરાજના વધ પછી દેવનાથે તેઓના હાથથી આત્મઘાત કર્યો તેના શોચનીય મૃત્યુથી રાજા માનસિંહ નિદારૂણ શોકથી પીડાઇ એકાંત વાસમા વસવા લાગ્યો તેનો એવી રીતનો ભાવ જોઇ સઘળાની એવી દૃઢ ધારણા થઇ જે તેને

ચિત્તવિકાર થયો છે તેની યમનોયોગીતાથી ગજ્યમા મોગી વિમ્ર ખયા, ગજાસને ગબ્બનહિ, મ નાગારે મ ગીનહિ, રાજાનો પ્રધાન પુરોહિત નાશ પામ્યો રાજનૈતિક અને ધર્મનતિક કાર્યો બધ થઇ ગયાત્યારે રાઠોડ સન્દારોએ માનસિહની પાસે આવી નમ્ર વચને કહ્યુ "મહારાજ ! આપ જો રાજ્યભાર વહનમા અનિચ્છુક હો તો આ આપના એકના એક પુત્ર છત્રસિહને ગજપદે સ્થાપો" મારવાડમા અરાજકતા ફેલાઈ ગઇછે છત્રસિહને અભિષિકત કરવા રાજા માનસિહ સમત થયો, અને પુત્રને પાસે બોલાવી તેણે પોતાના હાથથી તેના કપાલમા તિલક ખેચ્યુ પણ યૈવનની સહચરી વિલાસ વાસનાએ તેને ઉન્માર્ગે દોર્યો તેણે રાજકાર્યની સપૂર્ણ અવહેલા કરી ક્રમે ગહગી અધમ વૃત્તિઓની પરિતૃપ્તિ અ ધવામા તે અકાળે આલોક થકી વિદાય થયો છત્રસિહના મૃત્યુ માટે બે વાત સભળાયછે કેટલાક કહેછેજે તે પાપ વિલાસ ભોગમા સતત મગ્ન થઈ અકાળે સઘાન્તિ કે રોગના હસ્તમ આવવાથી મરણ પામ્યો કેટલાક કહેછે જે તે દુષ્પ્રકૃતિનો વશવર્તી હોઈ કોઇ સન્દારની પુત્રીને અન્યાય ઉપાયે હસ્તગત કરવા જતા મૃત્યુ મુખે પડયો દુકામા તે પુત્રીના પિતાએ તેનો સહાર કરી નાખ્યો

આ રૈ... પુત્રના અકાલ મૃત્યુથી રાજામાન ...ને એક પક્ષના શત્રુ મિત્ર
વિષમ ... પક્ષના શત્રુ મિત્ર ... વ્યાપારમા તેની વિતૃષ્ણા ... કહાઇશ બ્રીટીશ ગવર્મેન્ટ
... થાશે. ૩ મહારાજ માનસિ... અને વશધરો બ્રીટીશ
જગત ઉપર ... નીચે સહયોગી રૂપે કામ કરશે બ્રીટીશ ગ... જોતો ત... તેઓ આધીનતા સ્વીકારશે
તેની ઘણા ક... રાજ્ય... રાજા સાથે તેઓ સબધ રાખ... નો હવે બ્રીટીશ ગવર્મેન્ટની અનુ
માલુમ પડતુ જે સંઘો... તના ... તેના ઉતરાધીક... રતાની ... વશધર બીન હોઇ ગજા
મિની જાણી તેના સામુ તે જોતો નહિ ... પ્રધાન... સાજીનુ ... પણ મહારાજ
તે બહોળા રાજ સમાગમા એક માત્ર યાચક બ્રાહ્મણનો વિશ્વાસ કરતા નહિ ...
તે શિવાય ગજાનુ કોઇ વિશ્વાસપાત્ર નહોતુ તે લોગ્હાન્કને પણ અગે સ્પર્શ કરવા દેતો નહી તેના કેશ સ્મશ્રુ વધી ગયા હતા તેણે સ્નાન કરવાનુ પણ છોડી દીધુ હતુ તેલ વીગેરેના સસ્કાર વિનાના તેના મસ્તકના કેશો જટાભાર રૂપ થઇ ગયા લોકોએ તેને ઉન્માદરોગી ગણ્યો તેની એવી અવસ્થા જોઇ તેના સામતો રાજ શાસન ચલાવવા તત્પર થયા રાજા માનસિહ કોઇની સાથે વાત ચિત કરતે નહિ કોઇની વાત ઉપર કર્ણપાત કરતો નહોતો તેના મ ત્રિઓ તેના સરદારો કોઇ વૈષયિક કામના માટે તેને પુછતા હતા ત્યારે તે બીલકુલ યોગીની જેમ તેની ઉપર ધ્યાન આપતો નહિ તે કોઇ કોઇ વાર હસતો હતો, કોઇ કોઇ વાર મુગો બેસી રહેતો હતો, કોઇ કોઇ વાર પ્રલાપ વાકયોચ્ચાર ણ કરતો હતો એ ઉન્માદ ભાવ પ્રકૃત હતો કે કલ્પિત હતો તે કોઇ નિશ્ચય કરી શકયુ નથી કેટલાક કહેછે જે તેને વિપદમા પાડવા તેના શત્રુઓએ જે

પ્રપંચ જાળ રચી હતી તે જાળમાં ન પડવાના હેતુએ તેનો બનાવટનો ઉન્માદ હતો. કેટલાક કહે છે કે માનસિંહ ઈંદ્રરાજની હત્યામાં અંદરથી લિપ્ત હતો પણ તેની સાથે દેવનાથને હણાયેલો જોઈ તે શોકથી, મોહથી, અને મનોવેદનાથી, વિષમ કાતર થઈ ઉન્મત્ત થઈ ગયો તેણે દુર્વૃત્ત આમીરખાંની દુર્નીતિને ટેકો આપ્યો અને જેના અયત્ન અધમ કાર્યો બન્યા જેના અનુતાપથી તે ઉન્મત્ત થઈ ગયો એ વાત વાસ્તવિક છે ઈત્યાદિ ઘટનાઓને શ્વેતદ્વીપથી કેટલાક અંગ્રેજોને આવ્યા. તેઓ મારવાડના મધ્યસ્થ થવા તેઓનાથી મરૂસ્થળીની શાસન પદ્ધતિ ઉત્કૃષ્ટ રીતે સુધરી

વિશાળ ભારત સામ્રાજ્યમાં પોતાનું આધિપત્ય સ્થાપી અંગ્રેજ બહાદુર ભારતવર્ષના દરેક હૃદયમાં શાંતિજળ છાંટવા સંકલ્પવાળો થયો. તે સમયે ભારતવર્ષના મધ્ય પ્રદેશમાં અરાજકતા [illegible] હતી સઘળું ભારત પાખંડી લુંટારાથી પ્રપીડિત હતું પ્રજાનું ધન અને સંપત્તિ ચોરાઈ જતી હતી. દુર્ભાગ્ય [illegible] લોકો [illegible] થી પીડાતા હતા જે સમય તે ઘણી રીતે નિર્બળ તે શુક્લમ. દુંડામાં [illegible] અદૃષ્ટ નીવાભક તેના ઉપર વળી રાજસ્થાનનું સર્વાંગ [illegible] કર્યા હતા [illegible] ગયું હતું આસ્તવનની એ [illegible] દુરવનાદન રાજ્યું [illegible] ઈંદ્રરાજ અને દેવનાથ એ બન્ને આશામીઓ [illegible] પીડિત રજપૂત [illegible] વિનંકિતપાત્ર થયા હતા. [illegible] મોકલ્યો, તે મારવાડવાસીઓ જાણતા [illegible] ઈંદ્રરાજ અને દેવનાથ મારવાડના [illegible] છે તેઓની પ્રજા [illegible] લોકોએ મારવાડમાં આવી [illegible] એ બાળક પીડિત કર્યાં [illegible] વધામાં અનુકુળતા આવશે. શ્રીદ્રીશ [illegible] સ્વર્ગવાસી થયો. તેથી સઠોડ સરદારો [illegible] પામ્યા માનસિંહ શાસનદંડ પોતાના હાથમાં ફરીથી લીધો. ભયથી છુટવા માટે નન્દાના ઠકના રાજા પાસે ગયા અને તેના પુત્રને મારવાડના સિંહાસને બેસાડવા તેઓએ તેની પરવાનગી ચાહી ઈડર રાજનો તે એકનો એક પુત્ર હતો. તેણે સઠોડ રજપુતોના અનુબંધ નાકબુલ કરી કહ્યુ જે " મારવાડના સઘળા સરદારો એકમત થઈ તેના પુત્રને રાજા કરી દેવા સ્વીકાર કરે તો હું તે પુત્ર તમને આપુ ' ભિન્ન ભિન્ન સ્વભાવની રજપુતોમાં એકમત્તાનો અસંભવ તેઓએ પ્રાણ આપી ચેષ્ટા કરી પણ સઘળા એકમત થયા નહિ. એટલે કે ઈડરના રાજાએ તેના પુત્રને આપ્યો નહિ મારવાડ રાજ્યમાં નપૂર્ણ અરાજકતા પ્રસરી ગઈ. હવે રાજા માનસિંહને સિંહાસન ઉપર ન બેસારે તો રાજ્યની અરાજકતા દૂર થાય તેમ નહોતું તેઓએ તેની પાસે મારવાડ રાજ્યનું શોચનીય અવસ્થાનું વર્ણન કર્યું. વળી તેની પાસે અંગ્રેજના સંધિબંધનની હકીકત કહી તેઓએ કહ્યુ, " મહારાજ! રાજ્ય શાસનનો ભાર આપ હાથમાં નહિ લેશો તો મારવાડની દુર્દશાની સીમા

રહેશે નહિ. ” તે ભ્રાંતની જેમ હસી ઉઠયો. પછી સરદારો ઉપર ભ્રકુટી તાણી ચુપકીથી તે બેસી રહ્યો. પણ સરદારો તેથી નિરસ્ત થયા નહિ રાજા માનસિંહે તેના સઘળા પ્રસ્તાવ હસી ઉડાડી દીધા. તોપણ તેઓએ આગ્રહ છોડયો નહિ. છેવટે રાઠોડ સરદારોએ માનસિંહને પ્રકૃતિસ્થ કર્યો. ત્યારે તેણે રાજ્યની સઘળી અવસ્થા જાણી તેણે સરદારોનો અનુરોધ સ્વીકાર્યો. સરદારોએ એકાંત વાસ છોડવા તેને પ્રાર્થના કરી ત્યારપછી તેણે અનિચ્છાવશે રાજકાર્યનું સૂત્ર હાથમાં લીધું, બ્રીટીશ શાસન સાથે થતા સંધીપત્રની * પ્રતિજ્ઞા તેણે વાંચી

રાજા માનસિંહે તે સંધિપત્ર આદ્યોપાન્ત વાંચ્યું. તેનો મનઃસંતોષ થયો નહી. વિશેષે કરી સંધિપત્રની આઠમી પ્રતિજ્ઞા તેને પસંદ પડી નહિ. તેણે જોયું જે

---

*** ભારતવર્ષના તે સમયના શાસન કર્તા લૉર્ડ હેસ્ટીંગ્સની અનુમતિથી ચાર્લ્સ મેટકાફ સાહેબે અંગ્રેજ તરફથી, મહારાજ માનસિંહના પ્રતિનિધિ છત્રસિંહના તરફથી વ્યાસ વિષનરામ, અને વ્યાસ અભિરામે સભા સ્થળમાં હાજરમાં સંધિપત્રમાંસહી કરી. સંધિપત્રની પ્રતિજ્ઞા.**

૧ માનનીય અંગ્રેજ ઇસ્ટઇંડીયા કંપની સાથે મહારાજ માનસિંહ, તેના ઉતરાધીકારી અને તેના વંશધરોનું બન્ધુત્વ અને એકીભાવ કાયમ રહેશે અને એક પક્ષના શત્રુ મિત્ર બીજાના પક્ષના શત્રુ મિત્ર ગણાશે ૨ જોધપુર રાજ્યને વિપદમાંથી કહાડવા બ્રીટીશ ગવર્મેન્ટ ચેષ્ટા વાળી થાશે. ૩ મહારાજ માનસિંહ, તેના ઉતરાધીકારીઓ અને વંશધરો બ્રીટીશ ગવર્મેન્ટની નીચે સહયોગી રૂપે કામ કરશે બ્રીટીશ ગવર્મેન્ટની તેઓ આધીનતા સ્વીકારશે. બીજા કોઇ રાજ્ય કે રાજા સાથે તેઓ સંબંધ રાખશે નહિ ૪ બ્રીટીશ ગવર્મેન્ટની અનુમતિ લીધા વિના મહારાજ માનસિંહ તેના ઉતરાધીકારી કે તેના વંશધર બીજા કોઈ રાજા સાથે કે રાજ્ય સાથે સંધિપ્રસ્તાવ કે સંધિબંધન કરી શકશે નહિ ૫ ખુદ મહારાજ માનસિંહ તેના ઉતરાધીકારી કે તેના વંશધર કોઇના ઉપર અત્યાચાર કરી શકશે નહિ જો ઘટના ક્રમે કોઇની સાથે તેઓનો વિવાદ થાય તો તે વિવાદનો ચુકાદો બ્રીટીશ ગવર્મેન્ટ કરશે. ૬ આજસુધી જોધપુર રાજ્ય સિંધીયાને જે કર આપતુ આવ્યુ છે તે કર હવે અંગ્રેજને આપવા પડશે અને એ કરના માટે સિંધીયા સાથે જોધપુરનો જે સંબંધ છે તે તુટશે જો ધાએ. ■ સિંધીયા જ્યારે એ કર મહારાજા પાસે માગશે ત્યારે તેનો જવાબ બ્રીટીશ ગવર્મેન્ટ દેશે ૮ પ્રયોજન આવે ત્યારે જોધપુરરાજે બ્રીટીશ ગવર્મેન્ટને પાંચશો સવાર [ યુદ્ધ માટે ] આપવા પડશે વળી જોધપુરરાજની સેના. પ્રયોજનવશે બ્રીટીશસેનાની સંયુક્ત કરી પ શે ૯ મહારાજા તેના ઉતરાધીકારી કે તેના વંશધર સ્વદેશના શાસનકર્તા રહેશે તેઓના રાજ્યમ બ્રીટીશ શાસન ચાલશેનહિ, ઇ સ ૧૮૧૮ના જાન્યુઆરી માસના છઠ્ઠા દિવસે આ સંધી દિલ્હી સી ટી, મેટકાફ, બ્યાસ વિષનરામ, અને વ્યાસ અભયરામથી સ્વાક્ષરિત થયુ. ત્યારપછી ક્રમાએ મહામાન્ય ગવરનર જનરલના હેસ્ટીંગ્સ, રાજ રાજેશ્વર મહારાજા માનસિંહ. અને કુમાર યુવરાજ છત્રસિંહથી તે અનુમોદીત થયુ.

તેમાં વિશાદનું બીજ પ્રચ્છન્ન રીતે રહેલ છે, પોતાના રાજ્યને અધઃપાતમાંથી બચાવવા બીજો ઉપાય ન દેખતા રાજા માનસિંહે સંધિપત્ર સ્વીકાર્યો. ઇ. સ. ૧૮૧૭ ના ડીસેમ્બર માસમાં વ્યાસ વિષનરામે, દિલ્લી નગરમાં આવી માનસિંહના પ્રતિનિધિરૂપે સંધિપત્રમાં સહી કરી. તે દિવસે સુપ્રિમ બ્રીટન હાથમાં રાઠોરોનું અદૃષ્ટ ચક્ર સોંપાયું. તે દિવસે, વિધાતાએ છાનાછપી બેસી મારવાડના પગમાં બેડી પહેરાવી. જે રાઠોડ રાજાઓ એટલા દિવસથી મોગલની અધીનતા ભોગવતા આવ્યા હતા તે અધીનતા આ વખતે તે દિવસથી વિચ્છિન્ના થઇ. સંધિબંધન સમાપિત થયું. ઈ. સ. ૧૮૧૮ માં એક અંગ્રેજ કર્મચારી * મારવાડમાં આવ્યો, તે સમયે તે વર્ષનો ડીસેમ્બર માસ ચાલતો હતો. તે રાજ્યની પ્રકૃત અવસ્થા જોઈ ગયો. રાજ્યમાં જુદી જુદી વિશૃંખલા થઇ હતી તોપણ રાઠોડની રાજનીતિમાં ફેરફાર થયો નહોતો, રાજસભામાં તેનું પ્રાચીન સૌંદર્ય જરાપણ ફર્યું નહોતું. પ્રજાએ રાજાને અયોગ્ય ગણી તેની અવમાનના કરી હતી, પણ પ્રાણાંતે કોઇએ રાજસિંહાસનની અવમાનના કરી નહોતી. ફક્તમાં મારવાડમાં પ્રાચીન પ્રથા આચાર વ્યવહાર વગેરે સંપૂર્ણ અને અખંડિત રહેલ હતા.

મારવાડની રાજસભા જેવા જે સમયે અંગ્રેજ દૂત આવ્યો, તે સમયે અખીચંદ દીવાન અને સાલીમસિંહ નામના સમિતિના પ્રતિનિધિરૂપે મંત્રાગારમાં આસન શોભાવી રહેલ હતા. રાજ્યના જેટલા કર્મચારીઓ હતા તેટલા સહુ તે બન્ને અમલદારના હાથમાં રમકડા જેવા હતા. તેઓની અનુમતિ વિના એક પગલું પણ તેઓ અગ્રસર થઇ શકતા નહિ. વળી હણાયેલા ઇંદ્રરાજના ભાઇ ફતેહરાજના હાથમાં નગરરક્ષાનો ભાર સોંપાયો હતો, પોતાના ભાઇના અન્યાય વધનો પ્રતિશોધ લેવા ફતેહરાજ મનમાં વિચાર રાખતો હતો, પરંતુ માનસિંહ તેનો વિચાર જાણી ગયો હતો, રાજ્યસિંહાસને બેસી રાજા માનસિંહે પોતાની અવસ્થા જોઇ તેણે જોયું કે મંત્રાગારના નોકરોથી માંડી રસોડાના નોકરો સુધીના નોકરો સાલીમસિંહની મુઠીમાં છે તેમજ તેના પક્ષમાં તો મારવાડના આશામીઓ હતા. એવી આફતમાંથી બ્રીટીશસિંહની મદદથી તે બચ્યો. મારવાડનું શાસન જોઇ આવી બ્રીટીશદૂતે આવું કહ્યું "બ્રીટીશ ગવર્મેન્ટ રાજા માનસિંહને તેના સહાય નહિ આપે તો તેનું રાજ્ય સુશૃંખલ થાશે નહિ. ત્યારપછી બીજા દિવસે અંગ્રેજ બહાદુરે રાજાના હાથમાં કેટલુંક સૈન્ય સોંપવા ચાહ્યું તે સમયે રાજા માનસિંહના હૃદયમાં ગંભીર ચિંતા પેદા થઇ.

તેણે વિચાર્યું કે " અંગ્રેજની મદદથી રાજ્યના નવા પ્રપંચો દૂર કરી

* મે. ટી. ટ. તે અજમેરનો તત્ત્વાવધાયક,

શકીશ પણ જેમ બને તેમ તેઓની મદદ ન લેવાય તોજ સારૂ જો તેઓની મદદ લેવાશે તો રાઠોડ સરદારો, વિરક્ત થાશે તેઓ મારો વિશ્વાસ કરશે નહિ જ્યા સુધી સરદારની પ્રીતિ અને વિશ્વાસ છે ત્યા સુધી મહારૂ મગળ છે હાલ તો હુ અગ્રેજની મદદ લઈશ નહિ, મનમા વિચાર કરી, તેણે શિષ્ટાચાર સાથે બ્રીટીશસિહનુ તે સાનુકુળ અનુગ્રહ પ્રત્યાખ્યાત કર્યો

તેણે બ્રીટીશ દૂતને કહ્યુ "મારા રાજ્યને વિપદથી બચાવવા હુજ પ્રયત્ન કરીશ" માનસિહની આવલગી જોઈ સઘળાને પ્રતિતિ જન્મીજે માનસિહ પ્રકૃતિસ્થ થયો મધુર વાક્યથી અને મિષ્ટ વચનથી તે સઘળાને સતુષ્ટ કરવા લાગ્યો સર દારોને પાસે બોલાવી સારા વાક્યોથી તે તેઓને આશ્વાસન કરવા લાગ્યો માન સિહના એવા વ્યવહારથી અતિ સદેહવાળા મનના માણસોનો સદેહ ભાગી ગયો થોડા કાળ પછી બ્રીટીશ એજટ અજમેરમા ગયો

સાર્વલૌકિક પ્રભુતાની પ્રત્યક્ષ મદદ નલેવાથી મારવાડનુ નિ શેષ શ્રેય થાય તેમ નહોતુ અગ્રેજ દૂતે તેવી સહાય લેવા રાજા માનસિહને વારવાર સમજાવ્યુ પણ રાઠોડ રાજાએ તેની કોઇ કથા ગ્રાહ્ય કરી નહિ બ્રીટીશ એજટે જેમ તેમ તેને પ્રબોધિત કર્યો તેમ તેમ તે બોલવા લાગ્યો "રાજ્યની જે ગતિ હાલ જોઉછુ તે ગતિમાથી સારી સ્થિતિમા રાજ્યને હુ લાવી શકુ છુ ત્યારે તેમ કરવા આપને હુ શામાટે વ્યર્થ શ્રમ આપુ"

તે સમયે ભારતવર્ષના ગવર્નરજનરલે સારી ક્ષમતા આપી એક દૂતને* રાજા માનસિહ પાસે મોકલ્યો રાજ્યધાનીમા આવી તેણે જોયુ તો રાજ્ય દુર્દ-શાપન્ન છે, તેના પૂર્વતન કર્મચારીએ તે અવસ્થા સુધારવા ચેષ્ટા કરી પણ તે બીલકુલ વ્યર્થ ગઈ રાજકર્મચારીઓની કાર્યાવલીમા રાજા ખુદ થોડુ જોતો હતો, વેતનભોગી સઘળી સેનાને અને પદાણ સેનાને ત્રણ વર્ષથી પ ગાર નહોતો મળ્યો, તે સૈનિકવિભાગ દીન દશામા પડયો હતો પોતાના નિર્વાહના અર્થે તે ઘાસ અને લાકડાના ભારા વેચવા જ્યા ત્યા આથડતા હતા કેટલાક તો ભિક્ષા કરી જીવિકા ચલાવતા હતા, તેઓ તે સમયે પોતાના ચડેલા પગા રનો એક તૃતીયાશ લઈ ખુશી થવા ખુશી બતાવતા હતા જ્યારે એજટ સાહેબની રાજધાનીમાથી ત્રણ અકરાડીયા પછી વિદાયગિરી થઇ ત્યારે તે લોકોની દુર્ગતિ થઈ

પ્રપચી લોકોના કુકાર્યથી મારવાડ પ્રદેશ પીડિત થવા લાગ્યો પોતાની ઇષ્ટસિદ્ધિ માટે તેઓ જે જે કામ કરતા હતા તેથી દુર્બળ લોકો બહુ પીડા

---

* ઇ સ ૧૮૩૯ના ફેબ્રુઆરી માસમા મહાત્મા કરનલ ટોડ સાહેબ માન્યાહનો પોલીટીકલ એજટ નીમાઇને આવ્યો

લાગ્યા. અર્થ લાલસા અને પ્રતિશોધ પિપાસાની પરિતૃપ્તિ માટે તેઓએ એવાં અધર્મ કાર્ય આરંભ્યાં કે જેનું વર્ણન કરવા કલમ કલંકીત થાય તેવું છે દીવાને ગદવારનો સમૃદ્ધ જનપદગાનોર હસ્તગત કર્યો જ્યાં સુધી તેનો વાર્ષીક ચડેલો સઘળો પગાર ન મળે ત્યાં સુધી તે તેના કબજામાં રાખવાનો તેણે ઇરાદો કર્યો દીવાને કેટલીક ભૂમિ સંપતિ હરી પોતાના ભાઇને આપી એવી રીતના કુચક્રીઓએ પુષ્કલ અત્યાચાર કર્યા જેથી તેઓ સરદારો વીગેરેના વિદ્વેષ પાત્ર થયા છેવટે દુરાકાંક્ષ મંત્રીએ મારવાડની પ્રધાન ભૂમિવૃત્તિ આહોરઉપર હુમલો કરવાનું ધાર્યું પણ તેની ધારણા સફળ થઇ નહિ.

ફતેહસિંહનો અને તેના સહચરોનો અત્યાચાર પ્રતિદિન વધતો ગયો પ્રજા અને સરદારો મર્માહિત થયા. સામંત સમિતિમાં વિષાદ ફેલાયો સઘળા લોકોમાં અવિશ્વાસ અને રોષનો વાસ થયો, સરદારોની ભૂમિ સંપતિ અત્યાચારી અમલદારોથી પદદલિત થઇ. તેઓના મનમાં દ્રઢ વિશ્વાસ જન્મ્યો જે માનસિંહ ગુપ્ત ભાવે રહી આ અત્યાચાર કરાવે છે. માનસિંહે બ્રીટીશ એજંટના અનુપસ્થિતિના સમયે ફરીવાર એકાંતવાસ સ્વીકાર્યો. અને રાજ્યના શાસન કાર્યમાં વિશેષ અમનોયોગિતા તે રાખવા લાગ્યો રાજ્ય શાસનમાં તેનું ધ્યાન નહોતું પણ અખેચંદ અને ફતેસિંહ રાજ્યનું કામ સુંદર રીતે સંભાળતા હતા.

ફતેહસિંહ અને તેના સહચરોનો અત્યાચાર પ્રતિ દિન વધતો ગયો. પ્રજા અને સામંત સરદારો મર્માહિત થયા, સઘળી સામંત સમિતિમાં વિષાદ રોષ અવિશ્વાસ અને અહંકાર ફેલાઈ ગયો. જે સામંતો રાજ્યના સ્થંભ સ્વરૂપ હતા જેની સહાય વિના દુર્ધર્ષ મુસલમાનો મારવાડને જીતી લેત તેઓની સંપતિ આજ ભય ભરેલી હાલતમાં હતી. તેઓનું સંમાન કહેવું રાખવું જોઇએ તે કોઇ જાણતું નહોતું સરદારોની મર્મ વેદનાની હદ રહી નહિ.

છ માસ વીતી ગયા અખીચંદનો પ્રચંડ પ્રતાપ વધતો ગયો કોઈ પણ તેની વિરૂધ્ધે ઉભુ થયું નહિ રાજ્યમાં તેજ પ્રધાન પુરૂષ ગણાતો હતો રાજ્યમાં તેના સિવાયનો બીજો હુકમ ચાલતો નહિ. રાજા માનસિંહ દુર્ધર્ષ દીવાન અખીચાંદ પાસે એક પુતળું હતું. પ્રજા, માનસિંહને નમાલો ગણવા લાગી, પણ છેવટે તેઓની તેવી લાગણી દૂર થઈ. માયા જાળ છેદાઈ ગઈ. માનસિંહે પોતાની મતિં ધારણ કરી. માનસિંહે નિજરૂપ ધારણ કર્યું, સરદારોના અને પ્રજાનાં લોહી પી દુર્ધર્ષ અખીચંદ સુખથી સમય કહાડતો હતો એટલામાં તેનાં માથા ઉપર ભયંકર દંડ પડયો. તેનું સુખસ્વપ્ન ભાંગી પડયું તે ઉંચા ટોચ ઉપરથી ઉંડા ખાડામાં પડયો, તેના પાપનચાર પાદપુર થયા. ચતુર માનસિં-

આશ્વાસન વાકયથી વિશ્વાસ પામી તેઓએ યુદ્ધ છોડી દીધુ તેઓ દળ સાથે રાજા માનસિંહની છાવણીમાં આવ્યા પણ માનસિંહે પોતાની પ્રતિજ્ઞા પાળી નહિ સૂરતાનનો પુત્ર જેવો તેની છાવણીના આવ્યો કે દીવાને રાજાનો એક સ્વાક્ષરિત પત્ર બતાવી કહ્યુ, ' આપ હવે કેદી છો આ ક્ષણે હવે રાજાની પાસે તમારે જવુ જોઈશે આવુ કાપુરૂષોચિતચરિત જોઈ નધવી સેનાપતિના મનમા ઘૃણા ઉત્પન્ન થઈ, તેણે તે દસ્તાના પત્ર દૂર ફેંકી દીધો અને કહ્યુ " ના ! તે કદી બનવાનુ નથી તેણે મારા વાકય ઉપર વિશ્વાસ રાખી આત્મ સમર્પણ કર્યું હવે તેને કેદી કરવો શુ ઉચિત છે એમ ? રાજા માનસિંહ પોતાની પ્રતિજ્ઞા ન પાળે તો હવે હુ તેને કોઈ નિરાપદ સ્થળે મુકી આવુ તે સેનાપતિએ તે બાળકને સાથે લીધો સાથે લઇ તે આરાવલી પાદ પ્રસ્થ પાસે આવ્યો તે સ્થળથી સુરતાન બાળકુમારે મેવાડમા જઈ રાણાનો આશ્રય લીધો

માનસિંહનુ વિશ્વાસઘાતક અધમ આચરણ જોઈ સરદારો અત્યત ક્ષોભ પામ્યા તેઓએ જોયુ જે મારવાડમા હવે તેઓનુ સુખ નથી ડગલે ડગલે વિદ્વેષી નૃપતિના નયન વિષનો સભોગ કરવો પડે છે, ડગલે ડગલે વેતનભોગી સૈનિકોની તાડના સહેવી પડતી હતી તેઓની પાસે એવુ મહાયબળ નહોતુ, જે જેથી કરી તેઓ રાજાની વિરૂધ્ધે ઉતરે તેઓ પોત પોતાના કિલ્લામા પણ રહેવા પામ્યા નહિ, તેઓના મનમા હતુ જે અગ્રેજ સેના આવી કીલા ઉપર હુમલો કરે, એ રીતે શોક સતત થઇ રાઠોડ રજપુતોએ માતૃભૂમિ તજી દેવા સકલ્પ કર્યો જે મારવાડ તેઓનુ લીલાસ્થળ હતુ, તે મારવાડ છોડી જવા તેઓ હજાર દરજ્જે ખુશી હતા છેવટે તે પીડિત રાઠોડ સરદારોએ પરિવાર સાથે માતૃભૂમિ છોડી દીધી ત્યારપછી મારવાડ ભૂમિ પશુઓની વાસભૂમિ થઇ પડી, સરદારોએ માર વાડનો ત્યાગ કરી મેવાડ અબર કોટા અને વીકાનેરનો આશ્રય લીધો તે પ્રદેશના સઘળા રાજાઓએ તેઓને આદરથી ગ્રહણ કર્યા તઓએ તેઓને વાસોપયોગી સ્થળ આપ્યુ, તેથી પાપુ માનસિંહનો કઠોર દુરાચાર શાત પામ્યો નહિ, પાશવી સ્વાર્થઘટનાથી તે એટલો બધો મૂઢ થઈ ગયો હતો, જે તેના વિપદના પરમ બધુ આનરસિંહ ઉપર હુમલો કરવા તેણે મુકરર કર્યું જે આનરસિંહ તેની વિપદનો સહચર, જેણે પોતાની પીઠ આપી તેને ભીમની ઠગીથી બચાવ્યો હતો તે આનર સિંહનો સઘળો ઉપકાર ભૂલી રાજા માનસિંહ કૃતઘ્નતાના પવિત્ર મસ્તક ઉપર પાટુ મારી તે આનરસિંહને સપૂર્ણ હરકત કરવા તૈયાર થયો

સુખ દુ ખમા અઢાર માસ વીતી ગયા મારવાડના સરદારો નિર્વાસિત અવસ્થામા હતા તેઓ પરાન્ને પ્રતિપાળિત હતા તેઓ પરગૃહમા રાધિન હતા,

આશ્વારનો વિશ્વદાહી પ્રતાપ નહોતો, સઘળું ઠંડુ પડી ગયું. સઘળું મંદ થઇ ગયું. રાજ ગૈવવન્હિ ઓલવાઇ ગયો જે યોધગર્વે પોતાના અદ્દભુત સંન્યાસ બળે રાઠોડ સૂરતાની માણ પ્રતિજ્ઞા કરી આજ તેનું સિંહાસન જીર્ણઘરની જેમ ભગ્નમાય પત્ર અગાયુ તેનો વિજય કિરિટ આજભૂમિ ઉપર પડયો. કાળચક્રનું કેવું અદ્દભુત જવું જોઈ ! કાળચક્રનું કેવું વિચિત્ર વિધાન ! પ્રચંડ અત્યાચારી મુસલ- ઉત્પન્ન થ' ધારાવાહિક ઉત્પિડન સહન કરીને પણ જે રાઠોડ કુળ અક્ષુણ્ણ રહ્યું બનવાનું રે રાઠોડ કુળ આજ અધોગતિને પામ્યું. તે રાઠોડ કુળનો આજ પ્રતાપ હવે તેને કુ સ્તગત તે રાઠોડ કુળનો કિર્તિચંદ્ર આજ આથમ્યો. તે રાઠોડો અને પાછે તો હુ આજ કયા ! કાળચક્રના પરિવર્તને તેઓ આજ સમાધિ મંદીરમાં પઠા- સાથે લીધો ર્શને લુંટારા મરાઠાએ મારવાડ ઉપર અત્યાચાર કરવાનું બાકી રાખ્યું આગ્રકુમારે મી કરીને પણ મારવાડની આબાદી વિશેષ તુટી ગઈ રાઠોડાએ તેઓ માની હાઈ રાખી જે આબાદીની આશા રાખી હતી તે આશા શુ સફળ ૫ક્યા તેઓ ઠોડો સાથે સંધિબંધન કરી બ્રીટીશ ગવર્મેન્ટે પ્રતિજ્ઞા કરી જે, "માર નૃપતિના નય મશાંતિ બંધ કરી, મારવાડના દગ્ધ હૃદય ઉપર શાંતિવારિનો શેક કરવો" વાડના મહેર્વ હા શુ પાલિત થઇ ? મારવાડવાસીના શોકાશ્રુ સાથે વર્ષ ઉપર વર્ષો કરી તેઓ ગરમા કુવર' તોપણ ન્યાયપર સત્યસંધ બ્રીટીશ ગવર્મેન્ટે પોતાની પ્રતિજ્ઞા નહિ/તેઓ મા મનોયોગ આપ્યો નહી એમ વિચારવામા ભારતવાસી કોઇપણ ઉન્મત ગીને રે શે નહિ બ્રીટીશ પોલીટીકલ એજન્ટ મહાત્મા ટોડ સાહેબે તે વાત કબુલ રી" છે એ સંબંધે તેણે જે મત જાહેર કરેલ છે તેનો ખરેખરો અનુવાદ આપવા ક્ષમ આચકો ખાય છે

જુદી,
દીધી તે
પડ્યો,



# ષોડષ અધ્યાય.

મારવાડનો વિસ્તાર મારવાડના અધિવાસીઓનો શ્રેણિવિભાગ, મારવાડની ભૂમિ. મારવાડનું મરુ મારવાડનું ખનિજ દ્રવ્ય અને શિલ્પ દ્રવ્ય, તેનું વાણિજ્યસ્થાન મારવાડની વણિક શ્રેણી મુખ્ય અને બાર વાણી મેળા મારવાડની વિચાર નીતિ, તેનો દંડ વિધિ, તેનો કર વિધિ તત્ત્વ મનાવનારી અને આગમન શ્રેણી સામંતિક ભૂમિ

પૂર્વ પશ્ચિમે મારવાડ કાંઈક વધારે વિસ્તૃત તે વિસ્તૃતિ અન્યૂન બસો એંશીતેર માઈલ, તે ઉત્તર દક્ષિણમાં બાનો માઈલ લાંબું, તેના પૂર્વોત્તર ખુણાથી દક્ષિણ પશ્ચિમ ખુણા સુધી એક વ્યાસ નાખીએ તો તે ત્રણસો પચાસ માઈલ થાશે નહિ. મારવાડની સીમા મધ્યની એવી સંજ્ઞની વક્ર અને અસમ, તેના એક બીજા રાજ્યના અંશ એક બીજા રાજ્ય સાથે એવા મળી ગયા છે જે ત્રિકોણ મિતિ સિદ્ધ પ્રક્રિયાનું અવલંબન કર્યા વીના તેની સીમાનું ખરૂં નિર્ધારણ થાય તેમ નથી

મારવાડના અધિવાસીઓનો શ્રેણિ વિભાગ જે સમયે મહાત્મા ટોડ પોલીટીકલ એજંટના પદે નીમાયો હતો, ત્યારે તેણે ગણના કરી મારવાડની લોક સંખ્યા વીસ લાખની મુકરર કરી એ સંખ્યામાં જીત, પચાસમ, રજપુતદિ અષ્ટમ બાકીની સંખ્યા બ્રાહ્મણ, વણિક અને શુદ્ર હતી. એ ગણના જો ખરી હોય, તો તેથી રજપુતની સંખ્યા પુરૂષ, બાળક વીગેરેને લઈ એકંદર પાંચ લાખની હતી તેમાં ઓછામાં ઓછા પચાસ હજાર આશામી અસ્ત્ર ધારણ કરવામાં ગણાયા હતા

મારવાડનો વિસ્તૃત પ્રતિહાસ વર્ણવા જતા રાઠોડના ચરિત્રનું વર્ણન કરવું નિપ્રયોજન છે કારણ કે મારવાડના દરેક પત્રે એ વીરકુળનું ચરિત્ર અંકિત છે રાજસ્થાનના છત્રીસ રાજકુળમા રાઠોડ રજપુતોએ ઉંચું આસન મેળવ્યું છે જે રાઠોડે મોગલના પ્રચંડ પ્રતાપને તુચ્છ કરી દીધો. આજ કાળચક્રના પરિવર્તનથી તેનો વીર્યવહ્નિ નિસ્તેજ થઈ ગયો ખરો પણ તે નિર્વાણ થયો નહોતો. કાળક્રમે જો ઘોષદાસ જેવો મહા પુરૂષ પેદા થઈ મોહનમંત્રબળે એ અસ્તમિત વીર્યવહ્નિ દીપિત કરે તો ફરીથી તે રાઠોડના ગૌરવ તેજે પૃથ્વી આલોકિત થાય, રાઠોડ રજપુતો પ્રધાન અરિંદમ નેતી છે

ભારતવર્ષમાં રાઠોડ અશ્વોના સર્વ પ્રધાન, એ માટે મારવાડમાં પ્રતિવર્ષ સંખ્યાબદ્ધ અશ્વો ખરીદ થાય છે. કચ્છ, કાઠીયાવાડ, મુલતાન વીગેરે પ્રદેશથી ઘોડાઓ, આવી મારવાડની રાઠોડ અશ્વસેનામાં ભરતી થાય છે. તે ઘોડા ભાલોત્ર અને પુષ્કળ નાગોરમાં વેચાણ થાય છે.

ભૂમિ અને શસ્ય-મારવાડની ભૂમિ વૈકાળ, ચીકણી, લીલી અને સફેદ છે. વૈકાળભૂમિમાં મારવાડનો ઘણો ખરો ભાગ વ્યાપ્ત છે. તે વાલુકામય છે. જેમાં માટી થોડીજ હોય છે. તેમાં મકાઈ, મગ, મઠ, તલ અને તરબુજ થાય છે. ચીકણી ભૂમિ જોવામાં કૃષ્ણ વર્ણની છે. મેરતા, ગદવાર, વિગેરેના પ્રદેશો એ ભૂમિથી પરિવ્યાપ્ત છે. તેમાં ઘઉં ઉત્પન્ન થાય છે, પીળીભૂમિમાં વાલકાનો ભાગ મિશ્રિત છે. જોધપુર ઝાલોર અને વાલોત્ર વીગેરેના પ્રદેશ તે ભૂમિથી પરિવ્યાપ્ત છે. પીળી ભૂમિ ચવના માટે વિશેષ ઉપયોગી, તમાકુ ડુંગળી વીગેરે તેમાં પેદા થાય છે. સફેત ભૂમિ વિશુદ્ધ ધોળી રેતીથી પરિપુરિત છે. તેમાં કોઈ પણ શસ્ય પેદા થતું નથી. લુણી નદી દ્વારાએ મારવાડની ભૂમિ ઘણા દરજ્જે સુધરી ગઈ છે, પુષ્કર હદથી પેદા થઈ મારવાડના બે ભાગ કરી લુણી નદી ક્રમાગત પશ્ચિમ તરફ પ્રવાહિત છે. વળી આરાવલીમાંથી ઘણી નાની નદીઓ વહે છે.

ખનિજ દ્રવ્ય-મારવાડમાં અનેક સ્થળે અનેક પ્રકારનાં ખનિજ દ્રવ્ય પેદા થાય છે. તે ખનિજ દ્રવ્યથી મારવાડની ઘણે દરજ્જે આબાદી છે. શંબરનું પ્રવણ વીગેરે દ્રવ્ય મારવાડની સમૃદ્ધિમાં વધારો કરે છે. મકરાણાના મરમરના પથ્થર વિશેષ પ્રસિદ્ધ છે. મુસલમાન શાસનકાળમાં એકજ પથ્થરથી દીલ્હી આગ્રા વિગેરેનાં સારાં મકાનો બંધાયા છે. તે પથ્થરથી સમાધિ મંદિરો અને આરબ્ધ સ્તંભો વીગેરે બનાવેલા છે. અગાઉ એ પથ્થરથી મારવાડની પુષ્કળ પેદાશ હતી, પણ તે પેદાશ કમ થઇ છે, તે શિવાય જોધપુર અને નાગોર પાસે ચુનાના પથ્થર નીકળે છે તે પથ્થરથી પણ મારવાડનો પુષ્કળ ઉપકાર થયો છે. સુજોમાં કલઈ અને શીશું નીકળે છે. પલ્લીમાં ફટકડી નીકળે છે. પોનમહેલ અને ગુર્જરની પાસેના પ્રદેશમાં લોઢું નીકળે છે.

શિલ્પ-મારવાડીઓ શિલ્પશાસ્ત્રમાં પારદર્શી નથી. જાડા સુતરના કાપડથી અને જાડા ઉનના ધાબળાથી વેપારની ઉન્નતિ નથી. બંદુક તલવાર અને યુદ્ધોપયોગી અસ્ત્રશસ્ત્રો યોધપુર અને પલ્લી નગરમાં બને છે. પલ્લી નગરના અધિવાસીઓ વિલાતી ટીનની પેટી જેવી એક પેટી કરે છે. એ સઘળા સામાન કરતાં લોઢાના કડાયાં સારાં તૈયાર થઈ મારવાડમાં વેચાય છે.

વાણિજ્યસ્થલ-રાજસ્થાન સઘળા પ્રદેશમાં એક એક વાણિજ્ય સ્થળ

હોય છે. મેવાડનું ભીલવાડા, બીકાનેરનું ચુરૂ અને અજમેરનું માલપુર વાણિજ્યનું પ્રધાન સ્થળ ગણી મારવાડનું પાલી કોઈ પ્રકારે વાણિજ્યમાં તેઓથી ઉતરતું નથી, મારવાડના ગૌરવ, હાલમાં પાલી નગરીજ પ્રાચ્ય અને પ્રતીચ્ય દેશમાં વાણિજ્ય માટે પ્રસિદ્ધ હતી ભારતવર્ષના, ચીનના, કાશ્મીરના અને અરબસ્તાનના પણ્ય દ્રવ્ય સાથે યુરોપના, આફ્રીકાના, ઇંગ્લંડના પણ દ્રવ્યનો વિનિમય આ પાલી નગરીમાં થતો. પશ્ચિમ દેશના અનેક દક્ષિણ દેશનાં હાથીદાંત, કેરી, ખજુર, ખારેક, કપુર, ચંદનકાષ્ઠ, રેશમીવસ્ત્ર, પશમી કાપડ વીગેરે દ્રવ્યો સમુદ્ર માર્ગે કચ્છ અને ગુજરાતના ઉપકુળે એકઠા થઇ ઉંટથી વાહિત થઇ પાલીની વિશાળ મારકેટમાં આવતા મારવાડી લોકો સાકર, અફીણ, રેશમી વસ્ત્ર, પટુવસ્ત્ર, શાલ બનાત વીગેરે જુદી જુદી ચીજો આપી બદલામાં તે ચીજો ખરીદતા હતા

મેળા—મારવાડમાં પ્રતિવરસ બે મેળા ભરવામાં આવે છે તે બન્ને મેળા મુંધર અને બાલોત્ર શહેરમાં ભરાય છે એ મેળામાં જુદી જુદી જાતના દ્રવ્યો પ્રદર્શિત અને વિક્રીત થાય છે માઘ માસના પ્રારંભ થકી તે બન્ને મેળાની શરૂઆત થાય છે મુંધરના મેળામાં ગાય બળદને લઇ મોટા આડંબરથી મેળો ભરાય છે પણ અઠવાડીયા સુધીએ મેળા રહે છે ભારતવર્ષના જુદા જુદા સ્થળથી જુદા જુદા વેપારીઓ એ મેળામાં આવે છે મારવાડની સૌભાગ્યલક્ષ્મી સાથે મુંદર અને બાલોત્રનું ગૌરવ અંતર્હિત થયું છે.

વિચાર વ દંડ વિધિ—રજપુતોનો વિચાર અને દંડવિધિ ઘણું કરીને કોમળ રાજનૈતિક મોટા અપરાધ વિના તેઓ કોઇને ઘણું કરી અંતદંડે કઠીન કરતા નહિ રજપુતો વિચારક, સૂક્ષ્મદર્શિક, ન્યાયવાન અને નિરપેક્ષ હોઇ અપરાધિ ઉપર દયા રાખતા હતા નરઘાતક અપરાધી પણ અર્થદંડ, ધેત્રાપાલ, કારારોધ કે ભિન્ન નિર્વાસનની સામાન્ય સામાન્ય શિક્ષા ગ્રહ્ય કરી વિચાર કર્તાના કરૂણાબળે પ્રાણ રક્ષણ પામતા હતા વાદી તેમ થવાથી કોઈ રીતે ક્ષુણ્ણ રહેતો નહિ રજપુતો બને ત્યાંસુધી ચોરી કરતા નહોતા રજપુત સમાજમાં તસ્કર થોડા જોવામાં આવે છે, અનાદિના લીટના શાસનકાળમાં તસ્કરના નામ માત્રમાં પ્રસિદ્ધ હતો. રાજા વિજયસિંહના મૃત્યુ પછી મારવાડનું વિચારાસન શૂન્ય થઈ પડ્યું. શાથી કે વિજયસિંહ પછી તેનો જેવો નરેશ કુળમાં કોઈ સુવિચારક પેદા થયો નહિ, તેણે કોઇ દિવસ કોઇના વિરૂદ્ધ પ્રાણદંડાજ્ઞા કરી નથી તેના સુવિચાર સબંધે આજ પણ લોકોમાં અનેક ગલ્પ સાંભળવામાં આવે છે એકવાર તેના સુવિચારથી મોહ પામી. મારવાડના બંદીજનો બોલતા હતા કે " અમે બજારે શાક થોડું પણ પામતા નથી, પણ રાજમાર્ગમાં બેઠીવાડુ જોઇને ખાઇએ છીએ. "

અનિ પરીક્ષણનો દંડ જે પ્રાચીનકાળે ભારતવર્ષમા હતો તે દંડ મારવાડમા આવતો હતો જે દંડથી સ્વી નિનતિની સીતાએ પોતાની શુદ્ધતા અને પાતિવ્રત્ય સપ્રમાણ કરી આપેલ છે

પંચાયત—પંચાયત પ્રથા ભારતવર્ષમા નવી નથી જે વિચાર વિધિ માટે અગ્રેજ લોકો પંચાયત પ્રથાને અયોગ્ય કરી માને છે તે વિચારવિધિ ઘણા પ્રાચીન કાળથી ચાલતી આવે છે રાજ્યાચની ગુજરાતમાનો પણ તે વિધિથી આપણને વંચિત કરી શકયા નથી, તે પ્રશસ્ત વિધિ દીવાની વિચારમા પ્રયુક્ત હતી જો વિચારમા અસંતોષ પામેલ વાદી પ્રતિવાદી ફરી વિચારના માટે રાજા પાસે પ્રાર્થના કરતા હતા વિચારાલયનો કાર્ય વિધિ ઘણોજ સામાન્ય હતો વાદી જીલ્લાના હાકીમ પાસે કે ગામના પટેલ પાસે અરજ કરતો પછી પ્રતિવાદી તરફ સમન્સ નીકળતો, વાદી પ્રતિવાદીઓના સમન્સ કરી સાક્ષી લેવાતા તેઓની ગાદીની આણ એવી પ્રતિજ્ઞા અપાઇ જુબાની લેવાતી, વિચારના અંતે વિવાદની મિમાંસા થાતી વિચારપતિ, પોતાના નામની મહોર અંકિત કરતો જે સમયે દુર્નીતિમયી પાશ્ચાત્ય સભ્યતા ભારતવર્ષમા પેસવા પામી નહોતી, શઠતા અને પ્રપંચતા કોનેકહે એમ ભારતવાસીઓ નહોતા જાણતા તે સુખના સમયમા અને રજપુત જાતિના તે ગૌરવ કાળમા એ સામાન્ય પંચાયતદ્વારા વિવાદની મિમાંસા થાતી પણ ભારત વર્ષના સુભાગ્ય સાથે તે પ્રથા હાલ અંતર્હિત થઇ

રાજસ્વ—મારવાડનુ રાજસ્વ અનેક ઉપાયથી પેદા થતું, ઉપાયમા નીચેના ઉપાયો પ્રધાન-

૧ ખાલસ જમીન વ ખાસ જમીન

૨ લવણ સરોવર,

૩ શુ ,

૪ જુદી જુદી જાતનાં કર,

મહાત્મા ટોડ સાહેબના સમયમા મારવાડના અધિપતિઓને ખાસ જમીન થકી દશ લાખ રુપિયાની પેદાશ હતી પણ ત્યારપછી પચાસ વર્ષ એટલે રાજા વિજયસિંહના શાસન કાળે તેની સોળ લાખ રૂપીઆની પેદાશ હતી, પ્રજાપાસેથી દ્રવ્યો ઉપર કર લેવાતા હતો, અગાઉના સમયમા શસ્યનો પચાશ ઉપજમા લેવતો હતો ક્રમે ક્રમે તે ચતુર્થાંશ લુટી લેવાતો છેવટે રજપુત રાજાઓ સદ્રાશ લેતા હતા તે શિવાય રક્ષણ માટે પ્રજા કાક કાક કર આપતી હતી, તેમાથી રક્ષણ અને કુટીલ ખર્ચ ચાલતો હતો, આજ સુડ કર પૂર્ણ વયવાળા પ્રત્યેક પુરુષપાસેથી

એક રૂપીઆના હીસાબે લેવાય છે, પ્રત્યેક બળદ અને ગાડાના ઉપર એક આ-નાનો કર લેવાતો, ભેંસ ઉપર આઠ આનાનો અને ઉંટ ઉપર ત્રણ રૂપિઆનો કર હતો.

ઉંબરવેરો—એ વેરો અત્યાચાર મુલક થઈ પ્રસિદ્ધ છે રાજા માનસિંહે પ્રથમ પ્રવર્તાવ્યો. જે સમયે તેના સરદારો વિદ્રોહીયે થઈ નગરીમાં ગયા. જેથી તે અર્થ કષ્ટમાં આવ્યો, તે અર્થ મેળવવા તેણે ઉંબરવેરો નાંખ્યો. તેથી રાજ્યની ઉપજમાં વિશેષ વધારો જોઈ તેણે તે જારી રાખ્યો. ત્યાર પછી રાજા માનસિંહે તે કર વધારી દીધો, એ કર લેવાની વ્યવસ્થા સારી નહોવાથી લેનાર અધિકા-રીઓ તેમાથી કેટલોક ભાગ હઈ જઈ રાજ્યને નુકસાન કરતા હતા.



# વીકાનેર.

## પ્રથમ અધ્યાય.

વીકાનેર રાજ્યની ઉત્પતી, વીકા, આદિમજીત લોકની અવસ્થા તેઓની વિભૂતિ તેઓની શાસનવિધિ. જીવિકા અને ધર્મ નીતિ, વીકાના અભિયાત સમયના જીતલોકોના ઉપનિવેશની તાલિકા. વીકાના સાફલ્યનુ કારણ. વીકાના હાથમાં જીત મંડળનુ સ્વેચ્છાપૂર્વક આત્મસમર્પણ વ્યવસ્થા, વીકા અને તેની જીત, પ્રજાએ કરેલ જોહીયાનુ આક્રમણ, જોહીયાનુ વિવરણ. વીકાનો જય, ભટ્ટીઓના હાથથી બાગોરનુ લઈ લેવું અને વીકાનેરની સ્થાપના, વીકાના કાકાએ કરેલ ઉત્તર દેશનો જય. વીકાનુ મરણ, તેના પુત્રનુનકર્ણનો રાજ્યાભિષેક, ભટ્ટીઓ પાસેથી દેશનો જય. નુનકર્ણના પુત્ર જૈતનો અભિષેક, વીકાનેરની ક્ષમતાનો વધારો, રાયસિંહનો અભિષેક ,દેશ જય વીકાનેરના જીતલોકની સ્વાધીનતાનો લોપ, રાજ્યની શ્રીવૃદ્ધિ, અકબર સાથે રાયસિંહનો સંબંધ તેનું સંમાન અને પ્રભુતા, જોહીયા કુળનો બળવો અને તેઓનુ ઉન્મુલન, તેઓની પ્રાચીન ધ્વંસા વિશેષમાં અલેક્ઝાંડરનું વિક્રમનિદર્શન, રાજભ્રાતા રાયસિંહે કરેલ પુનીયા જીતનો પરાભવ, તેઓનુ સંપુર્ણ દમન, સલીમ [ જહાંગીર] સાથે રાયસિંહની દુહિતાનો વિવાહ સંબંધ, કર્ણનુ સિંહાસના રોહણ, સમ્રાટની સેવામા કર્ણના પહેલા બીજા અને ત્રીજા પુત્રનો પ્રાણ ત્યાગ, કનિષ્ટ પુત્ર અનુપસિંહનો અભિષેક, કાબુલના વિદ્રોહનુ દમન, તેના મૃત્યુ સંબંધે અનિશ્ચિતપણું, સ્વરૂપસિંહનો અભિષેક, તેનું મૃત્યુ, સુજનસિંહ, જોરાવરસિંહ, ગજસિંહ અને રાજસિંહનું સિંહાસના રોહણ. રાજસિંહની વિષમ યોગે હત્યા કરી તેના ઓરમાન ભાઇએ કરેલ રાજ્યાપહરણ, તેના વિરૂધ્ધે સરદારોનુ ઉઠવું, ન્યાય સંમત ઉત્તરાધિકારી પોતાના ભત્રીજાનો વધ અને વિપ્લવ યુદ્ધ સજ મરાઠાપહારકે કરેલ યોધપુરનુ આક્રમણ. વીકાનેરનુ તાત્કાલિક વિવરણ, વહાવતીનુ વૃત્તાંત.

જે આઠ રાજયથી સુવિશાળ રજપુતાનાનું શરીર ગઠિત છે. તેમાં વીકાનેરનું રાજ્ય બીજી શ્રેણીનું અંતર્ગત છે. તે મહારાજ યોધરાવના એક વિશાળ વંશતરૂની માત્ર શાખા. તે રાઠોડ વીરના સંતાનોએ જીગીષા વૃતિથી પ્રણોદિત થઇ પોતાના પિતૃ રાજ્યના ઉતર પ્રાંતમાં વીકાનેરની પ્રતિષ્ટા કરી મરૂ ભૂમિના હૃદયે સ્થાપિત હોઇ અને ચારે દિશાએ પ્રતપ્ત વાલુકારાશિથી પરિવેષ્ટિત થઈ વીકાનેર પોતાની સ્વાધીનતા લાંબો કાળ રાખવા સત્તાવાળુ થયું છે.

જે વર્ષમા ( સંવત ૧૫૧૫ ઈ. સ. ૧૪૫૯.) માં મહારાજ યોધરાવે રાઠોડ કુળનું રાજપાટ પ્રાચીન મુંદરથી યોધપુરમાં લઇ સ્થાપ્યું. તે વર્ષમા તેનો પુત્ર

વાર પચનદ પ્રદેશમા પેઠો તેટલીવાર જીતલોકો ગામે ટોળે આવી તેની વિરુદ્ધ ઉતર્યા, તે પજાબ પ્રદેશમા તેઓ ઘણા કાળ સ્વાધીન ભાવે રહ્યા છેવટે મહમદન શિષ્યોના પ્રચડ પ્રભાવે અધ પતિત થઈ તેઓમાથી કેટલાક ઇસ્લામ ધર્મમા દીક્ષિત થયા બાકીના ગુરુ નાનકના હાથમા દિક્ષિત થઇ શીખ ( શિષ્ય ) નામે પ્રસિદ્ધ થયા સન્યાસિવર ગુરુ ગોવિદસિહની વિકટ રણસાધનાના પ્રભાવે તે ધર્મવીર શીખલોકો પ્રચડ રાજનીતિના ઉત્તમોત્તમ આસને ચઢી બેઠા, તે સમયે જીતકુળના ઇતિહાસમા એક નવો યુગ ના યો, તેમા જીતલોકો પોતાના બાહુબળે મોટી પ્રતિષ્ઠા મેળવી હતી તે અસદિગ્ધ છે, તે જાત જાતિને જાટ પણ કહે છે, પણ તે જતી નામથી પણ ઓળખાય છે

ભારતવર્ષની મરુભૂમિમા ક્યા સમયે જીતલોકો આવ્યા તેનુ પ્રમાણ કોઇ સ્થળથી નીકળતુ નથી, ગહેલોત રજપુતના અભિયાન કાળે તેઓનો જે આચાર વ્યવહાર હતો, તે જોઇ એવુ સિદ્ધ થાય છે કે તે શાકદ્વીપીય અથવા સીથીયા વાસી છે તે સમયે તેઓ, મેષચારીની અવસ્થામા પોતાનો કાળ ગાળતા હતા તેઓમા જે વયોવૃદ્ધ હતા તેનુ નામ મડળ કહેવાતુ તેઓ દ્વારાએ સમાજની પરિચાલના થાતી હીંદુના ધર્મ સાથે તેઓના ધર્મનુ કાંઈ પણ સાદૃશ્ય જોવામા આવતુ નથી જીતલોકો પૌત્તલિક હતા કુરુ જક્ષાર્તીનનદની તીર ભૂમિથી તેઓએ વિચિત્ર પૌત્તલિક ધર્મ આણ્યો તે ધર્મ પ્રસિદ્ધ મુસલમાન ફકીર શેખફરીદની ધર્મનીતિથી બદલાયો

શાકદ્વીપ કુળપતિ વીરવર તૈમુર અને તેના વશધર બાબરના અભિયાનના મધ્યકાળે ગહેલોત રજપુતોનુ જીતલોક ઉપર આધિપત્ય હતુ ઇતિહાસમા લખેલ છે જે તૈમુરે જાક્ષાર્તીસના તીરઉપર અને ભારતીય મરુભૂમિ ઉપર શાખો જીતનો સહાર કર્યો તેથી માલુમ પડે છે જે મધ્ય એશીયાની બહાર થઇ ક્રમાનુસાર તે વીરજાતી સિધુ નદીના પૂર્વ તીરે આવી અને જે જીતોએ છેવટે વીકાને પોતાનો અધિપતિ ગણ્યો છે તે જીતો ભારતવર્ષની મરુભૂમિમા ઘણાકાળથી વાસ કરતા હતા

મધ્યાન્હ માર્તડની જેમ વીકાનુ તેજ ધીમેધીમે ફેલવુ બધુ વધી ગયુ જે થોડા વર્ષમા તે ઓછામા ઓછા ૨૬૭૦ ગ ગામનો અધિપતિ થયો જે અધિપતિપણુ દૃઢ થઇ પડયુ તે ઘણા ગામડાના અધિવાસીઓ તના ગુણગ્રામથી વિમોહિત થઇ સ્વચ્છદપણે તેના તાબામા સુખથી વાસ કરતા વાસ્યા પણ કાળચક્રના બેહદ ફેરફાર સાથે વીકાના વશધરો અતિશય બદલાઇ ગયા આજ તે ૨૬૭૦ ગામડામાથી માત્ર ૧૩૦૦ ગામડા તેઓના કબજામા છે

જુદી જુદી જાતની અનુકુળ ઘટનાએ પેદા થઇ વીકાનેર સૌભાગ્યનો માર્ગ

જ્યાં સુધી મને રાજતિલક ન કરે ત્યા સુધી હું રાજા ગણાઇશ નહિ. તમો બન્નેના હાથમા માગ અભિષેકનો ભાર હુ સોપું છુ તમો બન્નેના વંશધરો જ્યા સુધી માગ વંશધરને રાજતિલક ન કરે, ત્યાસુધી તે રાજા ગણાશે નહિ ત્યા સુધી રાજ્યાસન ખાલી રહેશે, એ રીતે તે બે વૃદ્ધ જીત વીરના નામ વીકાનેરના ઇતિહાસમા ચીર સ્મરણીય થયા.

જીતલોકોએ વીકાના હાથમા શાસનભાર સોપ્યો ખરો પણ તેથી તેઓની સ્વાધીનતા લુપ્ત થઈ નહિ તેઓની સ્વાધીનતા સ્પૃહા, સ્વભાવથી બળવાળી હતી, જ્યા જ્યા જીત લોકો વસ્તા ત્યા ત્યા તેઓ પોતાની સ્વાધીનતા અક્ષુણ્ણ રાખતા હતા તે સત્પ્રવૃતિની પરિતૃપ્તિ માટે તેઓ પોતાનુ જીવન અમ્લાન વદને આપતા હતા આજ ભારતવર્ષમા તેઓની રાજકીય સ્વાધીનતા લુપ્ત થઈ છે ખરી પણ તેઓની સ્વાધીનતાની સ્પૃહા લુપ્ત થઈ નથી

અનર્થક ગૃહ વિવાદમા જડીભૂત થઇ ગોદાર લોકોએ ગઠોડ વીર વીકાને જેવું ચીરસ્થાયી માન અને આધિપત્ય સોપ્યુ તેવુ માન અને આધિપત્ય કોઇએ કોઇને આ જગત્મા સોપ્યું નથી ભારતવર્ષની આદિમજાતિ પાસેથી અનેક હીંદુ નરપતિઓસમાન અને આધિપત્યપામ્યા, તે સમાન અનેઆધિપત્યકરતા જીતેઆપેલ સમાનજાનેઆધીપત્યઉંચા દરજ્જાનુ હતુ તેઅ મરના ઇતિહાસમા ત્યાનાઆદિમનિવાસી મીનલોકોનો એવો દાખલો જોવામા આવે છે આજ પણ તે જીત વૃદ્ધ પાડુના વંશ ધરો વીકાના વંશધરના કપાળમા તત્ત્વાભિષેક સમયે રાજતિલક કરે તેના બદલામાં નવા ભિષિક્ત રાજા તેને સોનાના પચીશ કટકા આપે છે વીકાએ પોતાની રાજધાની સ્થાપવા માટે જે જમીન પસંદ કરી તે જમીન એક જીતની હતી રાજાના અતિશય આગ્રહથી તે જીત બોલ્યો "જો આપ એ નગર સાથે મારૂ નામ ચીરકાળના માટે અક્ષય રાખી શકો તો હું તે ભૂમિ આપવા ખુશી છું. વીકાએ પોતાના નામ સાથે તે જીતનું નામ મેળવી રાજધાનીનું નામ વીકાનેર રાખ્યુ

વીકાએ જીતલોકનું સ્વત્વ અક્ષુણ્ણ રાખવા શપથ લીધા જેથી તે લોકોનો વિશ્વાસ વીકા ઉપર બેઠો ત્યારે તેઓએ વીકાના સેનાદળ સાથે એકઠા થઈ, જોહીયાંના ઉપર હુમલો કર્યો. જોહિયા સંપ્રદાય અતી વિશાળ હતો

જોહીયાનો મંડળ રુરોપાળ નામના સ્થાને વસતો હતો. તેનું નામ શેરસિંહ હતું. શત્રુઓને પાસે આવતા જોઇ શેરસિંહે પોતાનુ દળબળ એકઠું કર્યું અનેઅદમ્ય સાહસે તે શત્રુના હુમલાનો પ્રતિરોધ કરવા લાગ્યો, પણ કોઇ સ્વદેશ દ્રોહી વિશ્વાસઘાતકના હાથે શેરસિંહના પ્રાણ જવાથી જોહીયાના અદૃષ્ટ ફુટી ગયા

તેઓની લુંટફાટ નગરી રજપુતોના હાથમા આવી

નવીન જય લાભે અને ઉત્સાહે ઉત્તેજીત થઇ રાઠોડ વીર વીકાએ પોતાની સેના પશ્ચિમ તરફ ચલાવી રજપુતોનો ભાગોર પ્રદેશ તેની દ્રષ્ટીએ પડ્યો તેણે તે પ્રદેશ પોતાના ભુજ બળે ભટ્ટીઓની પાસેથી છીનવી લીધો. તે ભાગોર પ્રદેશ જીત લોકોના હાથથી ભટ્ટી રજપુતોએ છીનવી લીધો હતો. કાળના પરિવર્તનથી હવે તે પ્રદેશ જીતના અધિપતિના હાથમા આવ્યો. વીકાએ શુભદિને શુભ લગ્ને તે પ્રદેશમા પોતાની રાજધાની સ્થાપી, તેનું નામ વીકાનેર રાખ્યું.

વીકાનો કર્તવ્ય હવે દૃઢ થયો, તેનો કાકો કંદુલ અમિતવ જીગીષા દ્વારાએ ઉત્તેજીત થઇ મોટા દલ સાથે ઉત્તર દેશ તરફ ચાલ્યો. કંદુલ યુદ્ધકુશલ હતો તેનાજ ભુજબળના પ્રભાવે વીકો અધીકવાર જય મેળવી શકયો. ઉત્તર તરફ યુધ્ધ કરી તેણે આશીયાબ, વેનીવલ અને સારણ નામના ત્રણ જીત પ્રદેશ કબજે કર્યા તે ત્રણ પ્રદેશમા તેના સંતાનો આજપણ વાસ કરે છે, તેઓ કંદુલોત રાઠોડ નામે પ્રસિદ્ધ છે કંદુલોત રાઠોડો સ્વભાવથી તેજસ્વી અને સ્વાધીનતાપ્રિય છે તેઓ વીકાનેર રાજ્યના પ્રધાન અંગીભૂત ખરા પણ તેઓ વીકાનેર રાજ્યને ... આપતા નથી તેઓ વીકાનેર રાજ્યને નામમાત્ર માન્ય કરે છે રાઠોડ વીર ..., તેનો પ્રતાપ પ્રતિદિન વધતો ગયો તે પ્રતાપ મધ્ય ગગને ... નહિ ... રાજાઓથી નહતો ... ગયો તેના જીવન માર્ગે તેના પ્રતાપનો અવસાન થયો ... યવન રાજપ્રતિનિધિ વીકાનેર દુર્ગ કબજે કરવા જતાં ... પ્રતિનિધિથી તે યુદ્ધમા હણાયો.

વીકાએ પુગલના ભટ્ટિરાજની દુહિતાનો વિવાહ કર્યો હતો. તે ભટ્ટિરાજની કન્યાના પેટે નુનકર્ણ અને ગરસિંહ નામના બે પુત્ર પેદા થયા. જ્યેષ્ઠ પુત્ર નુનકર્ણના હાથમા રાજ્યભાર આપી વીકો સંવત ૧૫૫૧ (ઇ. સ ૧૪૯૫) માં પરલોકવાસી થયો નુનકર્ણ પિતૃસિંહાસને અભિષીક્ત થયો. ગરસિંહે, ગરસિંહસર અને ભરસિંહસર નામના બે નગર સ્થાપી અમરત્વ મેળવ્યું. ગરસિંહનો ... નામનો ... વીકાના નામે પ્રસિદ્ધ થયા.

પિતૃસિંહાસને અભિષિક્ત થઇ નુનકર્ણે પિતૃપદવી અનુસરી, તેણે રાજ્યના પશ્ચિમ પ્રાન્ત ઉપર આવેલા ભટ્ટિરજપુતોના અનેક ગામડા છીનવી લીધાં. તેના ... ચાર પુત્ર થયા હતા તેમાંથી મોટા પુત્રે પોતાના પિતાના જીવિતકાળમાં

---

સંવત ૧૫૪૫ ઇ. સ. ૧૪૮૯ ના વૈશાખ માસના પંદરમાં દિવસે વીકાએ વીકાનેર સ્થાપ્યું.

મહાજીત પ્રદેશ અને એકસો ચાળીશ ગામડા લઈ પોતાના નાના ભાઇને પોતાનો અગ્રાધિકારિત્વને હક આપી દીધો જેનુ નામ જૈત હતુ. ત્યારપછી જેત, સંવત ૧૫૫૯ મા બીકાનેરના રાજ્યસિંહાસને અભિષિક્ત થયો. તેના બીજા ભાઇઓને ભૂમિનપતિ મળી જૈતના ત્રણ પુત્ર હતા પહેલાનુ નામ કલ્યાણસિંહ, બીજાનુ નામ શિવજી અને ત્રીજાનુ નામ એશપાલ હતુ જેતસિંહે સ્વાધીન શ્રેસીયા સરદાર પાસેથી નાણેટિ જીવો ખેચી લીધો તે જીવો તેણે પોતાના પુત્ર શિવજીના હાથમા સોપ્યો

સંવત્ ૧૬૦૩ મા કલ્યાણસિંહ પિતૃસિંહાસને અભિષિક્ત થયો. તેને ત્રણ પુત્ર હતા પહેલાનુ નામ રાયસિંહ, બીજાનુ નામ રામસિંહ અને ત્રીજાનુ નામ પૃથ્વીસિંહ હતુ

પિતાના પરલોકવાસ ઉપર સંવત્ ૧૬૩૦ ( ઈ સ ૧૫૭૩ ) મા રાયસિંહ બીકાની ગાદીએ બેઠો તેના અભિષેક ઉપર જીતલોકનુ કાયમનુ સ્વતંત્ર લુપ્ત થઈ ગયુ આજસુધી તેઓ તે સ્વતંત્ર અબાધે ભોગવતા હતા પણ રજપુતોની સંખ્યા વધી પડવાથી તેઓનો પ્રભાવ મંદ થઈ પડયો તે સમયે રજપુતોએ તેઓના સઘળા હક ખેચી લીધા ત્યારપછી રાજ્યસત્તાને ખોઇ બેનસીબ જીતલોકો દીન દશાથી રહેવા લાગ્યા, ક્રમે અશ્વ અને અસિને છોડી તેઓ ગાયો બકરા વીગેરે ચારવા લાગ્યા રાયસિંહના શાસનકાળમા બીકાનેરના રાઠોડ રજપુતો મોગલ સામ્રાજ્યના તાબામા રહી બીજા રજપુત રાજ્યની જેમ ઉન્નતિ અને સમૃદ્ધિ ભોગવવા લાગ્યા પણ તેઓએ અમુલ્ય ધન સ્વાધીનતા વેચી ને સમૃદ્ધિ અને ઉન્નતિ ખરીદી, જેમ તેઓએ જીતલોકની સ્વાધીનતા છીનવી, તેમ મોગલોએ તેઓની સ્વાધીનતા છીનવી લીધી

પિતાના પરલોકવાસ ઉપર રાયસિંહ તેના દેહનો ભસ્મરાશિ ગંગાનીરે લઇ ગયો તે સમયે ભુવનવિદિત અકબર દીલ્હીના સિંહાસન ઉપર હતો રાયસિંહે અને સમ્રાટ અકબરે, યશલમીરની રાજપુત્રીઓ પરણી હતી પિતાના ઔર્દ્ધ્વ દૈહિક સત્કારના અંતે રાયસિંહે સમ્રાટની મુલાકાત કરવા ચાહ્યુ અંબરરાજ માનસિંહ તેને અકબરની પાસે લઇ ગયો મોગલ સમ્રાટે બીકાનેરરાજને અંતત સમાદરે ગ્રહણ કર્યો તેને ચાર હજાર સેનાપતિનો હોદ્દો આપ્યો વળી તેની સાથે ' રાજા" એવો ઈલ્કાબ તેને બક્ષ્યો તે સમયે જોધપુરનો અધિપતિ માલદેવ સમ્રાટનો વિરાગ ભાજન થયો અકબરે તેની પાસેથી નાગોર રાજ્ય ખેચી લઇ તે રાયસિંહને આપ્યુ સ્વાધીનતાને વેચી તેના બદલામા સમ્રાટના તાબામા નાટો અધિકાર પામી બીકાનેરરાજ રાયસિંહ પોતાના રાજ્યમા આવ્યો તેણે પોતાના

જે દિવસે રામસિંહના ભુજબળે પુનીયા લોકો પરાસ્ત થયા તે દિવસે વીકાનેરના રાજમુકટમાં એક બીજું રત્ન સ્થાપીત થયું, તે દિવસે છોજીત ઉપનિવેશનું રાજ્ય નૈતિક જીવન નાશ પામ્યું. તેઓના હાથથી ખડગ ખસી ગયું. તેના બદલે તેઓના હાથમાં હળ આવ્યું.

સમ્રાટ અકબરના સઘળા યુદ્ધ વ્યાપારમાં રાજા રાયસિંહ પોતાની પ્રચંડ રાઠોડ સેનાને સાથે રાખી પુષ્કળ ધ્યાન આપતો હતો. અમદાવાદ નગરના ઘેરામાં અમદાવાદના શાસનકર્તા મીરજા મહમદહુસેનની સાથે દ્વંદ્વ યુદ્ધ કરી તેને હણી રાજા રાયસિંહે વિશેષ ખ્યાતિ મેળવી. રાજનીતિજ્ઞ અકબર રજપુતોનેસારી રીતે જાણતો હતો. પોતાના રાજ્યની આબાદી માટે તેણે રજપુતોને ઉંચી ઉંચી પદવી આપી. તેણે રજપુત વીરત્વનું જેવું સમાન રાખ્યું હતું તેવું ભારતવર્ષના કોઇ પણ બાદશાહે રાખ્યું નથી. વીકાનેરના રાજકુળ સાથે મોગલનો સંબધ દૃઢ કરવા તેણે રાયસિંહની દુહિતા સાથે પોતાના પુત્ર સલીમનો વિવાહ કર્યો. તે વૈજાત્ય વિવાહનું ફળ બેનશીબ પારવેજ ઉત્પન્ન થયો.

રાયસિંહના પરલોક ગમન ઉપર સવત્ ૧૬૮૮ ( ઇ. સ. ૧૬૩૨ ) માં તેનો એકનોએક પુત્ર કર્ણ વીકાનેરની ગાદીએ બેઠો. કર્ણ પિતાના જીવિત કાળમાં દોલતાબાદનું શાસન કર્તૃત્વ અને બે હજાર સેના ઉપરનું સેનાપત્ય પામ્યો હતો. ઘણા રજપુતોની જેમ કર્ણે દારા શેકોનો પક્ષ પકડયો હતો તે કાળે તે દારાના પ્રચંડ પ્રતિદ્વંદ્વીની સાથે રહી કામ કરતો હતો. યવન સેનાનાયક તેનો શુદ્ધ અભિસંધી જાણી તેનો વધ કરવા પ્રપંચ કરતો હતો. બુંદીના હાટ રાજા પાસે તે બબતના ખબર પહોંચ્યા. તેણે તે પ્રપંચ જાળમાંથી કર્ણને બચાવ્યો. કર્ણ વીકાનેરમાં મરણ પામ્યો મૃત્યુકાળે તેના ચાર પુત્રો જીવતા હતા જેઓના નામ પદ્મસિંહ, કેસરીસિંહ, મોહનસિંહ અને અનુપસિંહ હતાં.

રજપુત લોકો સ્વભાવથી રાજભક્ત રાજાના ઉપકાર માટે તેઓ અમ્લાનવદને જીવનનો ઉત્સર્ગ કરે, મોગલ સામ્રાજ્યના ગૌરવ માટે તેઓએ જે બેહદ આત્મત્યાગ સ્વીકાર્યો છે તેનું વર્ણન રાજસ્થાનના ઇતિહાસમાં સ્થળે સ્થળે મળી આવે છે. કર્ણના પહેલા અને બીજા પુત્રે વિજયપુરના વિપ્લવકાળમા પ્રાણ ત્યાગ કર્યાં. ત્રીજો પુત્ર મોહનસિંહ રાજશિબિરમાં શોચનીય દશાથી મરણ પામ્યો.

અનુપસિંહ વીકાનેરના રાજ્ય સિંહાસને બેઠો. સંવત્ ૧૭૩૦ (ઇ. સ. ૧૬૭૪) માં તેનો રાજ્યાભિષેક થયો, તેના ભાઇઓની સેવાથી સંતુષ્ટ થઇ સમ્રાટે પાંચ હજાર સેનાનો અધિપતિ બનાવ્યો. વળી વિજયપુર અને ઓરંગાબાદનો શાસન ભાર તેને સોંપ્યો. આદોનીનો કીલ્લો અને કેટલીક ભૂમિસંપતિ તે પામ્યો.

સુરતસિંહની એ ગયગી માતાથી રાજસિંહે પ્રાણ ખોયા સુરતસિંહ રાજ નાતાનો ઉપયુક્ત પુત્ર સુરત રાજસિંહાસનનો કબજો કરવા માટે તેણે તેના બીજા ભાઈઓને સ્થાનાન્તરિત કર્યા

પ્રતાપસિંહ અને જયસિંહ નામના બે પુત્રને વાસે રાખી રાજસિંહ મરણ પામ્યો. તેનામૃત્યુ પછી, બળ પૂર્વક રાજગાદી કબજે ન કરી, કૌશલથી તે કબજે કરવાનું સુરતસિંહે વિચાર્યું, આજ સુધી તે પ્રતિનિધિ પદે નીમાયેલ હતો અઢાર માસ તેણે તે પદનું કામ ચતુરાઇથી કર્યું તેણે તે અવસરમાં મીઠા ભાષણથી રાજના સરદારોને હસ્તગત કર્યા છેવટે સુરતસિંહે મોટા મોટા સરદારોને પોતાનો મનોભાવ વ્યક્ત કહી આપ્યો, તને મદદ આપવા તેણે તે માથે ભૂમિસંપત્તિ આપી રાજી રાખ્યા બખ્તીયારસિંહ નામનો એક રજપુત તેનો ગુઢ અભિપ્રાય પ્રથમથીજ જાણતો હતો બખ્તીયારસિંહના ચાર પઢીના પૂર્વ પુરૂષો બીકાનેર દીવાનનું કામ કરતા આવ્યા હતા તેઓ ત્યાંમાં પરમ વિશ્વસ્ત ગણાતા હતા, બખ્તીયારસિંહે, સુરતસિંહનો ગુઢ મિનો વ્યર્થ કરી દેવા પ્રયત્ન આદર્યો પણ તે યત્નો ભીતકુલ અસમયે ખડ થયા ગરત બખ્તીયારસિંહના પ્રયત્નો નિષ્ફળ થયા એટલુજ નહિ પણ દુરાચાર સુરતસિંહે તને કારારૂદ્ધ કર્યો ત્યાર પછી ખડગદ્વારાએ મદળો નિર્દોષ રાપી નાખી રાજ્ય લેવાના ઇરાદાએ સુરતસિંહે કેટલુંક મન્ત્ર ગ્રહણ કર્યું

પણ તે બાળક રાજકુમારને હસ્તગત કરી શકયો નહિ છેવટે તેણે બીકાનેરના સામતોને કહી મોકલ્યું કે સુરતસિંહના હુકમથી બધા સરદારોએ બીકાનેરમાં હાજર થવું, બે સરદારો શિવાય બીજા સરદારોએ તેનો હુકમ પાળવા અસ્વીકાર કર્યો તે સમયે તે સઘળા સરદારો એકઠા થઇ સુરતસિંહને પદભ્રષ્ટ કરત તો બીકાના સતાનનો વૃથા રક્તપાત થાત નહિપણ તે અભિતપ્ત સરદાર તેનો દર્પચુર્ણ કરી દેના કાંઇપણ કાજ ન લેતા પોતપોતાના કીલ્લાઓમાં રહ્યા સુરતસિંહ સેના એકઠીત કરી નહર નામના સ્થળે આવ્યો ત્યાં વસ્તાના સરદારોને જુદા જુદા પ્રલોભન બતાવી પોતાના પક્ષમાં તેને લેવા તેણે પ્રતિજ્ઞા કરી તને નહર ક્રીલામાં રાખી તે અજીતપુર નામના નગર તરફ ચાલ્યો થોડા સમયમાં તે નગર તેના વિદ્વેષાનળમાં બળી ભસ્મ થયુ સુરતસિંહ તેનુ સર્વસ્વ હરી લઇ કુનગર તરફ ચાલ્યો ત્યાં જઇ તેણે તેના ઉપર હુમલો કર્યો ત્યાંના અધિપતિ દુર્જનસિંહે વીરોચિત કાર્ય કરી નગરના બચાવની ચેષ્ટા કરી પણ જ્યારે તેની કોઇ પણ ચેષ્ટા ફળવાળી થઇ નહિ, ત્યારે આત્મરક્ષાનો ઉપાય ન જોતા તે આત્મઘાતી થયો, તેનો કેતર ધિકારી રાજ ખચિત થયો જયો કુલ સુરતસિંહે શત્રુના સામંત પાનેરી, બાગ્દઝાર

કાઈપણુ કમર રાખી નહિ, બન્ને પક્ષના દળ વીંગોર નામના સ્થળે લડવા ઉભા રહ્યા બન્ને દળ વચ્ચે ઘોર યુદ્ધ ચાલ્યુ, છેવટે ત્રણ હજાર ભટ્ટી રજપુતો યુદ્ધસ્થળે પડયા, જય પરાજયના કાઈ પણ ચિન્હ જોવામા આવ્યા નહિ. છેવટે સુરતસિંહ જયી થયો તેની સઘળી બાધા અને વિપતિ દુર થઈ તેનો રાજ્યપહરણુનો માર્ગ મોકળો અને સાફ થયો તે જય ચિન્હન સ્મરણુ માટે તેણે ફ તેગઢનો કીલ્લો સ્થાપ્યો, અપવૃત સિંહાસન ઉપર નિષ્કટક થઈ બેઠી સુરતસિંહે દેશ અને વિદેશમા પોતાની સત્તા અખુણ્ણ રાખવા પ્રતિજ્ઞા કરી પ્રચડ વિદાવત ઉપર હુમલો કરી તેની ભૂમિ ઉપરથી તેણે પચાશ હજાર રૂપીઆનો કર લીધો ચુરૂ નગરના અધિવાસીઓએ સુરતસિંહને મદદ આપવાની પ્રતિજ્ઞા કરી સુરતસિંહની અત્યાચાર કહાણી દેશમા પ્રસિદ્ધ થઈ

એ ઘટના પછી થોડા દિવસ ઉપર તીયારોના કેશણી સરદાર અને તેના અધિપતિ વચ્ચે ઘોર વિવાદ થયો તે અધિપતિનુ નામ ભાઉવાલખા હતુ કેશની સરદારે ભાઉવાલખાનુ દમન કરવા સુરતસિંહની મદદની માગણી કરી એ ઘટનાથી સુરતસિંહની ઉન્નતીનો સુયોગ આવ્યો એ સમે દુર્દાત દાઉદ પુત્ર અનેક કરજ્જે દનિત થયા, સુરતસિંહ કેશાનીસરદારની મદદે ઉતર્યો, બન્ને દળ વચ્ચે યુદ્ધ ચાલ્યુ તે યુદ્ધમા રાઠોડ સેનાએ જય મેળવ્યો વિપક્ષ દળનો મોજગઢ કીલ્લો જીત કર્યો, એક ભટ્ટીનીવાહિ તે કીલ્લાનો જય કર્યો હતો, જેનુ નાન ઇદુસિહ હતુ, ઇદુસિહ વીકાનેરનો પ્રધાન સેનાનાયક ગભીર રાત્રીયોને મોજગઢનો ઝેટ ઓળગી કીલ્લા માહેલી સેનાનો અને સેનાધ્યક્ષક મહમદ મરૂપ કેશનીનો સહાર કર્યો, અને તેની વનિતાને કેદ કરી તેણે વીકાનેરમા આણી તે વનિતા પાચ હજારરૂપીયા, અને પાચસો ઉટ આપી છુટી મોજગઢને કબજે કરવા ઇદુસિહે જે વીરત્વ બતાવ્યુ તેથી તેની કીર્તિ અચળ રહી

જે કેશની સરદાર વીકાનેરમા શરણે થયો, તેનુ નામ ખુદાબક્ષ દાઉદપુત્રની પ્રસિદ્ધ જાયગીગી તીયારો તેની ભૂમિ સપતિ ત્રણ્નો સરદાર અને પાચસો સૈનિકોને લઇ ખુદાબક્ષે સુરતસિંહનો આશ્રય લીધો, તેને દીલાસા આપી સુરત સિંહે કહ્યું જે "તમે મને સહાય આપો, તો હુ તમને સહાય આપવા કસુર કરીશ નહિ " જુઓ તમે મારી મદદથી તમારૂ આધિપત્ય સિંધુ નદી સુધી ફેલાવો છો કે નહિ " સુરતસિંહે તેને આદરથી ગ્રહણ કર્યો તેના ભરણ પોશણ માટે જોઈતો બંદોબસ્ત તેણે કર્યો ત્યારપછી ખુદાબક્ષની મદદ માટે મોટી સેના તૈયાર થઇ, ચારે દિશાએથી વીકાના સતાનો યુદ્ધ સજ્જાથી સજાઈ વીકાનેરમા આવવા લાગ્યા એ રીતે થોડા સમયમા ૨૧૮૮ સ્વારો ૫૦૫૧ પાયદા અને

સત્કારમા ભાગ લેવા તૈયાર થઈ પણ તેઓનો આનંદ ભાવ થોડા સમયમા દૂર થયો, સુરતસિંહ મૃત્યુના કગળગ્રાસમાથી બચ્યો શારિરીક સ્વાસ્થ્યાઓએ બળ મેળવી ગરીબ રૈયતના લોહી ચુસી પોતાનો ખજાનો ભરી દેવા તેણે સંકલ્પ કર્યો તેના અત્યાચારની સીમા રહી નહિ, તેના પાશવ અત્યાચારથી પ્રજા પીડીત થઇ પાશવી વૃતિથી પ્રોત્સાહિત થઇ સુરતસિંહ એવો બધો ઉન્મત્ત થઇ ગયો હતો જે તેણે પરમોપકારી બંધુઓના લોહી ચુસવા તૈયારી કરી તેણે બુકાર્ટે અરદારનો સંહાર કર્યો

ઉત્પીડક નષ્ટાપહારક સુરતસિંહના ભયંકર અત્યાચારથી રાજ્યના અમંગળની સીમા રહી નહિ, આખુ બીકાનેર કેવળ સ્મશાન જેવુ થઇ ગયુ, જે રાજા પ્રજાનો એકમાત્ર રક્ષક કહેવાય તેજ ભક્ષક થઇ પડયો સુરતસિંહે પ્રજાના મંગળ તરફ જોયુ નહી જે પ્રકૃતિવર્ગ તેના રાજ્યનુ જીવન સ્વરૂપ હતો તે પ્રકૃતિવર્ગ તેના અત્યાચારથી પ્રતિદિન વિલાપ કરતો હતો સુરતસિંહે તે વિલાપ સાંભળ્યુ પણ જોયુ નહિ પ્રજાવર્ગ અત્યાચારથી પીડાઇ તેના પ્રદેશ ત્યાગ કરી બ્રીટીશ રાજ્યના સીમાડાના જનપદ હાસી અને હરીયાનામા ગયા ત્યા અંગ્રેજલોકોએ તેને આદરથી ગ્રહણ કર્યો ત્રણસોત્રેવીશ વર્ષમા માત્ર એક રાજ્યાપહાર, સુરતસિંહના અત્યાચારથી બીકાનેરની સમૃદ્ધિ તુટી બીકાનેરના પ્રતિષ્ઠાતા રાઠોડ વીર બીકાથી તે દુરાત્મા સુરતસિંહ સુધી તેરશાસન કાળનુ વર્ણન થયુ, તેમા અગીયાર પુરૂષોએ રાજ્ય કર્યું

બીકાનેરના પ્રકૃતિ, વિવરણ ઉપર મનોનિવેશ કર્યા અગાઉ વિદ્યાવતીના વિષય ઉપર ટુંટક વર્ણન આપી તેનુ વર્ણન કરવુ આ સ્થળે કેવળ પ્રયોજનીય છે વિદ્યાવતી, બીકાના એક ભાઇ બીદાથી સ્થાપીત નવુ રાજ્ય સ્થાપવાના ઉત્સાહે વિદો કેટલાક સનિકો સાથે સુદરથી બહાર નીકળ્યો, તેણે ગદવાર તરફ પોતાના સૈનિકોને ચલાવ્યા

ગદવાર, તે સમયે સાંખલાના કબજામા હતુ તેની આવવાની વાત સાંભળી ગદવારના શાસનકર્તાએ તેને આદરથી ગ્રહણ કર્યો વિદો તેના તરફ કોઇ રીતનુ અભિલાષ કરી શકયો નહિ ત્યાર પછી તે ઉત્તર તરફ આવ્યો ત્યા તેણે મોહિલકુળના શાસનકર્તા પાસે આશ્રય લીધો મોહિલકુળ ઘણુ પ્રાચીન ઘણા લોકો તેને યદુકુળની એક શાખા કહેતુ પણ કેટલાક ઐતિહાસિકો છત્રીશ રજપુતોના કુળમાથી તેને એક કુળ ગણેછે જે સમયે વિદો મોહિલના રાજ્યમા આવ્યો ત્યારે તેનો અધિપતિ, પોતાનુ રાજ્યપાટ ચોપુરમા સ્થાપી એકસો ચાળીસ ગામડા ઉપર પોતાનુ શાસન ચલાવતો હતો તેનો ઇ કાળ ઠાકુર હતો તેના તાબામા કર્મચારી નીમાઈ સ્તુર વિદાએ તેનુ રાજ્ય હસ્તગત કરવા સુયોગ જોવાનુ શરૂ કર્યું તેણે જોયુ જે બળથી અભીષ્ટ સિદ્ધિ થાય તેમ નથી છળ અને કાશળ કરી અભીષ્ટ સિદ્ધિ કરવી તે તેને યુક્ત લાગ્યુ તે રજપુત હતો ભૂમી મેળવવી

એ રજપુતનો પરમ ધર્મ છે એમ તે માનતો હતો એવી માન્યતા અને વિશ્વાસથી ઘણા ખરાબ અને વિશ્વાસઘાતક ઉપાયો લઈ વિદાએ પોતાની અભીષ્ટ સિદ્ધિ મેળવવા યુક્તિ કરી તેણે મારવાડની રાજકુમારી સાથે મોહિલ રાજકુમાર નો વિવાહ સબંધ સ્થિર કર્યો. બન્ને પક્ષ વાળાઓ વિવાહમાં સંમત થયા. વિવાહનો દિવસ મુકરર થયો વિવાહની તૈયારી થવા લાગી જોતા જોતામા વિવાહનો દિવસ આવી પહોચ્યો વિદો કન્યાનો આત્મીય અને રક્ષક બની કન્યાના યાત્રીઓને મોહિલ દુર્ગમા લઇ ગયો કોઇએ તે વાતમા સંદેહ લીધો નહિ કિલ્લાના વિશાળ આગણામા મોહિલ ઠાકુરના સામતો વિવાહના યોગ્ય અવસરની વાટ જોઇ ઉંચી વેશભૂષામા ઉભા હતા એટલામા કેટલીક સમાચ્છાદિત પાલખી ઓ અને ગાડા કિલ્લામા આવ્યા મોહિલ મરદારો તેઓને આનંદથી ગ્રહણ કરવા ગોઠવણ કરતા હતા એટલામા તે આચ્છાદિત પાલખીઓમાથી અને ગાડામાથી કેટલાક સશસ્ત્ર સૈનિકો બહાર પડયા તેઓએ મોહિલના પ્રધાન પ્રધાન વીરનો સંહાર કર્યો એ રીત હલકી વિશ્વાસઘાતકતા અને આતતાયિતાની સહાયે વિશ્વ સ્ત મોહિલોની હત્યા કરી વિદો ગોપુરના કિલ્લામા રહેવા લાગ્યો તે સમયે તેની પાસે સેના બળ થોડું હતું તે માટે તે કિલ્લાનુ દ્વાર સર્વદા બંધ રાખતો હતો પણ તેવી રીતની હાલતમા તે થોડાજ દિવસ રહ્યો મહારાજ યોધે, તેનો સઘળો વૃત્તાંત સાભળી પુત્રની મદદ માટે નવું લશ્કર મોકલ્યું એવી રીતની મદદ પામી, વિદાએ પોતાના પિતાને બાર ગામડા આપી કૃતજ્ઞતા બહાર પાડી વીદાના પુત્ર તેજ સિંહે વીદાવટ સ્થાપ્યું વીદાવત સપ્રદાય બીકાનેરમા પ્રબળ થયા છે અને પ્રધાન ગણાય છે રાજા તેઓના ઉપર કોઇ રીતનો અત્યાચાર કરી શકતો નથી. મોહિલોના પ્રાચીન નગર ગોપુરની ચારે બાજુઓનો એક વિશાળ ભૂમી ભાગ જે ઘણેજ ફળદ્રુપ વર્ષા કાળે તે સ્થળે પુષ્કળ વૃષ્ટિ થાય ત્યા ઘઉંની પેદાશ અધિક ને મરૂભૂમીના મધ્ય સ્થળે સ્થાપિત અને ચારે દિશાએ વાલીથાપાડીથી તે પરિ- વેષ્ટિત ત મોહિલાનો મરૂવાસ રહેવાનો હતો એ મરૂવાસ લબાઇમા બારકોશ અને પહોળાઇમા ત્રણ કોશ હતો તેમા એકનો ચાળીસ ગામડા હતા જેમા પચાસ હજાર લોકનો વાસ હતો જેમા ત્રીજો ભાગ રાઠોડનો હતો વિદાવતીની બાર જહા ગીર હતી જેમા પાચ જહાગીર પ્રધાન વિદાના વંશધરો ઘણુ કરી લુંટફાટ ચો રી કરી ઉપવિકા કરતા હતા નાશ્યા લઈ લેવામા તેઓ કોઇનો ભય રાખતા નહિ તેઓ આ બર રાજ્યના અતિ આબાદ પ્રદેશમા પેઠી કુશાવહ પ્રજા વર્ગનું સર્વ- સ્વ હરણ કરતા હતા

# દ્વિતીય અધ્યાય.

પીકાનેરની અવસ્થા, તેના અધઃપાતનું કારણ. તેની વિસ્તૃતિ. લોક સંખ્યા. જીતલોકો મારસ્વત બ્રાહ્મણ– ચારણ– માલી અને વાળંદ– ચોરા અને બેહુરી– રજપુત– દેશનો ઉપરનો ભાગ– શસ્ય– જળ– લવણહ્રદ– દેશનું પ્રાકૃતિક ખનિજ દ્રવ્ય– તેલાકતમૃત્તિકા– પ્રાણીસંભવ. શિલ્પ વવાણિજ્ય– સેના– શાસનવિધિ અને રાજસ્વ– જુદીજુદી જાતના કર અને જકાત. બીજી જાતની આવક સામંત સેના અને ગૃહ સેના.

એ મારવાડ પ્રદેશનું પાશ્ચાત્ય પરિવ્રાજક લોકોએ થોડુંજ વર્ણન કરેલછે. મરૂભૂમિની ઉત્તમ વાલુકારશિને ઉલ્લંઘન કરી અનેક યુરૂપીયનો વીકાનેરમાં પેસી શક્યા નથી. પહેલાં તેઓની એવી ધારણા હતીજે વીકાનેર એક મરૂભૂમિછે. હાલ એમ સંભળાયછેજે વર્ષેવર્ષ મરૂભૂમિનો વાલુકારશિ ક્રમે ક્રમે વધેછે તોપણ તેથી વીકાનેરને કાંઈ હરકત નથી. વીકાનેરમાં અનાજની પેદાશ વિશેષછે જેથી અસંખ્ય લોકોની જીવિકા નીકળેછે અગાઉના કરતાં હાલની વીકાનેરની અવસ્થા અધઃપાતમાં આવી જણાયછે. પણ તે અધઃપાતનું પ્રકૃત કારણશું? તેનું પ્રકૃત કારણ ચારે લુટારાનો અત્યાચાર અને રાજ્યની પ્રજા ઉપર મોટો કારભાર પ્રકૃતિની વિડંબનાથી વીકાનેર જેવીરીતે અરક્ષિત અને પ્રકાશ્ય સ્થળે સ્થિત તેથી ચારે તરફના લુંટારા વિગેરે ટોળાબંધ આવી પ્રજાનું સર્વસ્વ લુંટીલેતા હતા. દેશના રાજા પ્રજાના સુખ સામે જોતા નહિ. પ્રજા વર્ગ નાશ પામો, અનાહારે મરીજાઓ. તેઓનું પાષાણમય હૃદય પીગળાતું નહિ એવા ઉત્પીડનમાં રાજ્ય નાશપામે તેમાં વિચિત્રતા શી જે દિવસે વિકાએ જીત્ત લોકોનું સ્વાધીન જીવન નાશ કરી વિકાનેરની પ્રાણ પ્રતિષ્ઠાકરી. તે દિવસથી ત્રણ સેકામાં વિકાનેરનાં ગામડાં કમ થઇ ગયાં હતાં હાલ જે ગામડાં છે તેના દુર્ભાગ્યે રસાતળે જવાનો ઊપક્રમ થાયછે. અગાઉ જે વેપારીઓ ટોળાબંધ આવી વીકાનેરમાં થઈ પોતાનો પુષ્કળ માલ લઇ જઇ જકાત આપી રાજ ભંડાર ભરી દેતા. આજ દેશની અરક્ષિત અવસ્થામાં તે કાંઈ જોવાતું નથી વળી ચોર લુંટારાના ભયથી વેપારીઓ વીકાનેરના સીમાડામાં પગ મુકતા નથી એવી રીતની વેપારીની અનાસ્થાથી ચુરૂ રાજગઢ વીગેરે દેશો નાશ પામ્યા.

વિસ્તૃતિ અને લોક સંખ્યા-વિકાનેર ઉત્તર દક્ષિણમાં એકસો સાઠ માઇલ

રજપુત-વીકાનેરના રજપુતોમા વીરાચારનો ફેરફાર થયો નથી દુર્ધર્ષ મહારાષ્ટ્રીય લોક અને પઠાણના પાશવ અત્યાચારથી મેવાડ, મારવાડ, અંબર, અંત સાર શુન્ય થઇ ગયા હતા તે તે પ્રદેશમા જીવની શક્તિનો હ્રાસ થયો હતો પણ વીકાનેર દૂર અને દુર્ગમ હોઇ તે પાખંડી લોકોના વિદ્વેષાનળમા પડયુ નહિ તોપણ વિધાતા વીકાનેર ઉપર સુપ્રસન્ન નથી વીકાનેરના રાઠોડોમા પુષ્કળ કુસંસ્કાર છે તેઓ જેવો તેવો રાધેલો ખોરાક ખાયછે, તેઓ જેના તેના પીયાલાનુ જળ પીએછે તેઓ સાહસી, કષ્ટસહિષ્ણુ, બળવાન અને સહજ સંતુષ્ટ છે જો તેઓને રૂડી રીતે રાજનીતિની શિક્ષા અપાય તો વીકાનેરના રજપુતો જગતમા ઉત્કૃષ્ટ થઈ જાય અધિક માત્રાનુ અફીણુ સેવવાથી, ગાંજો ખાવાથી, તમાકુ પીવાથી, અને બીજા કેટલાક માદક દ્રવ્ય સેવવાથી તેઓ બહુજ આળસુ થઇ ગયા

દેશનો ઊપરી ભાગ-કેટલાક મરૂવાસના પ્રદેશવિના વીકાનેરનો ઘણોખરો ભાગ વાલુકામય છે તેના ઉત્તર દક્ષિણમા પુગલથી યશલમેર પર્યંત રેખાપાત કર્યો હોય તો, તે રેખા એક સુદીર્ઘ વલુકામેરુ ઉપર પડે એ વિશાળ વાલુકા નદમા વચ્ચે વચ્ચે મોટી મોટી બાવીયાડી જોવામા આવેછે વીકાનેરની ઉત્તર પૂર્વમા રાજગઢથી નહુર અને રટસર સુધી જે વિસ્તૃત્ત ભૂમીભાગ છે તે સઘળો કાળી માટી વ્યાપ્યો છે તેમા વાલુકાનો થોડોજ ભાગ છે તે પ્રદેશ ફળદ્રુપ છે તેમા અનાજ, મેઠા થાયછે વીકાનેરના કેટલાક સ્થળમા મહુર અને તલ પણ થાયછે સઘળા અન્નાજમા વીકાનેરનો બાજરો ઉપાદેય છે એવી રીતનો બાજરો વીકાનેરમા કોઈ સ્થળે થાતો નથી વીકાનેરમા સ્થાને સ્થાને કપાસ થાયછે

જળ-ભારતવર્ષની સઘળી મરૂભૂમીમા, જળ પૃથ્વીના, ઘણાજ નીચેના થરમા હોય છે તે સબંધમા આફ્રીકાખંડના શાહારાની મરૂભૂમીની સાથે સર ખાવતા તેનુ પાર્થક્ય જોવામા આવેછે આફ્રીકાના ઉત્તર ભાગના ફીજાન નામના પ્રદેશની રાજધાની મયુરસુકમા વીશ ફીટ નીચે કાપ્ટનલીયન સાહેબે પાણી મેળવ્યુ ફીજાન સાથે સમાન અક્ષાંશેરહી વીકાનેરના પક્ષમા એટલી ઉંડાઇએ પાણી નીકળવાની, સંભાવના નથી

રાજધાનીની પાસેના દેશનોખ નગરના કુવા બસોથી અઢીસો હાથ ઉંડા છે

લવણુ સરોવર-સઘળી ભારતીય મરૂભૂમીમા ઘણ લવણ સરોવર છે તે લવણ સરોવર ત્યા સરનામે પ્રસિદ્ધ તે સઘળા મારવાડના લવણ હદથી વિશેષ ઉપકારી નથી જે સરોવર સહુમા મોટુ છે તે સર નામના નગરમા છે તેનો પરિધિ છ માઇલનો છે ચોપુર નામના નગરમા એક લવણ સરોવર છે તે બન્ને સરોવરમા ત્રણ હાથ જળ રહે છે ઉષ્ણ વાયુના વાવાથી તે શુષ્ક થઈ જાય છે તે

દેશમાથી અફીણ આવતુ હતુ સિંધુ દેશમાથી ઘઉ, ચોખા, ખજુર વીગેરે મા માન આવતો તે સઘળા માલમાથી કેટલોક ભાગ વીકાનેરમા વેચાતો

ઊર્ણવાસ—મારવાડ દેશમા જે ઉન પેદા થાયછે તે ઉન, તે પ્રદેશના શિલપની પ્રધાન સામગ્રી તેના થકી સ્ત્રી પુરૂષના વ્યવહારોપયોગી કાપડ બનાવવામા આવેછે ધની અને નિર્ધન સઘળા તે કપડાનો વ્યવહાર કરે છે નણ રૂપેયાથી તે ત્રીશ રૂપીઆ સુધીની કીમતના ઉન વસ્ત્ર કામળા વીગેરે તે પ્રદેશમા માલુમ પડેછે એ ઉનમાથી સ્ત્રી લોકના દુપટ્ટા અને પુરૂષની પાઘડી બનાવવામા આવેછે પાઘડી અગર જોકે ચાલીશ હાથ લાંબી હોયછે પણ તે એવા સૂક્ષ્મઉનથી બનાવાયછે કે જેથી મસ્તકનુ સૌદર્ય વધેછે

લોહશિલ્પ—વીકાનેરના કારીગરો લોખડનુ કામ સારી રીતે કરી જાણેછે રાજધાનીમા અને બીજા કેટલાક ગામડામા લોખડનો સામાન બનાવવાના સ્થળો છે તે સઘળા સ્થળે તલવાર, બદુક, ભાલા વીગેરે થાયછે ત્યાના કારીગરો હાથી દાતની પણ સારી સામગ્રી બનાવે છે

મેળા—પ્રતિવર્ષ કાર્તિક અને ફાલ્ગુન માસમા કોલાયત અને ગુજન નગરમા બે મેળા ભરાયછે તે બન્ને મેળામા પાસેના ગામડાના વેપારીઓ આવેછે એ મેળામા ગાય, બળદ, મેઢા, ઉંટ, ઘોડા વીગેરે વેચાય છે વળી બીજા કેટલાક પશુઓ પણ વેચાયછે હાલ તે મેળાનુ ગૌરવ તિરોહિત થયુ છે

રાજમહેસુલ—વીકાનેરમા અગાઉ કોઈ વર્ષ પાચલાખથી વધારે પેદાશ થઇ હતી તે રાજમહેસુલ જુદા જુદા દ્રવ્યો ઉપરથી પણ લેવાય છે વીકાનેરમા સામંતિક ભૂમીનો જેટલો વિસ્તાર છે તેટલો વિસ્તાર રાજસ્થાનના કોઇ રજવાડામા સામંતિક ભૂમીનો વિસ્તાર નથી રાઠોડવીર કકલ અને વિદાએ, પોતપોતાના બાહુબળે જે સઘળા પ્રદેશ જીતી લીધા તે પ્રદેશના કરના વીનાએ મેળવેલુ રાજ્ય કમ છે નીચે લખેલી બાબતમાથી રાજમહેસુલ વસુલ કરવામા આવેછે ૧ ખાલી વા ખાસજમીન ૨ ધુઆ ૩ આગ ૪ શુલ્ક ૫ હલકર ૬ માળવા

૧—પહેલા ખાસ જમીનથકી બે લાખ રૂપીઆ પેદા થતા આજ તેથી એક લાખ રૂપીઆથી વધારે પેદાશ નથી સાથી કે રાજાએ કેટવીક ખાસ જમીન પોતાના કબજામા લીધીછે

૨—ધુઆ અર્થાત્ ધુમકર એ કર ઘરના ધુમાડીયા ઉપર લેવામા આવેછે બીકાનેરમા પ્રત્યેક ગૃહસ્થ એક રૂપીઓ તે કરનો આપેછે તે કરમાથી એક માત્ર મહાજીત નગર મુક્ત છે

તે એકજ અર્થમા વપરાય છે અતિ પ્રાચીન કાળથી હીંદુઓમા દંડ નીતિનો પ્રચાર ચાલ્યો આવેછે ચાર પ્રકારની રાજનીતિનાથી દંડનીતિ એક રાજનીતિ છે પ્રાચીન હીંદુ રાજાઓ દોષીતોનેશાસ્તિ આપવા, ધનદંડ, માનદંડ, ભિન્નભિન્ન દંડ, પ્રાણદંડ વગેરે દંડ કરતા હતા પણ રજપુત રાજાઓ સ્વેચ્છાપૂર્વક નિરપરાધ પ્રજા પાસેથી સમયે સમયે બળાત્કાર કરી જે નાણા કહેવાવતા તેનુ નામ દંડ પ્રાચીન દંડવિધિ અને એ દંડવિધિમા પાર્થક્ય જોવામા આવેછે તે ફક્ત નામ માત્ર અર્થનો છે મહા કવિ ચંદભાટે તે દંડનુ વિવરણ કરેલ છે અણહિલવાડ પાટણના રાજા સિદ્ધરાજ જયસિંહની જીવનીમા તે દંડનો ઉલેખ જોવામા આવેછે એમ કહેવાયછે જે મહારાજ સિદ્ધરાજે, પોતાના રાજ્યમાથી એ દંડનો વ્યવહાર કહાડી નાખ્યો વીકાનેર રાજ્યમા દંડ સરદાર વેપારી વીગેરે ઉપર નખાયછે તે પ્રદેશમા તે વસુલ કરવા માટે ચોક્ કાશામીની નીમણુક છે તેઓ પ્રજા વીગેરેની વાસ્તવિક અને આનુમાતિક અવસ્થા જાણી તેના ઉપર આધાર દંડનો પ્રયોગ કરેછે

**સામંત સંપ્રદાય**—રાજાના અસ્તિત્વ ઉપર સામંતોના અસ્તિત્વ સમાગમનો આધાર સુરતસિંહ જો પ્રજા રાજસ્થાન જો તે પ્રજા વર્ગને સંતાનની જેમ પ્રજાને પાળી તેઓની ભક્તિ મેળવત તો વીકાના દશ હજાર સંતાનો પોતાના હૃદયશોણિત આપી તેને રાજભ્રષ્ટ થવા દેત નહિ તેના રાજ્યમા જે સઘળા સરદારો જીવિત હતા તેના નામ, ગોત્ર વીગેરેની તાલિકા નીચે પ્રમાણે—

| સરદારનું નામ | ગોત્ર | આવાસસ્થળ | આય | પદાતિક | અશ્વ | મંતવ્ય |
|---|---|---|---|---|---|---|
| વેરીમાલ | બિકા | મહાજન | ૪૦૦૦૦ | ૫૦૦૦ | ૧૦૦ | એ જાહાગીરમાથે ૧૪૦ ગામ આવ્યા |
| અભયસિંહ | વેનીરોત | બુકામ | ૨૫૦૦૦ | ૫૦૦૦ | ૨૦૦ | પ્રધાન ઠાકોર |
| અનુપસિંહ | બીકા | છત્માનો | ૫૦૦૦ | ૪૦૦ | ૪૦ | |
| પ્રેમસિંહ | બીકા | વઘ | ૫૦૦૦ | ૪૦૦ | ૭૫ | |
| ચિતસિંહ | વેનીહોત | શેવો | ૨૦૦૦૦ | ૨૦૦૦ | ૩૦૦ | |
| ઉમેદસિંહ, જગતસિંહ | બિદાવત | બિદાસર, ગેપ્ડા | ૫૦૦૦૦ | ૧૦૦૦૦ | ૨૦૦ | એમ પ્રદાયદોષમો પરિવારમા વિભક્ત |
| બહાદુરસિંહ, સુરજમલ, ગોમાનસિંહ, અભિસિંહ | નારનોટ | સતનગર, નિયાસર, કર્નીર, કુચોર | ૪૦૦૦૦ | ૪૦૦૦ | ૫૦૦ | |
| જેતસિંહ | નાનોર | નિનાડ | ૫૦૦૦ | ૫૦૦ | ૧૨૫ | |
| કેસરીસિંહ, ઉમેદસિંહ, સુરતાનસિંહ, ઇન્દ્રધન | નાનોર | સીસુખ, કારીપુર, અજીતપુર, સીતાસર | ૨૦૦૦૦ | ૫૦૦૦ | ૪૦૦ | |

# તૃતીય અધ્યાય.

ભૂટનેર-ભૂટનેરના જીતોની ઐતિહાસિક પ્રસિદ્ધિ. વીરસિંહનું અભિગમન. ભીરૂનો અભિષેક. તેનું ઇસ્લામ ધર્માવલંબન. રાવદલીચ. હુસેનખાં. હુસેનમહમદ. ઇમામમહમદ. અને બહાદુરખાં. નાબતાખાં. દેશની અવસ્થા. ભૂટનેરની પ્રાચીન અટ્ટાળિકા.

---

જે ભૂટનેર આજ વીકાનેરનું પ્રધાન અંગ. તે ભૂટનેર એક સમયે એવું સમૃદ્ધ અને આબાદ હતું જે તેને જોવા અનેક ભૂપાળની જીગીષાવૃત્તિ ઉદય પામી હતી અને અનેક સાહસિક રાજાઓ, તે દેશનો જય કરવા આવતાં, તેના અધિપતિના પ્રચંડ પરાક્રમે પરાજય પામ્યા હતા. જેઓ પરાજય પામી નત મુખે પલાયન કરી ગયા હતા. ભટ્ટના ગ્રંથથી માલુમ પડે છે જે ભટ્ટી લોકો આવી તે પ્રદેશમાં ઉપનિવિષ્ટ થયા હતા. પણ ભટ્ટી વાસ સાથે ભૂટનેરનો કાંઇ સંબંધ નહોતો. ભાટને આપેલા પ્રદેશથી તે પ્રદેશના અધિપતિઓનો ઉપાધિ ભટ્ટી થયો. મરૂસ્થળીના સઘળા ઉત્તર પ્રદેશમાં રહેતા અધિવાસીઓ નેર નામે કહેવાતા હતા, એટલે કે તે ભટ્ટ શબ્દની સાથે નેર શબ્દ જોડાઇ જવાથી સુધીનેર શબ્દની સૃષ્ટિ થઈ ઉત્તમ મરૂભૂમિ એ વિચિત્ર નામથી ઘણા કાળભાટ્ટ પરિચિત રહી, છેવટે જ્યારે કેટલાટ ભટ્ટી લોકો ઇસ્લામ ધર્મમાં દીક્ષિત થયા ત્યારથી તેઓ ભાટ શબ્દના બદલે ભૂટ શબ્દ વ્યવહાર કરવા લાગ્યા. તેજ ભૂટનેર શબ્દની વ્યુતપત્તિ—

ભૂટનેરનો ઘણો ખરો ભાગ હાલ શ્મશાન જેવો થઈ ગયો છે, પણ એક વાર ભૂટની સમૃદ્ધ અને ગૌરવાન્વિત્ત હતું તેનું પ્રમાણ તે શ્મશાન જેવો ભાગ કહી આપે છે. મધ્ય એશીયામાંથી ભારતવર્ષમાં પેસવામાં જે માર્ગથી આવવું થાયછે તે માર્ગની ઉપજ ભૂટનેર સંસ્થિત—ટુંકામાં પશ્ચિમ દેશથી આવેલા સઘળા યવન આક્રમક તે ભારતવર્ષમાં આવતાં ભૂટનેરનો સ્પર્શ કરવો પડતો હતોજ એથી કરીને ભૂટનેરનું નામ ઘણું કરી પ્રાચીન ઇતિહાસમાં મળી આવે છે મહમદ ગીજનીના અભિગમન કાળે જે સઘળા જીતોએ તેના સૈનિકો ઉપર અત્યાચાર કર્યો હતો તે જીતોની જીવની જોતાં માલુમ પડે છે જે તેઓ તે કાળની પૂર્વે પ્રચંડ પ્રદેશમાં અને મરૂભુમિમાં ઉપનિવિષ્ટ થયા અને વળી જ્યારે રાજસ્થાનના છત્રીશ કુળમાં તેઓનો ઉલ્લેખ માલુમ પડે છે ત્યારે સ્પષ્ટ પ્રતિતિ જન્મે છે જે તેઓએ તે દુર્ધર્ષ ભારત વૈરીના અભ્યુત્થાન પૂર્વે અનેક સૈકા ઉપર રાજ નૈતિક

ભૂટનેરની ગાદીએ બેઠો તેનુ યાવનિક નામ હયાતખા હતુ, વીકાનેરરાજ રાય સિંહે, તે હયાતખાના હાથથી ભુટનેર લઈ લીધુ ત્યારપછી ફતેહાબાદ ભટ્ટી લોકની આવાસ ભૂમિ થયુ

હયાતખાના મૃત્યુ પછી તેનો પૌત્ર હોસેનખા ફતેહાબાદની ગાદીએ બેઠો હોસેનખાએ રાજા સજ્જનસિહના હાથમાથી ભૂટનેર લઇ લીધુ તેની નીચેના રાજા હોસેન મહમદ અને ઇમામ મહમદના રાજકાળ સુધી ભૂટનેર મુસલમાનના કબજામા રહ્યુ ત્યારપછી રાજા સુરતસિંહે બહાદુરખાને પરાજીત કરી મુસલમાન પાસેથી ભૂટનેર લઇ લીધુ

બહાદુરખાના મૃત્યુ પછી તેનો પુત્ર જાબતાખા તેના ઠેકાણે અભિષિક્ત થયો પણ તે બળ ગયુ તે વીર્ય ગયુ, રાઠોડના તેજોવન્હિ પાસે સઘળુ નિષ્પ્રભ થઇ પડ્યુ જાબતાખા પ્રરૂ રીવાણીયા નગરમા રહેતો હતો જાબતાખાના દાદા ઇમામ મહમદે વાણીયા નગર વીકાનેરના રાજા રાયસિંહ પાસેથી લઇ લીધુ હતુ એમ કહેવાય છે રાજા રાયસિંહે પોતાની પટ્ટરાણી સ્મરણાર્થે વાણીયા નગરની પ્રતિષ્ઠા કરી હતી વાણીયા સાથે તેના પરગના પચીશ ગામડા યવનના હાથમા આવ્યા જાબતાખા પોતાની જીવિકા, દ્યુત્ત કરી ચલાવતો હતો તે તેવા કામમા પ્રતિવત્સર ત્રણ લાખ રૂપૈયા મેળવતો હતો તેના અત્યાચારથી નવરી ઉત્તર મરૂ ભૂમિ પીડા પામતી હતી તેમા વળી બેનશીમ જીતલોકના તો નિસ્તાર નહોતો તેઓને અહર્નિશ સતાવ્યે જવુ પડતુ હતુ નરૂભૂમિનો પૂર્વ ભાગ બ્રીટીશ રાજ્યની પાસે હતો તેથી તેમા જાબતાખા કોઈરીતનો અત્યાચાર કરી શકતો નહિ

જાબતખા તે સ્થળના ઉત્તર પ્રદેશમા અત્યાચાર કરી શકતો હતો પ્રતિ દિન તે ભટ્ટીખાનો અત્યાચાર વધતો ગયો પીડા પામેલ અધિવાસીઓ પોતાના રક્ષણ માટે જુદા જુદા પ્રદેશમા ચાલ્યા ગયા ટુકામા થોડા દિવસમા તે દેશ મશાણ જેવો થઈ ગયો

તે સમયે ભટનેર અને તેનો તટસ્થ વિશાળ પ્રદેશ સમૃદ્ધ અને આબાદ હતો તેના પ્રમાણ ઘણા સ્થળેથી મળી આવે છે આજ પણ તે પ્રદેશમા પુરાતન હવેલીઓના ખંડેર જોવામા આવે છે પૂર્વે જે સઘળા નગર અને ગામનુ સૌંદર્ય દેશને અલંકૃત કરી રહ્યુ હતુ તે સઘળા નગર અને ગામ આજ અત્યાચારી લોકોના મગજના અને કાળના કઠોર પ્રહારથી ચુર્ણ વિચુર્ણ થઇ જમીનના અંદર દટાઈ ગયા જે સઘળા પ્રાચીન સમૃદ્ધ નગરો એવી રીતની ઉપર લખેલી હાલ તને પામેલ છે તેમા રંગમહેલ વિશેષ પ્રસિદ્ધ છે તે ભૂટનથી થોડેક પશ્ચિમે રહેલ હતુ તે રંગમહેલના ચિત્રશાળા હતી



## હારાવતી

# બુંદી.

## પ્રથમ અધ્યાય.

હારાવતી અગ્નિ કુળનું કાલ પતિક ઉત્પાત્ત વિવરણ, અધ્વર્યુગીરી ચોહાણ લોકની મકાવતીની યજ્ઞકુંડની કંકન પ્રાપ્તિ, અજમેર પ્રતિષ્ઠા, અજયપાળ, માણેકરાય પ્રથમ મુસલમાન અભિયાન તેઓનો અજમેરનો કબજો, શાભરની સ્થાપના, તેનુ લવણુ મરોવર, માણેકરાય સંતાન સંતતિ, રાજસ્થાનમાં તેઓની સ્થિતિ, મુસલમાન લોકો સાથે તેનો વિવાદ. અજમેરનો વીસલદેવ, મહીરાનો ગોગા ચોહાણ, મહમદના હાથમાં અન્દેનુ આવવું, વિશાળદેવ, સમગ્ર રજપુત નાનોનો અધિનાયક, તેના આવિર્ભાવ કાળનુ નિરૂપણ, દિલ્લીમાં તેનો જય સ્તંભ. તેનું કુંટુંબીપણું, હારનીઃઉત્પત્તિ અનુરાજે કરેલો અશિનો અધિકાર, પદચ્યુતિ, ઇષ્ટપાળનો અશિનો અધિકાર, રાવ હામીર ગવર્યાંનું મરણ, અલાઉદીને કરેલો અશિનો અધિકાર, રાજકુમાર રણુસિંહનુ ચિતોડમાં પલાયન, અને મેવાડના બનમરમાં તેનું રહેવું, તેના પુત્ર કલુનનું ગૌરવ.

---

બુંદીની અને કોટાની માત્ર સમૃદ્ધિ હારાવતી છે. ચંબલનદ હાર લોકના દેશમાં મવાહિત થઇ તેને વિભકત કરેછે. ચોહાણ કુળને ચોવીસ શાખામાં વિભકત છે હારની શાખા તેઓમાં વિશેષ મસિદ્ધ છે એ ચોહાણ કુળની ઉત્પતિનું વર્ણન ઉપર આપણે આપી ગયા. આ ક્ષણે તેના વિસ્તૃત વિવરણ કરવામાં આપણે પ્રવૃત્ત થઇએ છીએ.

ક્ષત્રીઓના અધર્મથી અને પાપાચરણથી ક્રોધ પામી ભગવાન પરશુરામે એકવીશવાર તેઓનો સંહાર કર્યો. તેના સંહારમાંથી છુટવા માટે કોઇ કોઇ

પુરીહાર પડ્યુ તેઓ દ્વારરક્ષકરૂપે નિયોજીત થયો દેવતાઓએ તેને મરૂભુમિના સ્થળો આપ્યા

ચોથો વીર વિષ્ણુથી ઉત્પન્ન થયો તે મૂર્તિ ભગવાનના જેવી હતી તેના ચાર હાથ હતા, પ્રત્યેક હાથમા એક એક અસ્ત્ર હતુ દેવતાઓએ તેનુ નામ ચતુર્ભુજ ચોહાણ રાખ્યુ, અને મદાવની નગરી તેના હાથમા સોંપી, દ્વાપરયુગે તેનુ નામ ગડમંડલ હતુ

દૈત્યયોગો તે અદ્ભુત કાર્ય જોતા હતા તે સમયે તેઓના બે સેનાપતિ અગ્નિકુંડ પાસે ઉભા હતા પુનર્જીવન વ્યાપાર પુરો થયો કે વીર પુરૂષો દૈત્યના વિરૂધ્ધે ઉતર્યા થોડા સમયમા એક ભયંકર યુદ્ધ થયુ દાનવોનુ શોણિત ધરાતળે પડતુ હતુ તેમાથી નવા નવા દાનવો પેદા થતા હતા તોપણ દાનવોનો પરાભવ થયો અને તેમ થવાથી અનિષ્ટ કમ થયુ

દૈત્ય કુળનો નાશ થયો દેવ કુળનો આનંદ વધ્યો સ્વર્ગમાથી અમૃતની વૃષ્ટિ થઇ

મહાકવિ ચંદબારોટ કહેછે કે છત્રી શ રાજ કુળમા અગ્નિકુળ શ્રેષ્ઠ

સનાતન હિંદુ ધર્મના રક્ષણ માટે અને ભારતભૂમીના બચાવ માટે દાનવોને સંહાર કરી ઉત્તમ ધર્મ સ્થાપવા દેવતા અને બ્રાહ્મણોએ ક્યા સમયે એ અગ્નિ વીર પેદા કર્યા તેનુ કાઇ નિશ્ચિત થાતુ નથી પ્રધાન પ્રધાન ભાટ ગ્રંથોમા લખેલ છે જે ત્રેતાકુળમા એ મોટુ કામ બનેલ છે પણ તે વાત કેટલી સાચીછે તેનો નિશ્ચય અમારાથી થાય તેવુ નથી વળી ભટ લોકો જે અણુકન ચોહાણ અને અમનતીના પ્રતિપાતાના વચ્ચે મહાભારતોક્ત યાદવ રાજાને સ્થાપન કરેછે તે વાત લઇ વાદાનુવાદ કરવાનુ આ સ્થળે યુક્ત નથી શાથી તે અવશ્ય વિસ્તરણ એટલી પછી કલ્પના જાળે બનાયેલ છે તેમાથી સત્યતાનો આવિષ્કાર કરવો મુશ્કેલ છે

અગ્નિ કુળના વિસ્તૃત વિવરણ કરવામા પ્રવૃત્ત થવા ન માંડી શકીએ તો તે કુળના અભ્યુદયના વૃત્તાતની આલોચના કરવી યોગ્ય છે તે ચાર વીરો ઘણોના હુત ભાગથી પેદા થયા કે કેમ તે વાત જોવાની આવશ્યકતા છે તેના અભ્યુત્થાનની એવી વાત ચાલેછે જે બ્રાહ્મણોએ શત્રુગણના આક્રમણથકી સનાતન હિંદુ ધર્મને બચાવવા માટે ભારતવર્ષીય કોઇ આદિમ અનિન વંશની મદદ લીધી હોય એમ લાગેછે ચાર અગ્નિ કુળમા ચોહાણના કુળે અધ્યાય કરતા વિશેષ પ્રાધાન્ય મેળવ્યુ પણ પ્રમાર રજપુતોનો પ્રતાપ શ્રેષ્ઠ ગણાયો જે દિનસે પ્રમારનો ભારવરવિ મધ્યાન્હ ગગનમા હતો તે દિવસે ચોહાણનો પ્રભાવજ્યોતિ અસ્તમિત હતો અને વળી જો મહાકવિ

સઘળુ એશીયા કંપવા લાગ્યુ સઘળાઓ પોતપોતાના બાપદાદાના ધર્મને અવ્યાહત રાખવા ચેષ્ટા કરવા લાગ્યા એ મુસલમાન ધર્મ પ્રચારકોનો ધર્માનુગત ભારતવર્ષમા પેઠો રોપનઅલી ધર્મપ્રચારક થઈ ભારતવર્ષમા આવ્યો એકવાર તે મહાત્મા અજમેરના એક સ્થળે બેસી મહમદના ધર્મસૂત્રની વ્યાખ્યા કરતો હતો એટલામા એક ગોવાળ માખણ લઈ નજદરબારમા જતો હતો રોપનઅલીએ તે માખણ માગ્યુ અને તે તે માખણના પાત્રને અડક્યો તેના સ્પર્શે તે પાત્ર કલંકિત થયેલ હોઈ દૂર ફેંકાયુ ગોવાળ મનમા તે સમાચાર ન રાખતા રાજને પહોચ્યા રાજા એ ક્રોધ પામી તે દાંભિક મુસલમાનની આગળી છેદી નાખવા આજ્ઞા આપી તે મુસલમાનની આગળી કાપી કપાયેલ આગળી શુન્ય માર્ગે ઉડી મક્કામા ગઈ ત્યા જઈ તેણે રજપુત મૂર્તિપૂજક રાજાના અત્યાચારની વાત રાજા પાસે કહી મુસલમાન રાજાએ તે વાતનો બદલો લેવા એક સેના તૈયાર કરી ઘોડા વેપારીના રૂપમા તે સેન હિંદુસ્તાનમા આવી અજમેરની પાસે તેઓએ તેઓનુ રૂપ પ્રકાશ્યુ તેઓએ અતર્કિત ભાવ રાજા દુલારાય અને તેના પુત્ર ઉપર હુમલો કર્યો ગડબીટલી તેઓના હાથમા પડયુ દુલારાય અસુર લોકથી હણાયો તેનો એ મત સાત વર્ષનો પુત્ર લોટ મીનામા ખેલતો હતો તેના ઉપર પણ શત્રુઓ પડયા અને તેનો સંહાર કર્યો અજય કીલ્લો મુસલમાન લોકોએ કબજે કર્યો, લોટનો કાકો માણેકરાય સવત્ ૭૪૧ મા પલાયન કરી ગયો પણ જ્યા તે ગયો ત્યા તે નિશ્ચિત રહી શક્યો નહિ જયોન્મત્ત યવનો તેની વાસે પડયા માણેકરાયે વિષમ વિપદમા પડી ચોહાણ કુળની અધિષ્ઠાત્રી દેવીનુ શરણ લીધુ દેવીએ દર્શન દઈ તેને અભયદાન આપ્યુ અને કહ્યુ! "માણેક! તુ ભય ખા નહિ હુ જ્યા ઉભી છુ ત્યાથી આરંભ કરી આજડાની અંદર તુ ઘોડા સ્વાર થઈ જેટલી જમીનનુ પ્રદક્ષિણા કરીશ તેટલી જમીનમા તારુ રાજ્ય થાશેજ" પણ જો જે આરંભથી ફરી આવવાના પૂર્વે કદી પણ પશ્ચાદ ભાગે દૃષ્ટિ કરવી નહિ ભગવતીના વાક્યે આશ્વાસિત થઈ માણેકરાયે પોતાનો ઘોડો ચલાવ્યો પણ ભગવતીએ જે પ્રતિષેધ વચન કહેલ હતા તેને ભુલી ગયો ઘોડાને ઘણા દૂર સુધી ચલાવ્યો છેવટે તેણે પશ્ચાદભાગે નજર કરી દેવી અતર્હિત થઈ અને તે સમસ્ત પ્રદેશ લાવણ્યે અર્પિત થયો માણેકરાયે તે જળરાશિનુ નામ ભગવતીશાકંભરીના નામે શાભર હૃદ રાખ્યુ

મુસલમાનોએ અજમેરનો કબજો કર્યો ખરો પણ તે તેઓના હાથમા ઘણા દિવસ રહ્યુ નહિ ચોહાણરાજ માણેકરાયે થોડા દિવસમા સેના સગ્રહ કર્યો તેણે મુસલમાનોને અજમેરમાથી દૂર કર્યા તે એક ઉપયુક્ત રાજા હતો માણેકરાય આદિમ ચોહાણને આદિ પુરૂષ હતો

વ્યર્થ કરી દેવા તેણે તેના ભાઇને તેઓની વિરૂધ્ધે મોકલ્યો. ક્રમાગત પાંચ માસ યુદ્ધ ચાલ્યું. યુદ્ધમાં હીંદુઓ હાર્યા. પણ શીતકાળ ફરી આવ્યો એટલે તેઓ નવું બળ મેળવી તૈયાર થયા, પેશાવર અને કર્માનના મધ્યસ્થળે બન્ને દળ એકઠાં થયાં, તેમાં જયલક્ષ્મી કોઇની અંકશાયિની થઇ નહિ. ”

પોતાનું રાજ્ય છોડી એ સઘળા દૂર પ્રદેશમાં અજમેરાધિપતિ મ્લેચ્છો સાથે લડવા ગયો હતો કે નહિ તે બાબત ભટ્ટ ગ્રંથમાં નથી, હામીરરાસામાં વર્ણિતછે જે હર્ષરાજના મૃત્યુ પછી કુજગનદેવ નામનો એક શખ્સ અજમેરના સિંહાસને બેઠો હતો. કુજગનદેવની રાજ્ય સીમા ભૂટન સુધી વિસ્તૃત હતી, તેણે યુદ્ધમાં નારૂસદદીનને પરાજીત કર્યો. તેની પાસેથી બારસો ઘોડા લઇ લીધા હીંદુ વૈરી મહામદનો બાપ શબક્તગીનજ નાસરૂદદીન નામે પ્રસિદ્ધ હતો.

હર્ષરાજ પછી કેટલીટ પેઢીએ વિખ્યાત વિશાળદેવ અજમેરના સિંહાસને બેઠો હર્ષરાજ અને વિશાળદેવના મધ્ય કાળમાં જે કેટલાક રાજાઓએ ચહાણ કુળમાં પેદા થઈ શાસન દંડ ચલાવતા હતા, તે સઘળા વિશેષ પ્રસિદ્ધ નથી. તેઓ સઘળા સ્વદેશ રક્ષાર્થે મુસલમાન વિરૂધ્ધે ઉતર્યા હતા, હાર કુળના ભટ ગ્રંથમાં લખેલ છે જે વિશાળદેવના પિતાનું નામ ધર્મગજ હતું પણ જયત્રાની બનાવેલી તાલિકામાં તેનું નામ વિનળદેવ છે. એ વિનળદેવના રાજ્ય કાળમાં મહમદે છેલી વાર ભારત વર્ષ ઉપર હલો કર્યો હતો વિશાળદેવના વીર પિતાએ મુસલમાનનો તે હુમલો મોટી બહાદુરીથી અટકાવ્યો. અને તેઓને અજમેર થકી કહાડી મુકયા. એ મોટા કર્મમાં વિનળદેવે પોતાનું જીવન ખોયું એક ચોહણ વીરની જીવની જોવાનું આવશ્યકતા ભરેલું છે. જેનું નામ ગોગા હતું.

જે દિવસે દુર્ધર્ષ મારુમુદ પોતાના પ્રચંડ વીર્યાનળે ભારતવર્ષના પશ્ચિમ ભાગને બાળી દઈ પંજાબ પ્રદેશમાં પેઠો, તે દિવસે વીરવર ગોગાએ તેના તેજથી મુસલમાનોનો પ્રતિરોધ કરવા લોક વિસ્મયકર બળ બહાર પાડયુ તેથી તેનું નામ રજપુત સમાજમાં પ્રાતઃસ્મરણીય થયું. તેનો પવિત્ર વંશ ચોહાણનો આ દર્શ થયો. વીરવર ગોગો વાચનામના એક પ્રસિદ્ધ રાજાના ઔરશે જન્મ્યો હતો સઘળો જંગલ દેશ તેના કબજામાં હતો. તેની રાજધાનીનું નામ મિહિર તે શતલજ નદીનાતીરે સ્થાપિત હતું, યવનાક્રમણમાંથી તે રાજધાનીનું રક્ષણ કરવા વીરવર ગોગા પોતાના ૪૫ પુત્રો સાથે અને ૬૦ ભત્રીજાઓ સાથે રણક્ષેત્રમા ઉતર્યો. રણક્ષેત્રમાં તે સઘળાએ પ્રાણ ખોયા. વીરવર ગોગાએ સ્વદેશના માટે જે આત્મત્યાગ કરી બતાવ્યો તેથી કરી તેનું નામ સ્વદેશ પ્રેમિક સન્યાસીઓમા ઉંચા આસને જઇ બેઠું છે. આજ પણ છત્રીશ રાજકુળો તેની પૂજા કરે છે

જે દિવસ દુર્જેય માહમુદ મરૂભુમિના અંદર થઇ કુચ કરી ચાલ્યો તે દિવસે તેનો યુદ્ધાભિયાનનો છેવટનો દિવસ તે પાખંડી યવન વીરે પોતાની વિજયીની સેના લઈ અજમેર ઉપર હુમલો કર્યો. અજમેરનો અધિપતિ તે સમયે પોતાની રક્ષા માટે પલાયન કરી ગયો મુસલમાનોએ નગરને અને તેની ચાર પડખેના ગામો લુટી લીધા પણ દુર્જય ગઢબીટલી નામના કીલ્લામા મુસલમાનનું આક્રમણ પ્રતિરૂદ્ધ થયું. માહમુદ ત્યા હલિન વિશ્રામિત અને આહત થયો તે નાદોલ તરફ પલાયન કરી ગયો પણ તેની ક્રૂર પ્રકૃતિ દૂર થઇ નહિ હીંદુઓનો નર્જનાશ કરવા તે સુયોગ લેનો હતો, નાદોલમાં પેહો કે તેણે તે નગરનો ધ્વસ કર્યો તેના કઠોર અત્યારે હીંદુઓ અત્યાત્યંત પીડિત થયા તેઓએ એકતાસૂત્રે બધાઇ તે વૈરીનુ દમન કરવાનું મુકરર કર્યું.

હીંદુ મુસલમાનના અયોગ સંઘર્ષ કાળે ચોહાણ વીર વિશાળદેવ ઉત્પન્ન થયો તેના વિરત્વના વર્ણનમા મહા કવીચંદ બારોટે પોતાના મહાકાવ્યનો એક સર્ગ અર્પ્યો છે દુર્ધર્ષ યવન વીરનું દમન કરવા એક મત થઇ રજપુત રાજાઓએ વીરવર વિશાળદેવને પ્રધાન સેનાપતિ બનાવ્યો, એક માત્ર પાટણનો ચાલુક્ય રાજા સિવાય બધા રજપુત રાજાઓ એ યુદ્ધમા ઉતર્યા હતા. સઘળાએ વીરવર વિશાળદેવના વાવટા નીચે એકઠા થઇ યવનના ઉપર લડાઇમાં ચાલ્યા. એ રજપુત સેનનુ વર્ણન મહા કવિ ચંદ બારોટે યુક્ત રીતથી કરેલું છે ટુંકામાં માનુકરાય અને પૃથ્વીરાજની વચ્ચે ચોહાણ કુળમાં વિશાળદેવ શિવાય બીજો કોઈ રાજા વીર થઈ પેદ થયો નથી.

દિલ્હી નગરમા ફીરોજશાહના મહેલમાં મધ્ય સ્થળે પ્રસિદ્ધ જે જયસ્તંભ સ્થાપિત હતો તેના પાષાણ કુમક ઉપર એક શ્લોક માલુમ પડયોછે. મહારાજ વિશાળદેવનુ નામ તે શિલાલિપિના શિરોભાગે અંકિત છે. સંવત્ ૧૨૨૦ના વૈશાક શુદ ૫ ને એ શિલાકુમક ઓહિત થયું. પ્રતિય ચોહાણ તિલક શાકે ભરી પૃથ્વીરાજના પૂર્વ પુરૂષ તરીકે મહારાજ વિશાળદેવને તે કુળમાં ગણ્યો છે. ચોહાણકુળ મુગટ મહારાજ પૃથ્વીરાજે સંવત ૧૨૨૯મા દિલ્હીમાં રાજ્ય કર્યું. અને સવત્ ૧૨૪૯મા તે શાહબુદીનના હાથમાં પડયો, સંવત્ ૧૦૬૬ અને સંવત્ ૧૧૨૦ના મધ્ય ભાગમા વિશાળદેવ અજમેરના સિંહાસને હતો. તેણે પોતાના પરાક્રમના પ્રતાપે આર્યાવર્તમાથી યવનોને કહાડી મુકયા હતા વિશાળદેવ દિલ્હીના તુઆર રાજ જયપાળનો, ગુર્જરપતિ દુર્લભ અને ભીમનો, ધારાપતિ ભોજ ઉદયાદિત્યનો અને મેવાડના પદ્મસિંહ અને તેજસિંહનો સમસામયિક હતો. તે મહમદ ગીજનીની ચોથી પેઢીએ થયેલા મૌદાદની વિરૂધ્ધે તે મોટી સેના લઇ

યુદ્ધ ક્ષેત્રમાં ઉતર્યો. એમ કહેવાયછે જે વિશળદેવે પ્રવીણ વયમાં મુસલમાની ધર્મ સ્વીકાર્યો હતો. તે મુસલમાન થઇ અત્યંત અનુતપ્ત થયો અને સ્વધર્મ ત્યાગ સ્વરૂપપાતકનો નાશ કરવાને અભિપ્રાયે તે સંન્યાસી થઇ ગયો.

હારકુળના ભટ્ટકવિ ગોમંદરામના મતમાં વિશાળદેવનો અનુરાજ નામે એક પુત્ર હતો. એ અનુરાજ થકી હારકુળ પેદા થયું પણ ખીચીકુળના ભટ્ટકવિ મગજીએ પોતાના ગ્રંથમાં લખેલ છે જે અનુરાજ માણેકરાયનો પુત્ર અને તેથી ખીચી કુળની ઉત્પત્તિ છે. હારકવિના કહેવાનું અમોએ અનુકરણ કરેલું છે.

અનુરાજને અશીદુર્ગ મળ્યો. તેના પુત્ર ઇષ્ટપાળે સિંધુસાગરના અંતર્ગત ખીચીપુર પતનના પ્રતિષ્ઠાતા અજયરાવના પુત્ર અગનરાજ સાથે એકમત થઈ ગુવાળકુંડનાં અધિપતિ ચોહાણ રણધીરસિંહ પાસે પોતાની અદષ્ટ પરિક્ષા કરી એટલામાં ગજનીખંધમાંથી એક સેનાદળે આવી, અશી અને ગવાળકુંડ ઉપર હુમલો કર્યો રણધીર, કઠોર મહરવ્રતનું ઉદ્યાપન કર્યું. તે સંહાર વ્યાપારમાંથી એક માત્ર તેની પુત્રી સુરાબાઈ બચી, સુરાબાઇ અશી તરફ પલાયન કરી ગઇ. વળી અશી ઉપર યવનનો હુમલો જોઇ અનુરાજે પલાયન કરવાનો ઉદ્યોગ કર્યો. પણ તેના પુત્ર ઇષ્ટપાળે દાનવોનો ઘેરો અટકાવી દેવા આગ્રહ બતાવ્યો. અનુરાજને શત્રુની સામે થવું પડયું. બન્ને દળ વચ્ચે યુદ્ધ ચાલ્યું. યુદ્ધમાં આક્રમક હણાયા. ઇષ્ટપાળનું સેનાદળ ચારે તરફ પલાયન કરી ગયું. ઇષ્ટપાળ વિષમ રીતે જખમી થયો પણ તે દુર્બલ અવસ્થામાં પણ તે શત્રુના અનુસરણમાં પ્રવૃત્ત થયો. તે થોડે દુર ગયા પછી અગ્રેસર થઇ શકયો નહિ, તેનાં હસ્તપાદ વીગેરે અશક્ત થયા. છેવટે તે મુર્છિત થઇ પૃથ્વી ઉપર પડયો. તે સ્થળે એક પીપળાના ઝાડ નીચે એ નશીબ સુરાબાઇ પ્રાયોપવેશનથી મૃત્યુની પ્રતીક્ષા કરતી હતી. અનાહારથી અનિંદ્રાથી, કઠોર ભયથી અને માર્ગના શ્રમથી તેનું શરીર ઘણુંજ દુર્બળ થઇ ગયું હતું. તેનો પ્રાણવાયુ બહાર નીસરી જવાની તૈયારીમાં હતો. એટલામાં તે વિશાળ પીપળાની એક મોટી ડાળ ફાટી. તેમાંથી તેના કુળની અધિષ્ટાત્રી દેવી ભગવતી આશાપૂર્ણા બહાર આવી. સુરાબાઇ દેવીના ચરણે પડી અને રોતાં રોતાં બોલી " ભગવતિ ! આ જગતમાં મારૂં કોઇ નથી મારો પિતા અને મારા બાર ભાઈઓ શત્રુઓથી હણાયા. હવે મારે બચીને શું સુખ. ભગવતી આશાપુર્ણા એ દિલાસો આપી સ્નેહ પૂર્ણ વચને કહ્યું ', વત્સ! તું ભય પામ નહિ. તે દાનવ ચારણવીરના હાથે હણાયો, તે વીર પુરૂષ મારી પાસેજ રહેલ છે. "

ત્યારપછી ભગવતી, શોક વિવ્હલ રાજકુમારીને લઇ ઈષ્ટપાળની પાંસે આવી, તેની સુશ્રુષાથી ઇષ્ટપાળની મૂર્છા વળી તેણે ચોહાણકુળનો પ્રાચીન અધિકાર અશીનો કીલ્લો મેળવ્યો.

હારકુળના પ્રતિષ્ઠાતા ઇષ્ટપાળે સવત્ ૧૦૮૧ ( ઈ સ ૧૦૨૫ ) મા અશી દીલ્લાને મેળવ્યો, મામુદે હીજીરા ૪૧૭ ( ઈ સ ૧૦૭૦ ) મા અજમેર ઉપર હુમલો કર્યો તેથી સ્પષ્ટ પ્રતીતિ થાય છે જે ઇષ્ટપાળના પિતા અનુરાજે યવના ક્રમણનો રોધ કરતા પોતાનુ જીવન અને અશીદ્દીનો ખોયો, તે સમયે પણ યવનોએ ગજનીખદવી આવી અજમેર ઉપર હુમલો કર્યો

ઇષ્ટપાળનો ચાદકર્ણ નામે એક પુત્ર હતો, ચાદકર્ણના પુત્ર હામીર અને ગભીર નામે હતા, તે બન્ને રજપુતોએ પૃથ્વીરાજને સઘળા યુદ્ધ વ્યાપારમા સારી મદદ આપી હતી તે બન્ને ભાઇઓ પૃથ્વીરાજના એકસો આઠ સામતમા સામત પદવીએ હતા

મહા કવિ ચદ બારોટના મહા કાવ્યમા કનોજ ખણ્ડ એવા નામનો એક સર્ગ છે હામીર અને ગભીરે મહારાજ પૃથ્વીરાજને મદદ આપી તેનુ વર્ણન તે સર્ગમા છે જે વર્ણનનો સાર નીચે પ્રમાણે—

" ત્યારપછી હાર રાવ હામીર, પોતાના ભાઇ ગભીર સહિત લક્ષ્મી તુરગે ચડયો, અને મહારાજ પૃથ્વીરાજપાસે આવ્યો તેણે તેજોવ્યજક વાકયે કહ્યુ કે જગદેશ ! આપ હવે આપની રક્ષા માટે ચિતા કરો, હવે અમે જયચાદની સેનાને જીવનનો ઉપહાર આપીએ છીએ વહાણ જેમ સાગરની છાતી ફાડી ચાલ્યુ જાય છે તેમ અમારા ઘોડાના પગના દાબવા પૃથ્વી ફાડશે "

એ વાત બોલી તે બન્ને ભાઇઓ જયચાદના પ્રધાન સામત કાશીરાજના સન્મુખીન થયા શત્રુની સાથે યુદ્ધમા પ્રવૃત થઈ, " હામીરે જે સિહનાદ કર્યો ત શૈલ સિહાસને ભગવતી દુર્ગાનો કર્ણગોચર થયો " યુદ્ધ ભયકર રીતે ચાલ્યુ, ધણીની જીવન રક્ષા માટે બન્ને ભાઇઓએ રણસ્થળે પ્રાણ ખોયા આ સર્ગના મધ્ય યુદ્ધમા હારકુળના સઘળા વીરો વિનાશ પામ્યા છેવટે શાહબુદદીન સાથે ઉજ્જ્વના યુદ્ધમા ભારતવર્ષનો ગૌરવ સૂર્ય અન્તમિત થયો

કાળકર્ણ નામનો હામીરનો એક પુત્ર હતો, કાળકર્ણનો પુત્ર રાવવાચા અને નાવવાચાનો પુત્ર ગવચાદ હતો ચોહાણ કુળના સઘળા શત્રુની સમક્ષ દુર્ધર્ષ અલાઉદદીન યમદુત સ્વરૂપે આવ્યો ગવચાદ પાસે પણ તે યમદુત સ્વરૂપે આવ્યો હતો અલાઉદદીને અશીના કીલ્લા ઉપર હુમલો કર્યો, તે સમયે ગવચાદે વિસ્મય કર વીરત્વ બતાવ્યુ, પણ તેથી તેનો નફળ મનોન્ધ થયો નહિ, તેના સૈન્ય સામત આ નીચજન વીગેરે યવનના હાથે હણાયા તે ભયાવહ હાળગ્રામમાથી માત્ર તેનો એક પુત્ર બચ્યો તે બાળકનુ નામ રણુનિહ, રેણુનિહની ઉમ્મરતે સમયે અઢી વર્ષની હતી, તે ચિતોરના રાણાનો ભાણેજ થાય, જેથી તે માનાના ઘેર ચાલ્યો

ગયો, જ્યારે રણસિંહ પુખ્ત ઉમરનો થયો ત્યારે તેણે વીનસરનો કીલ્લો જીતી લીધો.

રણસિંહના કલુન અને કંદલ નામના બે પુત્ર હતા, કુલન એક દુરારોગ્ય રોગથી આક્રાંત થઇ શાંતિના માટે તે કેદાર તીર્થે ચાલ્યો ગયો.

એમ કહેવાય છે જે અભીષ્ઠ લાભના માટે તે સઘળા રસ્તામાં પ્રણિપાત કરતો ગયો હતો. એ રીતે કઠોર તપશ્ચર્યા સાથે કલુન કીલા નામના ગિરિ માર્ગે પહોંચ્યો. ત્યા તે બાણ ગંગા નામની એક સુશીતળ નદીમાં નાહ્યો. ત્યાંથી પણ આગળ ચાલવાનો તેણે ઉદ્યોગ કર્યો. ત્યાર પછી તેનાથી તે સહન થઇ શક્યું નહિ. નદીમાં નાહવાની અથવા દેવ કૃપાથી તેનો રોગ દૂર થયો. ભગવાન કેદારનાથ તેની તપશ્ચર્યાથી તુષ્ટ થયા, તેની સંમુખે પ્રગટ થઇ વરદાન માગવાનું તેણે કહ્યું. તેણે અસુસ્થાતાથી વરદાન માંગ્યું ભગવાને કહ્યું " તું પથરનો રાજા થઇશ " મધ્ય ભારતવર્ષમાં સઘળી ઉંચી જમીન તે નામે ઓળખાય છે, તે ગિલ્હોટ રાજાના કબજામાં હતી. પણ જ્યારે પાખંડ અલ્લાઉદીને ચિતોડ ઉપર હુમલો કર્યો અને તેને વિધ્વસ્ત કર્યું. ત્યારે રાણાઓનું પરાક્રમ થોડા સમય મંદ થઇ રહ્યું. તે સુયોગમાં પાર્વત્ય મીન લોકોએ તેઓના હાથમાંથી તે ખેંચી લીધું. હવે કેદારનાથની કૃપાથી તે રાજ્ય રાવકલુનના હાથમાં આવ્યું.

ઘણા પુરાતન કાળે પથર એક રાજાના અધિકારમાં હતું. જેનું નામ હુન હતું. હુન પરમાર કુળના પેદા થયો. તેની રાજ્યધાની મૈનાલ હતી. થોડા સમયમાં કલુનના પાૈત્ર રાવવાંગે તે મેનાલ નગરને કબજામાં લીધું. અને પથરના એક પ્રસિદ્ધ ઉંચા પ્રદેશમાં બુમેદા કીલ્લો સ્થાપ્યો. પૂર્વ દિશાએ વીનસહર; પશ્ચિમ દિશાએ બુમેદા અને મેનાલ દ્વારા સુરક્ષિત હોઇ હાર રજપુતો તેમાં સુખવાસ કરવા લાગ્યા.

રાવવાંગાના એકંદર બાર પુત્રો હતા. તેમાંથી મોટો દેવો, પિતૃસિંહાસને બેઠો. દેવાના ત્રણ પુત્ર હરરાજ, હાથીજી, અને સમરસિંહ નામે હતા. રાવદેવાના શાસન કાળે હાર રજપુતો એવા વિક્રમશાળી થઇ ઉઠયા જે તેઓના પ્રતાપની વાત ભારતેશ્વરના કાને પહોંચી. તે સમયે સીકંદર લોદી ભારતવર્ષના સિંહાસને હતો. તેણે રાવદેવાને પોતાની સભામાં બોલાવ્યો, બુંદીરાજ, પોતાના મોટા પુત્ર હરરાજને બુમેદાના સિંહાસને બેસારી, નાના પુત્ર સમરસિંહ સાથે તે દિલ્લીમાં ગયો. ત્યાં થોડો સમય રહી પાછો તે રાજધાનીમાં આવ્યો. એમ કહેવાય છે જે સમ્રાટે હારનૃપતિનો તુરંગ લેવા લાલચ કરી તેથી તેણે દીલ્લી છોડયું. તે તુરંગ અતીવ પ્રસિદ્ધ હતો, તેણે સમ્રાટને તુરંગ આપ્યો. નહિ "રજપુતોને ઘોડા, તલવાર અને વનિતા વિશેષ વહાલી હોય છે. તેના ઘોડા માત્ર

ઠમારાથી ઘોડા તાડિત વેગે દોડયો થોડા સમયમા ગવદેવો, પથરમા આવી પહોચ્યો બુમેદાને હારરાજને સોપી તે બાદુનાલ સ્થાને ગયો, તેસ થળે તેનો દાદે કસુન કઠોર રોગથી ગ્રુમ્ન થયો હતો, તે કાળે જેતા નામના એક સરદારની નીચે ઉશાન વંશીય મીન લોકો, ત્યા વાસ કરતા હતા

તે મીન લોકો રાવગાગ નામના એક રજપુતથી વિશેષ પીડિત હતા ગવ ગાગ પોતાના કી'લ્લામાથી નીકળીઆરે તરફથી એક જાતનો કર ઉધરાવતો હતો તેના ભાવાના પ્રહારથી બાદુરની પ્રાકારવળી ઘણીવાર તુટી હતી, ત્યાર પછી મીન નાર્ને રાવગાગની સાથે સધિ કર્યો જેમા રાવગાગને કર આપવાનુ નિશ્ચિત થયુ સધિના પ્રસ્તાવ પ્રમાણે રાવગાગ કર લેવા આવ્યો જે કર તેને મળ્યો નથી રાવગાગે મોટા ક્રોધથીકહ્યુ " હવે કોણ મારી સામે આવી શકે છે "

રાવગાગ અને રાવદેવો, પરસ્પર ખુ'લી તલવારે એક બીજા ઉપર દોડયા ત્યા યુદ્ધદ્ધ મચ્યુ તે યુદ્ધમા રાવગાગ પરાજીત થયો અને પોતાના રાજ્ય તરફ તે પલાયન કરી ગયો

હારરાજ તેની પાસે તે ચબલ નદીના તીરે આવી પહોચ્યો, તેને પાસે આવેલો જોઇ, ખીચીવીર ઘોડાને જલદીથી ચબલ ની નદીમા પડયો, અશ્વ અને અશ્વારોહી જળમા અદશ્ય થઇ ગયા, પરપારે દેખાવ દેખી ખીચીવશીય ઉંચા સ્વરે બોલ્યો 'આ હવેઆપણી બધુતા છે, શત્રુતા છુટી ગઈ, બન્ને ભાઇઓ થયા, નદી ચબલ આપણી સીમા રેખા થાઓ "

સવત્ ૧૩'૮ (ઈ સ ૧૩૪૨)મા જૈતે અને તેના ચતુરકર ચોહાણ વીરે રાવદેવાની અધીનતા સ્વીકારી, દેવાએ તે વિશાળ ઉપત્યકાભૂમિ બાદુકા નેગમા બુદીનગર સ્થાપ્યુ, તે દિવસથી બુદીનગર હારકુળની રાજધાનીનુ શહેર ગણાયુ છેવટે બુદીની સીમા વધતા તે હારાવતી કહેવાયુ



# દ્વિતીય અધ્યાય.

ગોટીપતિ અનુરાજથી તે રાવદેવા સુધીના હારરાજનું પુનઃસમાલોચન, રાવદેવાનું બુંદી સ્થાપન. ઉશારાની હત્યા, દેવાનો સિંહાસન ત્યાગ, તેના કાર્યનું અનુકરણ, સમરસિંહ. ચંબલ નદીના પુર્વપાર સુધી રાજ્યવિસ્તાર. કોટીઆ ભીલોની હત્યા, કોટાની ઉત્પતિ, નાપુજીનું સિંહાસનારોહણ, સોલંકી ટોડાની સાથે વિવાદ, નાપુજીનો પ્રાણ સંહાર, મહમરણ, હામુનો અભિષેક, પથર ઉપર રાણાના અધિકાર કરવની ચેષ્ટા, હામુનો અંહકાર વીરસિંહ વીરૂ, રાવગંગો. દુર્ભિક્ષ, ભ્રાતાઓથી તાડિત થએલ વાંકાનું મકુંડામા આશ્રયસ્થાન, કાકાનો સહાર કરી નારાયણદાસનો પિતૃરાજ્યનો પુનર્લાભ, નારાયણદાસના સંબધે કેટલાક ગપ્પા, ચિતોડના રાણાને સહાયદાન. તેનો જયલાભ, રાણા રાયમલની ભત્રીજી સાથે તેનો વિવાહ, તેની અફીણના સેવનની આસક્તિ, તેનું મરણ, રાવ સૂર્યમલ, ચિતોડની કોઇ રાજકુમારીનું પાણી ગ્રહણ, સાંઘાતિક ફળોત્પતિ, આહેરીયા, રાવની હત્યા, હસાનો પ્રતિશોધ, મહમરણ, રાવસુરજન તેની નિષ્ઠુરતા, તેની પદચ્યુતી, તેનું નિર્વાસન. રાવઅર્જુનનું મનોનયન, વિસ્મયકર મરણ રાવસુરજનનો અભિષેક.

---

ચોહાણ કુળના આદિ પુરૂષ વીરવર અનહલના અગ્નિસંસ્કારથી તે બુંદીની પ્રતિષ્ઠા સુધી એ કુળના પ્રાચીન ઇતિહાસનું વર્ણન કરી આપણે કેટલાક પ્રધાન રાજાઓના ઇતિહાસની સમાલોચનામાં પ્રવૃત થઇએ છીએ.

અનુરાજને અશી મળ્યું, ઇષ્ટપાળ તેનો પુત્ર સંવત્ ૧૦૮૧ (ઈ. સ. ૧૦૨૫) માં ઇષ્ટપાળ અશીમાંથી તાડિત થઇ અશીરને પામ્યો, તેનાથકી હારકુળની પ્રતિષ્ઠા થઇ. અશીર મેળવ્યા પછી કેટલા સમયે તેણે હારકુળની પ્રાણપ્રતિષ્ઠા કરી. તે ભટ્ટ ગ્રંથોથી નીકળી આવતું નથી.

સંવત્ ૧૨૪૮ (ઈ. સ. ૧૧૦૩) માં કાગ્ગાના યુદ્ધમાં હામીરે પ્રાણ ખોયા.

રાવચાંદ યવનવીર અલ્લાઉદદીનથી સંવત ૧૩૫૧ માં અશીર નગરમાં હણાયો. રણસિંહે અશીરથકી પલાયન કરી મેવાડમાં આશ્રય લીધો. સંવત ૧૩૫૩ માં બીનસર તેણે મેળવ્યું. રાવગાંગો મંડલગઢ, મૈનાળ વિગેરે નગરો મળ્યાં, બુંચેદા નગરની તેણે પ્રતિષ્ઠા કરી, રાવદેવાએ, સંવત ૧૩૯૮ (ઇ. સ ૧૩૪૨) માં મીનલોક પાસેથી વાંદુ ઉપત્યકા લઈ લેઇ બુંદીનગરની સ્થાપના કરી. સઘળા પ્રદેશને તેણે હારાવતીના નામે પરિચિત કર્યો.

બુંદીની સ્થાપના કરી રાવદેવાએ જોયું જે હાર કરતાં મીન પ્રબલ વધારે છે, થોડાક રજપુતની સહાયે અસંખ્ય આદિમ અસભ્ય મીનજાતનો શી રીતે

નિગ્રહ થાય એવી રીતની ચિંતાનો ઉદય દેવાના મનમાં થયો, ત્યારે તેણે પાશવી સ્વાર્થપરતાથી પ્રલોભિત થઇ એક ભયંકર કામ કરવાનું ધાર્યું, "ભૂમિ મેળવવી," એ રજપુતનો મૂળમંત્ર. એ મંત્ર સાધનામાં રજપુતો અતિ પિશાચોચિત કાર્ય કરવામા પણ લજ્વાતા નથી. દેવાએ બામુદાનાહારની અને તોડાના સોલંકીની મદદ લઇ ઉશારા વીગેરેને નિર્મૂલ કર્યા.

એવા ભયંકર કામ કરી રાવદેવો, પોતાના કનિષ્ટ પુત્ર સમરસિંહને બુંદીનું રાજ્ય સોંપી, રાવદેવો રાજ્યકાર્યથકી વિરાય થયો. એમ માલુમ પડે છે જે અનુતાપના નરકાનલથી દગ્ધ થઇ તેણે ઉપર પ્રમાણેનું પ્રાયશ્ચિત કર્યું, ગીન કુળ ધ્વસના પછી કેટલાક કાળ ઉપર રાવદેવાએ બુંદીનું સિંહાસન છોડી દીધું, તેનો નિર્ણય થઈ શકતો નથી રાજ્ય છોડયા પછી દેવાએ બુંદી કે બુમેદાના સીમાડા ઉપર પગલુ મુકયુ નહિ, બુદીથી પાચ કોશ દૂરે રહેલા અમરદુના નામના ગામડામાં વાનપ્રસ્થધર્મ પકડી પરમાર્થ ચિંતામા તે કાલયાપન કરવા લાગ્યો.

સમરસિંહના ત્રણ પુત્ર નાપુજી, હરપાલ અને જયતસિંહ, હરજુબાવર નામના થયા હરપાલની અનેક સંતતિ થઇ, તેઓ હરપાળના પોતાના નામે ઓળખાયા, જયસિંહેજ પ્રથમ ચબલ નદનાપરપારે હારકુળની પ્રતિષ્ટા વિસ્તારી એકવાર જયસિંહ કલુનના તુઆર રાજાને મળી પોતાના ઘર તરફ આવતો હતો. એટલામા કોટીયાભીલની વિસ્તૃત પલ્લી તેની નજરે પડી. તે ભીલનું રહેઠાણ ચંબલની એક ખાડી ઉપર હતું ભીલલોકોની પલ્લી જોઈ ભૂમિપ્રિય જયસિંહની રાજ્ય લિપ્સા વધી, તેણે અતર્કિતભાવે તેઓના ઉપર હુમલો કર્યો, સતર્ક ભીલલોકો તેની સામે થયા છેવટે તેઓ યુદ્ધસ્થળે પડયા, તે ઉપત્યકાક્ષેત્રમાં પ્રવેશદ્વારે એક સામાન્ય દુર્ગદ્વાર હતુ, ત્યા ભીલલોકોના સરદારનું આશ્રયસ્થળ હતું. જયસિંહે તે કીલ્લાનો ધ્વસ કરી ભીલ રાજાનો સહાર કર્યો, તે સ્થળે રણુદેવ ભૈરવના સંમાન અર્થે એક મોટો હાથી બનાવી ને બુદીનગરમા આવ્યો, તે ભીલ કોટીયાનામે કહેવાતા હતા. જેના ઉપર કોટા નામની ઉત્પતિ.

સમરસિંહના મૃત્યુ પછી તેનો મોટો પુત્ર બુંદીના સિંહાસને બેઠો, નાપુજી એક પ્રસિદ્ધ રાજા હતો, તેણે તોડાના સોલંકીરાજની પુત્રી સાથે વિવાહ કર્યો હતો. એકવાર મમ્મીક આમરના ઘરમા જતાં તેણે એક સુંદર મર્મરનો પથ્થર જોયો. તે લેવાની તેને ઇચ્છા થઇ. તેના પિતા પાસે તે માંગવા, તેણે પોતાની પત્નીને કહ્યું, પણ તોડાપતીએવિરક્તિસાથેજવાબઆપ્યો,"મનેમાલુમપડેછે, જેહારરાજહવેમારીપત્નીની માગણી કરશે." એવી રીતના જમાઈ ઉપર હું પ્યાર રાખતો નથી, જાય તે અમારા રાજ્યમાંથી ચાલ્યો જાય, એવા કઠોર અપમાનથી નાપુજી અતિશય મર્મહિત થયો,

તેના મનમા વિષમ ગર્વ પેદા થયો, તે પોતાની વનિતાનેપીડા આપવા લાગ્યો તેણીના અનુનય વિનય ઉપર તેણે ધ્યાન આપ્યુ નહિ તેણે તેની શય્યાથી તે તે સ્ત્રીને દુર રાખી, સોલકી રાજકુમારીના દુ ખની હવે સીમા રહી નહિ, તેણે પોતાના પિતાની પાસે પોતાની મર્મવેદનાનો પ્રકાશ કર્યો

શ્રાવણ માસના ત્રીજા દિવસે કાનુત્રીતીજ નામનુ પશ્ચિમ રજપુતવૃત આવેછે તે દિવસે વર્ષાદેવીની પૂજા અને સ્ત્રીની સાથે સહવાસ કરવો જોઇએ, રજપુત સુરે તેટલો દુર વસનો હોય, તોપણ તે દિવસે તે પોતાના ઘરે આવી પોતાની સ્ત્રીનો સહ વાસ કરે છે બુંદીરાજ નાપુજીએ તે પર્વના દિનસે પોતાના સામતોને તેઓના ઘરે જવા પરવાનગી આપી

ત્યાર પછી અધગા નગરનો ત્યાગ કરી ગયા બુંદીરાજ એક રીતે અ રક્ષિત અવસ્થામા આવી પડયો તે સમયે તોડાગઢ નગરમા પેઠો અને તેણે હાડપતિના મસ્તક ઉપર ભાલાનો પ્રહાર કર્યો એ પ્રમાણે કા પુરુષોચિત કામ કરી જમાતાનો તેણે સહાર કર્યો, ત્યાર પછી તોડાગઢ ત્યાથી પલાયન કરી ગયો પણ તે નિરાપદ થઇ પલાયન કરી શક્યો નહિ બુંદીથી ઉત્તરે દુર આવેથી એક ગુહાના સમુખે પોતાના સામતો પર આવી, રાપુરુષ નાવકીરાજ પોતાના હલકા કાર્યનુ વિવરણ કરવા લાગ્યો તે ગુફાના અદરના ભાગમા બુંદીનો એક સરદાર બેશી અફીણનો કસુબો પીતો હતો, તેનુ ચિત્ત ચચળ મનઉદ્વિગ્ન અને હૃદય અતિશય વ્યસ્થિત હતુ રજા મળવાથી તે ઘેર જાનો હતો પણ ઘેર જઈ શુ કરે ! ઘરમા તેને આદરના ભાવપણ કરી મતોષ પમાડે તેવુ કોઈ નહોતુ, તેનુ ઘર અરણ્યવત્ હતુ તેથી ચોહાણ સરદાર પોતાના ઘેર નજતા એ ગુફામા બેશી અફીણનો કસુબો પીતો હતો, પત્નીનો વિષય વિચારતા તે ગભીરચિતામા મગ્ન હતો, એટલામા પાસે તેણે અશ્વની ખરીના અવાજ સાભળ્યા બુંદી સર દાર ચમકિત થઇ જોયુ જે કેટલાક સૈનિકો હલકા વચનોથી હાડરાજની વર્તણુ કની સમાલોચના કરતા આવે છે ચતુર ચોહાણ સરદાર તેઓની ભાવભગી જોઇ અનુમાન કરી લીધુ, નૃશસ સોલકીરાજની પાસે જઇ તેણે એક પ્રહારથી તેનો જમણો બાહુ છેદી નાખી તેને જમીન ઉપર પાડી દીધો તે સોલકી સૈનિકો ભયથી પલાયન કરી ગયા, ત્યાર પછી ચોહાણ સરદારે તે સોનાના કડા વાળા છેદાએલ જમણા બાહુને પોતાના રૂમાલમા બાધ્યો તે બુંદીમા આવ્યો, બુંદીમા મોટો ક્ષોભ થઈ ઉઠયો ચારે તરફ રોવાનો અવાજ સભળાયો તે શોકનો અવાજ ખમણો વધારી મૃતરાજની વિધવા મહિષિ સ્વામીનુ સબ લઈ બળતી ચિતામા બળવા ચાલી એટલામા બુંદી સરદાર આવી પહોચ્યો તેણે બળવા જતી મહિ

વિને ઉદેવે હાથ બતાવ્યો આપ્યો અને કહ્યુ "આથી તમે હવે શોક દૂર કરો" શોવ પીગજ નદિનીએ સોનાના કરથી પોતાના પિતાનો બાહુ ઓળખ્યો તેજોઇ તેનુ હૃદય પુષ્કળ શોકથી પીડિત થયુ શોકનાઉપર વળી બીજા શોકનો ઉદ્ધ્વાસ થયો ત્યારે તેણે પોતાના ભાઇને કેટલીક વાત લખી મોકલી જે "તમે જો તમાન બાપના મૃત્યુનો બદલો નહિ લ્યો તો તમારૂ નામ સોલકી વશમા કલંકિત રહેશે એવુ લખી સતી ચિતાનળમા બળી સુઇ પત્ર યથાકાળે શોવકો રાજ કુમારના હાથમા આવ્યો પત્ર વાચતાં તેનુ મસ્તક ઘૂર્ણિત થયુ દારૂણ મ શોધ પિપાસા તેના હૃદયમા જાગી ઉઠી, પણ તે પ્રચંડ પ્રવૃત્તિનુ પરિતૃપ્તિ વિધાન કરવામા પાતાને અસમર્થ જાણી તે એક પાષાણ સ્તભ ઉપર માથુ ભટકાવી મરણ પામ્યો

નાપુજીના ત્રણ પુત્ર હતા હામુજી, નરગ, અને ખુરદ, નરગના પુત્રો નરગપોતા અને ખુરદના પુત્રો ખુન્દડાર નામે પરિચિત થયા પિતાના મૃત્યુઉપર હામુ સવત્ ૧૪૪૦ મા ર . સિહાસને બેઠો

દુર્ધર્ષ અલાઉદ્દીને ચિતોડનો ધ્વસ કરી, ગિહ્લોટ કુળના હૃદયમા જેમોટો આઘાત મારી દીધો તે આઘાતથી ચિતોડનુ ઘણુ કરી સઘળુ બળ નાશ પામ્યુ ચિતોડ કગાલ માત્ર રહ્યુ પણ કાળક્રમે ચિતોડે આજ માથુ ઉપાડયુ ચિતોડના અધિપતિએ પોતાનુ પૂર્વ બળ મેળવી તે વિષમ આઘાતનો બદલો લેવા સકલ્પ કર્યો ત સમયે ગભીર રાજનીતિજ્ઞ રાણો લાખ મેવાડના સિહાસને બેઠો હતો, ગાદ્યાસને બેશી તેણે સહુથી પહેલા રાજ્યના સામતોનુ દમન કરવાનુ કામ હાથમા લીધુ

ચિતોડના ગયા વિપ્લવમા ગિહ્લોટ કુળના બળનો ક્ષય જોઇ જે સઘળા સામતો સુયોગ મેળવી ચિતોડની અધીનતા શખળા તોડી સ્વતંત્ર થઇ ગયા હતા ત સામતો ઉપરજ રાણાનો ગોવનિ્હ પડયો, તે સઘળા સામતોની સાથે હારનાજ પણ વિદ્રોહી બન્યો હતો એમ ગણાયુ આ સમે રાણો તેઓનુ દમન કરવા પ્રવૃત્ત થયો થોડા સમયમા હામુને ચિતોડમા રાણાએ બોલાવ્યો હાર રાજે કાઈ પણ વાધો લીધા વિના ચિતોડમા આવી રાણાને પૂજોપચાર આપ્યો રાણા પાસેથી રાજતિલક ગ્રહણ કરવા તે સમત થયો પણ સામતની જેમ તેની પરિચર્યા હમેશ કરવાને સમત થયો નહિ રાણાની તેથી તૃપ્તિ થઇ નહિ, રાણાએ પ્રતિજ્ઞા કરી જે હારરાને પરાધિનતા નરે બાધી લેવુ તે પ્રતિજ્ઞા પાલન કરવામા તે કદી આગળ થયો નહિ, તેણે છેવટે હામુને લય દેખાડી તેના મોઢ શુ ગિલોતની અધિનતા સ્વીકાર નહિ તો તેનો નગ્ન નમલ

ઉપાદિત થાશે, " હારવીર હામુ તેથી લેશ માત્ર ભય પામ્યો નહિ તેણે કઠોર દર્પ અને તેજસ્વીતાથી તેણે કહેવરાવ્યું, " તમારૂ ચાહે તેટલું તમે કરજો, જો જો ! કે હામુ દેવાનો ઉપયુક્ત વંશધર છે, કે નહિ એવો સ્પર્ધિત ઉત્તર પામી રાણાએ પોતાના સામંતો સંગે સેના સહિત બુંદી વિરૂધ્ધે કુચ કરી બુંદીથી કેટલેક દૂર નીમેરા નગરમા ગિલ્હોટ રાજની છાવણી થઈ. એ સમાચાર બુંદી નગરમા પહોચ્યા. રાવ હામુએ પોતાના સામંતોને બોલાવ્યા અને તેઓને સ્વદેશ રક્ષા માટે તૈયાર થવા આજ્ઞા આપી થોડા સમયમા પાચસો હારવીર કેસરીયા કપડાં પહેરી બુંદીરાજના વાવટા નીચે એકઠા થયા. તેઓ સઘળાની દ્રઢ પ્રતિજ્ઞા હતી જે માતૃભૂમિ માટે શત્રુની સાથે યુદ્ધ ક્ષેત્રે પ્રાણ ત્યાગ કરવ શાથી કે પ્રચંડ ગિલ્હોટ સેનાની આગે લડી જય મળે તેમ નહોતુ તોપણ હારવીરો નિરૂત્સાહ નહોતા છેલ્લા સાહસનો આધાર લઈ રાતમા બીજા પહોરે તેઓ બુંદીથકી બહાર નીસર્યા. અનેઅતર્કિતભાવે અસતર્ક ગિલ્હોટ સેના ઉપર તેઓએ હુમલો કર્યો. આકસ્મિત હુમલાથી શિશોદીય રજપુતો ભય પામ્યા. અને પલાયન કરી ગયા પોતાની સેનામાં મોટો ક્ષોભબાળી ચિતોડપતિ રાત્રીના અંધકારમા પોતાના પુરમા પલાયન કરી ગયો હામુ મનમાતંગની જેમ શિશોદીય સેનાને મથિત કરવા લાગ્યો. તે રાણાની શોધમા અહીં તહીં ભમવા લાગ્યો. રાણો હાથ પડયો નહિ છેવટે જયોત્ફુલ હૃદયે પોતાના શહેરમા આવ્યો.

રાણો અવનત મુખે પોતાના નગરમા પલાયન કરી ગયો થોડા હાર રજપુતોથી પરાજય પામવાથી તેના ક્ષોભની સીમા રહી નહિ તેણે પ્રતિજ્ઞા કરી જે " બુંદી ન જીતું ત્યા સુધી પાણી પીવુ નહિ" એ કઠોર પ્રતિજ્ઞા વચન ચારે તરફ પ્રચારિત થયું. બુંદી મેવાડ થકી તીસ કોશ દૂર હતું. જેની રક્ષા મહાવીર પુરૂષો કરતા હતા. એટલા બધે દુરે જઈ મહાવીરો ઉપર જય મેળવી તેને હરાવવાનું કામ મુશ્કેલ હતું. જેથી રાણાની પ્રતિજ્ઞા પળાય તેવુ નહોતુ. રજપુત રાજાઓની પ્રતિજ્ઞા પવિત્ર ગણાય છે, તેઓ પ્રતિજ્ઞાને અવસ્શ પાળે છે, ખરી બુંદી ઉપર જય મેળવવો અસંભવિત હતો એટલે કે ખોટી બુંદી બતાવી તેના ઉપર જય મેળવવાનું તેઓએ નિશ્ચિત કર્યું. થોડા સમયમા ચિતોડ પાસે એક બુંદીનું નિર્માણ થયું, રાણો તે બનાવટની બુંદીને જીતવા સેના સાથે આવ્યો તે સમયે હાર રજપુતનુ એક દળ ચિતોડપુરીના તાબામા હતું તે સેના દળ કુંભસિંહ નામના એક હાર રજપુતના તાબામા હતુ જે દિવસે ઉપર લખેલી ઘટનાની ગોઠવણ થઇ કુંભસિંહ તે દિવસે મૃગયા માટે ગયો હતો, શિકાર કરી તે ચિતોડમા પાછો આવ્યો

તપાસતા, કુંભસિંહને તે ઓઢવણની હકીકત જાણવામાં આવી. ક્રોધ રોષ અને વિદ્વેષ કુંભસિંહના હૃદયમાં એકદમ પેદા થયા. તેણે પોતાના સૈનિકોને બોલાવી કહ્યું " વીર ! બુંદી શું એવું રાણાનું ગણું મુલ્ય થઇ ગયું છે જે બનાવટનું બુંદી કરી તેના ઉપર જય મેળવવા રાણો ઇચ્છા રાખે છે ? " "આવો હવે આપણે પ્રતિજ્ઞા લઇએ જે પ્રાણાન્ત પણ તે બનાવટની બુંદીને જીતવા દઇએ નહિ," તેના લશ્કરો તે કઠોર પ્રતિજ્ઞાથી બંધાયા. રાણો સૈન્ય સાથે બનાવટની બુંદી તરફ આવ્યો. અકસ્માત તેઓના ઉપર ગોળીનો વરસાદ થયો. રાણાને તો તે બુંદી ખાલી છે એમ ખબર હતી. બુંદીમાંથી ગોળીના બહાર આવતી રાણો ચમત્કૃત થયો. તેમ થવાનું કારણ પુછવા રાણાએ એક દૂત મોકલ્યો. રાણાના દૂતને સમુખે આવેલો જોઈ કુંભસિંહ બોલ્યો ' આ નકલી બુંદીની પણ અમે પ્રાણ આપી રક્ષા કરશું " જાઓ ! રાણાને યુદ્ધ કરવાનું કહો ! રાણાની પ્રતિજ્ઞા જાણી હાર રજપુતોએ પ્રાણ આપ્યો. રાણાએ જય મેળવ્યો. રાણાની જલ ન લેવાની પ્રતિજ્ઞા તુટી.

લાખો સોળ વર્ષ રાજ્ય કરી પરલોકવાસી થયો. વીરસિંહ અને લાલસિંહ નામના તેના બે પુત્ર હતા. લાખાને બુન્દીનું રાજ્ય મળ્યું. તેના બે પુત્ર થયા. જેનું નામ નવમાં અને જેંત હતું. વીરસિંહે ૫૬ વર્ષ રાજ્ય કર્યું. તેના વીરૂ જગદુ અને નીમ નામના ત્રણ પુત્ર હતા. નીમના વંશધરો નીમાવત નામે કહેવાયા. વીરૂ પચાશ વર્ષ રાજ્ય કરી સંવત્ ૧૫૨૬માં પરલોકવાસી થયો. તેના ત્રણ પુત્ર હતા, તેનો મોટો પુત્ર રાવબાદુ, બીજુના સિંહાસને બેઠો.

બાદુ જેવો સખાવત રાજા રજપુતોમાં પેદા થયો નથી, અમીમદાન શીતળાથી તેનું નામ રાજસ્થાનમાં પ્રસિદ્ધ થયું. સંવત ૧૫૪૨ (ઈ સ ૧૪૮૬) માં રજપુતાનામાં એક ભયંકર દુષ્કાળ પડ્યો. તેના કરાળ તાપમાંથી પોતાની પ્રજાને બચાવવા તેણે જે દાન કર્યાં છે તેથી તે અમર થયો છે.

ભટ્ટ ગ્રંથમાં વર્ણિત છે જે બુદ્ધમાએ સ્વપ્નમાં રાજાને દેખા દીધી, અને દુષ્કાળની હકીકત કહી સમજાવી. એકવાર રાવબાદુએ સ્વપ્નું જોયું જે કાગ એક દુબળા ઘોડા ઉપર બેસી તેની પાસે આવ્યો, પોતાની ઢાલ તલવાર લઈ તે તેજસ્વી રજપુતોએ કાગ ઉપર હુમલો કર્યો. એટલામાં તે છાયામાંથી મૂર્તિ ગંભીર કરી બોલી ઉઠી, ધન્ય ! બાદુ ? હાર ! હું કાળ ! ધન્ય તુંને, તું જગ્યામાં મૃત્યુલોકમાં તલવારથી મારો પ્રતિરોધ કરી શક્યો. હું તારાથી ! મરૂદેશમાં દુષ્કાળ પડશે તારૂ ચારસામાન દાન્ય થઇ પૂર્ણ કર ! તું ઉદાર ભાવે દાન કરી શકીશ, તારો ભંડાર ખાલી થાશે નહિ, એમ કહી નર્વનિયતા કાગ અન્તર્હિત થયો. રાવબાદુએ તેની આજ્ઞા પાળવામાં કસર નાખી નહિ, તેણે ધાન્ય દાણા વીગેરેના સંગ્રહથી મજાનું રૂડું સંરક્ષણ કર્યું

કાળની કુટિલગતિના અનુસારે ધાર્મિક અને સત્ય પરાયણલોક પદે પદે વિપતિમા પડે છે બાદુના બે ભાઈ નાના સમરસિહ અને અમરસિહ નામના હતા તેઓ રાજ્ય લિપ્સાથી પ્રણોદિત થઈ મુસલમાન ધર્મમા દીક્ષિત થયા, અને દિલ્હીશ્વરની સહાયતા મેળવી, તેઓએ બાદુને બુદીમાથી દૂર કર્યો નિ સહાય બાદુ માડુદ નામના પર્વત પ્રદેશમા જઈ રહ્યો. તે ગિરિ પ્રદેશમા તેનુ મરણ થયુ. બાદુએ એકવીશ વર્ષ રાજ્ય કર્યું નાનાયણદાસ અને નિર્બુધ નામના તેના બે પુત્ર હતા નિર્બુધને માડુદા મળ્યુ

માડુદાના તે નિર્જન વાસમા નારાયણદાસ પ્રતિદિન પરિપુષ્ટ થતો ગયો ક્રમે વયમા પહોચી, પોતાની દુર્દશા તે જાણી સકયો તેણે જાણ્યુ જે તે પિતૃ રાજ્યથી વચિત થયો અને દીનદશામા પડેલ, તેનો પિતા દુરાચાર સમરસિહ અમરસિહ થકી પદચ્યૂત થયો પોતાની અવસ્થા સ્પષ્ટ રીતે જાણી નારાય ણદાસ તેનુ પ્રતિવિધાન કરવા સકલ્પવાળો થયો તેણે પથરના હાર રજપુતોને એકઠા કરી સર્વ સમક્ષ કહ્યુ " વીરો ! મે પ્રતિજ્ઞા કરી છે જે અને તો પિતૃ રાજ્ય બુદીનો ઉદ્ધાર કરૂ નહિ તો આ કઠોર ઉદ્યમમા પ્રાણનો વિસર્જન કરૂ" તમે મને મદદ આપશો કે નહિ બોલો ! સઘળા લોકો તેના પ્રસ્તાવનુ અનુમો દન કર્યું અને સુખમા દુખમા, સપદમા વિપદમા તેના સાથેજ રહેવા તેઓ એક મત થઈ બોલ્યા

રાજ્યાપહારક દુર્વૃત્ત સમરસિહ અને અમરસિહ સમરકાડી અને અમરકાડી નામ ધારણ કરી બુદીનુ રાજ્ય ચલાવવા લાગ્યા તેઓએ અગીયાર વર્ષ રાજ્ય કર્યું તે અરસામા નારાયણદાને બન્ને કાકાને કહેવરાવી મોકલ્યુ જે " તેને એક વાર તેઓની મુલાકાત કરવાની છે " એ સદેશો મેળવી તેઓએ નિસદિગ્ધ ચિત્તે ભત્રીજાની મુલાકાત લેવા સ્વીકાર કર્યો

કેટલાક વિશ્વસ્ત અને બળિષ્ટ સૈનિકોને લઈ નારાયણદાસ બુદીના મહેલની સામેના ચૌક નામના સ્થળે આવ્યો ત્યા તેણે પોતાના સઘળા સહચરોને રાખ્યા તે એકલો કાકાના ઘરમા પેઠો ત્યા સમરસિહ અને અમરસિહ અર ક્ષિત અવસ્થામા હતા તે સ્થળે નારાયણદાસ પહોચ્યો તેની ગભીર મુખશ્રી જોઈ રાજ્યાપહારી બન્ને ભાઈના મનમા ભીતિનો સચાર થયો તે પ્રદેશની નીચેની ભૂમિમા એક ગુફા હતી તેઓએ તેમા ઉતરવાનો ઉપક્રમ કર્યો તેઓ જેમ તેમા ઉતરવાનો ઉપક્રમ કરે છે તેવામા બાદુ પુત્ર નારાયણદાને ભીષણ ખડગનો સમરસિહના મસ્તક ઉપર પ્રહાર કર્યો તે જોઈ અમરસિહ પલાયન કરી ગયો પણ નારાયણદાસે તેને ભાલાથી વીધી તેની ગતિ રોકી, તે બન્ને પાખડીઓના મસ્તક છેદી તે મસ્તકના ઉપહા

રથી ભવાની માતાની તેણે તૃપ્તિ કરી, તેનો સિંહનાદ સાંભળી તેના વિશ્વસ્ત નોકરો હાથમાં ખડગો લઇ મુસમાન ઉપર પડયા. મુસલમાનો પલાયન કરતાં માર્યા ગયા, વિજયી નારાયણદાસે બુંદી મેળવી.

અદ્ભુત બળ અને પરાક્રમથી નારાયણદાસ રાજસ્થાનમાં એ પ્રસિદ્ધ રાજા થઇ પડયો. તેનામા અદમ્ય સાહસ હતું. તેની બેહદ નીર્ભીકતા હતી તેનો અયવસાય કઠોર હતો. પુષ્કળ અફીણના સેવનથી બુંદીના દુર્ભાગ્યે એ સઘળા ગુણો નકામા થઈ ગયા.

નારાયણદાસે બત્રીશ વર્ષ રાજ કર્યું. સંવત્ ૧૫૯૯ માં તે પરલોકવાસી થયો. તેના શાસન કાળમાં બુંદીના રાજ્યે, ઘણો વિસ્તાર મેળવી પુષ્કળ શાંતિ ભોગવી તેના મૃત્યુપછી તેનો એકનો એક પુત્ર સૂર્યમલ બુંદીના સિંહાસને બેઠો.

સૂર્યમલ પોતાના પિતાના જેવો અમિત્ત બળશાળી અને સાહસી હતો, તેના હાથ લાંબા હોઇ ઘુંટણ સુધી પહોંચતા હતા. તેના શાસન કાળમાં નવા વિવાહથી ચિતોડ સાથેનો સંબંધ દૃઢ થયો. સૂર્યમલની બેન સુજાબાઈ રાણા રત્નસિંહને પરણી, રત્નસિંહની બેન સૂર્યમલને પરણી. પોતાના પિતાના જેવો, રાવ સૂર્યમલ વિશેષ માદક પ્રિય હતો.

રાણાનું સૂરજમલ સાથે વેર થયું. રજપુત સ્ત્રીઓ પિતૃકુળ ઉપર સારી સંમાન દૃષ્ટિ રાખે, પતિકુળ ઉપર તેટલી સંમાન દૃષ્ટિ તેઓની હોતી નથી.તેથી કરી રાજસ્થાનમાં બહુ વિરોધ થયા છે. સુજાબાઇનો પિતૃકુળ ઉપર અનુરાગ ઠીક હતો. એકવાર સુજાબાઇએ અન્ન વિગેરે પકાવી તેણે ભોજન માટે રાણાને અને સૂર્યમલને નિમંત્રણ કર્યું. તે નિમંત્રણને અનુસારે બન્ને આશામીઓ ભોજનાગારમાં આવી મુકરર કરેલ સ્થાને બેઠાં. સુજાબાઇ જાતે પીરસવા લાગી અને જ્યારે તેઓ ખાવા લાગ્યા ત્યારે સુજાબાઈ પંખો લઈ મક્ષિકા ઉડાડતી હતી. આહાર સમાપ્ત થયો. છેવટે સુજાબાઇ ભોજન પાત્ર સ્થાનાંતરિત કરવાના સમયે બોલી ઉઠી, " દાદાએ વાઘની જેમ ખાધું પણ મહારાજે બાળકની જેમ ખાધું." એ વાકય કુક્ષણે ઉચ્ચારિત થયું. તેથી હારરાજને અને ગિલ્હોટરાજને આલોકથી વેળાસર પરલોકમાં જવુ પડયું.

રાજકુમારી સુજાબાઇનું તે વચન રાણાને છાતીમાં વજ્રની જેવું લાગ્યું. રત્નસિંહ તેનો પ્રતિશોધ લેવા વ્યગ્ર થયો. તેણે હાર રાજને આહેરીયાના ઉત્સવમાં નિમંત્રણ કર્યું-જોતા જોતામાં ફાગણ માસ આવ્યો. ગિલ્હોટરાજ શિકારના માટે પોતાના માણસો સાથે બહાર નીકળ્યો. હારરાજ પણ તે વ્યાપાર ગિલ્હોટ રાજને મળી ગયો. ચંબલનદના પશ્ચિમ તીરની પાસેના નંદના નામનું

સ્થળ શિકાર માટે પસંદ થયું. તે સ્થળ જુદી જુદી જાતનાં પશુઓનું આવાસ સ્થાન હતું. પશુરાજ સિંહથી તે નાના પ્રાણી સસલા સુધીનો તે જંગલમાં વાસ હતો. બન્ને રાજાના સૈનિકો એક એક સ્થળે દળ બદ્ધ થયા. તેઓ મોટાં નગારાં બજાવી મોટા ચિત્કાર કરી પશુઓને બહાર કહાડયા. સિંહ, વાઘ, રીંછ, વીગેરે તે અવાજથી અહીં તહીં પલાયન કરવા લાગ્યા. ટુંકામાં દ્રશ્ય મનોહર અને વિસ્મય પમાડે તેવું હતું. રાણા રત્નસિંહ પોતાની પાપ બુદ્ધિ ભુલી ગયો ન હોતો. ટુંકામાં પોતાની પાપ બુદ્ધિ ચરિતાર્થ કરવાને સુયોગ ખોળતો હતો.

બન્ને રાજાની પાંસેએકએ અનુચર રહેલહતા. બાકીના સઘળા વનને વીંટી ઉભા હતા. તેઓ ત્યાં રહી મૃગ વીગેરેને રાજાઓની તરફ હાંકી કાઢયા. રાણાની સાથે એક ક્રુર અનુચર પુરબીયો હતો રાવસુરજમલને દેખી રાણાએ તેને કહ્યું. અરે જુવાન પુરબીયા! બુંદને મારવાનો આ સુયોગ છે, એટલામાં એ પિતૃશોકોન્મત જુવાને પોતાના શરાસન ઉપર શર ગોઠવી તે હારરાજ ઉપર ફેંકયુ. હારરાજે તે પોતાના ધનુષથી તોડી નાંખ્યુ. તેથી પણ સુર્યમલના હૃદયમાં કાંઇ સંદેહ પેદા થયો નહિ. ત્યારપછી રાણાના ધાઇ ભાઇએ તેના ઉપર લક્ષ્ય કરી એક બાણ ફેંકયુ. બીજા તીરને પણ બુંદીરાજે વ્યર્થ કર્યું. ત્યારપછી રાણાએ પોતાનો ઘોડો તેના તરફ ચલાવ્યો. તેણે ખડગથી તે સુર્યમલને પૃથ્વી ઉપર પાડી દીધો. પ્રચંડ આઘાતે રાવ સુર્યમલ ઘોડા ઉપરથી પડી મૂર્છિત થયો. પણ થોડા સમય પછી સંજ્ઞા મેળવી ગાત્રા વરણની પાટો દઇ તે ક્ષતતેણે બાંધી દીધું. તેણે જોયું જે રાણો પલાયન કરી ગયો. તે જોઇ તેનું હૃદય ઉન્મત થઇ ઉઠયું. અતિ મર્મભેદી વાકયે રાવ બોલ્યો. અધમ પુરૂપ! હાલ તો તું પલાયન કરી શકયો પણ તેં મેવાડનું ગૌરવન બોળ્યું, એ વચન સાંભળી કુટિલ મતિ પુરબીયાએ પાછું ફરી જોયું તો રાવ ક્ષત બંધન કરેછે, ત્યારે તેણે રાણાને કહ્યુ. મહારાજ! કામ અરધું થઇ ગયું હવે પુરૂ કરવું ઉચિત છે. રાણાએ પોતાનો ઘોડો શુર્યમલ તરફ ચલાવ્યો.

તે ભાલું ઉંચું કરી સૂર્યમલને મારવા તૈયારથયો એટલામાં મર્માહત હારરાજ એકવારશેષ ઉદ્યમથી ઉત્સાહિત થઈ વાઘની જેમ કુદી રાણાના ઘોડા તરફ ઉપડયો, રાણાને પૃથ્વી ઉપર પાડી દીધો. તેની છાતીઉપર ઘુંટણીયા ભેરવી એક હાથે તેનું ગળું દાબ્યું અને એક હાથમાં છરી લઈ તેની છાતી વીંધી દીધી. રાણાએ મોટો ચિત્કાર કર્યો. તે સૂર્યમલના ચરણ નીચે મરણ પામ્યો, હારરાજ પણ પોતાની પ્રતિદ્વંદ્વીની સાથે છરી ખાઇ મુઓ.

એ ગંભીર શોક વાર્તા સૂર્યમલની માની પાંસે પહોંચી, આહેરીયાના

# તૃતીય અધ્યાય.

રાવ શૂરજનનો અભિષેક, તેની રીથંબરની પ્રાપ્તિ, અકબરનું આક્રમણ, બુંદી રાજકુમારે કરેલ કીલાનો ત્યાગ, મોગલના સામંતપણાનો સ્વિકાર, શાવંતહારનો અદ્દભૂત આત્મત્યાગ, હારરાજને અકબરે આપેલ રાજા ઉપાધિનું દાન, ગંડવાનના જય માટે અકબરના હુકમથી તેનીયુદ્ધયાત્રા તેનો જય અને સંમાન લાભ, રાવભોજનુ રાજ્યારોહણ. અકબરે કરેલ ગુજરાતનો જય, સુરત અને અમદાવાદમા હારરાજપુતોનુ વિરત્વ, વીરરમણીનું દળ, રાવ ભોજનું અપમાન, અકબરના મૃત્યુનું કારણ, રાવ રત્ન, સમ્રાટ જહાંગીરના વિરૂદ્ધ વિદ્રોહ, હારરાજકુમારના હાથથી વિદ્રોહિ દળનો પરાજય, હારાવતિનો વિભાગ, મધુસિંહની કોટાની પ્રાપ્તિ, રાવરત્નનું મરણ, તેના ઉત્તરાધિકારી ગોપીનાથનો પ્રાણસંહાર, હારાવતિના અંદરની જયગિરનો વિભાગ, રાવચત્તરશાલનો અભિષેક, આગ્રાના શાસનકર્ત્તાના પદની પ્રાપ્તિ, દક્ષિણાવર્તમાં તેનાં કાર્ય, દોલતાબાદનુ પ્રાચીરલધન, શાહજહાનના પુત્રોમાં કુસંપ, ઔરંગઝેબનું ચરિત, હારરાજકુમારોની પ્રભુભક્તિ, ઉજ્જૈન અને ધોલપુરનુ યુદ્ધ, ચત્તરશાલનું વિરત્વ અને મરણ, રાવભાઉનો અભિષેક, ઓરંગઝેબે કરેલ બુંદી ઉપર હુમલો, મોગલ સેનાનો પરાજય, રાવભાઉનો અનુગ્રહ લાભ, ઔરંગાબાદમાં તેનો નિરોધ, રાવઅનુરૂદ્ધનો અભિષેક. લાહોરમાં તેનો નિયોગ, તેનું મરણ, રાવબુધ, જાજોનું યુદ્ધ, કોટા અને બુંદીના રાજાનો પરસ્પર વિરોધ, કોટારાજનું મરણ, રાવબુધનુ વિરત્વ, બુંદીરાજકુમારની પ્રભુપરાયણતા, પલાયન, અંબરરાજ સાથે વિવાદ, તેનુ કારણ અંબરરાજનો લોભ, વિશ્વાસઘાતકતા, દરૂયુદ્ધ, બુંદી રાજ્યાપહરણ, નિર્વાસનમા રાવબુધનું મરણ, તેના સંતાન

---

રાવ અજર્જુનના અદ્ભુત આત્મ ત્યાગ ઉપર તેનો પુત્ર રાવ શુરજન પિતૃસિંહાસને બેઠો. સંવત્ ૧૫૮૯ ( ઇ. સ. ૧૫૩૩ ) માં તેનો રાજ્યાભિષેક થયો. તેના રાજ્યમાં બુંદીરાજ્યે એક નવા યુગની અવતારણા થઈ જેથી બુંદીના ઇતિહાસે, અન્ય મૂર્તિ ધારણ કરી. આજ સુધી બુંદીના રાજાઓ એક પ્રકારની વિશુદ્ધ સ્વતંત્રતા ભોગવતા હતા. પણ એ રાજ્યના સમયે તેવી રીતની, સ્વતંત્રતાથી વંચિત થયા. તે રાજાઓ મોગલ સૂર્યની પાસે ગ્રહની જેમ વિરાજવા લાગ્યા.

બુંદીના હાર વંશાવળીની એક શાખામાં શાવંત નામનો એક રાજકુમાર પેદા થયો, તે ઘણોજ કુશળ કાર્યદક્ષ અને ચતુર હતો તે કેવળ બુંદીનો મંગળાકાંક્ષી હતો. શેરશાહી વંશના અધઃપાત ઉપર તેણે રીથંબરનાં અધ્યક્ષ શાસન

કર્તા સાથે એક સંધિ સ્થાપ્યો તે સંધિ સ્થાપનાના ફળના રીથંભરનો કીલ્લો તેના હાથમાં આવ્યો રાવતસિંહ તે કીલ્લો પોતાના હાથમાં ન રાખતાં બુંદી રાજ સુરજનને આપી દીધો તેથી બુંદીનો સામાન્ય લાભ થયો નહિ એ મોટા લાભથી રાજાને ગારતસિંહને બુંદી પાને બહુ ભૂમિ સંપત્તિ આપી, તે રાવ તહારનામના પ્રસિદ્ધ સૈનની સ્થાપના કરી, અમર થયો

રીથંભર એક સમૃદ્ધ નગર, તેની સમૃદ્ધતાની વાત સાંભળી તેને હસ્તગત કરવા સમ્રાટ અકબર લોલુપ હતો, તેણે સૈન્ય સાથે આવી રીથંભરના ઉપર હુમલો કર્યો ઘણા દિવસ નીકળી ગયા પણ રીથંભર હસ્તગત થયું નહિ એકવાના લોહાણે વચના પછી તે કીલ્લો સુરજનના હાથમાં આપ્યો સંધિબંધનના સમયે તેણે પ્રતિજ્ઞા સૂત્રે બાંધી લીધો જેથી રીથંભર મેવાડના તાબામાં જાયગીર સ્વરૂપે આવી ગયું અકબરનો રાજા ભગવાનદાસ અને તેનો પુત્ર માનસિંહ અકબારની સાથે તે સમૃદ્ધ નગર જીતવા આવ્યો હતો તેઓનો દૃઢ નિશ્ચય હતો કે સુર જનને સમ્રાટની તાબેદારી કબુલ કરાવી, શી રીતે તે બુંદીનો સાક્ષાત્કાર થાય રજપુતોની એવી પ્રથા છે, જે સ્વજાતીય શત્રુ જો એક બે સૈનિકો સાથે કીલ્લામાં પ્રવેશ કરવા ચાહે તો તેઓ કોઈ રીતનો વાંધો બતાવે નહિ એ પ્રથાના અનુસારે સમ્રાટ અકબર ચોપદારના વેશે કીલ્લામાં રાજા માનસિંહ સાથે આવ્યો રાવ તેઓને દરબારમાં મળ્યો બન્ને પક્ષ વચ્ચે કથા વાર્તા ચાલતી હતી એટલામાં બુંદીરાજના એક કાકાએ છદ્મવેશી અકબરને ઓળખી કાઢયો તેણે અકબરના હાથમાંથી છડી લઈ રાવ દુર્ગાધિપતિના આસને બેસાર્યો અકબરનું પ્રત્યુત્પન્નમતિત્વ પ્રસિદ્ધ દુર્ગાધિપતિનું આસન મેળવી તે બોલ્યો "ત્યારે રાવ સુરજન હવે શું કરવું છે" રાવ સુરજને ઉત્તર ન દીધો એટલામાં માનસિંહ બોલ્યો "હવે શું કરવું" ત્યાં મને નવાબ બની રીથંભર છોડી દેવું, ઉંચા સન્માન અને ઉંચા પદનો ભોગ કરી સમ્રાટની વશ્યતા સ્વીકારવી અકબર રાજકુમારે બન્ને પક્ષનો મધ્યસ્થ થઈ નીચે લખેલ સંધિ સૂત્રો બન્નેને કબુલ કરાવ્યા

૧ મોગલના અંતઃપુરમાં લાડીલા મોકલવાનું કામ અપમાન ભરેલ છે તે કામમાંથી બુંદી રાજ મુક્ત રહેશે અર્થાત્ મુક્ત વેશમાંથી બુંદીરાજ મુક્ત ૩ બુંદીના અધિપતિઓ, અટક પાર જઈ શકશે નહિ, ૪ નવ રોજના ઉત્સવમાં દીન બજારમાં દુકાન ખોલવા માટે બુંદીરાજ, પોતાની સ્ત્રી દીકરી વીગેરેને મોકલી શકશે નહિ, ૫ તેઓ સંપૂર્ણ રાજ વસ્ત્ર રોઈ દીવાને આમમાં આવી શકશે, ૬ તેઓના પવિત્ર મંદિર વીગેરેનું કોઈ અપમાન કરી શકશે નહિ ૭ એના ઘોડા ઉપર નોગલના દાસત્વ સૂચક ચિન્હો કરવા નહિ ૮ તેઓ રાજ ધાનીના રસ્તામાં લાલ દરવાજા સુધી નગારું બજાવી શકશે સમ્રાટ પાસે આવી

.તેઓને પ્રણિપાત કરવો નહિ. ૯ જેવું દિલ્હી સમ્રાટનું છે તેવું બુંદી, હારવંશનું છે. તેઓ પોતાની રાજ્યધાની ખાળી શકશે નહિ.

સમ્રાટ અકબરે રાવસૂરજનના તે સઘળા પ્રસ્તાવો કબુલ કર્યા, બુંદીરાજને વળી તે પ્રસ્તાવથી એક સ્વત્વ મળ્યું. પવિત્રકાશી નગરમાં તેણે રહેઠાણ કર્યું. એવી રીતના ઉંચા પ્રલોભનથી માત્ર રાણા પ્રતાપસિંહ સઘળા રજપુતરાજ અકબરના વશવર્તી થયા. બુંદીરાજ સૂરજન અકબરના પ્રલોભનથી તેનો વશવર્તી થયો.. તેણે તો અનાયાસે મોગલનું દાસત્વ સ્વીકાર્યું.

એવા ઉંચા પ્રલોભનથી વશવર્તી થઇ રાવશુરજને હારકુળમાં જે ગંભીર કલંક લગાડયું. તે કલંક ભુસાડી દેવાને વીરવર શાવંતસિંહે પ્રાણ આપી ચેષ્ટા કરી. ઉપર આપણે કહી ગયા જે વીર સાવંતસિંહે કોતારીયાના ચોહાણ સરદાર સાથેમળી જઇ રાણાના માટે રીથંબર કીલ્લો મેળવ્યો. રાણાએ તે રીથંબર કીલ્લો મોગલને આપ્યો. જે વાત સાવંતસિંહને સહ્ય થઈ નહિ. તેના અધિપતિએ, તે કીલ્લો અકબરને અબ્દુલાનવહને સોંપી દીધો. પણ તેણે પોતાના કુળ ગૌરવ સામું જોયું નહિ, રાવસૂરજનનું આચરણ, સાવંતસિંહના હૃદયમાં સહ્ય થયું નહિ, તેણે પ્રતિજ્ઞા કરી જે જ્યાંસુધી પ્રાણ છે ત્યાંસુધી અકર રીથંબરનો કબજો કરી શકે નહિ.

ઉપર કરેલી પ્રતિજ્ઞા પાલન કરવામાં આવી તેના પૂર્વે સાવંતસિંહે એક સ્મારક સ્તંભ બનવાવ્યો. અને તેના ઉપર લખાવ્યું જે પવિત્ર કુળમાં પેદા થઇ. જે કોઇ હારવંશીય પુરૂષ રીથંબરના કીલ્લા ઉપર ચઢી બેસશે અને ત્યાં ચઢી બેસી જે જીવિતાવસ્થામાં ત્યાંથી ઉતરશે તેનો વંશ અભિશપ્ત થાશે.

તે કીલ્લો પાછો લેવામાં સાવંતસિંહ કેટલાક હાર સરદારો સાથે યુદ્ધમાં પડયો, વીરવર સાવંતસિંહના લોહીથી હાથ ધોઇ અકબરે રીથંબર કીલ્લો કબજે કર્યો, તે દિવસે હારરાજે, મેવાડપતિની સાથે સઘળા સંબંધ છોડી દીધા, તેને સમ્રાટ અકબર તરફથી ' રાવરાજા '. એવો ઇલ્કાબ મળ્યો.

તે ઘટના બન્યા પછી થોડા દિવસ ઉપર રાવસૂરજનને અકબરના મહેલમાં આવવાનું નિમંત્રણ થયું. સમ્રાટે ગંડવાન પ્રદેશ જીતવાને તેને આજ્ઞા આપી થોડા સમયમાં તે પ્રદેશની રાજધાનીની કાર્યવાહી સૂરજનના હાથમાં પડી. તે જયના ખબર અમર રાખવા રાવશુરજને. સુરજનપોલ નામનો એક દરવાજો ત્યાં કરાવ્યો, અને ગડવાન પ્રદેશના સેનાપતિને કેદ કરી તે રાજધાનીમાં લઈ ગયો. સમ્રાટે રાવસૂરજનને પ્રસન્ન થઇ વીરાણશી અને શુનારનો પ્રદેશ આપ્યો. જે સમયે ગિહ્લોટ કેશરી પ્રતાપસિંહ સ્વદેશની સ્વાધીનતા માટે અને હીંદુ જાતિના ઉદ્ધાર માટે પવિત્ર હલદી ઘાટના ક્ષેત્રમાં સલીમની સાથે યુદ્ધમાં પ્રવૃત થયો હતો તે સમયે એટલે સંવત

૧૬૩૨ ( ઇ સ ૧૫૭૬ ) મા રાવસુરજને સમ્રાટ અકબરની ઉપર લખેલી પ્રસન્નતા મેળવી

રાવ સુરજન અ યત પડિત અને ધાર્મિક હતો તેની દયા દાક્ષિણ્ય ધર્માનુ રાગ અને પાંડિત્યથી સનાતન હીંદુધર્મનો ઉત્કર્ષ થયો તેનાથી હીંદુઓને અશેષ ઉપકારનો લાભ થયો તે ઘણુકરી વા ણસીમા રહેતો તેના સુદૃઢ શાસન ગુણે તે પ્રદેશના અધિવાસીઓ નિરાપદે અને નિર્વિવાદે જીવન યાત્રા કરતા હતા, ચોરાશી હવેલી અને મંદિરો અને વીશ સ્નાનાગાર તેણે બનવાવ્યા તે પવિત્ર કાશી ધામે રાવસુરજને પ્રાણ ત્યા ા કર્યા તેના રાવભોજ, રાવદુદો * અને રાવરાયનસી નામના ત્રણ પુત્ર હતા,

પિતાના મૃત્યુ પછી રાવભોજ બુદીના રાજ્ય ઉપર અભિષિકત થયો તે સમયે અકબરે, સ્વનામ પ્રસિદ્ધ અકબ ાબાદમા મોગલ રાજ્યની સ્થાનાતરિત કરી, અને ગુર્જર રાજ્ય માટે એક સેના મોકલી રાવભોજ પોતાના ભડ હુદા સાથે તે સેનાના ન ગે સુરત નગ પાસે આવ્યો ત્યા કેટલાક યુધ્ધો કરી હાર ાવ ભોજે શત્રુના સેનાપતિનો સહાર કર્યો તેથી અકબર તેના ઉપર પરમ સતુષ્ટ થયો તેણે તેને બક્ષીસ માગવાનુ કહ્યુ રાવભોજે વિનય ન પ્રેમ્યુ જે " આપ મને કેવળ એજ હક આપો જે હુ પ્રતિવર્ષ વર્ષાના સમયે આ ા રાજ્યમા જાઉ, સમ્રાટે આદરથી હાડરાજની તે પ્રાર્થના પૂર્ણ કરી

સઘળા ભારતવર્ષને પોતાના આધિપત્ય નીચે દૃઢ રાખવા, અકબરે જેને યુદ્ધ કર્યાં હતા તે યુધ્ધોમા સઘળા રજપુત નતાનો તેની મદદમા હતા તેને યુધ્ધોમા બુદીહાર રજપુતોએ જેવા કષ્ટ સહન કર્યાં તેવા સમગ્ર બોલ્યા ે એ સમયે અહમદન ગ્ની નિઝ ગીઆરી ચાદ સુલતાનીની સાથે યુદ્ધ થયુ તે યુદ્ધમા પોતના રા ત્યન હક અમુગણ રાખવ, પાનાતી ન ોની સ ે ને ાદ સાથે લડી, ત નારીની ક ુ તા લેઇ મેગલ લોગ ને ર કુતો વિજય પામ્યા પણ બુદી ાજ ભોજે તે અગ દર્શિત વી નારીનો સહાર કર્યો એ મોગ કાર્યના બદલાના સમ્રાટે બુદી ા ભોજને પોતાનો ાલન આપી દીધો

પણ આ જગત ા કષ્ટદાક દોડો રાજપ્રસાદ નિર્વિવાદે ભો ાવી શક્યા મો ાવ સામ્રાજ્યના મ ાવ માટે રાવભોજે હાડકુળના ઘણા લોહી ખરચી દીધા તેનુ ફળ છેવટે શુ આવ્યુ, છત્રે તે સમાગ્ના વિષભને પડયો અકબરની પ્રિય તમ ગ ેદિ ી યોધબાઇનુ મૃત્યુ થવાથી તેણે હુકમ આપ્યો, જે હીંદુ મુસલમાન સઘળાઓએ શોક ચિન્હ ધારવુ કરવુ અને સઘળાઓએ દાઢી મુછ મુડાવવી એ

* આજર બાહાદ ગવર્ણને લબક ખા નામે ઓળખતો હતો

હુકમ થયોકે વાળદો અસ્રા લઇ રજપુતોની પાસે ગયા પહેલા તો કોઇએ દાઢી મૂછ મુડાવવાની ના પાડી નહિ ત્યારે વાળદ તે કામ માટે હારનજના વાસમા આવ્યો હાર સનિકોએ તેઓને તમાચા મારી જુદી જુદી જાતના અપ માન કરી કહાઢી મુકયા તે સમાચાર અકબરના કાને પડયા અને બુંદીરાજના શત્રુઓએ તે ઘટનાને અનુરંજીત કરી સમ્રાટ પાસે કહ્યુ જે " મહારાજ ! તેથી આપનુ અને ખાસ કરી સ્વર્ગીય જોધાબાઇનુ અપમાન થયુ " અકબર ક્રોધથી પ્રજ્વલિત થયો રાવભોજના ઉપકારની અને આત્મત્યાગની સઘળી વાત તેના હૃદયમાથી ચાલી ગઈ તેણે તે સમયે આજ્ઞા આપી "જે રાવભોજના હાથ પગ બાધી અહિ લાવો, અને તેની દાઢી મૂછ મુડાવી નાખો" પણ સમ્રાટે ક્રોધમા ઉન્મત થઇ અત્યત કુકર્મ કર્યુ, તેના એવા કઠોર હુકમથી હાર રજપુતો નિરાશ પામી ઉઘાડી તલવારે મોગલ સેના ઉપર પડયા તેનામા છાવણીમ મોટો ક્ષોભ થયો મુસલમાન લોકો આહત થઇ ચારે દિશાએ પલાયન કરવા લાગ્યા તેસમયે ખુદ અકબર આવી હારરાજને શાત પમાડવાની ચેષ્ટા ન કરત તા ત માણસોના લોહીથી તે છાવણી ભરાઈ જાત અકબરે આ કર્મ માટ ઘણો અનુતાપ કર્યો રાવભોજની પાસે આવી હાથી ઉપરથી ઉતરી તેણે રાવભોજની અત્યત પ્રશસા કરી અને તેને શાત કરવાની તેણે ચેષ્ટા કરી ઉદ્ધત અને અપમાનિત ભોજ થોડાથી શાત થવા વાળો નહોતો તે પોતના બાપદાદાએ મેળવેલા હકનુ વર્ણન કરી બોલ્યો ' તારા જેવો ડુક્કર ખાનારો માણસ આટલા બધા હક ભોગવે નહિ " એવુ કઠોર વાક્ય બીજાના મુખથી અકબરે સભળ્યુ હત તો તેનુ તે શિરચ્છેદન કરી દેત પણ નીતિજ્ઞ અકબરે થોડુ હાસ્ય કરી રાવભોજને આલિગન કર્યું અને મોટા યત્નથી તેને પોતાની છાવણીમા તે લઇ ગયો

અકબરના પરલોકગમન ઉપર રાવભોજે પોતાના રાજ્યમા આવી, પોતાના મહેલમ દેહોત્સર્ગ કર્યો, તેને ત્રણ પુત્ર હતા રાવરતન સરદારનારાયણ અને કેશુદાસ

અકબરના મૃત્યુપછી સલીમ, જહાગીર નામ ધારણ કરી ભારતવર્ષના સિહાસને બેઠો રાજ્યશાસને અભિષિક્ત થયો કે તેણે પોતાના પુત્ર પારવેજને દક્ષિણાવર્તના શાસનકર્તાના હુદ્દા ઉપર સ્થાપ્યો, અને તેનો બુરહાનપુરમ અભિષેક કરીને પોતાની નગરીમા આવ્યો, પણ રાજકુમાર ખુરમે ગેરે, ષડ્યત્ર કરી, પારવેજને સહાર કર્યો વળી જહાગીરને પદચ્યુત કરવાની તે ચેષ્ટા કરવા લાગ્યો એથી કરી મોગલ સામ્રાજ્ય સાગરમા મોટો ક્ષોભ ઉભો થયો. ખુરમ રજપુત રાજાઓનો પ્રીતિપાત્ર હતો બાવીશ રાજાઓ તેની મદદમા ઉતર્યા

એ ક્ષોભથી વિદ્રોહાનળ સળગી ઉઠયો જહાગીરે તે વિદ્રોહાનળ ઓલવી દેવા રાવરતનસિહને બુંદીરાજ મોકલ્યો હારરાજ રતનસિહ, પોતાના પુત્ર મધુ

સિંહ અને હરિસિંહ સાથે બુરહાનપુરમા આવ્યો ત્યા તે વિદ્રોહીદળનો નમુખીન થયો ત્ય એક યુદ્ધ થયુ તે યુદ્ધમા વિદ્રોહીલોકો સંપૂર્ણ પરાભવ પામ્યા અને ચારે દિશામા પલાયન કરી ગયા, એ યુદ્ધ સંવત્ ૧૬૩૫ (ઇ સ ૧૫૭૯) મ ઘટ્યુ તે યુદ્ધમા બુદ્દીરાજ રતનસિંહના બન્ને પુત્રો લશ્કર રીને ત્યા ઘાયલ થયા તે પરાક્રમના કામથી ગવરતનસિંહે બુરહાનપુર મેળવ્યુ તેના બીજા પુત્ર મધુસિંહને કોટાનગર અને બીજો ભૂમિભાગ મળ્યો

બુરહાનપુરના શાસનકાળમા રાવરતનસિંહે રતનપુર સ્થાપ્યુ, તેનાથી વળી એક પ્રયોજનીય વ્યાપાર સાધિત થયો તે વ્યાપારથી તે મોગલ સમ્રાટને અને મેવાડેશ્વરને સતુષ્ટ કર્યાં મોગલના તાબાનો વર્છર દેરાપુખા મેવાડમા છાની રીતે દસ્યુભાવ કરતો હતો, દેરાપુખાના અત્યાચારથી મેવાડવાસીઓ, પુરેપુરા પિડિત થયા, હારરાજ રતનસિંહે, યુદ્ધમા તેને પરાજીત કરી કેદી બનાવી મોગલ સમ્રાટ પાસે મોકલ્યો એવા કામથી સમ્રાટ પાસેથી તેણે સારા પુરસ્કાર મેળવ્યો રાવરતનસિંહ, એક ઉપયુક્ત રાજા હતો રજપુતો તથા હીંદુજાતિ તેની ભક્તિમા તત્પર હતી સાથી કે તેણે હીંદુધર્મને અધ પાતમાથી બચાવ્યો તેના પ્રચડ તેજ પ્રભાવે કોઇપણ મુસલમાન તેના રાજ્યમા ગોહત્યા કરી શકતા નહિ હીંદુજાતિનો પુષ્કળ ઉપકાર કરી, રાવરતનસિંહ બુરહાનપુર પાસેના એક સામાન્ય યુદ્ધમા મરણ પામ્યો.

ગોપીનાથ મધુસિંહ * હરિસિંહ અને જગન્નાથ× નામના ચાર પુત્રો રાવ રતનસિંહના હતા મોટો પુત્ર ગોપીનાથ, પિતાના અગાઉ સ્વર્ગવાસી થયો હતો તેના મૃત્યુ સબધે જે વિવરણ સાભળવામા આવે છે, તેને સંપૂર્ણ ઓપન્યાસિક વિવરણ કહીએ તો અત્યોકતી કહેવાય નહિ

બગદીરા ગામના એક બ્રાહ્મણની પત્ની સાથે ગોપીનાથનો ગુપ્ત પ્રણય હતો દરેક અડધી રાત્રીએ બ્રાહ્મણના ઘરની ભીંત ઓળગી તે બ્રાહ્મણ પત્નીની મુલાકાત કરતો હતો એકવાર બ્રાહ્મણે તેને પકડી પાડયો, તેના હાથ પગ બાધી તેને ઘરમા રાખી, તે બુદી રાજ પાસે આવી બોલ્યો," મહારાજ એક ચોર અમારૂ સમાન હરણ કર્યું તેને અમે પકડયો છે એ હાલ હવે તેને કેવી સજા કરવી" રાવ રતનસિંહે કહ્યુ કે તેને મૃત્યુદડની સજા આપવી અભિરૂપ બ્રાહ્મણે, કોઇ પણ નિમ તની દરકાર ન કરતા ઘરમા આવી ગોપીનાથનુ માથુ લોઢાની મોઘરીથી કચરી નાખ્યુ ત્યારપછી તેના શબને સંગ્રામ સ્નાનમા તેણે ફેંકી દીધુ રાજસ્તામા

* મધુસિંહને કોટા મળ્યુ હતુ ‡ હરિસિંહને બુધોર મળ્યુ હતુ × જગન્નાથ નિર્વંશ અવસ્થામા મરણ પામ્યો,

હારકુમારનું મડદું જોઈ લોકો શોકાતુર થયા. તે રાવ પાસે આવી બોલ્યા, " રાજકુમારની કોણે હત્યા કરી, એ હૃદય વિદારક વાક્ય સાંભળી બુંદીરાજ દુઃસર શોક કરી તે બાબતનો તપાસ કરવાની આજ્ઞા આપી. તે જાણતો નહોતો જે સ્વચરણમાં કુઠારાઘાત કર્યો છે. થોડા સમયમાં સઘળો વૃત્તાંત બહાર પડયો. ત્યારે રાવરતને હૃદયશોક ભાવ હૃદયમાં છાનો રાખ્યો.

ગોપીનાથ બાર પુત્રો મુકી સ્વર્ગવાસી થયો. તેઓમાંથી પ્રત્યેક ને બુંદી રાજે સારી ભૂમિસંપતિ આપી. ગોપીનાથનો પુત્ર રાવચત્તરશાળ, બુંદીરાજ્યે અભિષિક્ત થયો. સમ્રાટ શાહજહાંને તેનો રાજ્યાભિષેક કર્યો. સમ્રાટે તેને રાજનીતીજ્ઞ શાસન કર્તૃત્વપદે નીમ્યો એ સમાન સૂચકપદ શાહજહાનના રાજ્યશાસનકાળથી બુંદીરાજ ભોગવતા આવે છે. જે દિવસે મોગલસમ્રાટે દારા ઔરંગજેબ સુજા અને મુરાદના હસ્તે સઘળા ભારત સામ્રાજ્યનો ભાગ આપ્યો. તે દિવસે રાવચતરશાલ ઔરંગજેબના તાબામાં એક ઉંચા સેનાપતિપદે હતો. દક્ષિણાવર્તના ઘણા ખરા યુદ્ધમાં ચતરશાળે અધિક વીર્યત્વ બતાવ્યું.

એ સમયે દક્ષિણાવર્ત પ્રદેશમાં એવી જનશ્રુતિ ચાલી જે સમ્રાટ શાહજહાન મરણ પામ્યો. એ ખબર સાંભળી ક્રમાગત દશ દિવસ રાજકુમાર આરંગજેબે રાજકાજની પર્ય્યાલોચના કરી નહિ, તેણે કોકની સાથે વૈષયિક વાત પણ તે અરસામાં કરી નહિ. જનશ્રુતિ સાચી છે. એમ સઘળાને વિશ્વાસ પડયો, સમ્રાટના પુત્રોમાંથી એક માત્ર દારાશેકો રાજધાનીમાં હતો. બીજા સઘળા રાજકુમારો, પોતાના ભારતવર્ષનું સામ્રાજ્ય દૃઢ કરવા માટે મહેનત કરવા લાગ્યા. સુજો બંગાળ પ્રદેશમાંથી નીકળ્યો. ઔરંગજેબ દાક્ષિણના પ્રદેશનો ત્યાગ કરી મુરાદને લખ્યું, " ભાઇ ? સૈન્ય સામંત લઈ જલદીથી આવી મને મળીજા, હું તો ફકિર છું. પાર્થિવ વિષય ઉપર મારે આસક્તિ નથી. હું તો દરવેશછું. માટે એટલી વાસનાછે જે આખી ઉમર દરવેશગીરીમાં રહી ખુદાની બંદગીમાંક હાડું, દારો કાફર થઇ ગયો છે. સુજો પુરેપુરો નાસ્તિક છે, હાલ સમ્રાટ ઔરંગજેબના રાજકુમારોમાં ભારતવર્ષના સિંહાસન માટે તું એકજ પાત્ર છે, આજ મોગલનું સિંહાસન શુન્ય છે. તું બનતી કોશીશ કરી સૈન્ય સામંત લઇ અમારી પાસે આવ ? તુને ભારતવર્ષના સિંહાસને બેસારી દેવા માણુ આપી ચેષ્ટા કરીશ.

ઔરંગજેબનો વેરભાવ જાણીલઇ સમ્રાટે હારરાજને પત્ર લખી કહેવરાવ્યું " જે તમે જલદી મારી પાંસે આવો " એ ગુપ્ત પત્ર પામી હારરાજે પહેલાં તો ડગમગદીલ રાખ્યું. પણ તેણે વિચાર્યું જે હું સમ્રાટનો સેવક એટલે કે સમ્રાટની આજ્ઞા પાલવી યુક્ત છે. મનમાં એવો વિચાર કરી ચતરશાળ દક્ષિણાવર્ત છોડવા તૈયાર થયો.

થોડા સમયમાં ચતરશાળની કુચના સમાચાર ઔરંગજેબના કાને પડ્યા, તેણે તેનું કારણ પુછી તેને કહ્યું, "તમે સમ્રાટની પાસે જવા એટલા બધા આતુર શામાટે છો? થોડા દિવસ ખમી જાઓ, મારી સાથે સમ્રાટ પાસે જજો, એ ઉપરથી બુંદીરાજે ઉત્તર આપ્યો " મારે તો સમ્રાટનો હુકમ પાળવો યોગ્ય છે જુઓ આ અનુજ્ઞા-પત્ર સમ્રાટે મોકલેલ અનુજ્ઞા પત્ર તેણે ઔરંગજેબને દેખાડ્યું.

કુટિલમતિ ઔરંગજેબ બહુ ક્રુદ્ધ થયો, 'તમે કદાપિ જઇ શકશો નહિ." એમ કહી તેણે હાડરાજની છાવણીને ઘેરી લેવા હુકમ આપ્યો ચતુર ચતરશાળે પૂર્વેથી ઔરંગજેબનો દુરભિસંધિ જાણ્યો હતો પોતાનો સામાન તેણે મોકલાવી દીધો હતો તેણે ઔરંગજેબના સમક્ષ તેની છાવણીનો ત્યાગ કર્યો. તેનો ગતિરોધ કરવાની કોઇને હીમ્મત થઇ નહિ, ત્યાંથી ચાલી રાવચતરશાળ નર્મદા નદીના તીરે પહોંચ્યો વર્ષાની પ્રચંડ ધારાના પાણીથી નર્મદાના બન્ને કાંઠા સંપૂર્ણ જળથી ભર્યા હતા નર્મદાના તે તટ ઉપર કેટલાક કોળી સરદારનો નિવાસ હતો બુંદીરાજ તેઓની મદદ લેઇને નદીપાર ગયો તે પોતાના સૈન્યસામંતને લઈ પોતાની રાજધાનીમાં આવ્યો ત્યારપછી પોતાના રાજ્યના કાર્યની સમાલોચના કરી બુંદીરાજ બુંદીથી વિદાય થયો અને થોડા દિવસમાં દિલ્હીમાં આવ્યો.

તે સમયે ભારતવર્ષના સિંહાસન માટે વૃદ્ધ બાદશાહના પુત્રોમાં ઘોરસંઘર્ષ ઉપસ્થિત થયો, [illegible] મેવાડના ઇતિહાસમાં આપણે આપી ગયા. બીજા રજપુત રાજાઓના [illegible] પણ હિતૈષિ સમ્રાટ શાહજહાનની સ્વાર્થ રક્ષા માટે હૃદય [illegible] આપવા તૈયાર હતા ફતીયાબાદના કાળા યુદ્ધ સ્થળે વિજય લક્ષ્મી ઔરંગજેબની અંકશાયિની થઈ જેથી તે પોતાના ભાઇઓનાં લોહી પીવા તૈયાર થયો કારણકે તે જાણતો હતો જે તેઓના સંહાર વિના તે વૃદ્ધ પિતાના હાથથી સિંહાસન કદાપી લઇ શકશે નહિ તેનો દુરભિસંધિ વ્યર્થ કરી દેવા દારા, ધોળપુર પાસે મોટી સેના સાથે ઉભો હતો. રાજસ્થાનના બીજા રાજાઓની જેમ રાવ-ચતરશાળે તેનો પક્ષ પકડ્યો હતો પણ દારા, ખરાબ લગ્નમાં ધોળપુરમાં આવી ઉભો હતો તે દિવસથી તેના ઉપર જે વિપદ આવી પડી તે તેની જીંદગીમાં તેને છોડી ગઈ નહિ બુંદીરાજ પીળા વસ્ત્ર પહેરી પોતાની વાહિની લઈ દારાની મદદે આવ્યો દારા બધાના મોખરે એક રણમાતંગ ઉપર બેસી શત્રુની સામે ઘોર યુદ્ધમાં ઉતર્યો યુદ્ધ અતિભયંકર રીતે ચાલ્યું થોડા સમય પછી સઘળાએ જોયું જે દારા યુદ્ધથી અદૃશ્ય થયો તેથી કરીતે તેના પક્ષના સઘળા રણમાંથી પલાયન કરી ગયા પણ હાડરાજ પલાયન કરી ગયો નહિ પોતાના સામંતોને પલાયન કરતા જોઇ તે બોલ્યો, 'હાલ જે પલાયન કરી જાશે તેનો સર્વનાશ થાય. આ જુઓ આમારા પ્રભુનું નામ કે કેવા સમાન બે પગ રણભૂમિ ઉપર ચોડ્યા છે"

બુંદીરાજ એક રણમાતંગ ઉપર બેઠો. એકદમ એક ગોળો આવી માતંગની પીઠ ઉપર પડયો. પીડાયેલ માતંગ આર્તનાદ કરી રણસ્થળથી પલાયન કરી ગયો. તેને નાસતો જોઇ બુંદીરાજ તેની પીઠ ઉપરથી ભૂમિ નીચે પડયો. તેણે પોતાનો ઘોડો લાવવા આજ્ઞા કરી અને કહ્યું, જે " અમારો હાથી શત્રુને દેખાડી શકશે. પણ હું તો આજીવનમાં પીઠ દેખાડી શકીશ નહિ. આવેલા ઘોડા ઉપર રાવચતરશાળ બેઠો. તેણે પોતાના સૈનિકોને લઇ એક વ્યૂહ રચ્યું. અને ભયંકર શુળ ઉપાડી તેણે રાજકુમાર મુરાદ ઉપર હુમલો કર્યો. પોતાના પ્રતિદ્વંદીનો પક્ષ કરી તેણે શુળ ફેંકયું. પણ તે સમયે, એક ગોળી તેના લલાટમાં લાગવાથી તે ઘોડા ઉપરથી પડયો, ત્યારપછી તેનો કનિષ્ઠ પુત્ર ભરતસિંહ તેનાપદે અભિષિક્ત થયો. તેણે સૈનિકોને બમણા ઉત્સાહિત કર્યા. બુંદીરાજનો ભાઇ માક્ષમસિંહ પોતાના બે પુત્ર અને એક ભત્રિજા સાથે સમ્રાટના સ્વાર્થ રક્ષણ માટે રણસ્થળે પડયો.

રાવચતરશાળ સંવત્ ૧૭૧૫ માં સ્વર્ગવાસી થયો. તેણે બાવન યુધ્ધ કર્યા. તેની હિંમત અને પ્રભુભક્તિ જગતમાં પ્રસિધ્ધ થઇ રહી છે, તેણે બુંદીના મહેલનો એક ભાગ ચણાવી વધાર્યો, તેનુ નામ ચત્તર મહેલ પડયુ, ચતરશાળ ચાર પુત્રો મુકી પરલોકવાસી થયો, જેનુ નામ ભાવસિંહ, ભીમસિંહ, ભગવતસિંહ અને ભકતસિંહ. ભકતસિંહ ધોળપુરના યુધ્ધમા મરાયો.

ઔરંગઝેબ ભારતવર્ષના સિંહાસન ઉપર બેઠો કે તુરત સ્વર્ગીય ચતરશાળના અપરાધ માટે તેના પુત્ર ભાવસિંહને શાસ્તિ આપવા તેણે સંકલ્પ કર્યો. ચતરશાળ સમ્રાટનો પક્ષ પકડી ઔરંગઝેબની સામે ઉતર્યો હતો, તેથી ઔરંગઝેબ તેનો બદલો લેવા ઉન્મત થઇ ઉઠયો, આજ ઔરંગઝેબ ભારતવર્ષના સાર્વભૌમ અધિપતિ થયો, આજ તેની સામે કોણ ઉભુ રહી શકે. દુરાચાર ઔરંગજેબે શિવપુર નાગર નરપતિ આત્મારામને હુકમ કર્યો જે " તે દુર્દાંત દુર્ધર્ષ હારકુળનું દમન કરી બુંદીને રીથંભરની સાથે જોડી દે હું હમણાં દક્ષિણાવર્તમાં જાઉંછુ, સમ્રાટનો હુકમ મળ્યો કે આત્મારામ બાર હજાર સૈનિકો લઇ હારાવતીમાં પેઠો. અને તલવાર અને અગ્નિની મદદે દેશનો ધ્વંસ કરવા લાગ્યો. તેણે બુંદીના પ્રધાન સામંતનું ખાટોલી નામનું નગર ઘેરી લીધું, હાર સરદારોએ એકત્રિત થઇ ગોનુદી નગર પાસે આત્મારામ ઉપર હુમલો કર્યો, શિવપુરપતિ ત્યાં પરાજીત થયો. તે રાજકીય ચિન્હ અને સામગ્રી છોડી પલાયન કરી ગયો, હાર સરદાર તેથી પણ પરિતૃપ્ત ન થયા. તેઓએ આત્મારામના શિવપુરને ઘેરો નાંખ્યો, ત્યારપછી આત્મારામ આત્મ રક્ષાર્થે દિલ્હીમાં નાશી ગયો.

દુર્વૃત્ત ઔરંગઝેબની પ્રતિશોધ પિપાશા પ્રશમિત થઇ નહિ, તેણે મનમાં વિચાર્યું જે હારકુળ નિર્મૂલ થાશે, પણ તેવું તો બન્યું જ નહિ, છેવટે કુટિલ મતિ

ઓરંગજેબે રાવભાવસિંહ તરફ એક ફરમાન પત્ર મોકલ્યું. અને કહેવરાવ્યું કે હાર હારરાજ! તમારી હીમત જોઈ હું સંતુષ્ટ થયો અને તમારા દોષ માફ કર્યા, તમે દિલ્હીમાં આવી મારી મુલાકાત લ્યો પ્રથમ તો બુંદીરાજ તેમ કરવા સમત થયો નહિ, પણ સમ્રાટે વારંવાર અભયપ્રદાન આપી, મગત કરવાની ઇચ્છા જાહેર કરી, તેથી તેણે દિલ્હીમાં જઈ તેની મુલાકાત લીધી તેણે રાજકુમાર મૌઝમના તાબામાં ઓ. રંગજેબનો શાસનભાર ઉઠાવ્યો પણ તેનો સ્વાધીન અને તેજસ્વી સ્વભાવ તેથી ગયો નહિ

ઓરંગાબાદના શાસન કર્તૃત્વપદે નીમાઇ રાવભાવસિંહ તેજ નગરમાં વાસ કરવા લાગ્યો. તેજ નગરમા સવત્ ૧૭૩૮ (ઇ. સ. ૧૬૮૨) માં તે પરલોકવાસી થયો. રંજની, વિક્રમથી, શુદ્ધાચારથી અને દાક્ષિણ્યથી તે વિશેષ પ્રસિદ્ધ થયો, એમ કહેવાય છે જે તે દુરારોગ્ય પીડામાંથી આરોગ્ય કરવા શક્તિવાળો હતો.

રાવભાવસિંહ અપુત્રક ગુજરી ગયો, તેના ભાઈ ભીમસિંહનો પૌત્ર અનુવાદસિંહ, બુંદીના સિંહાસને બેઠો, સમ્રાટની અનુમતિથી તે અભિષિક્ત થયો. ઓરંગજેબના શાસનકાળમા દાક્ષિણાવર્તમા જેટલા યુધ્ધ થયા તેમાં અનુવાદસિંહ હાજર હતો એ નગરના યુધ્ધો પૈકી એક યુધ્ધમા ઓરંગજેબની જનાનાની સ્રીઓ શત્રુઓના હાથમા પડી, અનુવાદસિંહ મોટા પરાક્રમથી તેઓના શત્રુના હાથથી ઉધ્ધાર કર્યો, તેના એ વીર કાર્યથી સમ્રાટ પાસેથી તે ઘણી બક્ષીસો પામ્યો,

બુંદી રાજ્યના પ્રધાન સરદાર દુર્જનસિંહ સાથે રાવઅનુવાદસિંહનો એક શોચનીય વિવાદ થયો તેમા અનુવાદસિંહને પુષ્કળ કષ્ટ ભોગવવું પડયું. દુર્જનસિંહના ઉધ્ધત આચરણથી ક્રોધાંધ થઇ તેણે તેને અનેક ગાળો આપી, જેથી દુર્જનસિંહે સ્વામિ ધર્મ પગતળે કચરી નાખ્યો, તે બુંદીરાજ સાથેનો સઘળો સંબંધ તોડી દઈ પોતાના નગરમા આવ્યો. વળી આત્મીય જનોને અને સૈનિકોને બુંદી છોડી દેવાનુ તેણે કહ્યુ પોતાનસયમાએ ખબર સમ્રાટ તેમ જ્યાત્યારે તેણે અનુવાદપાસે એક સેના દઈ મોકલ્યુ, દુર્જનસિંહ પરાજીત થયો, તેનો વિષય અને સંપત્તીજપ્ત થઇ રાજ્યમાં દાખલ થઈ, પોતાના રાજ્યમા શાંતિ સ્થાપન કરી. રાવ અનુવાદ સમ્રાટની આજ્ઞાથી અંબરરાજ વિષણુસિંહની સાથે મોગલ સામ્રાજ્યની ઉત્તર સીમા સ્થિર કરવા ગયો. બુંદીરાજ ફરીથી તે પ્રદેશ છોડી ચાલ્યો નહિ એ દૂરદેશમાં તેનું મરણ થયું.

બુધસિંહ અને યોધસિંહ નામના બે પુત્રને વાંસે રાખી અનુવાદસિંહ પરલોકગામી થયો બુધસિંહ પિતૃસિંહાસને બેઠો તેના અભિષેક પછી થોડા દિવસ ઉપર સમ્રાટ ઓરંગજેબ, ઓરંગાબાદમાં વિષમ દર્દથી સપડાઈ ગયો, તે રોગ પ્રતિદિન વધતો ગયો, તેના અમીર ઉમરાવે જાણ્યું જે આ સંકટમાંથી સમ્રાટનો ઉધ્ધાર

થાય તેમ નથી, તેઓ તેની શય્યા પાસે બેસી બોલ્યા "મહારાજ! કયા રાજ કુમારને આપનો ઉત્તરાધિકારી બનાવવા આપની ઇચ્છાછે, અમને હકીકત કહી આપો, મમૂર્ષુ સમ્રાટે ઉત્તર આપ્યો "તેતો ઇશ્વરના હાથમાં. મારી ઇચ્છાછે જે બહાદુર શાહઆલમ ભારતવર્ષના સિંહાસને બેશે પણ મને ભય લાગે છે જે આજીમ બળ પૂર્વક ભારત વર્ષનું સિંહાસન લઈ લેશે."

મૃત્યુ શય્યા ઉપરસુઇ મોગલ સમ્રાટ ઓરંગજેબે જે આશંકા કરી તે વાસ્તવિક હતી અને તે પ્રમાણેજ થયું; દાક્ષિણાત્યનું સેના સહાય મેળવી આજીમશાહ ખડગબળે પોતાના અદૃષ્ટની પરીક્ષા કરવા તૈયાર થયો, તેણે મોટા ભઇને દંભ સાથે પત્ર લખી દીધો. "ધોળપુરના યુધ્ધસ્થળે બળાબળની પરીક્ષા થાશે," બહાદુરશાહે પોતાના સામંત સરદારોને બોલાવી કહ્યુ "મારે પુરેપુરૂ સંકટ છે: હું તમારી મદદ માગું છું" તે સામંતોમાં રાવબુધસિંહ પણ હાજર હતો, તે સમયે તેણે યૌવનમાં પગલું મુકયું હતું. ભાઇ યોધસિંહના અકાળ મૃત્યુથી તેનું હૃદય વિશેષ વ્યાકુળ હતું. બુંદીમાં આવી તેણે યોધસિંહની શ્રાધશાંતિ કરી લેવા સમ્રાટની આજ્ઞા માંગી. સમ્રાટે જવાની આજ્ઞા આપી. તોપણ બુંદીરાજે સમ્રાટને કહ્યું; "હવે હું બુંદીમાં જઇશ નહિ," અને તે ધોળપુર બોલાવે છે, ત્યાં મહારો પૂર્વ પુરૂષ દેહત્યાગી થયેલછે. ધણીના મંગળ માટે હુ ધોળપુરમાં જઇશ અને રણક્ષેત્રમાં ઉતરીશ

લાહોર છોડી શાહઆલમ ધોળપુર તરફ ચાલ્યો, આજીમ ભ્રાતા ઉપર હુમલો કરવા પોતાના પુત્ર બેદારબકત સાથે દક્ષિણાવર્તથકી બહાર નીકળ્યો. બન્નેનું સેનાદળ ધોળપુર પાસેના જાજો નામના સ્થાને સમ્મુખીન થયુ. ભયાવહ યુધ્ધ ચાલ્યું, જાજોના યુધ્ધ કરતાં મોગલ સામ્રાજ્યમાં બીજુ કોઇ ભયંકર યુધ્ધ થયું નથી, બન્ને દળમાં જુદા જુદા રજપુત રાજાઓ સહાય કર્ત્તા હતા. ઘાત અને કોટાના રાજકુમારો લાંબા સમયથી આજીમના તાબામાં હતાં, કોટાના રાજ કુમારની આશાએવી હતી જે બુધસિંહનો સંહાર કરી, બુંદી ને કોટામાં અંતર્ભૂક્ત કરી દેવી.

આશામુગ્ધ આજીમે વિચાર કર્યો જે લક્ષ્મી તેની અંકશાયિની થાશે. તેણે કોટાના રાજકુમાર રામસિંહને બુંદીરાજ કહયો હતો, રામસિંહે, બુંદીરાજ બુધસિંહને એક પત્ર લખ્યો. જેમાં લખ્યું હતું જે શાહઆલમનો પક્ષ છોડી આજીમના પક્ષમાં આવો તમારૂં બીલકુલ મંગળ થાશે. પત્ર વાંચી ઘણા સાથે ક્રોધ સહિત બુંદીરાજે ઉત્તર લખ્યો, "મારા પૂર્વ પુરૂષો આત્મત્યાગ દ્વારાએ જે ક્ષેત્રને પ્રસિદ્ધ અને પવિત્ર કરી ગયા છે તેજ ક્ષેત્રમાં હું મારા પ્રભુને છેડી અમર પિતૃલોકના નામને શી રીતે બટ્ટો લગાડું.

શાહઆલમે બુધસિંહને પોતાના સેનાદળમાં એક ઉંચા આસન ઉપર મૂક્યો. ઉંચા પદે અને આસને નીમાઈ બમણો ઉત્સાહિત થઈ યુદ્ધક્ષેત્રમાં હિન્દી બુધસિંહે જે વિરત્વ બતાવ્યું તેથી વિજયલક્ષ્મીનો મુગટ શાહઆલમના માથા ઉપર આવ્યો. શાહઆલમ બહાદુરશાહ નામ ધારણ કરી ભારતવર્ષના સિંહાસને બેઠો. આજીમ અને વેદારબખ્ત યુદ્ધક્ષેત્રે મરણ પામ્યા. કોટાનો રામસિંહ તથા બુંદેલારાજ દલપત શત્રુઓની ગોળીઓથી મરણ પામ્યા.

બુધસિંહનો મોટો ઉપકાર, સમ્રાટ પદવી ઉપર આવી બહાદુરશાહ ભુલી ગયો નહિ. યુદ્ધમાં જય મેળવી લોહીથી ખરડાએલા શરીરે આલમશાહ બુધસિંહને ભેટી પડયો. તેને રાવરાજાનો ઉપાધિ આપ્યો. તે વિમલ મિત્રાચાર લાંબો સમય ભોગવાયો. બહાદુરશાહ પરલોકવાસી થયો. ઓરંગજેબના પૌત્રોના ભારતવર્ષના સિંહાસન માટે મોટો ગડબડાટ ઉઠયો. તેઓમાં વિવાદવન્હિ દારૂણ રીતે પ્રજ્વલીત થયો. ઓરંગજેબના પૌત્રો તે વન્હિમાં પતંગની જેમ પડી બળી મુઆ. ત્યારપછી ફીરકશીયર મોગલ સામ્રાજ્યને પામ્યો.

શોણીતાક્ત જાજોમેત્રે કોટા અને બુંદી વચ્ચે જે વિવાદનો સૂત્રપાત થયો તે વિવાદ રામસિંહના મૃત્યુ પછી તેના ઉત્તરાધિકારી ભીમસિંહે પુષ્કળ વધારી દીધો. રાજા ભીમસિંહ વિવેકના મસ્તકે પદાઘાત કરી પાખંડી સૈયદોનો પક્ષ પકડયો. અને બુધસિંહના લોહીએ પોતાના હાથ ધોવાને તેણે વિચાર કર્યો. યુદ્ધમાં સામે થઈ પોતાની અભિષ્ટસિદ્ધિ મેળવવા અસમર્થ ભીમસિંહે છેવટે વિશ્વાસઘાતકતાની મદદ લઇ એકવાર અતર્કિતભાવે બુધસિંહ ઉપર હુમલો કર્યો. રાજધાનીની બહારના મેદાનમાં બુંદીરાજ ઘોડા ફેરવતો હતો. તેની પાસે માત્ર થોડા સેનીકો હતા. એટલામાં દુરાચાર ભીમસિંહે દળ સાથે આવી બુધસિંહ ઉપર હુમલો કર્યો. બુધસિંહના સરદારો વૃતાન્તરે બુધસિંહને વીંટાઈ શત્રુઓની સાથે લડવા લાગ્યા. ભીમસિંહ પલાયન કરી ગયો.

એ સમયે અંબરરાજ જયસિંહ બુધસિંહને પરાભૂત કરવા વિશેષ ચેષ્ટા કરવા લાગ્યો. જયસિંહની બેન સાથે બહાદુરશાહ અને બુધસિંહનો સબંધ સ્થિર થયો, કોટા સમાટે બુધસિંહનું બંધુત્વ જાણી તે સબંધનું પ્રત્યાખ્યાન કર્યું. અંબરકુમારીનો વિવાહ બુધસિંહ સાથે થયો. જયસિંહની બેન વાઝરી હતી. બુંદીરાજ બુધસિંહ મળજીદેવની જે પુત્રીને પરણ્યો હતો તેના પેટે બે પુત્ર થયા હતા. સપત્નીને પુત્રવતી જોઈ કુવારક કુમારીના મનમાં દર્ષાનળ સળગી ઉઠયો. સ્વામીની અનુપસ્થિતિમાં પોતાને ગર્ભ છે એમ જાહેર કર્યું અને એક સંતાનને મેળવી તે જણ્યો છે એમ કહી રાજ્યનો તે ઉત્તરાધીકારી છે એમ

બહેર કર્યું અબાર રાજકુમારીનું દુરાચરણ ગવ બુધસિંહ જાણી ગયો. તે હકીકત રાણીના ભાઈ જયસિંહને તેણે કહેવરાવી.

અંબર રાજકુમારી તે સમયે અબરમા હતી જયસિંહે કહ્યુ " બેન ! આ તમારૂ હુ શુ સાલગુ છુ એ વાત સાભળી રાજકુમારી ક્રોધથી બોલી ઉઠી! છરી લઇ, " દરજીના દીકરા " એમ કહી તે પોતાના ભાઇને મારવા ચાલી અબર રાજ પલાયન કરી તે રૂદ્રચડાના હાથથી બચી ગયો

આવી અવમાનતાથી ક્રુદ્ધ થઈ જયસિંહે બુદીરજ બુધસિંહને સિંહાસન ચ્યુત કરવા વિચાર કર્યો બુદીના પ્રધાન ઠાકુર ઇંદ્રગઢપત્તિ દેવસિંહને બુદી રાજ્ય ઉપર બેસારવા તેણે મુકરર કર્યું તેમ કરવા દેવસિંહ સમત નહોતો ત્યારપછી જયસિંહ કરવાર રાજ પાસે જઇ બોલ્યો " તમારે બુદી રાજની ગાદીએ બેસવુ પડશે " કરવાર રાજનુ નામ સેલિમસિંહ હતુ બુદી રાજ્યના રાજા થવાનુ છે એમ જાણી સેલિમસિંહને નિંદ્રા નહોતી

રાજા જયસિંહ ચતુર અને રાજનીતિજ્ઞ હતો તે માલ્વ, આગ્રા અને અજમેરના શાસન કર્તૃત્વ પદે નીમાયો હતો બુદી રાજસાથે વિવાદ કરવા માટે તેનું એક ગુઢ કારણ હતુ તેના મનમા એક પ્રચડ રાજનૈતિક આંદોલન હતુ મોગલ સામ્રાજ્યની અકર્મણ્યતા અને અતર્વિવાદ જોઈ તેણે મનમા વિચાર્યું હતું જે સામાન્ય સામાન્ય રાજા ઉપર પોતાની પ્રભુતા ચલાવવી એ માટે તે મોગલ સામ્રાજ્યની વિશૃખલતાને હૃદયથી અભ્યર્થના કરતો હતો જે દિવસ બેનશીબ ફીરકશીયર સૈયદ ભાઇઓના હાથથી મરણ પામ્યો તે દિવસે અબરરાજની ચિર લાલિત આશાલતા ફળવાળી થવાનો ઉપક્રમ થયો સમ્રાટના મૃત્યુનો મૌખિક ખરખરો કરી રાવ બુધસિંહ સાથે પોતાના નગરમા આવ્યો

વિશ્વસ્ત અને સુખસુપ્ત અતિથિને ઘેર લાવી તેના સર્વ નાશ માટે જય સિંહ છાની રીતે ચેષ્ટા કરવા લાગ્યો રાવ બુધસિંહ, જયસિંહનો બનેવી વળી આજ તેનો તે અતિથિ, જયસિંહના મનમા એવો દૃઢ અભિલાષ હતો જે બુંદી રાજને કોઇ રીતે અબરમા રાખી બુદીરાજ્ય હસ્તગત કરવુ એ અભિલાષ સાધવા જયસિંહે બુદીરાજને કહ્યુ જે અંબરને બુદીથી ભિન્ન માનશો નહિ આ અબર તમારૂ જ તમે થોડા રોજ અહિ રહો આવશ્યકીય ખર્ચ માટે તમે રોજીંદા પાચસો રૂપૈયા પામશો, એ વચન સાભળી બુધસિંહના કાકાના મનમા વિષમ સદેહ પેદા થયો, તેણે ભત્રીજાને છાનાઈથી કહ્યુ જે " જયસિંહનો દુરભિસધિ શુ તમે જાણી શકતા નથી " તમને અહીં રાખી એ આશાથી બુદી હસ્તગત કરવા ચેષ્ટા કરે છે ' તેણે તે સમયે બુદીમા પત્ર લખ્યો અને વૈપુરાણી

ને કહી મોકલાવ્યું જે " તે મત્વર પોતાના બે પુત્રોને લઈ તેના પિતાને ઘરે ચાલી જાય, ત્યારપછી હાર મરદાર અને સામંતો અંબરની બહાર એક ગુપ્તસ્થળે એકઠા થયા. તેઓ બુધસિંહની સાથે બુંદી તરફ ચાલ્યા. તે સમયે તેની સાથે ત્રણનો હારવીર હતા. તે ત્રણનો વીરને લઇ બુંદીરાજ વિશ્વાસઘાતક જયસિંહના પાપ લશ્કર છોડી ચાલ્યો અને નિર્ભય થઇ પોતાની રાજધાની તરફ ચાલ્યો. પણ તે આપદ વિના જઇ શક્યો નહિ. બુંદી અને અંબર રાજ્યની સીમાએ આવેલા પાંચોલાશ નગરમાં અંબરના પાંચ મરદારે આવી તેના ઉપર હુમલો કર્યો. બુધસિંહ પોતાના ત્રણસો સરદારો સાથે શત્રુ સંગે લડયો. હારવીરના અવ્યર્થ સંધાને લક્ષ જોતા જોતામાં અંબરના પાંચ સરદારો અને સૈનિકો રણસ્થળે પડયા. બાકીના સઘળા પ્રાણ લઈ અંબર તરફ પલાયન કરી ગયા. બુધસિંહના પક્ષને પણ દારૂણ આઘાત લાગ્યો. તેનો કાકો ભિમસિંહ હણાયો. તેના અનેક ગુણજ્ઞ સૈનિકો યુદ્ધ સ્થળે પડયા બાકીના રહેલ સૈનિકોને લઇ તે બેગુ નગરમા પહોચ્યો. બેગુ નગર તેના સસરાના તાબાનું હતું.

જયસિંહના પક્ષના અગણિત સૈનિકો અને સરદારો મુઆ ખરા પણ બુધસિંહને જયી થઇ બુંદીમાં જવાને તેણે દીધો નહી. તે બુંદી જઇ શક્યો નહિ તેથી અંબરરાજ અત્યંત આનંદિત થયો. હવે તેનું અભિષ્ટ કાર્ય સિદ્ધ થયું તેણે કરવાર સરદાર મેઘીમસિંહના પુત્ર દલીલસિંહના હાથમાં પોતાની પુત્રી આપી તેને બુંદીના રાજ્ય ઉપર અભિષિક્ત કર્યો.

એ રીતે વિપદમા પડી બેનશીબ બુધસિંહે પોતાના રાજયના ઉદ્ધાર માટે અનેક ચેષ્ટા કરી. પણ તેની કોઇ ચેષ્ટા ફળવાળી થઈ નહી. તેની મદદ તુટી પડી તેની આશાઓ નિષ્ફળ ગઇ. હવે કોઇ એવું રહ્યું નહિ જે તેનું અવલંબન કરીને પોતાની આશા સફળ કરે એવી શોચનીય અવસ્થામાં ઉમેદસિંહ અને દીપસિંહ નામના બે પુત્રને મુકી રાવ બુધસિંહ તે બેગુ ક્ષેત્રમાં મરણ પામ્યો.

તેમ થયુ પણ કુટિલમતિ જયસિંહની તૃપ્તિ થઈ નહિ. બુધસિંહના બે પુત્રો જે તેના મામાને ઘરે રહેતા હતા તેનો સંહાર કરવા તેણે સંકલ્પ કર્યો. તેની બીકથી નિરાશ્રય થઇ ગએલ બન્ને રાજકુમારો કેટલાક સૈનિકો સાથે પુચાઇલ નામનાં નીર્જન સ્થાને ચાલ્યા ગયા. ત્યાં થોડા દિવસ રહી તેઓએ કોટા રાજ દુર્જનશાલની મદદ માંગી. દુર્જનશાલ ભીમસિંહનો પુત્ર. પિતૃ શત્રુ બુધસિંહના બે પુત્રને વિપદમાં પડેલ આશ્રયાર્થી જોઈ તે દયાવાળા ચિત્તવાળો થયો. તેઓના પિતૃ રાજ્યનો ઉધ્ધાર કરી આપવાની પ્રતિજ્ઞા કરી તેણે તેઓને આશ્રય આપ્યો.

# ચતુર્થ અધ્યાય.

રાવ ઉમેદસિંહે કરેલો અંબર સેનાનો પરાજય–દવલાનું નાનું યુદ્ધ ઉમેદસિંહનો પરાજય અને પલાયન. તેના ઘોડા હુંજનુ મરણ, ચંબલના તીરના પ્રાચીન રામપુરમાં તેનો આશ્રય. રાજધાનીનો ઉદ્ધાર ત્યાંથી ફરીથી તેનું પલાયન. વિધવા માતાની મુલાકાત. હોલકરની પાસે વિધવા રાજ મહિષીની મદદની માંગણી, અંબર રાજકુમરનો પરાજય, ઉમેદસિંહનો બુંદીનો લાભ ઇશ્વરીસિંહની આત્મહત્યા, મહારાષ્ટ્રયનું પહેલું ભૂમીદાન, મધુસિંહ, જાલીમસિંહ મહારાષ્ટ્રીય આક્રમણ ઇંદ્રગઢના સરદાર ઉપર ઉમેદસિંહનો વૈરનો બદલો, ઉમેદસિંહનો રાજત્યાગ, અજીતસિંહનો અભિષેક, ઉમેદસિંહની તીર્થ યાત્રા, તીર્થ યાત્રામાં વ્યાઘાત, અજીતસિંહે કરેલ રાણાની ગુપ્ત હત્યા, સતીનો ભયાનક અભિશાપ, અજીતસિંહનું બિભત્સ મરણ, અગાઉની ભવિષ્ય વાણીની સફળતા, રાવવિષણુસિંહનો અભિષેક, પૌત્ર ઉપર ઉમેદસિંહનો અવિશ્વાસ, ઉમેદસિંહનું મરણ. હારાવતીના અંદર થઇ બ્રીટીશ સેનાની વાંમે અપસરણ. અંગ્રેજ સાથે બુંદીનો સખ્યભાવ બુંદીરાજયનો ઉપકાર, વિસુચિકા રોગે વિષણુસિંહનું મરણ, તેનું ચરિત, રાવ રાજા રામસિંહ.

રાવ બુધસિંહનો ભયંકર દુશ્મન અંબરરાજ જયસિંહ સંવત્ ૧૮૦૦ માં પરલોક વાસી થયો. તે સમયે ઉમેદસિંહનો વયઃક્રમ તેર વર્ષનો હતો પિતૃ વૈરીના મરણના સમાચાર સાંભળી વીર બાળક ઉમેદસિંહે પોતાના સેના સામંતને એકઠા કર્યાં, તેણે પત્તન અને ગેનાળી ઉપર હુમલો કરી તેને જીતી લીધાં. એ વિવરણ ચારે તરફ પ્રચારિત થયું, સઘળાઓએ વિસ્મય સાથે સાંભળ્યું જે બુધસિંહનો પુત્ર જાગી ઉઠયો. થોડા સમયમાં પ્રાચીન હાર રજપુતો તેના વાવટા નીચે એકઠા થયા. કોટાનો દુર્જનશાલ હારરાજનું શૌર્ય ઉદ્દીપિત થઇ આનંદિત થવા લાગ્યો.

વળી ઉમેદસિંહની મદદે તેણે પોતાની સેના મોકલી. તે સમયે ઇશ્વરીસિંહ અંબરના સિંહાસને બેઠો હતો. પિતાની કુટીલ નિતિ અનુસરણ કરી તેણે વિચાર્યું હતું જે કોટા અને બુંદીના રાજને કબજે કરી લેવું. તેણે કોટા ઉપર હુમલો કર્યો. તેની દુરાશા સફળ થઇ નહિ. તે યુદ્ધસ્થળથી વિદાય થઇ ગયો. ત્યારપછી ઉમેદસિંહ ઉપર હુમલો કરવા તેણે એક નાનક પંથી સેના મોકલી તે સમયે. ઉમેદસિંહ મીનલોકના બુદલોહારી નામના નિર્જન પ્રદેશમાં રહેતો હતો. તેના વિરત્વ અને તેજસ્વિતાથી વિમોહીત થઇ મીન લોકોએ તેની રક્ષા કરવા

મૃત્યુથી ભય હોય નહિ. તે અવિરત સિંહનાદ કરી શત્રુસેનાનો સંહાર કરવા લાગ્યો, એટલામાં તેના પ્રિય ઘોડાના પેટ ઉપર એક ગોળો લાગ્યો. ગોળાના પ્રહારથી ઘોડાના આંતરડા બહાર નીકળી ગયાં, તોપણ તેણે પ્રભુને છોડયો નહિ. ઉમેદસિંહ અદમ્ય સાહસે લડતો રહ્યો. તેનું સેનાદળ અનેક પરિમાણે કમ થઇ ગયું. સહકારી પ્રધાન પ્રધાન સરદારો મરણ પામ્યા. તેની ભવિષ્યદશા વિફળ થવા લાગી.

તેની એવી અવસ્થા જોઈ તેના સરદારોએ તેની રણસ્થળથી લઈ જવા ચેષ્ટા કરી. તેઓએ તેને વિનીત ભાવે કહ્યું "મહારાજ આ સમયે આપ જીવિત્ત રહેશો તો બુંદી ઉદ્ધારની આશા છે. જો આપનું અસ્તિત્વ, આ રણસ્થળે લોપ પામશે તો ફરી બુંદીનો ઉદ્ધાર ન થતાં અમારી દુર્ગતિ થાશે" આપ રણસ્થળ ત્યાગ કરો. નહિતો પિતૃરાજ્યના ઉદ્ધાર માટે બીજો ઉપાય રહેશે નહિ.

વિષમ મર્મવેદનાથી વ્યથિત થઇ વીર બાળક ઉમેદ સામંત સરદારોના પ્રસ્તાવ ઉપર સંમત થયો. રણસ્થળ છોડીને તેઓ સહુ ઈંદ્રગઢ તરફ ચાલ્યા. તેઓ શોઆલી નામના પર્વત માર્ગમાં આવ્યા. ત્યાં છાયા તરૂના નીચે વિશ્રામ માટે ઉમેદસિંહ ઘોડેથી ઉતર્યો. તે સમયે તેનો તે ઘોડો તેના પગ પાંસે મરણ પામ્યો. ઘોડાના મરણથી ઉમેદસિંહ બાળકની જેમ રોવા લાગ્યો. તે રણુરંગનું નામ હુંજો હતો. હુંજો ઈરાક દેશમાં પેદા થયેલ હતો, ઉમેદસિંહના બાપને તે ઘોડો સમ્રાટ પાસેથી ઈનામમાં મળ્યો હતો. હુંજાના મરણ સ્થળે તેણે એક પાષાણ મૂર્તિ ઉભી કરી.

શોવાલી પર્વત માર્ગ છોડી હારવીર ઉમેદસિંહ ચાલતો ચાલતો ઇંદ્રગઢમાં પહોંચ્યો. પણ ત્યાંનો સરદાર તેને આશ્રય આપવા સંમત થયો નહિ. ઇંદ્રગઢ પતિએ ઉમેદસિંહને કહ્યું, તમે શું ઈંદ્રગઢ અને બુંદીનો સર્વ નાશ કરવા ચાહો છો ? તમે અંબર રાજ્યની વશ્યતા સ્વીકારો, એ વાકયબાણથી ઉમેદસિંહના મર્મસ્થાન વિદ્ધ થયાં. મનને આગમનમાં રાખી તેણે તે પાપ રાજ્ય છોડયું, ત્યારપછી ઉમેદસિંહ દુર વનમાં આવ્યો, ત્યાંનો સરદાર તેનું આવવું સાંભળી નગરની બહાર આવ્યો. તેણે તેને યથોચિત સંમાનથી ગ્રહણ કર્યો. તે હિતકારી સરદારના શીતળ આશ્રય તળે રહી ઉમેદસિંહે, સરદારોને કહ્યું, ભાઇઓ ! તમે અમારા માટે પુષ્કળ કષ્ટ ભોગવ્યું, હવે તમે થોડા રોજ પોત પોતાના ઘેર જઈ વિશ્રામ ભોગવો, અદૃષ્ટ પ્રસન્ન થાશે કે તમારી મદદ માંગીશ, એ રીતે પોતાના સરદાર વીગેરેને વિદાયગિરિ આપી, ઉમેદસિંહે ચંબલ નદીના વીસ્ના પ્રાચીન રામપુરના તુટેલા મહેલમાં આશ્રય લીધો.

કોટનો અધિપતિ દુર્જનશાલે દવલાના ક્ષેત્રમાં ઉમેદસિંહની મદદ કરી હતી, એ ભૂપે તેને નિર્વાસિત કલેશથી પીડિત જોઈ, બુંદીનો ઉદ્ધાર કરવા તે કૃતસંકલ્પ થયો. થોડા સમયમાં એક મોટું સૈન્યદલ સજ્જીત થયું. રણ વિશારદ એક ભાટકવિએ તે સેનાનો નાયક થઈ શત્રુના હાથમાં ગયેલ બુંદીને ઘેર્યું. કાયમ યુદ્ધ આપવાથી નગરના ગઢ કીલ્લા તુટી ગયા. ક્યારેના થોડા ભાગમાંથી ન હરાય પેઠી ત્યારપછી તે સેનાએ તારાગઢ કુદીને ઘેરો ઘાલ્યો. એટલામાં તેના પક્ષના એક વિશ્વાસઘાતકની ગોળીથી હાડસેનાપતિનો સંહાર થયો પણ તેથી હાડસેના નિરુત્સાહ થઈ નહિ તેઓએ બીજાને સેનાપતિ પદે નીમ્યો. હુમલો કરનાર ઘેરા પનરમે આગળ વધ્યા તેઓનું આક્રમણ સહન ન કરતાં રાઠોડપક્ષ ના દલીલસિંહ પલાયન કરી ગયો ઉમેદસિંહની આશા સફળ થઈ તે પિતૃ પુરુષના પવિત્ર સિંહાસન ઉપર સ્થાપિત થયો

શરમથી નીચું મુખ રાખી બુંદીમાંથી પલાયન કરી કાપુરુષ દલીલસિંહ, ઇશ્વરીસિંહના શરણે ગયો ત્યારપછી અભયરાજ બુંદી જય માટે કૃતસંકલ્પ થયો. તેણે પ્રસિદ્ધ સેનાપતિ કેનુદાસના હાથમાં કુશળવર સેના સોંપી તેણે તેને બુંદીના વિરુદ્ધ મોકલ્યો તેણે બુંદીને ઘેરો ઘાલ્યો. ઉમેદસિંહને નગરની બહાર નીકળી જવાની ફરજ પડી ફરી અંબર રાજ્યનો વાવટો બુંદી ઉપર ચઢયો.

પણ જ્યારે ઇશ્વરીસિંહે, દલીલસિંહને બુંદીના સિંહાસને બેસવાનું કહ્યું ત્યારે તેણે અનુતાપ હૃદયે કહ્યું મહારાજ! હું બુંદીની પ્રજાનો માણસ. રાજ્યનું સિંહાસન હસ્તગત કરી જગતમાં રાજદ્રોહી કહેવાઉં. હવે હું તે સિંહાસન ઉપર બેસી મારા ચરિત્રને ગસીર કલંક લગાડીશ નહિ.

ઉમેદસિંહ ફરીવાર રાજભ્રષ્ટ થયો ફરીવાર સિંહાસન ચ્યુત થઈ તેણે મેવાડ અને મારવાડની મદદ માગી ઉમેદસિંહ લુંટફાટ કરવા લાગ્યો. તે લુંટફાટ કરતો વીનોદીપ નામના નગરમાં પેઠો તે નગરમાં તેની ઓરમાન મા રહેતી હતી તે પોતાની ઓરમાન માને મળ્યો તે રાજકુમારીના હેતુએ ઉમેદ રાજભ્રષ્ટ થયો રાજભ્રષ્ટ અપની પુત્રને દેખી કરુણાવશ રાજકુમારીનો અનુતાપાનળ પ્રચંડ વેગે સળગી ઉઠયો અને માત્ર તેના પાપાનુષ્ઠાન વીગેરે આગળ ઉમેદસિંહ રાજભ્રષ્ટ અને નિર્વાસિત થયો કરુણાવશ રાજકુમારીએ અનુતાપ હૃદયે કહ્યું. હું આભાગણી પાપ કરવું મુકીને માન વધી જ તું આવી દીન દશાને પામ્યો હવે જે થયું તે ખરૂં હું દક્ષિણાવર્ત પ્રદેશમાં જઈ તારા ઉદ્ધાર માટે ચેષ્ટા કરૂં.

ત્યારપછી બુધસિંહની તે વિધવા પત્ની દક્ષિણાવર્ત પ્રદેશમાં ગઇ. તે નર્મદા તીરે પહોંચી ત્યાં એક આગામીએ તેને ભગ બતાવી કહ્યું, નર્મદાના

પરપારે જવા રજપુતોને નિષેધ છે. આ સ્તંભ પાસે સઘળા રજપુતોને અટકવાનું છે. બુધસીંહની વિધવા પત્નીએ તે સ્તંભનો સિલાલેખ તોડી નંખાવી નર્મદામાં નંખાવ્યો. તે નર્મદાના પારે જઈ મુલહરરાવ હોલકરની છાવણીમાં પહોંચી. આજ પ્રથિત નામવાળા જયસિંહની બેન અજપાલક મહારાષ્ટ્રીય સરદાર પાસે સહાય પ્રાર્થિત થઈ.

ઉમેદસિંહની ઓરમાન બેને મૂલહરરાવની સાથે ભાઈપણું સ્થાપ્યું. તેણે તેને વિનય નમ્રવચને કહ્યું બુંદીનો ઊદ્ધાર કરી ઉમેદસીંહના હાથમાં આપો, હોલકર અધમ છાગપાળના કુળમાં જન્મ્યો હતો. પણ તેનું હૃદય ગુણગ્રામથી ભૂષીત હતું. તેણે કચ્છાવહ રાજકુમારીની સઘળી આશા પૂરણ કરી દેવા ઈચ્છા બતાવી. થોડા સમયમાં એક મોટી સેના તૈયાર થઈ. વિધવા સ્ત્રીએ તે વાહિનીને જયપુરની વિરૂધ્ધે ચલાવી. તેનો મૂળ ઊદ્દેશ ઈશ્વરીસીંહનો સમૂળ નાશ કરી તેની શાખા પલ્લવને ઉખેડી નાખવાનો હતો. સૌભાગ્ય ક્રમે ઘટના શ્રોત તેના નટકવહી નીકળ્યો. અંબરના સિંહાસન માટે તે સમયે ઈશ્વરીસીંહનો રાણાના ભાણેજ મધુસિંહની સાથે મોટો તકરાર હતો. રાણો દ્વિતીય જગતસીંહ, મધુરસિંહનો પક્ષ લઈ ઈશ્વરીસિંહની સામે ઊભો થયો. વળી ઊમેદસિંહની ઓરમાન મા ઇશ્વરીસિંહની વિરૂધ્ધે ઉતરી. એટલે કે તે સ્ત્રીનો અને રાણાનો ઉદ્દેશ વિભિન્ન નહોતો. હોલકરને બન્નેની સહાયતામાં સંમત થઈ અંબર ઉપર પડયો.

મહારાષ્ટ્રીય સેનાદળની આગમન વાર્તા સાંભળી ઇશ્વરીસિંહ તેનું આક્રમણ વ્યર્થ કરવા સેના લઈ અંબરની બહાર નીસર્યો. પણ તે પ્રતાડિત થયો. મહારાષ્ટ્રીય સેના નાની હશે એમ તેના જાણવામાં હતું, તેથી તેણે થોડા સૈનિકો સાથે રાખ્યા હતા. પણ તેને પોતાની દુર્બુત્તતા અને નૃશંસતાનું ઉપયુક્ત ફળ મળ્યું. અંબરના પ્રધાન મંત્રીનો સંહાર કરી ઇશ્વરીસિંહે કુવાડો પોતાનાજ પગમાં માર્યો.

ઇશ્વરીસિંહે, જે પ્રધાન કર્મચારીનો સંહાર કર્યો. તેનું નામ કેશુદાસ. કેશુદાસના પુત્રે પોતાના પિતૃ વધનો ખરો બદલો વાળ્યો તેણે ઈશ્વરીસિંહને, મહારાષ્ટ્રીય સેના થોડી છે એમ મિથ્યા સમાચાર આપ્યા. અંબરરાજ તેના વાક્ય ઉપર ભરોસોરાખી થોડુંજ સૈન્ય લઈ અંબરની બહાર નીસર્યો. તે ભાગ્ર નામના કિલ્લા પાસે લડવા માટે ઉભો રહ્યો. પણ જ્યારે મહારાષ્ટ્રીય સેના ચારેતરફ પ્રસરી ગયેલી તેના જોવામાંઆવી ત્યારે તે નિરાશ થઈ ગયો. ઈશ્વરીસિંહ દળ સાથે પલાયન કરી ભાગ્ર કિલ્લામાં પેઠો. મહારાષ્ટ્રીય સેનાએ તે કિલ્લાને ઘેરો ઘાલ્યો. દશ દિવસના ઘેરા પછી ઇશ્વરીસિંહ શત્રુના શરણે થયો. થોડા સમયમાં એક પ્રતીજ્ઞા પત્ર તૈયાર થયું. એ પ્રતિજ્ઞા પત્રમાં

લખેલ હતું જે " અંબરરાજે ઉમેદસિંહને બુંદી આપી દેવુ અને તેના ઉપર તેનો કે તેના વંશધરનો કશો હક રહેશે નહી અને ઉમેદસિંહને બુંદીનો રાજ કહી તેના કપાલમા રાજ તિલક કરવુ ઇશ્વરીસિંહે તે સઘળા પ્રતિજ્ઞા સૂત્ર કબુલ કર્યા. અને તેમા તેણે નહી કરી ત્યારપછી ઉમેદસિંહના બંધુ બાંધવો મહારાષ્ટ્રીય સેના તે પ્રતિજ્ઞા સૂત્રવાળું પત્ર લઇ નગરમા આવ્યા. સ્વદેશ દ્રોહી વિશ્વાસ ઘાતક દલિલસિંહને ત્યાથી દૂર કર્યો. તેઓએ ઉમેદસિંહને બુંદીની ગાદીએ બેસાર્યો.

એ રીતે ચૌદ વર્ષ વનવાસ ભોગવી ઉમેદસિંહ સંવત્ ૧૮૦૫ ( ઇ સ ૧૭૪૯ ) મા બુંદીના સિંહાસને બેઠો સ્વદેશદ્રોહી દલિલસિંહના પાપ-પર્શે જે સિંહાસન કલંકિત થયુ આજે તે સિંહાસન ઉમેદસિંહના બેસવાથી પવિત્ર થઈ તે અનર્થંકર વિવાદથી બુંદીના અંદરનુ બળ ઘણુ હજારે કમ થયુ તેને શોભાવનાર અનેક મહાવીરો યુદ્ધમા પડયા તે દિવસની અવસ્થા ઉપર મલ્હારરાવ હોલકર તેના ઉપર વિપદ સ્થાપવા ચુક્યો નહિ મલ્હારરાવ, ઉમેદસિંહનો ધર્મ માતુળ પણ અર્થની પાસે ધર્મબંધન અનર્થંકર થઇ જાય છે હોલકર મલ્હાર કોઇ પણ સદ્વૃત્તિથી ઉમેદસિંહની મદદે આવ્યો નહોતો. તેના મનમા એક ગુઢ અભિસંધિ હતો તે દુરભિસંધિ ભૂમિલિપ્સા તેણે ધર્મભાગીની પાસેથી ચંબલ નદીના દાબા તીરનો કેટલોક પ્રદેશ લીધો

પિતૃસિંહાસને બેસી, ઉમેદસિંહ બુંદીની આબાદી માટે ચેષ્ટા કરવા લાગ્યો. ગયા ૫૦ વર્ષોના અંતર્વિવાદથી રાજ્ય અંતઃસાર શુન્ય થઇ ગયુ તેને આબાદ કરવા ચેષ્ટા કરતો હતો પણ મહારાષ્ટ્રીય લોકોના અત્યાચારથી તે કાયમ નિરુત્સાહિત રહેતો હતો જે મહારાષ્ટ્રી લોકોએ તેના પિતૃરાજ્યના ઉદ્ધાર માટે તેને મદદ આપી તે મહારાષ્ટ્રીય લોકો આજ પાપથી મૂર્તિ ધારણ કરી દેશને તારાજ કરતા હતા મહારાષ્ટ્રીય લોકોની પાપવૃત્તિ ઉમેદસિંહ સારી રીતે સમજી શક્યો નહિ રજપુત સમાજના સમજવામા પણ તે વૃત્તિ આવી નહીં તેઓ સમજ્યા હત તો તેઓ તે લુટારાના મૂલોચ્છેદમાં પ્રવૃત્ત થાત અને તેઓના ઉપર વિશ્વાસ નાખત નહી રજપુતો જે લોકને મિત્ર સમજતા હતા પણ તે લુટારા પાપથી મહારાષ્ટ્રીય લોક તેઓના ઘરમા પેસી તેઓનો સર્વનાશ કરવા લાગ્યા દુરંત લુટારાની વૃત્તિને પકડી મરાઠા લોકો રજપુતસ્થાનમાં ઠેકાણે ઠેકાણે છાપો મારવા લાગ્યા અને રજપુતોનુ સર્વસ્વ લુંટી લેવા લાગ્યા મરાઠાના હાથમા પડી બુંદીના શૂર રજપુતોને જેવુ ભોગવવુ પડયુ છે તેવુ

કોઇ રજપુતને ભોગવવુ પડયુજ નથી ઉમેદસિંહે રાજકાર્યમા નિવૃત્તિ લઈ પોતાના હાથે રાજ્યના સર્વનાશનો માર્ગ નિષ્કંટક કરી દીધો

રાવ ઉમેદસિંહે શામાટે પોતાના રાજ્યનો શાસન દંડ છોડી દીધો તેનું કારણ તપાસવાથી તેના ઉપર આપણી દૃઢ ભકિત થયા વિના રહેતી નથી જે દૃઢ ભકિત તેની વર્તણુકથી કાંક કમ થઇ પડેછે જે અપકર્મની વિષમય ચિંતાના વિપદશને શાંતિ લાભના માટે, તેણે વૈષયિક કાર્ય ક્ષેત્રથી વિદાયગીરી લીધી અને શાંતિમયી મુનિવૃતિ ધારણ કરી તેથીજ તેના નિર્મલ ચરિત્રમા એક મોટો બટ્ટો બેઠો જો તે બટ્ટો તેનો સ્પર્શ કરત નહિ તો ઉમેદસિંહ રાજસ્થાનના રાજાઓમા એક શ્રેષ્ઠ, ડાહ્યો, સાહસિક અને શુધ્ધ ચરિત્રવાળો રાજા ગણાત રીપુ પરતંત્ર રકતમા સમય દેહને ધારણ કરી, કયો રાજા રાજદ્રોહી વિશ્વાસઘાતક દેલસિંહના અધમ કાર્યની માફી આપે મહાનુભવ ઉદાર ચરિત ઉમેદસિંહે દેવસિંહના અધમ કાર્યની ક્ષમા બક્ષી પિતૃરાજ્ય પામી, તે નૃશંસ વિશ્વાસઘાતક દેવસિંહનુ મસ્તક છેદી શકત, તેને તેના વંશ સાથે ઉત્પાટીત કરી શકત પણ તે તેણે કર્યું નહિ ક્ષમાગુણ મહાત્માનો પ્રધાન ધર્મ બુંદીરાજે તે ધર્મ પાળ્યો એવી હાલતમા આઠ વર્ષ નીકળી ગયા બીજા સરદારો તેવા ક્ષમાગુણથી ઉમેદસિંહને સાધુવાદ આપવા લાગ્યા અને બોલવા લાગ્યા જે "એનો ક્ષમાગુણવાળો રાજા ક્ષત્રિયમા પેદા થયો નથી" ડબલાના ક્ષેત્રે પરાજય પછી જે ઉમેદસિંહ આશ્રયાર્થી થઈ દેવસિંહના ઇંદ્રગઢમા ગયો જે ઊમેદસિંહને દેવસિંહે એક પણ ટેગળો પાણી પીવા આપ્યું નહિ જે દેલસિંહે જે ઉમેદસિંહને નગર બહાર કહાઢયો, તે ઉમેદસિંહે, આજ રાજ્યગાદીએ બેસી તે કુળાગાર દેવસિંહને ક્ષમા આપી અબગ્નજનો ખરો દ્વેષી દેવસિંહ નુ ઉમેદસિંહે આપેલ માફી સ્વીકારે ખરો ? ના કોઈ દિવસ સ્વીકારે નહિ, પાપીષ્ટના હ્રદયુ ઇંદ્રગઢ મન્દારે ક્ષમાશીળ ઉમેદસિંહના દેવોપમ ચરિતને હજારો ધિક્કાર આપ્યા, તથી તેના વિરૂધ્ધે ઘણા દુષ્કર્મ કર્યા તેવા દુષ્કર્મ માનવતો સહ્ય કરી શકે નહિ ઉમેદસિંહે, પોતાની બેનનુ વિવાહનુ નાળીયેર અંબરરાજ મધુસિંહની પાસે એક સુ સભામા બેઠેલા સરદાર સામતો અને આબરૂદાર નોકરો ઉપરૂ તે નાળીયેર મોટા આદરથી લેવાયુ ઇંદ્રગઢનો પાપિષ્ટ સરદાર તે સમયે અંબર સભામા હતો, રાજાએ તેને પુછ્યુ, લોકમા બુધસિંહની પુત્રી માટે કેવુ બોલાય છે, તે નરાધમે, "બુધસિંહની પુત્રી વ્યકિત છે એમ કહ્યુ મધુસિંહે, બુધસિંહની પુત્રીના શુદ્ધ ચરિતમા સંદેહ લાવી નાળીયેર બુંદીરાજ તરફ પાછુ મોકલ્યુ રજપુત કુળમા પેદા થઈ કોઇ એવુ અપમાન સહ્ય કરે નહિ, જે પાખંડી દેવસિંહે એવી કૃતઘ્નતા કરી તેની ઉમેદસિંહે ક્ષમા આપી, તોપણ દેવસિંહના એવા કલંકના આરોપથી છેવટે

ઉમેદસિંહનું ચીત્ત ક્રોધાતુર થયું, તેણે તે નર પિશાચની હત્યા કરવાનો સંકલ્પ કર્યો. જો ઉમેદસિંહે, દેવસિંહના તે અપરાધની ક્ષમા આપી હત તો તે લોકમાં દેવ થઈ પૂજાત.

સંવત ૧૮૧૩ (ઈ.સ. ૧૭૫૭) માં બુંદીરાજ કરવાર જનપદની પાસેની વિજયસેની માતાના મંદિરે પૂજા આપવા ગયો, બુંદીના સરદાર અને સામંતો તેની સાથે ગયા. કરવાર, ઇંદ્રગઢની પાસે આવવાથી રાવઉમેદસિંહને દેવીના મંદિરમાં આવવાનું આમંત્રણ કર્યું ઇંદ્રગઢપતિ પોતાના પુત્ર અને પૌત્રની સાથે આવ્યો. દેવસિંહ થોડે દૂર આવ્યો કે દગા સાથે તે હણાયો. તે હત્યા સાથે તેનો વંશ પણ લોપ પામ્યો. તે સહુના મડદાં જગામાં નખાયા. ઇંદ્રગઢ તે બેનશીબના ભાઈના હાથમા સોંપ્યો ઉમેદસિંહ બુંદીમાં આવ્યો.

દુષ્કર્મનું પ્રાયશ્ચિત્ત અવશ્ય કરવું પડે એવોવિશ્વનિયંતાનો નિયમ છે પણ મોહાંધ માનવ તે જાણતો નથી પણ તેમ જાણતો શું સંસાર ચાલે!'

પ્રતિદિન ચારે તરફ છદ્મવેષે પિશાચમૂર્તિ ધારણ કરી માણસો, માણસનું સર્વ નાશ કરેછે. તે માણસના નિગ્રહ માટે રાજદંડ ન હોયતો આ જગત ચાલત કેમ. ઉમેદસિંહે તો બેનશીબ દેવસિંહના નારકીય ચરિતનું પ્રાયશ્ચિત વિધાન કર્યું. પણ તેથી તેની રાજધર્મની સંમાન રક્ષા થઈ નહિ. છેવટે તેણે પોતાના દુષ્કર્મના માટે વૈરાગ્ય રાજકાજ છોડી મુનિવૃત્તિ પકડી ભારતવર્ષના દરેક તીર્થે ભમવાનો સંકલ્પ કર્યો.

સંવત્ ૧૮૨૭ (ઈ.સ. ૧૭૭૧) નું વર્ષ ઉમેદસિંહના વાનપ્રસ્થગ્રહણના આરંભનું વર્ષ થયું. તે વર્ષમા તેણે રાજકાર્યમાંથી વિદાયગીરી લીધી, જે લોકોનું મુનિવ્રત ધારણ રાજસ્થાનમાં રાજ્યોગ નામે પ્રસિદ્ધ છે, યોગ ધારણ આરંભ્યું કે ઉમેદસિંહની એક કૃશની પુતળી બનાવી તેના સગાઓએ અગ્નિમાં નાખી જનાનખાનામા સ્ત્રીઓનો વિલાપ ધ્વનિ સંભળાયો ઉમેદસિંહનું યથાર્થ મરણ થયું હોય એમ લાગ્યું. ત્યારપછી આ શોકની બારમાં દિવસે સઘળાએ દાઢી મુછ મુંડાવ્યા. ઉમેદસિંહનો પુત્ર અજીત તે દિવસે બુંદીના સિંહાસને બેઠો.

પુત્રહસ્તે રાજશાસન આપી. શ્રીજીનામ ધારણ કરી ઉમેદસિંહ કેદાર નાથના પવિત્ર તીર્થે જવા ચાલ્યો. ઉમેદસિંહે રાજ્ય છોડયું પણ રાજ્યયોગ પ્રવૃત્તિ છોડી નહિ. યોગી જીવનની સાથે તેણે વીરધર્મની આલોચના કરવાનું શરૂ કર્યું, તેણે સંન્યાસ દંડની સાથે વીરનું અસ્ત્ર શસ્ત્ર પણ ધારણ કર્યા. પ્રાચીન સંન્યાસીઓની અને વીર પુરૂષની અમૃતમય ગાથા તેના સાંભળવામાં આવી. તેણે જાણ્યું જે આ સઘળાં તીર્થે ભમવાથી સ્વર્ગ સુખ મળેછે પણ તે સ્વર્ગ સુખ સઘળાના

ભાગ્યમાં ઘટતાં નથી, જે માર્ગમાં કાંટાછે જે માર્ગમાં લુટારા ચોરછે તે માર્ગમાં થઇ તેવા ભોગના સ્થાને જાવું થાયછે. તેમ થવાથી અનેક લોકની તીર્થ યાત્રા માર્ગમાંજ અધુરી રહેછે, ઉમેદસિંહની સુખ ભોગવવાની આશા પુરી થઇ નહિ શાથીકે તેની રાજકાર્યની વાસના છુટી નહોતી. આજ ઉમેદસિંહ તે રસ્તાનો પથિક હતો. આજ ઉમેદસિંહને પોતાની વાસના પુરી કરવાનો અવસર હતો.

રાજ્યોગી ઉમેદસિંહ પોતાના કેટલાક સરદારો સાથે ભારતવર્ષના સઘળા તીર્થ ભમ્યો. ફરતો ફરતો તે છેવટે દ્વારકાંમાં આવ્યો, ત્યાંથી બુંદીરાજ્યમાં આવતો હતો, એટલામાં કાળા નામના લુંટારાની ટોળીએ તેના ઉપર હુમલો કર્યો, ઉમેદસિંહે જાણ્યું જે આવી ટોળી વાળાનો અત્યંત વિગ્રહ કરવો જોઇએ શાથીકે તે યાત્રાળુના મોટા રિપુ છે એવી દૃઢ પ્રતિજ્ઞાથી મજબુત થઈ રાજસન્યાસીએ તેનો પરાજય કર્યો. લુંટારાની ટોળીનો ઉપરી કેદીના સ્વરૂપમાં ઉમેદસિંહ પાસે આવ્યો તેણે પોતાના છુટકારા માટે રાજયોગી પાસે શપથ લીધા કે હવે પછી યાત્રાળુને તેના તરફથી કોઇ રીતની હરકત ન થાય.

અજીતસિંહના એકા એક મૃત્યુથી ઉમેદસિંહના ધર્મવૃતમાં બાધા આવી પડી તેથી રાજધાનીમાં રહી પોતાના પૌત્રને રાજ્યશિક્ષણ આપવાની તેને ફરજ પડી, એવી રીતની આઠ વર્ષની તાપસવૃતિ ભોગવતાં સંન્યાસી શ્રીજીનાં જીવની ક્રમે ક્રમે પરલોક પાસે આવી ગઇ. તેનો અંતિમકાળ પાસે આવ્યો, ત્યારપછી વિષ્ણુસિંહ પાસે આવી બોલ્યો, પ્રભુ! હવે આપનો અંતિમકાળ પાસે છે, તે દિવસે તેની સમાપ્તિ થઈ.

સંવત્ ૧૮૬૦ (ઇ.સ. ૧૮૦૪) માં પુણ્યાત્મા ઉમેદસિંહે માનવ લીલા મોકુફ કરી તેનું જીવન, સુખ દુઃખના આલોકાંધકારથી જડિત હતું, તેનો ગૌરવ સૂર્ય ઉદય પામી એકદમ અસ્ત થયો, છેવટે શાંતિ દેવીના ચરણમાં તેના જીવનનું પર્યાવસાન થયું.

ઉમેદસિંહ બાલ્યાવસ્થામાંથી વીરધર્મે દિક્ષિત હતો. જે દિવસે હાર સેના લઇ પત્તન અને ગૌનોળી તેણે જીતી લીધું. તે દિવસે તેનો વયઃક્રમ તેર વર્ષનો હતો. તે દિવસ પછી સાઠ વર્ષ વીતી ગયાં ત્યારે તેણે દેહ ત્યાગ કર્યો જો પ્રતિશોધ પિપાસાને વશવર્તી થઇ તેણે કાપુરૂષોચિત્ત કાર્યમાં હસ્તક્ષેપ કર્યો ન હત તો આજ ઉમેદસિંહનું ચરિત રજપુતોના સારાં ચરિતોમાં શીર્ષસ્થાને જઇ બેસત. તોપણ રજપુત લોકો તેના બેહદ ગુણરાશીને જોવામાં અંધ નથી. આજ પ્રત્યેક રજપુતો તેનાં ચરિત્ત સ્મૃત્તિમાં રાખી તેની ભક્તિભાવે પૂજા કરે છે.

જે દિવસે શ્રીજીએ માનવ લીલા બંધ કરી તે દીવસે બુંદીરાજ્યમાં એક નવો યુગ પ્રવર્ત્યો. તે વખતે અંગ્રેજો હારાવતી પ્રદેશમાં દાખલ થયા. હાર

વિગેરે રજપુતોના બચાવ માટે અને દુર્ધર્ષ હોલકરના દમન માટે બેનરીજ મનગન સાહેબ તે પ્રદેશમાં પેઠો. હોલકરના પ્રચંડ બળે તે પરાસ્ત થઇ ગયો. બુંદીરાજ સિવાય કોઇએ તેને આશ્રય આપ્યો નહિ તે માટે હોલકરે તેના ઉપર અત્યાચાર ચલાવવાનું શરૂ કર્યું. બ્રીટીશ ગવરમેંટ તે અત્યાચારનો રોધ કરવા આવ્યો નહીં સુજે એમ હોય પણ અંગ્રેજની મદદથી હોલકરનો વિપદ્દલ ભાંગ્યો અને બુંદીરાજે પોતાના કેટલાક પ્રદેશનો ઉદ્ધાર કર્યો તેથી રાવ રાજા વિષ્ણુસિંહે અંગ્રેજની સારી કૃતજ્ઞતા જાહેર કરી. ઇ. સ. ૧૮૧૭ ના ઘોર નર્થ કાળમાં બુંદીરાજ વિષ્ણુસિંહે અંગ્રેજ વિરૂધ્ધે એકપણ પગલું ભર્યું નહિ અને નેનિકો અને સામનો અંગ્રેજની આજ્ઞા અમલમાં લાવતા. જે દિવસે બુંદીરાજ, હોલકર અને સીંધીયાના કબજા ગ્રામમાંથી પત્તન વીગેરે નગરો કઢાવી લેવા સમર્થ થયો તે દિન તે બ્રીટીશ એજન્ટને કૃતજ્ઞ ગણી માન આપતો હતો, તે બોલતો હતો જે, " અમારૂ મસ્તક તમારા માટે છે. જ્યારે કામ પડે ત્યારે આપવા અમે તઇયાર છીએ, વિષ્ણુસિંહની તે વાત મૌખિક નહોતી. ખરેખર તે તેના હૃદયના તળીયાથી નીકળી હતી

સ્વાધીનતા મેળવી માત્ર બુંદીરાજે ચાર વર્ષ રાજ્ય કર્યું. આકસ્માત વિસૂચિકા રોગે તેનું મરણ થયું રોગની અત્યંત પીડા સહન કરી તેણે પરલોક જવા માટે પોતાના બંધુઓ પાસેથી વીદાયગીરી લીધી. પોતાની વનિતાઓને તેની પાને મરવા અથવા સહમરણના માટે તેણે નિષેધ કર્યો. પોતાના ઉત્તરાધિકારી પુત્રને બ્રીટીશ ગવર્મેન્ટના પ્રતિનિધીના હાથમાં સોંપ્યો તે જીવનના ઉલ્લાસમય સમયે નમયના મરણ પામ્યો

વિષ્ણુસિંહ સચ્ચરિત્ર પુરૂષ હતો તે પ્રકૃત રજપુતના નામનો અધિકારી અને પાત્ર હતો તેના અવયવો જોઇએ તેવા સુદૃઢ નહોતા પણ તે તેનું હૃદય પવિત્ર અને તેજસ્વી હતું તે પોતાની ઉન્નતિ કરી લેવાનું સારી રીતે જાણતો હતો, વળી રાજકાર્ય ચલાવવામાં તેની અપૂર્વ ક્ષમતા હતી. દુર્ધર્ષ મહારાષ્ટ્રીય લોકોએ તેના રાજ્યનો કેટલોક પ્રદેશ લઇ લીધો, જેથી રાજ્યની પેદાશ કમ થઇ હતી જેથી કરી તેના સુખસ્વાચ્છંદ્યમાં પુરેપુરો વ્યાઘાત આવ્યો હતો. ત્યારે વિષ્ણુસિંહે, અનાવશ્ય હોય ભોગ સુખને છોડી મૃગયા વ્યાપારમાં મન આપ્યું. કનુ એમ કહેવાય છે જે તે સિંહ શિવાય બીજા કોઇ જંતુનો શિકાર કરતો નહિ તેનો તે ભયંકર મૃગયા વ્યાપાર એત્રણ દિવસમાં સમાધિન થાતો નહિ તેણે પોતાના હાથે સોથી વધારે સિંહનો વધ કર્યો હતો. આવા કઠોર મૃગયા વ્યાપારમાં તવ વિષ્ણુસિંહનો એક પગ ભાંગ્યો હતો.

બુંદીમા ચાર પ્રધાન કર્મચારી છે–૧ દીવાન-મુસાહેબ, ૨ ફોજદાર વા-કીલ્લાદાર, ૩ બક્ષીશ, ૪ રસાલદાર.

રાજા વિષ્ણુસિંહ બે પુત્ર છોડી પરલોકગામી થયો, પહેલા પુત્રનું નામ રામસિંહ અને બીજા પુત્રનું નામ ગોપાળસિંહ, પિતાના મૃત્યુકાળે રામસિંહની ઉમ્મર અગીયાર વર્ષની હતી તે નાની ઉમરમાં ઇ. સ. ૧૮૨૧ ના આગષ્ટ માસમા બુંદીના સિંહાસને અભિષિક્ત થયો ગોપાળસિંહ રામસિંહથી ચાર માસ નાનો હતો રામસિંહ વિશેષ કાર્ય કુશળ હતો. તે પોતાના બાપની જેમ મૃગયા કુશળ હતો

છેવટે અમે, મહાત્મા ટોડની સાથે સમસ્વરે બોલીએ છીએ જે બ્રીટીશ ગવરમેંટે બુંદીરાજ્યને બીલકુલ શોચનીય અવસ્થામાથી કહાડયું. આજ તે પ્રસિદ્ધ રાજ્ય બ્રીટીશ ગવરમેંટની ઉદાર અનુકુળતાવડે પ્રાચીન ગૌરવ અને શ્રીવૃદ્ધિને સારી રીતે પામે એવી અમારી અંતરિક કામના છે, જે બુંદીએ એકવાર સ્વાર્થ ત્યાગ સ્વીકારી વિપન્ન કલનલ મનસનને આશ્રય આપ્યો, તે બુંદી અમ્લાનવદને હૃદય ચીરી ભારતેશ્વરને પોતાના શોણિત આપી મદદ કરશે, એમા કોઇ રીતનો સંદેહ નથી.



પણ તે રાજધાની માત્ર એક સાધારણ દુર્ગ હતો. તે પ્રાચીન એકેલગઢ માં કોટીયા ભીલનો અધિપતિ રહેતો હતો. હારકુલના શાસનકાળમાં કોટા પ્રતિદિન વધવા લાગ્યું, જ્યારે મધુસિંહ તે આબાદ થતાં રાજ્ય ઉપર અભિષિક્ત થયો ત્યારે તે ચારે તરફ બહુ દૂર આબાદ થયું. તેની દક્ષિણ ગાગરોણ અને ઘાટોલી, પૂર્વે માંગરોલ અને નાહરગઢ, ઉત્તર દિશાએ અંબરતિરના કાંઠાનું સુલતાનપુર અને પશ્ચિમ દિશાએ શૈલમાળા છે તેની ફળદ્રુપ ભૂમિમાં મોટી મોટી નદીઓ પ્રસન્ન જળથી વહે છે.

અદૃષ્ટદેવના સુપ્રસાદના બળે મધુસિંહ સમ્રાટ પાસેથી જે પુષ્કળ અનુગ્રહ અને પ્રભૂત ક્ષમતા પામ્યો હતો. તેથી તેને સર્વ પ્રકારની અનુકુળતા મળી તે કોટાનીજ આબાદી કરવામાં કૃતકાર્ય થયો. થોડા દિવસમાં તેનું રાજ્ય માળવા અને હારાવતીની મધ્યની શૈલમાળા સુધી વિસ્તાર પામ્યું. સંવત ૧૬૮૭ માં મધુસિંહ પાંચ પુત્રો મુકી પરલોકગામી થયો. તે પાંચ પુત્રોને જે જહાંગીર મળી તે કોટાની અંતર્ગત ગણાય.

૧ મ મુકુંદસિંહ કોટાને પામ્યો.
૨ ય મોહનસિંહ પોલૈટાને પામ્યો.
૩ ૫ જુઝારસિંહ કોટવા અને રામવન પામ્યો.
૪ ર્થ કનાઈરામ કૈઇલાને પામ્યો.
૫ મ કીશોરસિંહ સંગોદને પામ્યો.

રાજા મુકુંદસિંહ, પિતૃરાજ્યે અભિષિક્ત થયો. એ રાજાના નામાનુસારે હારાવતી અને માલવની વચ્ચેનો પર્વતમાર્ગ મુકુંદારા નામે કહેવાયો, મુકુંદારા એનશીબ કર્નલ મનસનનો પતન કુપ, તે પ્રસિદ્ધ પર્વત માર્ગમાંજ ઈ. સ. ૧૮૦૪ માં તે પરાજ્ય પામ્યો અને નીચું મુખ રાખી વ્યાકુલચિત્તે કોટા તરફ પલાયન કરી ગયો. રાજા મુકુંદસિંહે અનેક મહેલ અને તળાવો બંધાવ્યાં.

અદૃષ્ટના કઠોર અનુશાસનથી રજપુતો અગર જો કે યવનોના પદાક્રાંત થયા હતા. પણ તેઓએ તેઓનો સનાતન ધર્મ છોડયો નહિ, સ્વેચ્છાચારી રાજાના તાબામાં ન્યાયની અવમાનના થાય ખરી પણ ધાર્મિકો રજપુતોએ તે જઘન્ય વ્યાપારનું કોઇ દિવસ અનુમોદન કર્યું નહિ, જ્યારે કોઈપણ યવન રાજા ન્યાયના માથા ઉપર પગ દેવા ચેષ્ટા કરતો, તે રજપુતો તેની ચેષ્ટા વિફલ કરી દેવા પ્રાણ આપી યત્ન કરતાહતા. એટલેસુધી કે તેઓ તેવી ચેષ્ટાના પ્રતિરોધમાં ધર્મયુદ્ધ કરતા હતા. એવા ધર્મયુદ્ધમાં ઘણા રજપુત રાજાઓના લોહી વપરાયાં હતાં. એટલે સુધી કેએક એક વંશના પાંચ સાત મહાવીર પુરૂષોએ તેમાં પોતાના જીવનાં

બલીદાન આપ્યા હતાં કોટના ઇતિહાસમાં તેનું એક જ્વલંત દૃષ્ટાંત જોવામાં આવે છે, જે દિવસે, પિતૃદ્રોહી ઔરંગજેબ વૃદ્ધ શાહજહાનને સિંહાસન ભ્રષ્ટ કરવાની ચેષ્ટા કરી તે દિવસે ધાર્મિકપ્રવર સમ્રાટના પક્ષમાં જે જે રજપૂત રાજાઓ ઉતર્યા હતા તેમાં રાઠોડ અને હાડવંશ પ્રધાન કોટારાજ મધુસિંહના પાંચપુત્રો, સમ્રાટના સ્વાર્થ રક્ષણ માટે કૃતજ્ઞતા અને રાજભક્તિની પરાકાષ્ઠા બતાવી, સમ્રાટના વિરોધીના સામે પાતમાં ઉતર્યા હતા એ ભયંકર યુદ્ધનું વિવરણ આપતાં આપી ગયા પણ તે પાંચ ભાઇઓના વીરત્વનું વર્ણન આપવું, આ સ્થળે પ્રયોજનીય છે

એ પાંચ ભાઇઓ હાડકુળના સૈન્ય સામંતને લઇ પીળાં કપડાં પહેરી તે ભયંકર રણસ્થળે ઉતરી પડયા, રાજપુતની દઢ પ્રતિજ્ઞા હતી જે " કાંતો યુદ્ધમાં જયી થવું નહિતો રણસ્થળે પ્રાણ છોડી દેવા " એ કઠોર પ્રતિજ્ઞા પાળવા તેઓ પાખંડ ઔરંગજેબના વિરૂદ્ધે ઘોરયુદ્ધ કરવા લાગ્યા પણ વિધાતાએ પિતૃદ્રોહીના માથે જય મુકુટ મુકયો, રાઠોડ રાજ યશોવંતસિંહની દુર્બુદ્ધિથી શાહજહાનનો પક્ષ પરાસ્ત થયો, પણ તે પાંચ હાડવીરે રણસ્થળ છોડયું નહિ તેઓએ વીરની જેમ પોતાની પ્રતિજ્ઞા પાળી, ચાર ભાઇઓ રણમાં નાનો કિશોરસિંહ બહુ રીતે જખમી થઇ રણસ્થળે મૂર્છિત થઇ પડયો, યુદ્ધનો અંત આવ્યો તેનો દેહ મડદાના ઢગલામાં રખાયો પરંતુ કોઇ મનુષ્યના ચિન્હથી તેને તે ઢગલામાંથી બહાર કઢાડયો, વિષમ આઘાત પામ્યો હતો પણ કિશોરસિંહ થોડા સમયમાં તે દુરસ્ત થઇ ઉઠયો

મુકુંદસિંહનો પુત્ર જગતસિંહ, પિતૃ સિંહાસને બેઠો સમ્રાટે તેને બેહજાર સૈનિકનો સેનાપતિ નીમ્યો જગતસિંહે દક્ષિણાવર્તમાં મોગલના તાબામાં માન કામ કર્યાં, સંવત્ ૧૭૨૬માં તેનું મરણ થયું

જગતસિંહ નિઃસંતાનાવસ્થામાં પરલોકવાસી થયો તે માટે કયવના કનાઇરામનો પુત્ર પદ્મસિંહ કોટાના સિંહાસને બેઠો તે ભીરુત્વ અકાર્ય નીવડયો તેનાથી રાજ્ય રૂડી રીતે શાસિત થયું નહિ તેથી હાડકુળે છ માસ પછી તેને પદભ્રષ્ટ કર્યો તેના ઠેકાણે કિશોરસિંહને રાજ્ય ગાદીએ બેસાર્યો, જે સમયે ઔરંગજેબ ભારતવર્ષના સિંહાસને બેઠો હતો તે સમયે કિશોરસિંહ મોગલના જય માટે હાડકુળના સૈન્ય સામંતને લઇ દક્ષિણાવર્તમાં ગયો, તેણે પોતાના વીરત્વથી વિજયપુરને જીતી લીધું તે સમયે તે કાળના રાજાઓમાં પ્રધાન વીર ગણાયો વીજયપુરને જીતી તે ઉતાવળે આરકાટને જીતવા ગયો ત્યાં તેણે સંવત્ ૧૭૪૨ માં પ્રાણત્યાગ કર્યો

કિશોરસિંહ, હાડકુળમાં એક પ્રધાન વીર પુરૂષ હતો, તેના દેહ ઉપર પચાસ સ્થળે ક્ષતવિક્ષત હતા કિશોરસિંહ, વિષણુસિંહ, રામસિંહ અને હરનાથ

સિંહ નામના ત્રણ પુત્રો મુકી પરલોકમા ગયો વિષ્ણુસિંહ મોટો હતો પણ રાજ્યપદને પામ્યો નહિ પિતાની સાથે દક્ષિણાવર્ત પ્રદેશમા યુદ્ધમા જવાનોનિષેધ કરવાથી તે અગ્રજસત્તાથી વચિત થયો તોપણ કિશોરસિંહે તેથી પિતા તરફ નિષ્ઠુરભાવ ધારણકર્યો નહિ તે છેવટે ભૂમિવૃત્તિને પામ્યો

રામસિંહ, પિતાની સાથે દક્ષિણાવર્ત્તમા ગયો, અને તેના મૃત્યુ કાળે તેની પાસે હતો આ ક્ષણે તેજ કોટાના સિંહાસને બેઠો તે પિતાના જેવો યુદ્ધકુશળ અને સાહસી હતો અને દુર્ધર્ષ મહારાણીય લોકોનો પ્રભાવ દમન કરવા સપૂર્ણ સમકક્ષ હતો જે કાળે ભારતવર્ષના સાર્વભૌમ પદના માટે ઓરગજેબના પુત્ર પાત્રો વચ્ચે વિષમ વિપ્લવ ઉઠયો, તે સમયે હારવીર રામસિંહે આઝીમનો પક્ષ પકડયો, તેથી ફરી તેને સગોત્રીય બુદીરાજના વિરૂદ્ધે ઉતરવુ પડયુ હારવશનો ખડગ હારવશની વિરૂદ્ધે ઉચો થયો બુદીનો સર્વનાશ કરવા કોટા પ્રવૃત્ત થયુ સવત્ ૧૭૬૪ મા જાજાવે એક મહા સગ્રામ થયો એ ભયકર સગ્રામમા કોટાનાજ રામસિંહ શત્રુ સેનાને મથિત કરતો હતો એટલામા એક ધગધગતો ગોળો તેને વાગ્યો રામસિંહ તે ઘાતથી હાથી ઉપરથી પડયો તેણે ગૌરવમય જીવનનો મધ્યાન્હ કાળે પોતાના પ્રાણનો પરિત્યાગ કર્યો

ભીમસિંહ કોટાના સિંહાસને અભિષિક્ત થયો તેના શાસનકાળમા કોટા ત્રીજી શ્રેણીનુ રાજ્ય રહ્યુ નહિ ફીરકશીયરના અભિષેક કાળે, ભીમસિંહે, ન્યાય અને ધર્મના ઉપર પદાઘાત કરી પાપબુદ્ધિ સયદોનો પક્ષ પકડયો તેથી તે પાચ હજાર અનિકોના સેનાપતિના પદે ચઢયો આપણે ઉપર કહી ગયા છીએ જે બુદીરાજે સયદોના વિરૂદ્ધે ખડગ ધારણ કર્યુ તેથી ભીમસિંહ બુદીરાજ ઉપર બહુ ક્રોધાન્વિત થયો તેનો સર્વનાશ કરવા ચેષ્ટા કરવા લાગ્યો યોગ્યતા જાજાવે બન્ને વચ્ચે જે વિવાદનો સૂત્રપાત થયો તે વિવાદ પરસ્પરની પ્રતિદ્વંદ્વિતામા ભયકર ભાવને ધારણ કરી ઉઠયો ક્રોધી ભીમસિંહ બુધસિંહનો પ્રાણ નાશ કરવા ભીમસિંહ ઉન્મત થઈ ગયો તેનો પ્રાણનાશ કરવામા તે જ્ઞાન શુન્ય થઈ ગયો તેણે રજપુતના ધર્મ ઉપર જળાજલિ આપી કાપુરૂષની જેમ અસતર્ક બુધસિંહ ઉપર હુમલો કર્યો, ફીરકશીયરને સતોષ માટે ભીમસિંહે, બુધસિંહના ઉપર જે વેર ગણ્યુ તેથી ભીમસિંહ સમ્રાટ પાસેથી પુષ્કળ ભૂમિ સંપત્તિ પામ્યો રામપુરે, કોટા અને આહીરાવાર વચ્ચેનો સઘળો પ્રદેશ તેને આપી દીધો એ વિસ્તૃત ભૂમિ ભાગમા ખીચીવશનો અને બુદીનો ઘણો ખરો ભૂમિ ભાગ આવી ગયો એ રીતે તે પ્રસિદ્ધ ગાગરોણ, સોમાઈદાના, શિવગઢ, વારા, માગરોળ, વાહોદ વીગેરે પ્રદેશ પામ્યો

એ સમયે ઉજ્જળા નામના ભીલો, હાસાવતીના દક્ષિણ ભાગના ગિરિવનમાં અનેક સ્થળો મેળવી સુખથી પોતાનો સમય કહાડતા હતા. મનોહર થાના નામના એક નગરમાં ભીલનો રાજા ચંદ્રસેન વસતો હતો. રાજા ચંદ્રસેનના તાબામાં પાંચસો સવારો અને આઠસો ધનુર્ધારી પાયદળ હતું. તે સ્વાધીનતા પ્રિય ભીલ જાતિ, ધારાનગરીના ભોજ રાજાના સમયથી સુખે દુઃખે સંપદે વિપદે, પોતાનો સમય સ્વતંત્રતાથી કહાડતી હતી, પણ આજ કોટારાજ ભીમસિંહે તેઓના સ્વાધીન સ્થળથી તેઓને કહાડી મુકયા, હજારો ભીલ તેના હાથે માર્યા ગયા એ પ્રમાણે નવા નવા રાજ્યની ભૂમિસંપત્તિ મેળવી ભીમસિંહ પોતાના રાજ્યની સીમાડો વધારવા લાગ્યો

ભીમસિંહ ઘણો પ્રભુભક્ત હતો પ્રભુની આજ્ઞા પાળવામાં પ્રિયતમ બંધુને છેડી દેવા તે લજ્જીત થતો નહિ વિખ્યાત નિજામુલમુલક પોતાની રાજ્યધાની થકી દક્ષિણાવર્તમાં પલાયન કરી ગયો. ત્યારે અજીતરાજ જયસિંહે, સમ્રાટના પ્રતિનિધિ હોઈ કોટારાજ ભીમસિંહ, અને નરવારપતિ ગજસિંહને આજ્ઞા આપી જે "ખીલજીખાનો માર્ગ રોકી તેને પકડી લાવો," નિજામ કોટા રાજ્યનો પરમ બંધુ હતો અગાઉ ભીમસિંહે ખીલજીખાનો બહુ ઉપકાર કર્યો હતો. આ ક્ષણે કોટા રાજ્યના સરલ બંધુત્વ ઉપર આધાર રાખી ખીલજીખાએ, તેને લખી જણાવ્યું જે "બંધુવર! તમે જયસિંહની વાત ઉપર વિશ્વાસ રાખશો નહિ જયસિંહ ઠગારો છે તેની એક પણ વાત સાચી નથી. મે રાજ સરકારની એક કોડી પણ ચોરી નથી તમે મારા પરમ બંધુ છો ! હવે મારો રસ્તો રોકી મને આફતમાં નાખવો યુક્ત નહિ" ધર્મ ભ્રાતાનો એ પત્ર વાંચી પ્રભુભક્તિપરાયણ ભીમસિંહે ઉત્તર આપ્યો જે "મિત્રવર! કર્તવ્ય અને બંધુત્વમાં કયું વજનદાર અને મોટું છે તે હું સારી રીતે જાણું છું. કર્તવ્ય પાળવું તેજ રજપુતનો પવિત્ર ધર્મ છે હું તો કર્તવ્ય પાલન કરી કર્તવ્ય પાળવા માટેજ હું આટલો બધો અગ્રગ થ૦ો છું, હવે આ કામે યુદ્ધ શિવાય બીજો ઉપાય નથી તમારી પાસે સૈન્ય સામંત .અથ શસ્ત્ર છેજ. યુદ્ધ કરી તમારો માર્ગ નિષ્કંટક કરી લો. આવતી કાલે સવારમાં હું તમારા ઉપર હુમલો કરીશ"

એવો અકપટ પત્ર મેળવી નિઝામ સાવધ થયો તેણે પોતાનું લશ્કર મજબુત કર્યું. બીજા દિવસે પરોઢીયામાં અફીણનું સેવન કરી સેના સજ્જીત કરવા રાજા ભીમસિંહે આજ્ઞા આપી. થોડા સમયમાં યુદ્ધ માટે સઘળું સજ્જીત થયું સઘળા લોકો હાર કુળના વાવટા નીચે આવી ઉભા રહ્યા. કોટા રાજ ભીમ-

સિંહે, પોતાના રણમાતંગ ઉપર બેશી અંબરની સેના સાથે શત્રુ વિરૂધ્ધે ચાલ્યો. જોતા જોતામાં સઘળી સેના એક જંગલ પાસે આવી પહોંચી. કોટારાજ ભીમસિંહ જો તે જંગલમાં જઇ પ્રવેશ કરી શકત તો નિઝામની આશા પિપાસા, તે સિંધ નદીના જળમાંજ ચાલી જાત અને હાર કુળના નિવાસ ગુવાળ કુંડના કીલ્લા ઉપર નિઝામનો વાવટો ફરકત નહિ. ભીમસિંહ, પોતાના બળ માટે મત્ત થઇ. ચતુર યવનવીરના બળાબળ ઉપર નજર ન રાખતાં થોડોજ અગ્રસર થયો. એટલામાં વજનાદે નિઝામની તોપો છુટી ઉઠી. જેથી હાર અને કુશાવહ સેના ઉપર પુષ્કળ ગોળાનો વરસાદ પડયો. હાથી ઘોડા પાયદળ વીગેરે ભિન્ન ભિન્ન થઈ ગયા રાજા ભીમસિંહ અને ગજસિંહ પોતાના વાહન સાથે યુદ્ધમાં મરણ પામ્યા. તેઓનું સૈનાદળ ચારે તરફ પલાયન કરવા લાગ્યું. નિઝામ ખીલજીખાંનો માર્ગ નિષ્કંટક થયો. તે ગૌરવ મુકુટ મસ્તકે મુકી અદૃષ્ટદેવે બતાવેલ ઉન્નતિ માર્ગે ચાલ્યો.

એવા શોચનીય પરાજય કાળમાં હારકુળને બે વિષમ નુકશાનો ભોગવવાં પડયાં. એક તો તેઓનો અધિપતિ ભીમસિંહ નાશ પામ્યો. અને બીજુ તેઓનો કુળદેવ વ્રજનાથજી ખોવાઇ ગયો. એ દેવ વિગ્રહ સુવર્ણ નિર્મિત હતી. પ્રત્યેક યુદ્ધમાં હારરાજ તે પોતાના વાહનમાં પોતાની સાથે રાખતો હતો. સત્રુની સેનાની સામે થતાં હારસેના જયવ્રજનાથજી એમ બોલી યુદ્ધમાં ઉતરતી હતી. વ્રજનાથજીની કૃપાથી અનેકવાર તે જય પામ્યા હતા. પણ હાલ તો ભીમસિંહની અપરિણામ દર્શિતાથી હાર રજપુત પરાજય પામ્યા હાર રજપુતની વ્રજનાથજીની પવિત્ર સુવર્ણમૂર્તિ તે રણસ્થળે શોણિતાક્ત થઇ અદૃશ્ય થઈ ગઇ. ત્યાર પછી અનેક દિવસે તપાસ કરતાં તે હાથમાં આવવાથી હાર રજપુતોની આનંદની સીમા રહી નહિ.

પંદર વર્ષ રાજ્ય કરી સંવત્ ૧૭૭૬ ( ઇ. સ. ૧૭૨૦ ) માં કોટારાજ ભીમસિંહ તે સિંધુ નદીના તટના યુદ્ધ સ્થળે પ્રાણ તજી પરલોકગામી થયો. કોટાના રાજાઓમાં ભીમસિંહજ પહેલો પાંચ હજારી મનસુબો પામ્યો. તેની પૂર્વે કોઇને મહારાવનો ઉપાધિ મળ્યો નથી. મેવાડના રાજા પાસેથી તેણે તે સમાન સૂચક ઉપાધિ મેળવ્યો. રાવ ભીમસિંહ, અર્જુનસિંહ, શ્યામસિંહ અને દુર્જનસિંહ નામના ત્રણ પુત્ર મુકી મરણ પામ્યો. પિતાના મૃત્યુ પછી અર્જુનસિંહ કોટામા સિંહાસને બેઠો પણ માત્ર ચારવર્ષ રાજ્ય કરી તે સ્વર્ગવાસી થયો. તે ઝાલસિંહની બેનને પરણ્યો હતો. મહારાજ અર્જુનસિંહ અપુત્રક હતો. તેના મૃત્યુ પછી સિંહાસન માટે તેના બે ભાઈઓ વચ્ચે ઘોર કલહ થયો. હારસામંતો

ઉપર હતો. તેણે મહારાષ્ટ્રીય લોકની સાથે સંધિબંધન કરી નાહરતા નગર કોટાનું અંતર્ભુક્ત કર્યું. તે સુવિખ્યાત રજપુત ભારતવર્ષનો એકચાવેલો. તેની જીવનીથી કોટાનો ઇતિહાસ ઉજ્જવલ છે.

દુર્વંત ઇશ્વરસિંહ, કોટાના જયમાં વ્યર્થ મનોરથ થયો. સાહસિક દુર્જ્જનશાળે, વીર બાળક ઉમેદસિંહને બુંદી સિંહાસને બેસારવામાં પુષ્કળ મદદ આપી. જો હોલકર મદદ ન આપત તો એક માત્ર દુર્જ્જનશાલની મદદથી ઉમેદસિંહ બુંદી રાજ્યનો ઉદ્ધાર ન કરી શકત. તેજ વર્ષમા એટલે સંવત્ ૧૮૦૫ (ઈ. સ.) ૧૭૪૯ મા કોટાના દુર્ભાગ્યનો સુત્રપાત થયો. તે વર્ષમાં કોટા રાજ્યને મહારાષ્ટ્રીય લોકોની વશ્યતા અને અધીનતા સ્વીકારવી પડી,

દુર્જ્જનશાળે કોટાના રાજ્યની સીમા વધારી. ખીચી પાસેથી તેણે કુલ ખુરેદી જીતી લીધું. તેણે ભુગાર કીલ્લાને કબજે લેવાની મહેનત કરી હતી. પણ બળવાહારનું પ્રચંડ બળ પ્રતિરોધ નહિ કરી શકવાથી તે ભગ્ન મનોરથ થયો, ખીચી વીર બળવાહર પોતાના કીલ્લાની રક્ષા કરવા સંપૂર્ણ સત્તાવાળો હતો. તે દળ સાથે દુર્જ્જશાળના ઉપર પડયો. તે સંકટ કાળમા હારવીર ઉમેદસિંહ તેને મદદ ન કરત તો કોટાનો વાવટો ખરેખર ખીચી રજપુતોના હાથમાં આવી જાત, તે યુદ્ધ સંવત્ ૧૮૧૦ માં થયું ત્યાર પછી ત્રણ વર્ષ ઉપર દુર્જ્જનશાલ આ લોક તજી પરલોકમાં ગયો.

દુર્જ્જનશાળ એક પરાક્રમી રાજા હતો તે રજપુતના સઘળા ઉંચા ગુણે વિભૂષિત હતો. દુર્જ્જનશાળને શીકાર ઉપર બહુ પ્રીતિ હતી. એ માટે તેણે પોતાના રાજ્યના દરેક ઠેકાણામાં એક એક મોટા જંગનું રખાણુ રચ્યું હતું. તે સઘળા જંગલમાં મૃગયાભવન બનાવેલ હતા. દરેક શીકારના વ્યાપારમાં તે પોતાની સ્ત્રીઓને સાથે રાખતો હતો. સ્ત્રીઓ પણ બંદુકથી લક્ષ કરતાં જાણીતી હતી. દોડતા હરણ વીગેરે ઉપર તેઓ લક્ષભ્રષ્ટ થાતી નહિ.

રાજા દુર્જ્જનશાળ અપુત્રક હોઇ પરલોકવાસી થયો. તે મેવાડના રાણાની દુહિતાને પરણ્યો હતો. પુત્ર લાભે વંચિત થઇ તે અનુદિન વિષમ મનોવેદનાથી પીડાતો હતો. છેવટે નિરાશ થઇ મૃત્યુથી ત્રણ વર્ષ પૂર્વે તેણે મહિષીને કહ્યું, " મહિષિ ? મોટા ભાઇના શોણિતથી હાથ કલુષિત કરી રાજ્ય સિંહાસનની ઉપર હું બેઠો. જગદીશ્વર મારા ઉપર ક્રુધ થયો, તેથીજ તેણે મને પુત્ર ધન આપ્યું. નહિ જે થયુ તે ખરૂં હવે સમય નથી એક ઉતરાધિકારી ગ્રહણ કર ! " એ સમયે વિષણુસિંહનો પુત્ર અજીતસિંહ અંતાનો અધીશ્વર હતો, તેનું વૃદ્ધત્વ

એ રીતે નવા નવા જયથી ઉત્સાહિત થઈ મધુસિંહ પાર્વતી અને ચંબલના સંગમસ્થળે આવ્યો. નદીનો પાર ઉતરી તેણે ભયંકર બળથી સુલતાનપુર ઉપર હુમલો કર્યો. સુલતાનપુરના અધિપતિ અંબર સેનાના હલ્લાનો પ્રતિરોધ કરી શક્યો નહિ. તોપણ તે કીલ્લાની બહાર આવી દળ સાથે શત્રુની સામે થયો. જ્યાં અંબર સેનાનો જય થયો.

એ અભિનવ જયલાભે બમણી ઉત્સાહિત થઈ અંબરના કોટા તરફ ચાલી. કોટાનું વક્ષસ્થળ ક્ષતવિક્ષત કરી તે વાનોગવ નામના સ્થળે આવી પહોંચી. મધુસિંહના મનમાં હતું જે કોઈ પણ હારવીર તેની વિજયિની સેનાની સામે થાશેજ નહિ. પણ તેની તે ધારણા સંપૂર્ણ ભ્રાંત નીવડી વાનોવાગ ક્ષેત્રમા આવી તેણે જોયું. " જે એક બાપના બેટા પાંચહજાર સૈનિકોનો વ્યૂહ કરી તેની પ્રતિક્ષા કરે છે. અંબરસેનાની સંખ્યા અધિક હતી પણ હાર રજપુતો આજ સ્વદેશની રક્ષા માટે દૃઢ પ્રતિજ્ઞાવાળા થઈ રણસ્થળે ઉતર્યાં. આજ તેઓનું એકત્રિત પરાક્રમ કોણ રોકી શકે ? જોતાજોતામા હાર અને કચ્છાવહ રજપુતો વચ્ચે ભયંકર યુદ્ધ ચાલ્યું. અંબરરાજની તુરંગ સેના ભયંકરવેગે હારસેના ઉપર પડી, હારસેનાએ ધીરતાથી તેઓના પ્રહાર સહન કર્યા, એ ભયંકર પ્રહારથી હાર રજપુતો પાછા હઠયા નહિ, વારંવાર જયલાભે ગર્વિત થઈ અંબર સેનાના મનમા આવ્યું જે હાર રજપુતો તેનુ બળ રોકી શકશે નહિ, આજ હાર સેનાએ જોયું જે તે પાંચ હજાર સૈનિકો અચળભાવે અંબરવાહિનીની સાથે લડે છે, તેઓના અસ્ત્ર પ્રહારે સેંકડો કુશાવહ રજપુતો પડયા. ક્રમે પદાતિસેના અશ્વારોહી સેના સાથે મળી ગઈ. યુદ્ધ ભયંકર રીતે ચાલ્યું, બન્ને પક્ષમા પુષ્કળ શોણિતપાત થયો અંબરની વિશાળ સેના પાને હારસેના હઠવા લાગી એટલામા જાલીમસિંહ, પોતાના ઘોડા ઉપર ચઢી આવ્યો, અને ઘોડા ઉપરથી ઉતરી, પોતાના તાબાના સૈનિકોને ઉત્સાહિત કરવા લાગ્યો, છેવટ હારસેનાના અચળ યુદ્ધના કાંકથી અંબરસેના યુદ્ધ સ્થળથી પલાયન કરી ગઈ

અંબર સેનાના કેટલાક સરદારો હારી, નાશી ગયા, કેટલાક કચ્છાવહ સરદારો બદીરૂપે કોટા નગરમા આવ્યા. અંબરનો પચરંગી વાવટો ચતરશાળના હાથમાં આવ્યો, વાનોગવાક્ષેત્રમાં જાલીમસિંહનું યશોગાન થયું એ મોટા જયલાભ પછી મહારાજ ચતરશાળે બહુ દિવસ રાજ્ય કર્યું નહિ, તે અપુત્રક સ્વર્ગવાસી થવાથી કોટાના સિંહાસને તેનો ભાઈ ગુમાનસિંહ બેઠો

# દ્વિતીય અધ્યાય.

---

મહારાવ ગુમાનસિંહ, ઝાલીમસિંહ, તેનો જન્મ, તેનુ શિક્ષણ અને ઉન્નતિનુ વિવરણ, તેની પદચ્યુતિ, કોટા રાજ્ય છોડી, મેવાડમાં તેનુ જવું, રાણાના તાબામાં પદ પ્રાપ્તિ, મરાઠાના વિરૂધ્ધે ઝાલીમસિંહનુ અપમાન, આરત યદા ઝાલીમસિંહનું સ્વરૂપ પડયું. કોટામાં તેનુ પુનરાગમન, મરાઠાનું આક્રમણ, ભુકેનીનુ તોફાન, ભુકેનીની રક્ષા માટે એક સામંત સમિતિનુ વીરત્વ અને આત્મોત્સર્ગ, ભુકીનો સેના સંહાર, ઝાલીમસિંહનો વિયોગ, તેનું સંધિ સ્થાપન, પૂર્વ ક્ષમતાની પુન પ્રાપ્તિ, દેવગારાનો જય, રાજ્યનું સંકટ, તેના વિરૂધ્ધે ષડયંત્ર, પ્રથમીએનુ મરણ. હાડસરદારોનું નિમંત્રણ, મોસાઇ સરદારનું ષડયંત્ર, મેવાડી સરદારોનો પરાજય અને એક મંદિરમાં તેનુ આશ્રય ગ્રહણ, તેનો પ્રાણ સંહાર, પ્રપચમાં મહારાવના ઝાલીમસિંહનો સંબંધ. તેઓનો કારાવાસ અને મૃત્યુ, રાજ પ્રતિનિધિના જીવન માટે પ્રથમ નોકરોનો પ્રપચ ઝાલીમસિંહની સતર્કતા.

---

સંવત્ ૧૮૨૨ (ઇ.સ. ૧૭૬૬)મા ગુમાનસિંહ પિતૃપુરૂષની રાજ ગાદી ઉપર બેઠો. તે સમયે તેનુ પૂર્ણ યૌવન હતું. ઉત્સાહ સાહસ અને જ્ઞાનના આલોકે તેનું ઉન્નત હૃદય સારૂં સુધરેલું હતું. રાજનીતિ શાસ્ત્રમાં તેની વિલક્ષણ સુજ્ઞતા હતી તે ગંભીર રાજનૈતિક જ્ઞાનની મદદે તે પોતાનું રાજ્ય સારી રીતે ચલાવી શક્યો હત તે સમયે દક્ષિણ પ્રદેશથી જે કાળ મેઘમાળા પેદા થઈ ધીરે ધીરે રાજસ્થાન તરફ આવી હતી તેના માટે ઝાલીમસિંહ સતર્ક હતો. પ્રયોજન આવ્યું હત તો તેનો તે નિરોધ કરી શકત. પણ વિધાતાએ તેને અધિક દિન રાજ્ય શાસન ચલાવવા દીધુ નહિ થોડા દિવસમા કઠોર યમ દંડ તેના ઉપર પડયો મહારાવ ગુમાનસિંહ પોતાના બાળક પુત્રના હાથમાં કોટાનુ રાજ્ય મોગરી યમનું કઠોર અનુશાસન પાળવા તત્પર થયો. આ સમયે કોટાના કર્તા હર્તા ઝાલીમસિંહનું ચરિત વર્ણવું યોગ્ય છે એ ઝાલીમસિંહની જીવની કોટાનો ભવિષ્ય ઇતિહાસ. ઘણા લોક સુધી રજપુતાનાના વિસ્તરંગ ભૂમિ ભાગે જે મધ્યમાં વિસ્મય કર અલૌકિક કાર્ય કર્યા તેનું વિવરણ વાંચનારી ચમત્કૃત થઈ જવાય તેવું છે, ઝાલીમસિંહની પ્રતિજ્ઞા અસામાન્ય હતી.

ઝાલીમસિંહ ઝાલા ગોત્રીય રજપુત હતો. સંવત્ ૧૭૯૬ (ઇ.સ ૧૭૪૦) માં તે જન્મ્યો હતો એ વર્ષમાં ભારતવર્ષમાં એક નવા યુગમાં અવતારણા

જોવામા આવેછે. દુર્ધર્ષ નાદીરશાહ તે સમયે પોતાની વિજયિની સેના લઈ ભારત ક્ષેત્રમા આવ્યો અને તેમના વંશ તરૂના મૂળમા કુઠારાઘાત કરી મોગલ શાસનનો અંત લાવવાને ચેષ્ટા કરવા લાગ્યો. મહમદશાહ તે સમયે દિલ્હીના સિંહાસને હતો. વળી દુર્જન દલજી પ્રબળ પ્રતાપિત દુર્જનશાળ તે સમયે કોટાના રાજ સિંહાસને બેઠો હતો.

સૌરાષ્ટ્રના પેટાના ઝાલાવાડ નામના જનપદમા હળવદ નામનું એક નગર છે. જાલીમસિંહના પિતૃપુરૂષો તે હળવદમાં રહેતા હતા. હળવદ તેઓની ભૂમી વૃત્તિ સ્વરૂપ હતું. ભારતવર્ષના સામ્રાધિપત્ય માટે ઔરંગઝેબના પુત્રોમા જે સમયે મોટો કજીયો ચાલ્યો તે સમયે હળવદના તે સમયના સરદારનો કનિષ્ઠ પુત્ર ભાવસિંહ કેટલાક અનુચર સાથે સેનાદળમા પેઠો. તેના પુત્ર મધુસિંહ કોટામા આવી, મહારાવ ભીમસિંહ પાસેથી આશ્રય પામ્યો તે સમયે મધુસિંહની સાથે માત્ર પચીશ મનુષ્યો હતા ભીમસિંહે તેની દીનદશા ઉપર દયા લાવી તેની બેનની સાથે પોતાના પુત્ર અર્જુનસિંહનો વિવાહ કર્યો. એ સંબંધ બંધનથી કોટારાજે નંદતા નામનો પ્રદેશ મધુસિંહના હાથમા સોપ્યો અને ત્યા તેને ફોજદારની પદવી આપી મધુસિંહે અપેક્ષા કર્યા ન્યારી રીતે બજાવ્યા ક્રમે ક્રમે રાજ સરકારમા મધુસિંહની પ્રભુતા વધવા લાગી, રાજકુમારો તેને મામા કહી બોલાવતા હતા. એ મામાનો ઉપાધિ એક જાતનો કેટનેક થઈ પડયો આજ પણ મધુસિંહના ઉત્તરાધિકારીઓ મામા સાહેબ નામે પ્રસિદ્ધ મધુસિંહનો પુત્ર મદનસિંહ તેના પરલોકવાસ ઉપર ફોજદાર પદે નીમાયો, મદનસિંહના હીંમતસિંહ અને પૃથ્વીસિંહ નામના બે પુત્ર હતા જાલીમસિંહ તે પૃથ્વીસિંહનો દ્વિતીય પુત્ર જાલીમસિંહના મોટા ભાઈનું નામ શિવસિંહ શિવસિંહ ઉમરમા જાલીમસિંહ કરતા એક વર્ષે મહોટો હતો ફોજદારનુ પદ ઘણુ કરી મધુસિંહના વંશધરને મળતુ. મદનસિંહના મૃત્યુ પછી તેનો પુત્ર હીમતસિંહ તેના પદે આવ્યો. હીમતસિંહ વિશેષ ક્ષમતાશાળી થઈ પડયો જેનુ વર્ણન ઉપર દુર્જનશાળના રાજ્ય વિવરણ સાથે આપણે કરી ગયા,

હીમતસિંહ અપુત્રક પરલોકવાસી થવાથી તેના પદે તેનો ભત્રીજો જાલીમસિંહ નીમાયો તે સમયે તેનો વય ક્રમ એકવીશ વર્ષનો હતો તે નાની ઉમરમાં વાનોવારા ક્ષેત્રમા જે અદભૂત વીરત્વ બતાવ્યુ તેનુ વિવરણ આપણે ઉપર કરી ગયા ટુકામા જયપુરના કરાલગ્રાસમાથી તેણે કોટા રાજ્યને બચાવ્યું

ચતુર તરૂણ ફોજદાર સઘળાનો પ્રીતિ ભાજન થયો પુરવાસીઓ તેની યશોઘોષણા કરવા લાગ્યા જનાનાની સ્ત્રીઓ તેના ઉપર વિશેષ અનુરાગવાળી હતી તેથી મહારાવ ગુમાનસિંહનો તેના ઉપર વિદ્વેષાનળ સળગી ઉઠયો. જાલીમસિં-

હની સુખ્યાતિ તેના હૃદયમા સહ્ય થાતી નહિ તે તેનો પ્રતિદ્વંદ્વિ છે એમ તે માનવા લાગ્યો છેવટે તેને ફોજદારના પદ ઉપરથી પદભ્રષ્ટ કર્યો. તેની પાસેથી નહલો પ્રદેશ લઈ લીધો તેનું પદ અને ભૂમિવૃત્તિ રાજપુત્રના મામા આંકરોટ સરદાર ભૂપતસિંહને આપ્યા દુખે, અભિમાને, દારૂણ મર્મહત થઈ પદભ્રષ્ટ. ઝાલા ફોજદાર કોટા છોડી બીજા સ્થળે આશ્રય શોધવાનો વિચાર કરવા લાગ્યો તેણે જોયુ જે અજમેરનુ દ્વાર તેના વિરૂધ્ધે બધ મારવાડ તેના પક્ષમાં હ્રદય સ્મશાન જેવુ, ત્યા તેની સ્વાર્થસિદ્ધિ થાય તેમ નહોતુ. મેવાડભૂમિ તેને અભિષ્ટાર્થ દેવી જેવી લાગી જાલીમસિંહ, મેવાડના તે સમયના અધીશ્વર રાણા અરિસિંહનો આશ્રય લેવા વિચારવા લાગ્યો અભીષ્ટસિદ્ધિનો સુયોગ પણ તે કાળે હતો, દેલવાડાનો પ્રધાન ઝાલો સરદાર રાણાનો મંત્રદાતા જાલીમસિંહે તેની મુલાકાત લઈ બધી વાત જાહેર કરી અભીષ્ટની સિદ્ધિ થઈ, દેલવાડા ઝાલા સરદારની બેહદ ક્ષમતા તે જે ઇચ્છતો તે કરી દેતો કોઈ પણ તેના કાર્યનો પ્રતિવાદ કરતુ નહિ, તે પોતાની મરજી મુજબ પ્રિયપાત્રને ધનરત્ન ભૂમિ વીગેરે આપી શકતો, રાણો તેના હાથમા પુતળા જેવો હતો, રાણો પોતાની દુરવસ્થા જાણીને પણ તે મટાડવાનો યોગ્ય ઉપાય લેતો નહિ જાલીમસિંહની યશોવિભા મેવાડસુધી પહોચી હતી રાણો અરિસિંહ જાલીમસિંહના ગુણનું વિવરણ સાંભળી તેના ઉપર સતુષ્ટ હતો દેલવાડા સરદારની સ્વેચ્છાચારીતા અને પોતાની અકર્મણ્યતાની બાબતનુ વર્ણન કરી તે બોલ્યો, “ જાલીમસિંહ ! તમે મને આ દુર્ધર્ષ સુદ્રઢ કારના કરાળ ગ્રાસમાથી ઉદ્ધાર કરી બચાવો, તો હું તમારો ઉપકૃત થાઉ ” ચતુર જાલીમસિંહ તેમ કરવા સમ્મત થયો, પાછળ દિવસે તે દેલવાડા સરદારનો સહાર કરી રાણાનુ દુખ દૂર કર્યું રાણાએ સતુષ્ટ થઇ જાલીમસિંહને ‘રાજરાણા’ નો ઇલકાબ આપ્યો, વળી ચિતરખેડાના નગર, તેને ભૂમિવૃત્તિમા આપ્યુ, જાલીમસિંહ એ રીતે મેવાડમા બીજી શ્રેણીનો સરદાર ગણાયો, પણ અપનૂપતિ તેથી સતુષ્ટ થયો નહિ, અભિષ્ટસિદ્ધિનો બીજો કોઇ ઉપાય ન જોતા પ્રીતુરી છેવટે મરાઠાના શરણે ગયા, મરાઠા સેનાનો સિંહનાદ થોડા સમયમા મેવાડના દ્વારે સભળાયો અરિસિંહ તેથી લેશ માત્ર ભય પામ્યો નહિ, તેણે જાલીમસિંહની સાથે મળ કરી એક સેનાદળ તૈયાર કર્યું, બન્ને પક્ષ વચ્ચે ઘોર યુદ્ધ થયુ, જેનુ વર્ણન આપણે ઉપર મેવાડના ઇતિહાસમા કહી ગયા રાણો પરાજય પામ્યો મેવાડના ગૌરવસ્વરૂપ અને પ્રધાન, પ્રધાન સરદારો રણસ્થળે પડયા. જાલીમસિંહ જખમી થઇ શત્રુના હાથમા આવ્યો શત્રુએ તેને કેદ કર્યો. રણસ્થળે જખમી થઈ લડવાથી અબાજી નામના એક મરાઠા સરદારે જાલીમસિંહને કેદ કરી લીધે અબાજી પ્રસિદ્ધ મહારાષ્ટ્રીય વીર અબાજી ઇંગલીયાનો પિતા થાય, ઝાલા સરદ

ઉપર દયા થઇ. ત્ર્યંબકજીએ રૂડા યત્નથી જાલીમસિંહને પોતાની છાવણીમાં આણ્યો, ઉદયપુરની રક્ષા ન થવાથી રાણાએ મરાઠાને દામખત લખી આપ્યું, ત્ર્યંબકજી અતિશય સદાશય પુરૂષ હતો, તેણે એક ઘડી પણ જાલીમસિંહ ઉપર કેદીના રૂપે જોયું નહિ, જાલીમસિંહ તંદુરસ્ત થઇ સદાશય ત્ર્યંબકજીની રજાથી પંડિત લાલાજીબલ્લાલની સાથે કોટા તરફ ચાલ્યો.

રાજા ગુમાનસિંહે પોતાના પ્રતિદ્વંદ્વીને ક્ષમા આપી નહિ પણ તે તરૂણ ઝાલાના અસીમ ગુણોને ભુલ્યો નહિ, આ ક્ષણે તેને ફરીથી શરણાંગત થયેલો જોઇ તેના ઉપર અનુગ્રહ કરવાને તે વિમુખ થયો.તેથી ચતુર જાલીમસિંહનો ભગ્નમનેરથ થયો નહિ. તેણે પોતાની પરિણામ દર્શિતાથી વિચાર્યું જે કોટામાંજ તેના ભાગ્યમાર્ગ પરિષ્કૃત થાશે.

રાજસ્થાનનો સર્વ નાશ કરવા મરાઠા લોકો કોટાના દક્ષિણ સીમાડે આવી પહોંચ્યા. ત્યાં બુકેની કીલ્લો તેઓના વિદ્વેષાનળે પડયો. સામંત ગોત્રનો ધુરંધર વીર મધુસિંહ ચારસો સામંત સેના લઇ શત્રુના હાથથી કીલ્લાને બચાવવા પ્રવત્ત થયો. કોટનું ઉલંઘન કરવા શત્રુઓએ મહેનત કરી પણ ફાવ્યા નહિ. એક મોટા હાથી દ્વારાએ કીલ્લાનો દરવાજો તોડવા તેઓએ વિચાર કર્યો. તેઓએ એક મદોન્મત હસ્તીને દરવાજા તરફ ચલાવ્યો. હાથી વિકાળ સ્વરૂપ કરી દરવાજા તરફ ચાલ્યો. કીલ્લાના માથા ઉપર બેસી સામંત વીર મધુસિંહ તે જોતો હતો. તેણે જોયું જે હવે દરવાજો ભાંગી જાશે. તેથી રક્ષાનો ઉપાય નથી, તેટલામાં તેના મનમાં એક વિચાર સહસા ઉદય પામ્યો. તે સાહસિક મહાવીર હાથમાં તલવાર લઇ કીલ્લા ઉપરથી ગજેંદ્રની પીઠ ઉપર કુદી પડયો. માત્ર એકજ આઘાતથી માવતને તેણે પડી દીધો, વારંવાર ખડગના પ્રવાહથી ગજેંદ્રનો તેણેસંહાર કર્યો. એ વિશાળ શત્રુ સેનામાં એકલાથી બચી નિસરવાની તેને આશા નહોતી, તે જાણી બુજી એક સાહસિક વ્યાપારમાં કુદી પડયો. મધુસિંહનું અતુલ વીરત્વ જોઇ દુર્ધર્ષ મરાઠાઓ સ્તંભિત થયા. થોડા સમય પછી પ્રચંડ વેગે નીતિ મહાય રજપુત ઉપર તેઓ પડયા. રજપુત વીર ખડગ ચલાવવા લાગ્યો. પણ એકલાથી હજારો સૈનિક પાસે શું થાય. ચારે દિશાના અસંખ્ય પ્રહારોથી તે શત્રુ સેનાના મધ્યમાં મરણ પામ્યો. તે ચારસો સામંતોને માર્યા પછી મરાઠા કીલ્લાનો કબજો કરી શક્યા.

તે દિવસે તે બુકેની કીલ્લાની પાસે ચારસો રજપુત વીરનાં અને તેરસો સાહસિક મરાઠાનાં લોહી પડયા. એવી વિષમ ક્ષતિ ભોગવીને મરાઠા નિરૂત્સાહ થયા નહિ. બુકેની કીલ્લાની લુંટ કરી તેઓ સુજીત કીલ્લા તરફ ચાલ્યા. તેઓએ તે કીલ્લાનો ઘેરો ઘાલ્યો. તે સ્થળે યુદ્ધ થયું. મરાઠાનો જય થયો મલહરરાવ

થયો, ચતુર જાલમસિંહે નરાવાર રાજકુળના કબજામાંથી કેલવારાનો જય કરી તેને નવાભિષિક્ત રાજાને સોંપ્યું. તે દીવસનું વીરાન્દન જોઇ સઘળાના મનમાં થયું જે ઉમેદસિંહ અને જાલમસિંહ વચ્ચે સ્નેહચ્છેદ થાશેજ નહિ, પચાસવર્ષના સુખ દુઃખ સંપદ વિપદમાંજો, ઘટનામાં કોટાવાસીની તે ધારણા સાર્થક નીવડી. તે સમયે વિક્રમજ સ્વત્વનો એક માત્ર મીમાંસક હતો. તે સમયે ભારતભૂમિમાં અરાજકતા અને અત્યાચાર ચાલી રહયો હતો. એ સમયમાં રાજનીતિજ્ઞ જાલમસિંહે પોતાના હાથમાં રહેલ નૌકાને સાવધપણાથી બાધ પામ્યા વિના ચલાવી. તેમ કરવામાં તેને પુષ્કળ દુઃખો સહેવા પડયા. કેટલીક વાર તો પ્રાણ ખોવાનો સમય આવ્યો હતો.

રાજ પ્રતિનિધિના હુદ્દા ઉપર નીમાઇ જાલમસિંહે બેહદ ચાતુર્ય અને કુટ બુદ્ધિ બતાવી. તે રાજકુમારનો રક્ષક અને પ્રતિનિધિ હતો ખરો પણ એક માત્ર ફોજદારી કામમાં તેનો હસ્તાક્ષેપ હતો. રાય અખીરામ નામનો એક શખ્સ તે સમયે કોટામાં પ્રધાન પદે હતો, તે મહારાજ ચત્તરશાલના સમયથી દીવાની વિભાગનું કાર્ય કર્યે આવતો હતો. અખીરામની બુદ્ધિ અપ્રમેય, બુદ્ધિ અસિમ તેને પરાસ્ત કરવાનો સહજ વ્યાપાર નહોતો. જાલિમસિંહના સૌભાગ્યક્રમે અખીરામ કુટીલ મત્રણાની કુટ મંત્રણામાં પડી પ્રાણ ખોઇ બેઠો. એ પ્રપંચ જાલિમસિંહનો હતો, એવું માલુમ પડે છે. દીવાનના મૃત્યુથી જાલિમસિંહ અનેક દરજ્જે નિષ્કંટક થયો. અને તે સ્વેચ્છાથી દીવાની ફોજદારી કામ ચલાવવાનો ભાર માથે લીધો તે દિવસથી છાનાકીમાં તેના વિરૂધ્ધે એક પ્રપંચ રચાયો, તે પ્રપંચ કરવામાં સ્વર્ગીય મહારાજ ગોમાનસિંહનો ભાઈ સ્વરૂપસિંહ બેનસીબ વાંકરોટ સરદાર અને રાજકુમારનો ધાઇ ભાઇ યશકર્ણ હતા. તેઓએ એવો વાંધો ઉઠાવ્યો જે મહારાજ ગુમાનસિંહે મૃત્યુ કાળે જાલમસિંહને પ્રતિનિધિપદે નીમ્યો નથી.

જાલીમસિંહનો સર્વનાશ કરવા પ્રપંચીઓ અંદર અંદર કુટ ઉપાયો લેવા લાગ્યા, પણ તેઓનો એકે ઉપાય સિદ્ધ થયો નહિ, જાલીમસિંહે તેઓના પ્રપંચો શોધી કહાડયા જેથી તેઓ ભગ્ન મનોરથ થયા. તેની અદભૂત કાર્યજાળમાં પડી છેવટે તેના શત્રુઓ વિપદમાં પડયા, ધાઇભાઇ મહારાજની હત્યા કરવાના અપરાધે દંડિત થઇ નિર્વાસનની સજાને પામ્યો, વાકરોટ સરદાર પ્રાણ ભયે બીજા સ્થળે પલાયન કરી ગયો, સ્વરૂપસિંહ કોઇના આઘાતથી મરણ પામ્યો, આથી ગડબડમાં રાજકર્મચારીઓ આત્મરક્ષાર્થ વ્યાકુળ થઇ પડયા, મહારાજની હત્યાનો જાલિમસિંહનેતા છે એમ સઘળાએ જાણ્યું. બેનશીબ યશકર્ણ નિર્વાસિત થઇ જયપુરમાં દીલગીરામાં સમય કહાડવા લાગ્યો, તે માનવની સ્વાર્થપરતાનો વિચાર કરતાં

રાજ પ્રતિનિધિને એવી રીતની અસંખ્ય આફતો સામે લડવું પડયું, રાજકુમાર ઉમેદસિંહનો રક્ષક હોઈ તેણે એક પણ ક્ષણ આફત ભોગવ્યા વિના કહાડયો નથી. તેના પ્રચંડ પ્રતાપે ઈર્ષ્યાવાળા થઇ કોટાના સઘળા સામંતો તેના સર્વનાશ માટે તૈયાર થયા, પણ તેઓની તૈયારી સફળ થઇ નહિ. સંવત ૧૮૩૩ ના વર્ષમાં દેવસિંહના અધઃપાત પછી ત્રેવીશ વર્ષ ઉપર એક દુર્ધર્ષ સરદારે જાલિમસિંહના પ્રાણ નાશના માટે પ્રયાસ કર્યો, તેનું નામ બહાદુરસિંહ, મોશાંઈ નામના નગરમાં તેની ભૂમિસંપતિ, તેની વાર્ષિક પેદાશ દશહજાર રૂપીઆની હતી. રાજપ્રતિનિધિની કુટિલ નીતિના પ્રભાવે જે સઘળા સરદારો, પુરવાસીઓ અને રાજ કર્મચારીઓ પોતાની સંપતિથી વંચિત થયા હતા. તેઓ સઘળાએ બહાદુરસિંહના કીલ્લામાં આશ્રય લીધો. એ મોશાંઈ કીલ્લાના અંદર જાલિમસિંહનું અદ્દષ્ટ ચક્ર ધીમે ધીમે ફરતું હતું. તે સ્થળે ચાલતા પ્રપંચની ખબર કોઈને નહોતી. જાલીમસિંહના પ્રાણ સંહાર માટે સંકલ્પવાળા થઇ બહાદુરસિંહે, પ્રાણદંડાઇ આશામીઓની એક તાલિકા તઇયાર કરી. રાજપ્રતિનિધિનું તેના સઘળા પરિવારવર્ગના તેના બંધુનાં તેના મંત્રી લાલજીના નામ તેમાં હતા. ત્યારપછી એવું નિશ્ચય થયું જે જાલિમસિંહ જ્યારે રાજસભામાં જાય ત્યારે તેના ઉપર હુમલો કરવો

જાલિમસિંહને આ ષડયંત્રની ખબર નહોતી, પોતાના આત્મ સરથળનો ત્યાગ કરી કાયમના ઠોર પ્રમાણે કેટલાક શરીરરક્ષક સાથે તે રાજસભામાં જવા નીકળ્યો. કેટલેક દૂર ગયો, એટલામાં તેને વિષમ સંદેહ પડયો, સરદારો ષડયંત્રનું કામ છાનાઇથી કર્યું, પણ કોઈ વિશ્વાસઘાતકે તેઓના ષડયંત્રની ખબર જાલિમસિંહને આપી. જાલિમસિંહ એકદમ પ્રપંચને જાણી ગયો, ધીર અને ગંભીરભાવે પોતાના રક્ષણનો ઉપાય શોધવા લાગ્યો, તેના પરમબંધુ પંડિત લાલજીનું એક તુરંગ સેનાનુ દળ ઘણુંકરી તેની સાથે રહેતું, તેણે તે લશ્કરમાં છાનાઇથી કેટલાક સૈનિકો વધાર્યા, ષડયંત્રવાળા સરદારો કાંઈ જાણી શકયા નહિ, સુચતુર જાલિમસિંહે તે સરદારો ઉપર હુમલો કરવાને દળને હુકમ આપ્યો. તેનો હુકમ પાળવામાં આવ્યો. તે લોકોએ અસાવધાન સરદારો ઉપર હુમલો કર્યો. તે હુમલામાં અનેક મરાયા, કેટલાક કેદમાં આવી ગયા. બાકીના પલાયન કરી ગયા. બેન શીબ બહાદુરસિંહ પલાયન કરી ચંબલ નદીના તીરે રહેલ પતન શહેરમાં પહોંચ્યો, ત્યાંતેણે કીશોરીદેવના મંદિરમાં આશ્રય લીધો. પતન બુંદીનો અંતર્ગત પ્રદેશ હતો. ભગવાન કીશોરી સઘળા હારકુળનો અધિષ્ઠાતૃ દેવ હતો. બહાદુરસિંહે ધાર્યું જે જાલિમસિંહ તેને એવા પવિત્ર દેવાલયમાંથી લઈ જઇ શકશે નહિ, તેની તે ધારણા નિષ્ફળ નીવડી. જાલિમસિંહના રોષાગ્નિમાં ત્યાં તે પતંગવત પડી બળી મુઓ.

ભય પામી પલાયન કરેલા શત્રુના શોણિતથી હાથ કલુષિત કરી જાલિ-

# તૃતીય અધ્યાય.

રાજપ્રતિનિધિનુ રાજનૈતિક વિધાન, તેની પરરાષ્ટ્રનિતિ, રાજસ્થાનમા તેનો પ્રચડ પ્રતાપ અગ્રેજ ગવરમેટ સાથે તેનુ પ્રથમ સમધ બધન, કર્નલ મનશનનુ પશ્ચાદ પસરણુ, હૈલના હુલ્સર રાવનુ અદ્ભુત વીરત્વ અને આત્મોત્સાહ અગ્રેજને મદદ આપવાથી જાલીમ સિહ ઉપર હોલકરનુ વેર તો પણ કાગમા હોલકરનુ આવવુ નગરાક્રમણનો ઉદ્યોગ જાલીમ સિહ સાથે અપૂર્વ સમાગમ પરરાજ્યમા જાલીમસિહનો નીતિનુ પીડારી સેનાપતિ સાથે અમીરખા સાથે તેનુ કતા બધન ફ્રેગ્લીડ ઉપકથા જાલીમસિહની આક્રમણ નીતિ તેની સ્વદેશ નીતિ, ગજાનન અને એનુ ચરિત તેના તરફ જાલીમસિહનો વ્યવહાર, મની નિર્વાચન ફેઝ ૧૨ વિષ્ણુમહ પાણુ દલીનખા, મગાનો અવરોધ, ઝાલરાપાટનનગરની સ્થાપના નહેરાનખા

ધાતુક લોકોના તીક્ષ્ણ ખડગો જાલીમસિહના માથા ઉપર નિત્ય લટકી રહેતા હતા તોપણ રાજપ્રતિનિધિ જાલીમસિહે કોઇ વાર નજ કાર્યની અવહેલા કરી નહિ શીરીતે રાજ્યની આબાદી થાય શીરીતે પ્રજાકુળ સુખથી રહે રાજ્યમા શીરીતે શાંતિ થાય એ મઘળ ચિંતાથી તેનુ હૃદય વ્યાકુળ રહેતું હતુ

તેના પ્રદિપ્ત રાજ નૈતિક પ્રતિભા બળે નવી નવી ઉત્કૃષ્ટ નીતિઓ ઉન્મ ષિત થાતી વિદ્રોહી સરદારોની દુર્વૃત્તતાનુ દમન કરી તેણે રજપુત રાજાઓમા બળ સામ્ય સ્થાપવાનુ સુકરમ કર્યું કંટકેનવકંટકં એ તેનો મૂળ મત્ર હતો એક શત્રુનો સહાર કરવા બીજા શત્રુની મદદ લઇ તે બીજા શત્રુનો શીરીતે સ હાર કરવો એ બાબત જાલિમસિહ વિલક્ષણ રીતે જાણતો હતો મહારાજ રા રૂપસિહની હત્યા અને બે નશીબ યશકર્ણનુ નિર્વાસન, તેણે તે રાજ નીતિના આધારે કર્યું હતુ તે સઘળા મુશ્કેલી ભરેલા શત્રુના કામમા વિપદ સાગરને તરી ગયો હતો તેને વિપુળ સહાય બળ હતુ ખરૂ પણ તે સઘળા વિષયમા તેનો ઉપયોગ કરતો નહિ માત્ર પોતાનીજ બુદ્ધિ બળે ચાલે ત્યા સુધી કામ કરતો હતો એ રીતની મકૃષ્ટ નીતિ ઉદ્યોગી પુરૂષની અનલબનીય છે

રાજનીતિ શાસ્ત્રમા જાલમસિહ કેટલો કુશલ હતો, તે તેની કાર્યપ્રણાલી જોવાથી સહજ માલુમ પડે છે, તે જે સમયે કોટાના રાજ પ્રતિનિધિના પદે હતો, તે સમયે સમગ્ર ભારતભૂમિ શોચનીય અવસ્થામા હતી ભારતવર્ષમાં

ચારે દિશાએ રજપુતો નર હતા, અગ્નિજ્વાળા ફેલાઈ ગઈ હતી, કોટા રાજ્ય ભારત વર્ષના મધ્ય ભાગે અનેકાનેક સ્થાપીત એકેન્દ્રીભુત ભૂમિની ચારેતરફ લુટારા ચોરો યમ દૂતની જેમ ભટકતા હતા પણ કોઈ કોટાની અંદર પેસી શકત નહિ તે સમયે વિશાળ રાજસ્થાનના સઘળા રાજાઓ જાલિમસિંહની મંત્રણાને મૂલ્યવાન ગણતા હતા પ્રત્યેક રાજ્યમાં તેનો એક દૂત રહેતો હતો, તે માનવ ચરિત્ર સારી રીતે જાણતો હતો દેશ કાળ પાત્ર જોઈ વ્યવહાર કરવામાં જાલમસિંહ જેવો તે સમયે રાજસ્થાનમાં કોઈ રજપુત નહોતો મુકુટધારી નરપાળથી તે લુટારા પીંડારા સુધી હરકોઈની સાથે તેનો ધર્મ સબંધ હતો કોઈ તેને બાપ, કોઈ તેને કાકો અને તેને મોટો ભાઈ કહી બોલાવતા હતા તે સ્વભાવથી કેટલાક સ્વભાવ ઉદ્ધત અને ગર્વિત હતો અને પણ કાર્ય સિદ્ધિના માટે તે બેહદ અવનત અને વિનયી હતો પાન મધુર વ્યાખ્યાનથી નુશાનુ, સુમિન સઘળા મોહીત હતા તે પોતાના ધારેલા કાર્યનો ઉદ્ધાર કરી લેતો જાલમસિંહ શત્રુને ક્ષમા આપતો નહિ તેમ કરવામાં પુષ્કળ નાણાનો ખર્ચ અને શોણિતપાત થાતો તેથી તે અધીર થાતો નહિ તેનું ચરિત્ર સ્વભાવથી કપટતા પૂર્ણ અને ચતુરતામય હતું પ્રતિદ્વંદ્વી અને પરસ્પર વિપક્ષી રાજાઓને તે મધ્યસ્થ હોવાથી, તેને કપટતા અને પ્રપંચનો આશ્રય લેવો પડતો હતો ઇ સ ૧૮૦૬-૭ માં જોધપુરના વિરૂદ્ધે જે એક સમિતિ સ્થપાઈ તેમાં તેને ત્રણ દળની મનુસ્તુતિ કરવાની ફરજ પડી હતી પ્રત્યેકની સાથે તેનો ધર્મ સબંધ હતો પ્રત્યેક તેની મદદના પ્રાર્થી હતા, એ રીતની અવસ્થામાં નિરપેક્ષ ભાવે રહેવું અસંભવિત હતું પણ કપટી જાલમસિંહે એ અસંભવિત વ્યાપારને સંભવિત ગણ્યો તેના દૂતો સઘળા રજવાડામાં હતા તે પ્રત્યેક વિષયમાં વિશેષ મનોયોગિતા દેખાડવા લાગ્યો તેથી કરી સઘળા તેને મધ્યસ્થ જાણવા લાગ્યા છેવટે સઘળાએ વિસ્મય સાથે જોયું જે "જાલિમસિંહ કોઈને મદદ આપનાર નીકળ્યો નહિ" જાલિમસિંહની પરરાષ્ટ્ર નીતિનું પુંખાનુપુંખ વર્ણન કરવું આ સ્થળે નિષ્પ્રયોજક છે, ઇ સ ૧૮૦૩ના વર્ષમાં જે ઘટના બની તે બ્રીટીશ ગવર્મેન્ટ સાથે સર્વ પ્રથમ એક અભિનવ સબંધ સૂત્રે તેને બાંધી લીધો તે ઘટનાનું આલોચન કરવાથી તેની પરરાષ્ટ્ર નીતિનો અનેક વિષય જણાઈ આવે છે

કરનલ મનસન હોલકર ઉપર હુમલો કરવા, પોતાની સેના સાથે, જે સમયે મધ્ય ભારતવર્ષમાં ઉતર્યો ત્યારે કોટાના અધિપતિએ બ્રીટીશસિંહનું રણ ..... અને અગ્ર નૈપુણ્ય અનેક ..... તેને ખાદ્ય વીગેરેની સહાય આપી તેને સારી રીતે ઉત્સાહિત કર્યો પણ મહારાષ્ટ્રીય વીરના પ્રચંડ પરાક્રમથી પરાહત થઇ બ્રીટન વીર તેના સૈનિકો સાથે પલાયન કરી કોટામાં આવ્યો તે સમયે.

કોટાના રાજ પ્રતિનિધિ પાસેથી કોટામા વસવાની ગત સેનાની તેને ફરજ પડી હતી તેણે નગરમા આશ્રય લેના કોટારાજ પ્રતિનિધિને કહેવરાવ્યુ ચતુર રાજપ્રતિનિધિએ રાજ્યશ્વરે કહેવરાવ્યુ જે " કેટલાક પલાયન કરી જયેલા સૈનિકોને લઇ અમારા રાજ્યમા અરાજકતા અને અશાંતિ કરવા તમારૂ વસવુ યોગ્ય નથી શહેરના કોટની નીચે તમારી સેનાને રાખો હુ તેઓની ખાદ્ય દ્રવ્યની યોજના કરી શકીશ અથવા હુ મારા સેનાદળ સાથે તમારા શત્રુના હાથમા પડી હુ તેઓનુ તમારા ઉપરનુ કઠોર આક્રમણ વ્યર્થ કરીશ " મનશનને જાલિમસિંહની વાત ઉપર ભરોસો આવ્યે નહિ તે પલાયન પરાયણ થયો, પુષ્કળ પીડા ભોગવી અસખ્ય સૈનિકોનો નાસ કરાવી. છેવટ તે લોર્ડ લેકના આશ્રય તળે ગયો. સેનાપતિ મનશને પોતાની ભીરૂતા અને અકર્મણ્યતા ઢાંકી રાખવા માટે પોતાના પરાજયનુ કારણ બીજા ઉપર ગણવા, ચેષ્ટા કરી અને અમ્લાનવદને કહ્યુ જે સઘળા આશામીઓએ શત્રુઓ સાથે ષડયત્ર કરી મારી વિપક્ષતાનુ આચરણ કરેલ છે તે આશામીઓમા કોટાનો રાજપ્રતિનિધિ પ્રથમ અને પ્રધાન છે, લોર્ડ લેકે આગળ પાછળનો વિચાર નકરવા તે મિથ્યા વાદીના વચન ઉપર ભરૂસો રાખી તે વાત સાચી માની કર્નલ મનશનના પ્રાણ રક્ષક માટે કોટારાજ્યના કેટલાક નાણા ખર્ચાયા તે બ્રીટીશ સરકારે જોયુ નહિ

જાલિમસિંહનો દોષ શુ ! મનશન પરાસ્ત થઈ પલાયન કરી ગયો તેના માટે શુ ! જાલિમસિંહ જવાબદાર ? બીજુ મનશને પોતના દોષના ક્ષાલન માટે જાલિમસિંહના ઉપર સઘળા અપરાધ આરોપિત કર્યા પણ તે કોટા રાજ પ્રતિનિધિની તેને મદદ ન મળત તો સુકુંદરના પર્વત માર્ગમા તેના પ્રાણ જાન સદેહ વિના મનશનના વચનનો ભરોસો રાખી લોર્ડ લેકે જાલિમસિંહ સાથે અસદ વ્યવહાર કર્યો મનશનના જીવિત રક્ષણ માટે કોટા રાજ્યના પુષ્કળ નાણા અને શોણિત ખર્ચાયા છે એમ મહાત્મા ટોડ સાહેબ વીગેરે કબુલ કરી ગયા છે ઉદાર ચરિત સત્યપરાયણ મહાનુભાવ ટોડ સાહેબે કહેલ છે જે " પરાજીત મનશનના મિથ્યા વાક્ય ઉપર અંધ વિશ્વાસ રાખી જો કોઈ કોટાના ઉપર દોષારોપ કરવા ચાહે છે એક વાર તે કેના મન્દારના પવિત્ર સાધન ક્ષેત્ર સુકુંદરા ગિરિ માર્ગમા શુ ટ્રેડ વ્યાપાર જુઓ, જ્યા ચબલ નદીના ઉત્તરન સ્થળે તે સાહસિક રજપુત વીરે પ્રિમેય હાર સેના લઇ ભીમ પરાક્રમ મહારાષ્ટ્રીય સેનાથી કર્નલ મનશનનુ રક્ષણ કર્યુ વળી બીજા હાર રજપુતોની સેના મનશનની મદદે આવી હતી પણ પોતાની કાપુરૂષતાથી અને ભીરૂતાથી મનશન હોલકરની સેના જોઇ પલાયન કરી ગયો

તે પવિત્ર ચબલ નદીના સરતભૂમે કેવા સરદાર જે કીર્તિસ્થળ વિરાજે

દુર્ધર્ષ અને અર્થ ગ્રધ્નુ મરાઠાની ઉત્કૃષ્ટ દૃષ્ટિ અતિક્રમ કરી જાલીમસિંહ શાથીને કોટાનું રાજ્યસુશૃંખલ ભાવે ચલાવવા સમર્થ થયો. એ પ્રશ્ન સઘળાના મનમાં ઉદય પામે ખરો પણ રાજનિતિ વિશારદ અને માનવ ચરિત્રજ્ઞ જાલીમસિંહનો શાસન પ્રણાલીના વિષયનો વિચાર કરવાથી તે વાત સહજે સમજાય તેમ છે. મહારાષ્ટ્રમાં જે શ્રેષ્ઠ પંડિત હતા તેઓને જાલીમસિંહ હમેશ પાસે રાખતો હતો. તેઓ મહારાષ્ટ્રીય કૂટનીતિ કોટારાજ પ્રતિનિધિને સર્વદા સમજાવતા હતા. એ સિવાય તેણે અર્થદ્વારા સિંધીયા અને હોલકરના બે મંત્રીઓને વશ કર્યા હતા, તેઓ પોતાના ધણીની સઘળી યોજના જાલીમસિંહને છાનાઇથી જાહેર કરતા હતા. તેથી તે મહારાષ્ટ્રીય રાજનીતિ સહજે સમજી જાતો. લુટારાનો અધિપતિ મીરખાં નેઓનો એક પ્રધાન સહાયકારક હતો તેને પણ જાલીમસિંહે અર્થદ્વારાએ ફુટવ્યો હતો કોટામાંથી તે લુટારાના અધિપતિને દારૂગોળા અસ્ત્રશસ્ત્ર યા નવા વાહન વીગેરે મળતુ હતુ. જ્યારે તેના સૈનિકો વેતનના ભાવે તેને દુઃખ દેતા ત્યારે કોટા તરફથી તે નાણાની મદદ મોકલતો હતો. મીરખાંના પરિવાર વર્ગના ભરણપોષણ માટે જાલીમસિંહે તે શીવગઢ આપ્યો. તેમાથી જે પેદાશ થાતી તેથી તે પોતાનું નિર્વાહ ચલાવતો હતો.

ચતુર જાલીમસિંહના કૌશલ અને સદવ્યવહારથી પીંડારી લોકો પણ વિમોહિત થયા. તે તેઓને સજ્જન યોગ્ય સમાન આપતો. તેઓની શીલતાથી અભ્યર્થના કરતો તેઓના અનેક સેનાની તે કોટા રાજ્યમાં ભૂમી સંપતિ તેણે આપી. તેનું દ્વાર સઘળી શ્રેણિના લોક માટે કાયમ ખુલ્લું રહેતું. મેવાડ અને મારવાડના સરદારો નિર્વાસન દંડે દંડિત થઇ જાલિમસિંહનો આશ્રય મેળવતા. તેથી કરી નિર્વાસિત સરદારનો રાજા આ જાલિમસિંહ ઉપર સંપૂર્ણ રૂષ્ટ રહેતો હતો. આશ્રય પામેલા સરદારોને આશ્રય આપી જાલિમસિંહ સંતુષ્ટ થતો એટલું જ નહિ પણ તેઓને તેઓના ધણી સાથે મેળવવા ચેષ્ટા કરતો હતો. ઘણું કરીને તેનો ઉદ્યમ તે કામમાં સફળ થાતો એ માટે સઘળા તેને "અધિકર્તા„ નામે બોલાવતા.

તેની આત્મરક્ષિણી અને પરઘાતિની નીતિ સરખી કૌશલમય હોઇ, સમાન ફળ પેદા કરીશકી નહિ. એક નીતિથી તેણે સઘળા સમયમાં જય મેળવ્યો. બીજાથી કોઇ કોઈ વાર પરાજય વિપુલ અર્થનું પુષ્કળ નુકશાન તેણે ભોગવ્યું. મેવાડે તેનું કૌશલ જાળ છેવટે તોડી ફોડી નાખી કોટાને અંધકુપમાં નાખ્યુ. તેમાંથી નીકળવા હવે કોટાને અનેક દિવસો લાગશે ગરસીકની ગજધાની ઉપર અકસ્મત પડવાથી જાલિમસિંહે વિચાર્યું જે તે જલ્દીથી હસ્તગત થાશે. પણ તેના સઘળા

કીર્તિ અક્ષુણ્ણ રાખવા ઝાલરા પાટણ નામના એક નગરની સ્થાપના કરી. વળી શુદ્ધ કોટાની ચારે તરફ જુદા જુદા કીલ્લા સ્થાપ્યા, એ સઘળા કીલ્લાથી કોટા ભારત વર્ષમાં દુર્જેય થઇ પડયું છે. જાલિમસિંહ પ્રિયતમ અનુચર દલીલખા સાથે એટલો સ્નેહ રાખતો હતો, જે દલિલખાંના મૃત્યુની પૂર્વે પોતાના મૃત્યુની કામના કરી બોલતો હતો, જે "મારૂં એવું સૌભાગ્ય કયાથી જે હું દલિલને જીવતો જોઈ મરૂં," મહેરાબખાં પ્યાદાની સેનાનો નાયક હતો, તેના કૃશ કૈશલે તેના તાબાના સીપાઇઓ વિશેષ યુદ્ધ વિશારદ થઈ પડયા. તેઓ પ્રતિમાસે, 'વીશ રોજ' એટલે વીશ દિવસે પગાર પામતા



એમ કરવાથી જાલિમસિંહને અનેક લોકોએ રાજદ્રોહી કહ્યા, એટલુંજ નહિ પણ સ્વદેશદ્રોહી અને ભારત કલંક કહ્યો પણ આ સ્થળે તે વિષયનો વિચાર પૂર્વક સમાલોચના થાય, તો તે રાજનીતિજ્ઞ પુરૂષ જાલીમસિંહ, એવાં વિશેષણને લાયક નહોતો. ઇશ્વરાશીર્વાદે લાબુ જીવન ભોગવી જાલીમસિંહ અંગ્રેજોના અનુષ્ઠાનની સારી રીતે અનુશીલન કરી જોવા પામ્યો જે દિવસે ચતુર કલાઇવે પલાસી યુદ્ધમાં જય મેળવી પૂર્વ ગગનમા અંગ્રેજનુ ભાવી ગૌરવનુંબીજ વાવવા પામ્યો, તે દિવસથી તે લોર્ડ લેકના અવસાન પર્યંતના દિન સુધી બ્રીટનનું સઘળું કાર્ય વૃત્તાંત કોટાના રાજ પ્રતિનિ, જાલીમસિંહના નખદર્પણમા પ્રતિફળિત થયુ તે કાર્ય વૃત્તાંતને જોઈ જાલીમસિંહ એક એક કાર્ય, બ્રીટીશસિંહની બધુતાનું કરવા લાગ્યો. તેણે જાણ્યું જે અંગ્રેજોનું દમન થાય તોપણ ભારતવર્ષ તેના કબજામા આવશે નહિભારતવર્ષ કોઇ દિવસ પોતાની રક્ષા કરીશકે તેવું થાશે નહિ. આજ અગ્રેજનો ઉધમ વ્યર્થ થશે તો બીજી કોઇ પાશ્ચાત્ય જાતિ ભારત વર્ષમાં અધિપત્ય સ્થાપશે. જે મોગલો એક દિવસ ભારતવર્ષનું સાર્વભૌમ રાજ્ય ચલાવતા હતા. આજ તેના વંશધરો પ્રભાત નક્ષત્રની જેમ પ્રતિદિન ભાવે સમય કહાડે છે. જે મહારાષ્ટ્રીયના અગ્નિત્ત ભુજ બળે એકવાર સઘળો ભારતવર્ષ આલોડિત થઈ ગયો હતો. આજે તેનાં સતાનો રાજનીતિની અવમાનના કરી કેવળ લુટારાનું કામ કરે છે. રાજસ્થાનના રજપુતો આજ આશ્રયહીન. અને સાધારણ પિંડારાના ભયે ભય પામે છે ત્યારે ભારતવર્ષ હવે યત્રણામય જીવનમાથી છુટશે. યુક્તિ વિશારદ જાલિમસિંહે, ભારતવર્ષનું ભાગ્યપટ જોઇ ખાત્રી કરી હતી જે અગ્રેજ સિવાય ભારતની અશાંતિ અને અરાજકતા દૂર કરવાકોઇ સમર્થ નથી. એવા વિચારથી તેણે લોર્ડ હેસ્ટીંગ્સ પાસે સહુથી પહેલો દૂત મોકલ્યો. તેણે અંગ્રેજની સાથે એકતા સૂત્રે બંધાઇ તેઓનો ભવિષ્ય ઉન્નતિમાર્ગ નિષ્કંટક અનેસાફ કરી આપ્યો.

કેટલાક બોલેછે જે જાલિમસિંહે સ્વાર્થ સાધવા માટે અગ્રેજ સાથે મિત્રત્વ બાંધ્યું. પોતાના મતનું સમર્થન કરવા માટે તેઓ કહે છે જે, જે દિવસે અંગ્રેજોએ રજપુતોને યુદ્ધ માટે બોલાવ્યા. તે સમયે જાલીમસિંહનો વયઃક્રમ એંશી વર્ષનો હતો. તે પોતાના પુત્રોનું ભવિષ્યરાજ્ય વિચારી બહુ ઉદ્વિગ્ન રહેતો હતો. વિશાળ રાજસ્થાનને મંત્ર મુગ્ધ કરી, એટલા દિવસ જે અખંડિત આધિપત્ય ચલાવી શક્યો, તે આધિપત્ય તેના પુત્રો હાથમા રાખી શકશે. તેઓની એવી બુદ્ધિ હતી જે બીજાની મદદ સિવાય તેઓ તે આધિત્ય અક્ષુણ્ણ રાખી શકે તેમ નહોતું. તેથીજ એવા વિચારે જાલિમસિંહે અંગ્રેજ સાથે એકતા બંધન

વિષણુસિંહ, કિશોરસિંહથી ત્રણ વર્ષે નાનો હતો તે પણ કિશોરસિંહના જેવો શાંત, ધર્મપ્રિય અને રાજપ્રતિનિધિનો વિશેષ અનુરક્ત હતો પૃથ્વીસિંહની ઉમર ત્રીશ વર્ષની હતી તેનો સ્વભાવ ઉગ્ર અને ઉદ્ધત હતો ખરા રજપુતોની જેમ તેનુ મન યુદ્ધ તૃષ્ણાથી ઉત્કંઠિત હતુ કોટાની હાલની રાજપ્રણાલી તેને પહેલેથી પસંદ નહોતી તે જાણી શકયો હતો જે ચતુર જાલિમસિંહે તેઓને કબજામા નાખી તેની અભિષ્ટસિદ્ધિ કરશે પિતાની વર્તમાન અવસ્થામા જાલિમસિંહના પૃથ્વીસિંહે દુર્વ્યવહાર સહન કર્યા પણ હવે મહારાજ ઉમેદ સિંહના પરલોકવાસ પછી પૃથ્વીસિંહ જાલિમસિંહને જોઈ લેવા દૃઢ પ્રતિજ્ઞા વાળો થયો તેણે પ્રતિજ્ઞા કરી જે ગ્લાનિકર પરાધીનતામાથી છુટવુ નહિ તો મરણ પામવુ હવે તે પોતાની પ્રતિજ્ઞા પાળવાનો સુયોગ જોતો હતો એટલી વાત સુખની હતી જે ત્રણે ભાઇઓ પરસ્પર મનુગત અને અનુકુળ હતા તેથી પૃથ્વીસિંહની વાસના ખરી આવી નહિ

જાલિમસિંહના બે પુત્રો મધુસિંહ અને ગરધનદાસ ગરધનદાસ ઉપર જાલિમસિંહનો અતિવ સ્નેહ હતો મધુસિંહની સાવેસમાન તેણે ક્ષમતા આપી હતી મધુસિંહનો [illegible] વયક્રમ સડતાલીશ વર્ષનો હતો તેનામા બુદ્ધિશાલિતાનુ એક પણ લક્ષણ નહોતુ

મહારાજ ઉમેદસિંહે જાલિમસિંહના તે બે પુત્રોને નાન આશ્રય આપ્યો વળી રજપુતો સાથે તેઓનો કોઇ રીતનો વિવાદ ચાલતો તો ઉમેદસિંહ, મધુસિંહ અને ગરધનનો પક્ષ પકડતો હતો ઇ સ ૧૮૧૭મા જ્યારે જાલિમસિંહ, સંઘર્ષ કાળમા કોટાને છોડી પોતા નગરમા છાવણી નાખી રહયો હતો ત્યારે મહારાજ ઉમેદસિંહે, મધુસિંહને ફોજદારની પદવી આપી હતી ફોજદાર તે સમયે સઘળી સેનાની પરિચાલના કરતો અને તેને પગાર આપતો તે રીતે ફોજદાર મધુસિંહના હાથમા તે બન્ને કામો સોંપાયા, સેનાને પગાર આપવામા જે પુષ્કળ નાણુ અપાતુ તેમાથી તે આમોદપ્રમોદ કરવા લાગ્યો મધુસિંહનુ એ ગૌરવ જોઈ રજપુતોના મનમા ઇર્ષાભાવ ઉત્પન્ન થયો

ગરધનદાસનો સ્વભાવ, મધુસિંહના સ્વભાવથી વિપરિત તે મધુસિંહ કરતા ઓગણીશ વર્ષ નાનો હતો, તે સમયે તેનો વયક્રમ અતાવીશ વર્ષનો હતો તે સ્વભાવથી ચતુર તીવ્ર ઉદ્ધત અને સાહસિક હતો, મધુસિંહ જેવો તે વૃથાગર્વિત વિલાસપ્રિય અને કાપુરૂષ નહોતો, તેનામા પુરુષત્વ અને ન્યાયાનુરાગ હતો તેથી રાજકુમારો તેના ઉપર વિશેષ પ્રીતિ રાખતા હતા ગરધનદાસ જાલિમસિંહનો

૩૫ પતાથી ૧૧ થયન

વાર્દ્ધક્યનો પુત્ર હતો એટલે તેને તે વિશેષ સ્નેહપાત્ર હતો કિશોરસિંહ અને પૃથ્વીસિંહ સાથે તેની ગાઢ મિત્રતા હતી એકુનોની મહારાવ ઉપર ધ્યાન આપવુ તે સમયે પ્રધાનનુ કામ હતુ ગન્ધનદાન તે પદે નિમાયો જે પદે નિમાઇ તે ઘણા નાણા આપતો તથા લેતો હતો તેથી કરી તેના પાને પુષ્કળ પૈસો થયો

ગન્ધનદાન અને મધુસિંહ પરસ્પર પ્રતિદ્વન્દ્વિ હતા બન્નેના વચમા દારુણ વૈમનસ્ય આવતો હતો મધુસિંહ ગન્ધનદાનને જાજ કહિ નિંદતો હતો વળી સમયે સમયે તે નિન્દાય તેવી વાતો પણ તે તેને કહેતો હતો બન્નેના વચ્ચમા દારુણ સમરભાવ ચાલ્યો જાલીમસિંહે નિતિ વિશારદ હોઇને પણ પોતાના પુત્રોના શિક્ષણમા ધ્યાન આપ્યુ નહિ જેથી જાલિમસિંહને વિષમ પરિતાપમા પડવુ પડયુ

કોટા રાજ્યની એવી અવસ્થામા ઇ સ ૧૮૧૯ના નવેમ્બરમા મહારાવ ઉમેદસિંહ પરલોકવાસી થયો મહારાવ ઉમેદસિંહના પરલોકવાસ ઉપર જાલિમસિંહ ગાગરોણ નામના નગરમા પોતાની છાવણીમા હતો મહારાજના મૃત્યુના સમાચાર સાંભળી છાવણી છોડીને એકદમ રાજધાનીમા આવ્યો, મહારાજની અન્ત્યેષ્ટિ ક્રિયાનુ કામ સારી રીતે થાય અને કોટાના સિંહાસને કિશોરસિંહ અભિષિક્ત થાય એમ તેનો હેતુ હતો

એ સમયે બ્રીટીશ પોલીટીકલ એજન્ટ મારવાડ થકી મેવાડ રાજ્યમા જતો હતો ત્યાંમા તેને કોટા રાજપ્રતિનિધિનો પત્ર મળ્યો, જેથી મહારાવ ઉમેદસિંહના મૃત્યુના સમાચાર તેણે જાણ્યા, પત્ર પામી તેણે કંપની બહાદુરને એક પત્ર લખ્યો જેના ઉત્તરમા ઉદયપુરમા જઇ તેણે રાહ જોઇ, બ્રીટીશ ગવર્મેન્ટની અનુમતિ પામી પોલીટીકલ એજન્ટ કોટામા આવ્યો, કોટામા આવી જોયુ તો જાલિમસિંહ, રાજધાનીથી એક માઇલ દૂર છે, પણ તેનો પુત્ર મધુસિંહ મહેલમા રહી મોટી ધામધૂમ કરી રહયો હતો તે સમયે કિશોરસિંહ અને તેના ભાઇઓ પીહાના અદર હતા, પૃથ્વીસિંહ અને ગન્ધનદાન નવા રાજા પાસે રહી પોતાની મંત્રણા આપી તેને ચલાવતા હતા વિષ્ણુસિંહ દૂર હતો, તેની સાથે તેઓને સનનો મેળાપ નહોતો રાજપ્રતિનિધિ જાલિમસિંહ ઉપર વિષ્ણુસિંહની વિશેષ પ્રીતિ જોઇ તેને તેના ભાઇઓ વિશ્વાસઘાતક કહેતા મહેલના તેના વિરૂધ્ધે જે રચતો ત્યાના તે બાબતમા ચતુર જાલિમસિંહ કઇ જાણતો નહિ

મહારાજ ઉમેદસિંહના મૃત્યુ પછી જાલિમસિંહ વિષમ પીડાગ્રસ્ત થયો દારુણ ચિંતાના અવિરત દશનથી તે દુઃખ પીડિત રહેતો ને એવે દુઃખી થઇ ગયો હતો જે દુઃખના વિષય જાણવાની તેના મનની તાકાદ નહોતી

એક તરફ વૃદ્ધાવસ્થા, બીજી તરફ રોગનુ આક્રમણ, તેની પીડાની વૃદ્ધિ થઈ તેની રોગ પીડા વૃદ્ધિ ઉપર પૃથ્વીસિંહ અને ગરધનદાસના મનમા જુદીજુદી, આશાનુ પ્રાણ ય જાગી ઉઠ્યુ તેઓએ જાણ્યુ જે, હવે વિધાતા તેઓ ઉપર સુપ્રસન્ન થયો જાલિમસિંહ પરલોકગામી થશે મધુસિંહને સ્થાનાતરિત કરી રોગમા સુખથી અને સ્વતંત્રતાથી દિવસ નીકળશે, એવી રીતના જુદીજુદી જાતના મોહન મ ત્રે ઉત્સાહિત થઈ પૃથ્વીસિંહ અને ગરધનદાસ ખાનગીમા પોતાના ઉદ્દેશ સાધવા તત્પર થયા, પણ તેઓની સ્વાર્થ સિદ્ધિમા બાધા આવી પડી કારણ કે થોડા સમયમાજ જાલિમસિંહ તદુરસ્ત થયો તોપણ તે નિરાશ થયા નહિ પુત્રોના મોટો પ્રપચ પણ જાલિમસિંહ જાણી શકયો નહિ છેવટે બ્રીટીશ એજટે તેને જાહેર કરી સમજાવી કહ્યુ જે " તમે જાણતા નથી જે તમારા બે પુત્રો એક બીજાના વિરૂદ્ધે ખડગ લઈ પરસ્પરના પગમા કુઠારાઘાત કરે છે ગરધનદાસ, મહારાવ કિશોરસિંહ અને રાજકુમાર પૃથ્વીસિંહને મળી જઈ મધુસિંહને રાજ પ્રતિનિધિના પદથી ભ્રષ્ટ કરવા મહેનત કરે છે જો તેઓનો ઉદ્યમ સફળ થાય તો તમારે ભાગે અનિષ્ટ છે તમે મોટા પરિશ્રમે જે પ્રભુત્વ સ્થાપ્યુ છે તે તમારી સાથે ચિતાનળે બળશેજ "

એજટના વાક્યો સાભળી સુચતુર જાલિમસિંહ સમજી ગયો તેને ઘણા અને વિશ્વાસ દૃઢ થયો જે તેના મૃત્યુ પછી તેણે મેળવેલી આબરૂ અક્ષુણ્ણ રહેશે નહિ તેથી ભય શુ ? દો દડ પ્રતાપવાન બ્રીટીશ ગવરમેટ તેનો મિત્ર હતો તેનાજ આનુકૂલ્યથી બ્રીટીશ ગવરમેટ ભારતવર્ષમા પ્રભુતા સ્થાપન કરીશકીછે હવેશુ તે તેને છોડી દેશે ? જાલિમસિંહને ખાત્રી હતી જે કપની બહાદુર તેને અસમયે છોડી દેશે નહિ બ્રીટીશ એજટ તેને સાત્વના વાક્યથી સુખી કરવા લાગ્યો મહારાજ કિશોરસિંહને પ્રાર્થના કરી મધુસિંહને રાજ પ્રતિનિધિના હુદ્દાએ રખાવવા તેણે પ્રતિજ્ઞા કરી ન્યાયના વિરૂદ્ધે અન્યાયને આશ્રય આપવો ? ધર્મના વિરૂદ્ધે અધર્મને ઉત્સાહ આપવો ? ન્યાયના માથા ઉપર અન્યાયને સિંહાસન આપવુ ! કપની બહાદુરનીએ કેવી રાજનીતિ ? કપની બહાદુરના અમલદાર જાણતા નહોતા જે મધુસિંહને રાજ પ્રતિનિધિની પદવી મળવાથી રાજકુમારો અધિનતાની નાગળે બધાઈ જશે, ત્યારે જાણી બુઝી કપનીના અમલદારોએ શામાટે અધર્મને આશ્રય આપ્યો સ્વાર્થની પાસે શાસ્ત્ર ધર્માધર્મ કાઈ રહી શકતુ નથી તેમ કરવામા કપની બહાદુરના અમલદારોનો એક સ્વાર્થનો ગુઢ ઉદ્દેશ હતો કિશોરસિંહ સાથે મધુસિંહનો ઓવવા આવવાનો વ્યવહાર બધ થયો રાજકુમારે કોટાના બાર બધ ગણી પોતાના ષડયત્રને સફળ ઉતારવા મહેનત કરવા લાગ્યા જાલિમસિંહ વિષમ સકટમા પડયો તેઓને સલાહ સપથી મળી

જવાનું રહ્યાને બ્રીટીશ એજંટે કહ્યું. પણ કિશોરસિંહે તેના કહેવાનો કોઇ પણ બાતનો આદર કર્યો નહિ પહેલાથીજ બ્રીટીશ ગવર્નમેંટ ઉપર તેનો વિશ્વાસ નહોતો, તેણે એજંટની વાત ઉપર દૃષ્ટિપાત કર્યો નહિ જ્યારે તેણે સમજ્યું જે બ્રીટીશ ગવર્નમેંટ ઝાલિમસિંહનું પ્રભુત્વ અક્ષુણ્ણ રાખવા તૈયાર થયેલ છે, ત્યારે બ્રીટીશ ગવર્નમેંટ ઉપરથી તેનો સંપૂર્ણ વિશ્વાસ ઉઠી ગયો બ્રીટીશ ગવર્નમેંટના જાણવામાં હતું જે ઝાલિમસિંહ કોટાનો ખરો પ્રભુ છે, અને કોટાનો મુકટધારી રાજ સતારાના મરાઠા જેવો અને દિલ્હીના મોગલ રાજાના જેવો દેખાવ માત્ર ધારી રાજા છે

ઝાલિમસિંહનો મનોરથ સિદ્ધ થયો નહિ. તેણે જોયું જે પૃથ્વીસિંહ અને સરૂપનદાસ જ્યાં સુધી કિશોરસિંહ પાસે રહેશે ત્યાંસુધી મહારાવ તાબે થઇ શકશે નહિ પોતાની અભિષ્ટસિદ્ધિ કરવા ઝાલિમસિંહે કોટાના કીલ્લાને ઘેરો ઘાલ્યો તેને એવો વિશ્વાસ હતો જે ખાદ્ય દ્રવ્ય ખુટી જવાથી કિશોરસિંહ દરવાજા ખુલ્લા કરી દેશે, ખરેખર તેની રીતેજ થયું, જ્યાં સુધી ખાદ્ય સામગ્રી પહોંચી ત્યાં સુધી કિશોરસિંહે દરવાજા ઉઘાડયા નહિ. છેવટે નિરૂપાય થઇ, કીલ્લો છોડવાનું મુકરર કર્યું તે સમયે પાંચસો સવારો તેની મદદમાં હતા તેમાં ઘણો ખરોભાગ હાર રજપુતનો હતો પોતાની પ્રજાની રાજભક્તિ ઉપર વિશ્વાસ રાખી તે પાંચસો સવારો લઇ મહારાજ કિશોરસિંહ, કીલ્લાના બાર ખુલ્લા કરી બહાર આવ્યો તની ગતિ રોકવા સામાવાળા શત્રુઓની કોઇ રીતની આશા નહોતી એટલે તે પોતાના દળબળ સાથે આફત વિના નીકળી ગયો

થોડા સમયમાં કોટારાજનું વિવરણ એજંટના કર્ણગોચર થયું, તે ઝાલીમસિંહની છાવણી તરફ જલદીથી ગયો થોડા સમયમાં છાવણીમાં આવી તેણે જોયું જે છાવણીમાં ચારે તરફ ગડબડાટ સૈનિકો ત્રસ્ત ભાવે અહીં તહીં ફરેછે તેણે ઝાલિમસિંહની મુલાકાત લઇ તેને કહ્યું " હવે તમે અનર્થ નિવારવા શું ઉપાય યોજો છો " ઝાલિમસિંહની તે સમયની અવસ્થા સંકટાપન્ન હતી શું કરવું તે ધારવામાં તે વિમૂઢ બની ગયો હતો એજંટનો પ્રશ્ન સાંભળી તેણે કહ્યું ' આ ક્ષણે હવે હું પ્રાગ રાજનો અનુગત થઇ તેની સેવા કરીશ " ઘણીના વિરૂપે ઉતરી જીવીત કલંકીત કરવા કરતા નાથદ્વારમાં જઇ શ્રીનાથજીની સેવામાં તત્પર રહેવું હું યોગ્ય ધારૂં છું. ઝાલિમસિંહના એવા રાજભક્તિ વાળા વચનો સાંભળી બ્રીટીશ એજંટ પુષ્કળ આનંદિત થયો તેની પાસેથી વિદાયગિરી લઇ તેણે રાજ પાસે જવા પોતાનો ઘોડો ચલાવ્યો, રાજધાનીથી છમાઇલ દૂર રંગબાડી નામના ગામ રમાનિશોરસિંહનું મુકામ હતું, રાજા ત્યાં એક બાડીમાં રહેતો હતો એજંટનારોજ

તે વાડીમાં ગયો. વિષમ મનોભંગ હતો તોપણ રાજકુમારો શિષ્ટાચાર અને વિનયને ભુલ્યા નહિ. એજંટને તેઓએ આદરથી ગ્રહણ કર્યો. એજંટે નિર્દિષ્ટ આસન ગ્રહણ કર્યું ત્યાર પછી થોડા સમયે રાજા અને સરદારોને 'સુમિષ્ટભર્ત્સના કરી તે બોલ્યો " તમે સહુ જાણ્યા વિના ભ્રમમાં પડયા છો, રાજ્યનો ઉપકાર થાશે એમ મનમાં લાવી જે વિષમ માર્ગ પકડયો છે તેથી તમારૂં અભિષ્ટ સિદ્ધ થાશેજ નહિ, તેથી તમે સહુ વિપદમાં આવી પડશો. બ્રીટીશ ગવરમેંટ તમને શત્રુમાં ગણશે. એટલે હજુ પણ સમય છે જે લીધેલો માર્ગ છોડી દ્યો ? ત્યાર પછી તેણે રાતાચોળ નયન કરી ગરધનદાસને કહ્યું. " પિતૃદ્રોહી ભ્રમાંધ જુવાન ! તું રાજાનો સર્વનાશ કરવા તૈયાર થયો. જે પિતાથી તું આ જગતમાં આવ્યો તેનાજ વિરૂધ્ધે તેં તલવાર ઉંચી કરી, હવે તારાથી કોનો ઉપકાર થાશે. તારા થકી ઉપકાર થાશે એવું રાજાના મનમાં હોય તો તેના મનની તે વાત ભ્રમાત્મક છે. " એજંટની વાત પુરી થઇ નહિ એટલામાં ગરધનનું મુખ મંડળ ગંભીર થઇ ગયું. તેના બે નેત્રો લાલચોળ થઇ ગયાં. તેના હોઠ ફડફડવા લાગ્યાં. દાંત ઉપર દાંત દાબી એજંટ તરફ ભયંકર ભ્રુકુટી ફેંકી પોતાની તલવાર મીયાનમાંથી બહાર કહાડવા તે તત્પર થયો. સાહસિક બ્રીટીશ એજંટે તેનું તે કાર્ય તુચ્છ ગણ્યું. તે રાજા તરફ ફરી બોલ્યો " મહારાવ ! અમારી પ્રાર્થના અગ્રાહ્ય કરશો નહિ. હજુ પણ સમય છે હવે મારી સલાહ નહિ ગ્રહણ કરો તો છેવટે તમને પરિતાપ કરવો પડશે. ત્યારે તમારી કોઈ વાત ગ્રાહ્ય થાશે નહિ. તે માટે હું બોલું છું જે હજુ સમય છે. હાલ પણ તમારા માટે અનુકુળ દ્વાર ખુલ્લું છે, એ દ્વાર એકવાર બંધ થયું કે ફરી ખુલ્લું થાશેનહિ.તમો મારી વાત ઉપર કર્ણપાત કરી તેનો અમલ કરશો તો હું તમારા મંગળના માટે પ્રાણ આપી ચેષ્ટા કરીશ. મારૂં એક નિવેદન એવું છે જે રાજ–પ્રતિનિધિની સત્તા તમોએ છીનવી લેવી નહિ. મેં તેની સત્તા અક્ષુણ્ણ રાખવા પ્રતિજ્ઞા કરી છે, કિશોરસિંહ વિચારમાં પડયો. જુદી જુદી જાતની ચિંતામાં વ્યાકુળ હોઈ તે, તે સમયે કોઈ પણ નિશ્ચિંત કરી શકયો નહિ. તેના મનની અસ્થિરતા જોઈ એજંટ ચિત્કાર કરી બોલ્યો. " મહારાવનો ઘોડો જલદી તૈયાર કરો ! સંભ્રમથી તેનો હાથ પકડી એજંટે કહ્યુ " ઉઠો ? તમારો ઘોડો તૈયાર છે. કિશોરસિંહ એજંટ સાથે જઈ પોતાના ઘોડા ઉપર ચડયો, ચડતી વખતે એજંટે કિશોરસિંહને કહ્યું " તમારે મને હવે બંધુ ગ્વાફક ગણવો " બન્ને પોત પોતાના ઘોડા ઉપર બેશી રંગવાડીમાંથી નીકળ્યા.

રાજાની સૈના સામંતથી પરિવૃત થઈ મહારાવ કિશોરસિંહ અને બ્રીટીશ એજંટ એકઠાજવા લાગ્યા. રસ્તામાં કાંઈ વાતચીત ચાલી નહિ. તેઓ કીલ્લામાં

પાછા ફેરા, એજંટ સાહેબે ઘણું પરાણું છેડ્યું ન્હોતું. છેવટે મહારાજને મિરા-
સને બેઆની તે ધીર અને પ્રધાન સાથે બોલ્યો મહારાજ આપના મંત્રીશિવાય
હું અમંગળની ચિંતા કરતો નથી. મારી એટલી ઇચ્છા છે કે આપ બ્રીટીશ
મુરીતિજી આશ્રય તળે સુખથી સમય કહાડો. આપને ગીખાનજીની એ વાત
બોલ્યા વિના ચાલે તેમ નથી. હાલ જેવો સમય છે તે સમયાનુકૂળ નીતિ પક-
ડયાં વિના આપ નિરવિઘ્ને રાજ્ય ચલાવી શકશો નહિ, રાજપ્રતિનિધિના ઉપર
આપ હવે શત્રુતા રાખી શકશો નહિ. મેં પ્રતિજ્ઞા કરી છે કે ગમેતે ઉપાયે
તેની સત્તા અક્ષુણ રાખવી. એટલે તેના ઉપર આપ સંપૂર્ણ વિશ્વાસ રાખો. ગર
ધનદાસને અને રાજકુમારને આપની પાસેથી અંતરિત કરો. ગરધનદાસને તો
દારાવતીમાંથી દૂર કરી દો નહિંતો આપનું મંગળ નથી. મહારાજ કિશોરસિંહ
એજંટ સાહેબનો અનુરોધ અગ્રાહ્ય કરી શક્યો નહિ. મે માસના મધ્યકાળમાં બે
વ્યાપારમાં સંઘટિત થયો. જુન માસમાં મેનકીખ ગરધનદાસ હિન્ડોલી નગરમાં
નિર્વાસિત થયો. રાજકુમાર પૃથ્વીસિંહ વીગેરેના ભરણપોષણ માટે સારો બંદો-
બસ્ત થયો. ભાઈઓમાં રાજા અને રાજપ્રતિનિધિ વચ્ચે મેળ થયો.

જેમ મોટા ઉત્સવમાં પુરવાસીઓ આનંદિત થાયછે, તે રાજા અને રાજપ્ર-
તિનિધિને એક જગ્યે જોઈ પુરવાસીઓ આનંદિત થયાં નગરમાં ઘેર ઘેર આનંદ
પ્રમોદ નૃત્ય ગીત વીગેરે થયાં રાજમહેલ લોકોથી ભરાઈ ગયો તે મોટી ભીડમાં
જાલીમસિંહ અને તેનો પુત્ર માધુસિંહ મહેલમાં આવ્યા રાજકુમારોએ મહ
રાજપ્રતિનિધિ પાસે માફી માગી ત્યારબાદ બધું આનંદથી વર્ત્યું

એ સુખમય વ્યાપાર પછી તે વર્ષના શ્રાવણ માસની આઠમે (ઈ. સ
૧૮૨૦ ઓગષ્ટની ૧૭ મી) વળી એક મોટો મહોત્સવ થયો તે દિવસે મોટી ધુમ
ધામથી મહારાજ કિશોરસિંહ પિતૃ પુરૂષની ગાદીએ અભિષિક્ત થયો બ્રીટીશ
રાજ્યના પ્રતિનિધિએ સહુથી પહેલા કિશોરસિંહના લલાટમાં રાજ્ય તિલક કર્યું.
તેના મસ્તક ઉપર તેણે મુક્તા મંડિત દિવ્ય મુગટ મુક્યો, વળી તેના ગળામાં રત્ન
હાર પહેરાવ્યો. તેનો કરેલ તેણે અનુયાયીઓને આનંદાશ્રુએ પુલકિત કર્યો.
હીરાના ઉચ્ચ પ્રદેશથી તોપોની ગર્જના થઈ. મહારાજે ઉપયુક્ત પ્રથા કર્તા
મહા માન્ય બ્રીટીશ એજંટને એકસો સોના મહોર નજર કરી

ત્યારપછી બ્રીટીશ એજંટે ભારતવર્ષના આનન્દમાં નજરાણે એક - માન
સૂચક પોશાક મહારાજ કિશોરસિંહને આપી ।

માધુસિંહ તે સમયે કોટાક ફોજદારના હોદ્દા ઉપર હતો, મહારાજ
કિશોરસિંહે તેને હવે રાજપ્રતિનિધિના પદે નીમ્યો. એ રીતે રાજ્ય નિ-

જે બાબતના લીધે કોટા રાજ્યમાં મોટી મોટી ગડબડ ચાલી હતી, તે તે બાબત નાશ પામી, તે મંગળોત્સવ વ્યાપારના અવસાને પણ બ્રીટીશ એજંટે કોટાનો ત્યાગ કર્યો નહિ, રાવ અને મધુસિંહ વચ્ચે દૃઢ પ્રીતી થાય, તેમ કરવા માટે તે કોટામાં વધારે દિવસ રહયો, ત્યારપછી છેવટે ત્યાંથી વિદાયગિરિ લીધી. આખરે સપ્ટેંબર માસની ચોથી તારીખે આવી રાજ સભામાં જોયું, તો વૃદ્ધ જાલિમસિંહ, અને મધુસિંહ બાધ વિના રાજકીય કાર્ય કરે છે, એજંટ તેઓનો સદ્ભાવ જોઈ પરમ આનંદિત થયો, તેણે તેઓની પાસેથી વિદાયગિરિ માગી, તેઓએ તેને વિદાયગીરી આપી આનંદ, આબરૂથી રહેવા લાગ્યા.

તે દિવસે, વૃદ્ધ રાજપ્રતિનિધિએ રાજ્યનાં શુભનાં બે કામ કર્યા; તેના મૃત્યુ પછી તેના પ્રાચીન વિશ્વસ્ત પરિચારક લોકો કોઈ રીતનું દુઃખ ન પામે તેના માટે તેણે એક સ્વત્વ પત્ર લખી રાખ્યું; તે દિવસે સઘળા પાસે તે મુકીને બોલ્યો, " મારો ઉત્તરાધિકારી આ સઘળાં પરિચારકને નભાવી ન શકે તો તેઓ સ્વાધીન ભાવે સ્વેચ્છાથી રહી શકે તેવું છે, " આ સર્વ આસ્વત્વ પત્રમાં તમે વાંચું જેણે સહી કરી, તેના કહેવા મર્મમાંથી મહારાજ કીશોરસિંહ, મધુસિંહ અને પોલીટીકલ એજંટે સહી કરી, જાલિમસિંહના તે કાર્યથી માલુમ પડે છે જે રાવ ઉપર તેની હજીપણ અખંડિત સત્તા હતી.

જાલિમસિંહનું બીજું કામ અધિક પ્રસિદ્ધ છે, તે કામથી તેણે કોટાના સર્વ સ્થળ દંડ રહિત કર્યા. એ નીચપ્રથા રાજસ્થાનમાં અનેક દિનથી ચાલતી હતી. તેથી કરી પ્રજા દારૂણ કારણારથી પીડિત હતી, જાલિમસિંહ તે પ્રથાવૃક્ષને ઉન્મૂલિન કરી સઘળાનો આશીર્વાદ ભાગી થયો. જાલિમસિંહે કોટાના સઘળા પ્રધાન નગરમાં એક સ્તંભ ઉભો કરી તેના ઉપર લખાવ્યું, "કોટાના રાજ્ય સર્વત્ર દંડ રહિત થયું આજથી કોઈ પણ રાજા કોઈ પણ પ્રતિનિધિ અથવા કોઈ પણ રાજ કર્મચારી તે પ્રથા ફરી પ્રચલિત કરી શકશે નહિ."



# પંચમ અધ્યાય.

ગરધનદાસનુ નિર્વાસન, માળવામા તેનો આવિર્ભાવ, તેથી કરી કોટારાજ્યમાફરીથી વિવાદારંભ સૈન્યનો વિદ્રોહ અને મહારાવ સાથે સમ્મિલન, રાજ પ્રતિનિધિએ કરેલો કોટાનો ઘેરો, મહારાવ અને તેના દળબળનુ પલાયન, બુંદીમા તેઓની અભ્યર્થના, રાજ પ્રતિનિધિના દળમા રાજકુમાર વિષ્ણુસિંહનુ આવવુ મહારાવ સાથે ભગી જવાની ગરધનની ચેષ્ટા, ચેષ્ટાની વિફળતા મહારાવનો બુંદીનો સંગ તેની સાથે સઘળાની સહાનુભુતિ. વૃંદાવનમા તેનું જવુ બ્રીટીશ ગવરમેંટના તાબાના પ્રધાન, પ્રધાને કેટલાક કર્મચારી સાથે ગરધનનો ષડયંત્ર તેઓની વિશ્વાસઘાતકતા, કોટામા કિશોરસિંહનુ આવવુ હાગીર લોકને બોલાવવુ સંધિપત્રના પરિશિષ્ટ અંશોનુ અનુશાસન રાજપ્રતિનિધિનું કષ્ટ, મધ્યસ્થના પકડવાનો રાવનો અસ્વીકાર તેનો ઉદ્ધારનો ઉપાય, બ્રીગેડ સેનાની યુદ્ધયાત્રા, રાજપ્રતિનિધિ સાથે સંયોગ, મહારાવનુ આક્રમણ, તેનો પરાજય અને પલાયન તેના ભાઇ પૃથ્વીસિંહનુ મૃત્યુ અદ્ભુત દ્વંદ્વયુદ્ધ, ક્ષમા ઘોષણા, હાર મરદારોનુ [illegible]ત પોતના ઘેર આવવુ, મેવાડના ભગવાન કૃષ્ણના મંદિરમા મહારાવનુ જવુ, તેને રાજ્યમાફરી લાવવાની યોજના, સંતોષજનક અવસાન અંતર્વિવાદની આલોચના, જાલિમ સિંહનુ [illegible] તેના ચરિતનું વિવરણ

ઉપર વર્ણવેલ સંઘર્ષ થકી જે અગ્નિ પેદા થયો. તેમાં બેનસીબ ગરધન દાસજ વિદગ્ધ થયો, તેથી તેણે પ્રાણ ખોયા નહિ, પિતાનો અભિસંપાત મોટા ભાઇનો આક્રોશ અને બ્રીટીશ ગવરમેંટનો વિદ્વેષાગ્નિ એકઠા મળી તેના માથા ઉપર વજ્રની જેમ પડયા તે જાહેરાત દિવસના ભાગમા સઘળાના રૂબરૂ રાજધાનીથી નિર્વાસિત થયો, ગરધનદાસ, જાલિમસિંહનો વાર્ધક્યનો પુત્ર–તે તેની સાથે અપૂર્વ સ્નેહ રાખતો, ગરધનદાસની મા ઉપર જાલિમસિંહનો અત્યંત અનુરાગ હતે, જે પુત્ર, પોતાના અધિક સ્નેહનો પાત્ર હતો તે પુત્રને કાયમના માટે રાજધાનીમાથી નિર્વાસિત થયેલો જોઇ, જાલીમસિંહનુ હૃદય કંપી ઉઠયુ, પુત્ર પિતાનો નોગળો કોણી હોય પુત્રે પિતાનો હજારો અપરાધ કર્યા હોય, તેથી શુ જન્મદાતા બાપ તેની વિપદનો ભાગીઓ થાય નહિ? સુકુમારમતિ ગરધનદાસનો એ કઠોર દંડ જોઇ જાલિમ સિંહના મનમા પુષ્કળ શોકનો સંચાર થયો. ગરધનદાસના વાસ માટે દિલ્હી અને આગ્રા બે સ્થળ મુકર્રર થયા તે બેમાથી ગરધનદાસ વાસ યોગ્ય પસંદ કરે ત્યા તે નિર્વાસિત થાય, ગરધનદાને, પોતાના વાસ માટે દિલ્હી પસંદ કર્યું, ત્યા તે

પોતાના પરિવાર સાથે ગયો મનોવેદનાની પીડાથી તે ત્યા પીડાવવા લાગ્યો, તે શહેરમા તે સ્વતત્રતાથી અહી તહી ફરવા લાગ્યો, ત્યાનો બ્રીટીશ કર્મચારી જરૂર પડે તેને કેટલાક અશ્વારોહી આપતો.

તે દૂરના દિલ્હી નગરના ગરધનદાસ ક્ષુબ્ધ અને વિષણ્ણ ભાવે રાત્રી દિવસ કહાઢવા લાગ્યો તે નિર્વાસિત થયો, તેથી અણુમાત્ર ઉત્સાહીત નહોતો, બમણા ઉત્સાહથી ઉત્સાહિત થઈ મત્ર સાધનમા તે તત્પર રહેવા લાગ્યો થોડા દિવસ સુયોગ આવી પડયો, ઇ સ ૧૮૨૧ મા માળવ પ્રદેશના ઝાલોપાર સામત રાજની એક જારજ કન્યા સાથે ગરધનદાસનો વિવાહ સબધ થયો, તે શુભ સબધ સપાદન કરી દેવા તેણે જાલોયા નગરમા જાલા રાજાની સમતિ માગી, રાજાની સમતિ મેળવી તે જાલોયા નગરમા આવ્યો વિવાહ કાળ સપન્ન ન થયો એટલામા કોટા તરફ ભાવી વિપ્લવના લક્ષણ જોવામા આવ્યા રાજધાનીમા ઘોર અશાતિ છાની રીતે વિરાજવા લાગી, જાલોયા બુદી અને કોટા વચ્ચે ષડયત્ર ચાલવા લાગ્યા, ચતુર જાલિમસિહને એ ગુપ્ત ષડયત્રના ખબર નહોતા, ક્રમે સઘળો વ્યાપાર પ્રકાશિત થયો, રાજધાનીમા વિદ્રોહનો સૂત્રપાત થયો જાલિમસિહ સાવધ થઇ વિદ્રોહીના તપાસમા ફરવા લાગ્યો

સેયફલી નામનો એક મુસલમાન તે કાળે રાજ્યવહનનો અધિનાયક હતો, રાજ સરકારમા તેણે ત્રીશવર્ષ ઉત્સાહથી નોકરી કરી તે વિશ્વાસી રાજાનુરક્ત અને વીર્યવાન હતો જાલિમસિહે જાણ્યુ જે સેયફલી તે ષડયત્રમા લિપ્ત છે બીજાલોકોનો તેવો વિશ્વાસ નહોતો, જાલિમસિહને તો તેના ષડયત્રમા અવિશ્વાસ નહોતો, પોતાનો સ્વાર્થ દૃઢ રાખવા તેણે રાજકીય સેનાદળમા અને કીલ્લામા પોતાની એક છાની લશ્કરની ટુકડી રાખી, તેણે એવુ કર્યું જે મહારાજ કીશોરસિહ સૈયફલી સાથે પત્ર વ્યવહાર ન રાખે કીલ્લામાથી સમાચાર લઇ જનાર પત્ર વાહકને જાલિમની રાખેલી ટુકડી પાસે થઈ જવુ પડે ! એવી રીતનુ કૌશલ પકડવાથી વૃદ્ધ જાલિમસિહે જાણ્યુ જે વિદ્રોહ દબાઈ જાશે, પણ તેમ ન થતા વિપરીત નિવડયુ, કિશોરસિહે જ્યારે જાણ્યુ જે સૈયફલી સાથે વ્યવહાર બધ પાડવા જાલમસિહે એક લશ્કરની ટુકડી મધ્યમા રાખી છે ત્યારે કીલ્લાથી ઉતરી જળપથે સેનાપતિ અને તેની વાહિનીને તેણે કીલ્લામા આણી તે ખબર જાલિમસિહના કાને આવ્યા, ત્યારે અધ રાજપ્રતિનિધિએ એક શિબિકામા બેસી એક સેનાદળ સાથે સેયફલી ઉપર હુમલો કર્યો

વિદ્રોહ કરનારની ચેષ્ટાઓ વિફળ જઇ વિદ્રોહિઓ બુદી રાજ્યમા પલાયન કરી ગયા જેઓ મહારાજ કિશોરસિહ સાથે મળી ગયા તે ભયકર ગડબડાટના સમયમા કાપુરૂષ વિષણસિહે જાલિમસિહનો પક્ષ પકડયો જાલિમસિહ અને કિશોરસિહના વચમા ઉઠેલો મોટો વિવાદ જોઇ બ્રીટીશ ગવરમેન્ટ વિષમ

રક્ષણ કર્યા પછી શા ઉપાયે બન્નેના ગાદીની રક્ષા થાય, તે બાબતમાં તે નિશ્ચય કરી શકી નહિ. છેવટે અધર્મની પ્રેરણામાં તે પ્રવૃત્ત થઈ. જાલિમસિંહના સ્વાર્થની રક્ષા કરી વિદ્રોહનું દમન થાય, તો દેશમાં શાંતિ થાય. વળી અંગ્રેજના અધિપત્યના સૂત્રની પણ રક્ષા થાય એવી રીતનો નિશ્ચય કરી બ્રીટીશ એજંટે બુંદીરાજા પાસે સમાચાર મોકલાવ્યા જે, "અગોત્રિય પલાયિત રાજાને આશ્રય આપી આપે આપની આતિથેયતાનો સારો પરિચય આપ્યો. મહારાજના અતિથી સત્કારમાં અમે બાધા આપી શકીએ તેમ નથી. પણ તેથી રાજ્યમાં શાંતિભંગનું કાંઈપણ કારણ પેદા થાશે અને રાજ પ્રતિનીધી જાલિમસિંહના વિરૂદ્ધે શત્રુના પ્રકાશ કરતા પલાયિત કોટારાજ આપના રાજ્યમાં લશ્કર એકઠું કરશે તો આપ વિદ્રોહિ દળના દાયી થાશો." નીમચ નગરમાં જે બ્રીટીશ સેના હતી તેના નાયક ઉપર એવો હુકમ ગયો જે ગરધનદાસ જો જહાજપુરથી બુંદીમાં આવવાની ચેષ્ઠા કરે તો રસ્તામાંથી પકડીને તેને અમારી પાસે લાવવો. તે ઉદ્યમમાં તેનું મૃત્યુ થાય તેમાં કોઈ પણ જાતની ક્ષતિ નથી. તેનો દેહ સજીવ હોય વા મૃત હોય તોપણ તેને બંદીની અવસ્થામાં લાવવો. એ હુકમ મેળવતા અંગ્રેજ સેનાપતિ દળ સાથે જહાજપુર અને બુંદીના મધ્યમાં છાવણી નાખી સાવધપણાથી ગરધનદાસની પ્રતિક્ષા કરવા લાગ્યો પણ ચતુર ગાલા વીર અંગ્રેજનો દુરભિસંધી જાણ્યો. બુંદીરાજનો તે કામમાં સંશય છે એમ જાણી ગરધનદાસે મારવાડ તરફ કુચ કરી. દુઃખનો વિષય એટલો કે તે ત્યાં પણ આશ્રય પામી શક્યો નહિ. ત્યારે બેનસીબ ગરધનદાસ દીલ્હિ નગરમાં ગયો. તે દીવસથી તેના ઉપર બ્રીટીશ કર્મચારીઓની તીક્ષ્ણ દ્રષ્ટિ પડી.

એ ઘટના પછી થોડા રોજ ઉપર મહારાજ કિશોરસિંહ પુણ્યમય વૃંદાવનની યાત્રાએ ચાલ્યો. તેના સ્વાભાવિક ધર્માનુરાગની ચિંતા કરી અનેકના મનમાં આવ્યું હતું જે શાંતિમય વ્રજધામમાં વૃંદારણ્યમાં પોતાના કુળદેવ વ્રજનાથજીના દર્શન કરી મહારાવ કિશોરસિંહ તે સ્થળેજ પોતાના જીવિતનો સમય કહાડશે અને સંસાર વ્યાપારમાં હવે નિર્લિપ્ત રહેશે. તે જે સમયે બુંદીમાં રહેતો હતો તે સમયે ત્યાંના પુરવાસીઓ તેને ધાર્મિક જાણતા હતા.

ચિત્ત વિનોદન વૃંદાવન અને પરમ પવિત્ર વ્રજધામમાં મંદીરે મંદીર ભમી મહારાજ કિશોરસિંહ ક્રમેક્રમે સંસાર સુખમાં વીતસ્પૃહ થઈ પડ્યો. તેના હૃદયમાં પરમાર્થ ચિંતા ક્રમેક્રમે ઉદ્દિપ્ત થવા લાગી. જયદેવની સુલલિત પદાવળીમાં કૃષ્ણ રાધીકાનું સ્વર્ગિય પ્રણય વિવરણ વાંચી તે કવિવર ચાંદભાટની રચેલી યોદ્ધાનુ વિરગાથા ઉપર કેવળ અનાદરવાળો થયો. એ ગ્રંથની દાસનમાં

કેટલોક સમય અતિવાહિત કરી મહારાવ કિશોરસિંહે કોટામાં આવવાનો વિચાર કર્યો. તે વૃંદાવન છોડી મથુરામાં આવ્યો. તેના વધતા વિરાગનું અધિકપણું જોઇ અનેકના મનમાં આવ્યું જે તે હવે અનર્થકર કલહ પરીવારમાં પડશે નહિ. વાજબી મહારાવનું મન વિષય વ્યાપારમાં વિતૃષ્ણ થઇ પડયું હતું. પણ ઉદ્ધત ગરધનદાસે તેને શાંતિ ભોગવવા દીધી નહિ. દીલ્હિ નગરમાં ગયા પછી તે તેજસ્વી ઝાલો વીર ખરેખરા કેદીની જેમ કેદમાં હતો. દીલ્હિમાં રહી કેટલાક સંભ્રમવાળા પ્રતિષ્ઠિત લોક સાથે પડયંત્ર કરી મહારાવ કિશોરસિંહને સિંહાસન ભ્રષ્ટ કરવા ચેષ્ટા કરતો હતો.

જેની સાથે ગરધનદાસ ચક્રાંત કરી કિશોરસિંહનું અનીષ્ટ કરવા જાતો હતો, તે લોકોએ આવી ચક્રાંતની સઘળી હકીકત કિશોરસિંહ પાસે કહિ. તેઓએ તેનો વિતરાગભાવ દુર કરી સ્વાર્થ સાધવાને તેને તત્પર કર્યો. ત્યારપછી કિશોરસિંહ સેનાબળ એકઠું કરવા લાગ્યો. દિલ્હી અને તેના પડખેના પ્રદેશના અનેક આશામીઓ આવી તેને મળ્યા. તે સઘળા લોકો સાથે તે કોટા તરફ ચાલ્યો. તેણે અડખેપડખેના રાજાઓને કહ્યું જે, "બ્રીટીશ ગવરમેંટની સંમતિથી હું રાજક્ષમતા ફરી મેળવવા કોટામાં જાઉં છુ." એ વાત ઉપર સઘળાને વિશ્વાસ આવ્યો. વળી તે સઘળા તેના કાર્યની સાફલ્યતા કરી દેવા તેના વાવટા નીચે એકઠા થયાં એ રીતે ડગલે ડગલે તેનું દળબળ વધતું ગયું. ઈ. સ. ૧૮૨૧ના વર્ષાકાળના શેષભાગે મહારાવ કિશોરસિંહના પક્ષમાં ત્રણ હજાર લોક ભળી ગયું. તે સૈન્ય સાથે તે ચંબલને ઉતરી પડયા. ત્યાંથી તેણે પોતાના રાજ્યના સરદારોને એ ઘોષણાનો પત્ર મોકલ્યો, "જો અધર્મના ગ્રાસમાંથી ધર્મની રક્ષા કરવા કોઇનો અભીલાષ હોય તો તેણે જલદી અમારો પક્ષ પકડવો." એ ઘોષણાપત્ર મળ્યું કે તરત જાલિમસિંહનો ત્યાગ કરી હાર સરદારાએ સ્વેચ્છાક્રમે કિશોરસિંહનો પક્ષ પકડયો. સઘળા મહારાવની સાથે મળી ગયા. એ સઘળા લોકને આદરથી ગ્રહણ કરી કિશોરસિંહ બોલ્યો, "બંધુઓ ! હું વિવાદ કરવા ચાહતો નથી યુદ્ધમાં હું ગુંથાવા ઈચ્છતો નથી. બ્રીટીશ ગવરમેંટે જે સ્વત્વપત્ર આપી આપણી સાથે મૈત્રીબંધને બંધાયેલ છે. કેવળ તે મૈત્રીબંધનની સાર્થકતા ચાહું છું.

એ રીતે એક માસ વહી ગયો. ત્યારપછી મહારાવ કિશોરસિંહે બ્રીટીશ એજંટને એક પત્ર લખી પોતાનો અભિપ્રાય જણાવ્યો. તે પત્રથી તો તેણે ન્યાયનું સંમાન રાખવા ચાહ્યું.

એ ભયંકર સંઘર્ષ કાળમાં દેશી વિદેશી સઘળું સૈન્ય પોતાના વૃદ્ધ પાળક કિશોરસિંહના પક્ષમાં આવી ગયું. જાલિમસિંહ, પોતાના પક્ષમાં થોડા લોકને જોઇ વિષમ શંકિત થયો. સઘળા ઉપર તેનો અવિશ્વાસ જન્મ્યો. ધર્મનો

ભાવી થઇ પડયું. અંગ્રેજ બંધુની સારી સલાહથી જ્યારે નીવેડો ન આવ્યો. ત્યારે તલવારથી નીવેડો આવશે, બ્રીટીશ ગવરમેંટે જાલીમસિંહનો પક્ષ પકડયો. ત્યાર પછી અંગ્રેજની સેના જાલીમસિંહની સેના સાથે ભળી જઈ રાજકીય સેના ઉપર ચાલી. કાળી સિંધુ નામની નદીના અપર પારે મહારાવ કિશોરસિંહ પોતાની સેના લઇ ઉભો હતો. જાલીમસિંહની સેના તે નદીના તીરે આવી તે સમયે વર્ષાકાળ કેટલાક દિવસના પ્રબળ ધારાપાતથી નદી બે કાંઠામાં પૂરથી છલકાઇ ગઇ હતી વિપક્ષ સેના તે નદી ઉતરી શકી નહિ. એ રીતે થોડા સમયનો વિલંબ થયો તે અરસામાં એજંટ મહારાવની પાસે ગયો. તેને સત્યપરામર્શ આપી, યુક્તિથી સમજાવી અનર્થકર યુદ્ધથી વિરામ પામવા તેણે કહ્યું. તેણે કિશોરસિંહને અનેક યુક્તિયો દેખાડી. તેણે તેની સાથે તર્ક વિતર્ક કર્યાં. પણ તેથી કાંઇ વળ્યું નહિ. યુદ્ધ કરવા મહારાવે દૃઢ સંકલ્પ કર્યો. ટાડ સાહેબે જ્યારે તેને સમજાવી કહ્યું " મહારાજ! આપ જોતાં નથી જે યુદ્ધથી આપનો પરાજય થવાની વિશેષ સંભાવના છે ? મહારાવે નિર્ભય ચિત્તે જવાબ આપ્યો, તે તો હું સ્પષ્ટ જોઉંછું. પણ આશા પિપાસામાં જલાંજલિ દઈ સંમાન અને પુરૂષત્વને રસાતળે ડુબાવી કોઇ નિશ્ચિંત બેસે અરો! મહાશય ! મેં બ્રીટીશગવરમેંટના તરફ શું અન્યાયાચરણ કર્યું છે. તે આ પ્રમાણે મારા ઉપર એવો અધર્મ ચલાવે છે. અંગ્રેજ રાજ અમારા શિરોમણિ અને આપ અમારા પરમ મિત્ર અને બંધુ "

સુયોગ પામી એજંટ સાહેબે કહ્યું " ત્યારે તમે અમારી વાત ઉપર વિશ્વાસ કેમ નથી રાખતા. ! અમારો અનુરોધ કેમ અગ્રાહ્ય કરો છો ! મહારાવના મંગળ , શિવાય હું કોઇ દિવસ અમંગળ ચાહતો નથી "

કિશોરસિંહે પોતાનો સંકલ્પ છોડયો નહિ. મહાત્મા ટાડ સાહેબનું એ સુવહૃભાવ પૂર્ણ વચન સાંભળી તેણે વિષાદ સાથે કહ્યું. એજંટ સાહેબ ! હું સઘળું સમજ્યો. મહારાજ ગુમાનસિંહે જે જાલીમસિંહને ફોજદાર પદે અભિષિક્ત કરી ગયેલ છે, આજ તેનો પૌત્ર તે ફોજદાર પાસે કેમ કરી પોતાના સંમાન ગૌરવને વેચી દે ! જયારે હારકુળમાં જન્મ થયો છે. ત્યારે તેના પૂર્વ ગૌરવ ઉપર શીરીતે જલાંજલિ આપું. પૃથ્વીમાં આવી, જયારે સંમાન જાય ત્યારે જીવવું વ્યર્થ છે. રાજા થઇ રાજક્ષમતા ન પમાય ત્યારે જીવવાનું પ્રયોજન શું ! આ ક્ષણે પ્રતિજ્ઞા કરૂં છું.જે સંમાન રક્ષા કરવી. નહિ તો યુદ્ધસ્થળે જીવ આપવો. "

છેવટે યુદ્ધ અવશ્યંભાવી થઇ પડયું. આજ રાજા અને રાજપ્રતિનિધિ પરસ્પરના શોણિતપાત કરવામાં દૃઢ નિશ્ચયવાળા થયા. સ્વાર્થ ભયાનક અનર્થવાળો છે ઇ. સ. ૧૮૨૧ ના અકટોબરના પહેલાં દિવસે અધરાજ પ્રતિનિધિનું સૈનદળ મહારાવ કિશોરસિંહ ઉપર હુમલો કરવા તત્પર થયું. જે સેના દળમાં પ્યાદાની

પલાયનકરી ગઇ બ્રીટીશ પલટન તેની વાનેપડી મહારાવ કિશોરસિંહ ઉપર હુમલો કરવા ઘોડા સ્વારોને હુકમ થયો તેજસ્વી મહારાવ કિશોરસિંહ કેટલાક હાર વીરોથી પરિવેષ્ટિત થઇ અકંપિત હૃદયે નદીના તે ઉંચા તટ ભૂમ ઉપર ઉભો રહયો. શત્રુ સેનાને પાસે આવતી જોઈને પણ તેનુ એક પણ રૂવાડુ હલ્યું નહિ, રણદક્ષ અંગ્રેજ સેનાની પાસે સઘળુ વ્યર્થ ગયુ.

બ્રીટીશ સેનાનું પુષ્કળ પૌરૂષ જોઈ કિશોરસિંહ અનુત્સાહિત થયો નહિ. તેની નાની સેના પણ લોહાના કોટ પ્રમાણે અચલ રહી તે જોઇ બ્રીટીશ યોદ્ધાઓ ચમકિત અનેવિસ્મિત થયા કિશોરસિંહની સેનાનો અચળભાવ જોઇ બ્રીટીશ યોદ્ધાઓના દીલમા ભારતવર્ષના સૈનિકોનું પુરૂષત્વ આવ્યુ. ટુકામા કિશોરસિંહના હાર વીરોએ પીઠ દેખાડી નહિ. તેઓના અવ્યર્થ સંધાને બે સાહસિક અંગ્રેજ યોદ્ધા તે સ્થળે પડયા. તેઓના વીર્યવાન સેનાપતિએ અતિકષ્ટે પોતાના પ્રાણની રક્ષા કરી. તેની પાસે રહી આદિલીએ આવી તેની રક્ષા ન કરી હત, તો તે સેનાપતિનો પ્રાણ જાતજ, બે યોદ્ધાને મારી નાખી અને સેનાપતિને ઘાયલ કરી શત્રુ સેના કેટલોકકાળ સ્તંભિતરહી ત્યારપછી મહારાજ કિશોરસિંહ રણસ્થલથી વિદાયપામ્યો તેણે પ્રતિજ્ઞા કરી હતી જે અંગ્રેજના ઉપર પોતાએ પહેલો હુમલો કરવો નહિ. તે પ્રતેજ્ઞા તેણે આજપાળી, તેનો રણસ્થલથીવિદાયગીરીનો ઉદ્યોગજોઇ હતોદ્યમ શત્રુ દળનુ સાહસ વધ્યું તેઓએ ફરીથી કિશોરસિંહ ઉપર હુમલો કર્યો કિશોરસિંહ તે સમયે એક મકાઇના ક્ષેત્રમા પેશી ગયો, કિશોરસિંહનો સંહાર કરવા ત્રણ બ્રીટીશ સ્વારો તે મકાઇના ક્ષેત્રમા પેઠા તેઓએ ગોળીનો વરસાદ વરસાવ્યો. જેમાંથી એક પણ ગોળી મહારાજ કિશોરસિંહ કે તેના માણસોને વાગી નહિ,

મહારાવ કિશોરસિંહના નાના ભાઇ વીર પૃથ્વીસિંહે તે યુદ્ધમાં મોટાભાઇ કિશોરસિંહને સારી મદદ આપી, પૃથ્વીસિંહનું હૃદય, રજપુતના પ્રકૃત ગુણગ્રામથી વિભૂષિત હતુ, વીરહત હારકુળમા જન્મી તેણે પૂર્વ પુરૂષનુ ગૌરવ ઉદ્ધાર કરવા પ્રતિજ્ઞા લીધી તે પ્રતિજ્ઞા પાળવા માટે પચીશ સ્વારો લઈ તે મોટાભાઇ કિશોરસિંહ સાથે મળ્યો, શત્રુની સાથેના યુદ્ધમા તેના ઘણા સહચર નાશ પામ્યા. તે પણ વિષમ રીતે ઘાયલ થયો, ઘાયલ થઇ તે એક ખેતરમા પડયો બ્રીટીશ સેનાના સૈનિકોએ તેને તે ખેતરમા દેખ્યો તેઓ તેને એક ડોળીમા નાખી તેઓની છાવણીમા લઈ ગયા તેની ઉપયુક્ત ચિકિત્સા થવા લાગી પણ ભાગ્યહીન પૃથ્વીસિંહ યુદ્ધના બીજાજ દિવસે મરી ગયો તેની ચિકિત્સા કરવામા ખામી નહોતી. પણ મૃત્યુકાળ પાસે આવવાથી હારબાર ચિકિત્સા નિષ્ફળ થઇ. પૃથ્વીસિંહનું હૃદય ઉંચુ અને સાહસે પૂર્ણ હતું મૃત્યુના પ્રાક્કાળે તે એક ઘડી પણ ભયે પામ્યો નહિ. જે કાળેમૃત્યુ કાળની કમળછાયા તેના સઘળા અંગ ઉપર પડી, ત્યારે

ત્યાર પૃથ્વીસિંહે આત્મને ધિક્કાર આપી. પાસે રહેલા એજંટ સાહેબને કહ્યું, ' સાહેબ ' હું મૃત્યુથી ભય પામતો નથી. હું મારી પ્રતિજ્ઞા આપવા રણસ્થલે પડયો. હવે મારે બચવાનો ઉપાય નથી, ગાધીન જીવન કહાડવું, રજપુતોના પક્ષમા વિડંબના લરેલુ છે ત્યાર પછી તેણે છાવણીની પાસેના એક આડતરફ આંગળી કરી કહ્યુ " સાહેબ મારૂ પાંચ ભૌતિક શરીર નાશ પામશે પણ મારો અનશ્વ પ્રેતાત્મા એ વૃક્ષ ઉપર રહી અમારા પિતૃ પુરૂષનું લીલાસ્થળ જોતો રહેશે " ત્યાર પછી પૃથ્વીસિંહે પોતાની તલવાર મુદ્રા માળા અને બીજા અલંકારો, એજંટના હાથમા આપ્યા, અને ધીરે ધીરે બોલ્યો " આ સ્થળે આપજ મારા પરમ બંધુ છો, આજથી આપ આ અલંકારોના અને મારા પુત્રના રક્ષક છો, આ ક્ષણે આપના તરફથી આશ્વાસ મેળવી હું સુખથી મરીશ, " સહાશય એજંટે મુમુર્ષુ રાજપુત્રને સારો આશ્વાસ આપ્યો.

તેજસ્વી પૃથ્વીસિંહ, ધર્મયુદ્ધમાં મુઓ નહિ, એક વિશ્વાસઘાતક મનુષ્યે તેને છાનાઇથી તેની પીઠમા ગુપ્ત માર્યું. પીઠથી વેધ કરી, તેશુલ તેના હૃદયમા નીકળ્યુ આઘાત પામી તેણે બાણ વિદ્ધ કેશરીની જેમ પછવાડે જોયું. પણ તેણે તે પાપાત્મા નરાધમને જોયો નહિ, તે આઘાતે હારવીર પૃથ્વીસિંહ ઘોડા ઉપરથી પૃથ્વી ઉપર પડયો. તેના મૃત્યુથી જાલિમસિંહ અને તેના ઉત્તરાધિકારીઓ નિષ્કંટક થયા

મહારાવ કિશોરસિંહ, મકાઇના ક્ષેત્રમાં પેશી થોડા સમયમાં અદ્રશ્ય થઈ ગયો મકાઈ એટલી ઉંચાઇવાળી હતી જે મહારાવ કિશોરસિંહનો હાથી તેમાં ચાલતો દેખાતો નહિ જે પદાતિક સેનાએ તેને મદદ આપી હતી. તે પલાયન કરતા ફ્રીટીશ જવાનોની સન્મુખે આવી. નિષ્ઠુર શત્રુઓએ તેઓના કટકેકટકા કર્યાં.

તે ભયાનક યુદ્ધમાં મહારાવ કિશોરસિંહ અને તેના નોકરોએ જે આત્મત્યાગ બતાવ્યો તે જોઈ શત્રુપક્ષના વીર પુરૂષો શ્રમક્રિત થયા. તે યુદ્ધમાં બે હાર વીરોએ જે પરાક્રમ બતાવ્યું તે પરાક્રમને જોઈ ખુદ મહાત્મા ટોડ પણ વિસ્મિત થયો તેણે કહ્યુ છે " ગ્રીસ અને રોમના પૌરાણિક ગ્રંથોમાં તે તે દેશના વીર પુરૂષોની જે વીરગાથા છે, તે વીરગાથા મેં વાંચી છે, તે બે હાર વીરો તે વીર ગાથાના વીરોના સમકક્ષ છે જે સ્થળે એ યુદ્ધ થયું તે સ્થળ અસમ અને પ્રવણહતું. તેના મધ્યમાં થઇ એક નાની નદી પ્રવાહિત, તે નદીની એક દિશાએ તેની તટભૂમિ પ્રવણ, બીજી દિશાએ તટ ભૂમિ એક મોટા કોટ જેવી ઉંચી. જાલિમસિંહની પદાતિ સેના દશશ્રેણીમાં વિભાગ પામી, તે ઉંચી તટભૂમિમાંથી નીકળી એટલામાં એક પાસેની ઝાડીમાંથી તેના ઉપર ગોળીનો વરસાદ વર્ષ્યો.

સઘળાઓ વિસ્મિત અને ચમકિત થયા, તેઓએ તે પર્વતની ગાળી તરફ નજર કરી. તેમ કરવાથી તેણે જોયું તેથી તેઓનો વિસ્મય બમણો વધ્યો, જાલિમસિંહના સૈનિકોએ જોયું જે બે યોદ્ધા ગાળીના માથા ઉપર ઉભા રહી ગોળીબહાર કરે છે. જાલિમસિંહના સેનાદળે બે મીનીટ નિસ્પંદ ભાવે તેના તરફ જોયું. યુદ્ધ માટે અનુમતિ મેળવી તેણે તે બન્ને યોદ્ધા ઉપર ગોળીઓ ફેંકી. વીશ પચીશ ગોળીઓ તેઓના ઉપર ગઇ તોપણ તેઓ એક ડગલું પણ ખસ્યા નહિ, શત્રુ સેનાની અસંખ્ય ગોળીથી તેઓને કાંઈ થયું નહિ, પણ તેઓના અવ્યર્થ સંધાને શત્રુઓના ઘણાં માણસો ભુમિશાયી થયાં, ત્યારે જાલિમસિંહની સેનામાંથી બે આશામીએ તોપ તૈયાર કરી. તોપના ગોળા ફેંકતા તે બન્ને વીર પુરૂષ ઉપર ચાલ્યા. પણ તેથી તેઓનું કાંઈ થયું નહિ, પણ સત્રુ સેના કમજોર થાતી ગઈ. છેવટે શત્રુ સેનાપતિએ તેઓના ઉપર અસ્ત્ર ફેંકવા પ્રતિષેધ કર્યો, તેણે પોતાના સૈનિકોને કહ્યું એવા માણસના પ્રાણ હરવા યુક્ત નહિ, ચાલો ? આપણે તેને પકડી લઇએ, વળી તેમાંથી કોઇની હીમ્મત હોય તો તેની સાથે દ્વંદ્વયુદ્ધ કરીએ શત્રુસેના માંહેથી બેરોહીલા સૈનિકો હાથમાં ખડક લઇ પર્વતની ગાળી ઉપર ચઢયા. બાકીના સઘળા મુંગા રહી ઉભા રહ્યા તે બન્ને વીરો, ગાળી ઉપર ચઢેલા રોહીલા સૈનિકો સાથે દ્વંદ્વયુદ્ધમાં ગુંથાયા; છેવટે દ્વંદ્વયુદ્ધમાં તે વીરો પડયા.

રજપુતો રાજભક્ત રાજાને તેઓ દેવની જેમ ગણે છે. રાજાના માટે તેઓ સર્વસ્વ ત્યાગ કરે છે. રાજભક્તિ તેઓની અસ્થિમજ્જામાં વિરાજે છે. મહારાજ કિશોરસિંહના સ્વાર્થ રક્ષણકાળે સઘળી હાર સમિતિમાં તે સ્વામિધર્મનું સંપૂર્ણ ચિન્હ જોવામાં આવ્યું. રાજક્ષમતાપહારી જાલિમસિંહના તાબામાં રહી કામ કરવાનું સઘળા રજપુતોના પક્ષમાં દુઃસહ હતું. નીતિજ્ઞ જાલિમસિંહે સઘળાને સંતુષ્ટ કર્યા પણ તે રાજભક્ત સરદારોને સંતુષ્ટ કરી શકયો નહિ. તેઓએ જાલિમસિંહનો ત્યાગ કરી, પોતાના રજપુત રાજાનેપકડયો.

તે ભયાવહ યુદ્ધ પછી તેઓએ કિશોરસિંહનું અનુગમન કર્યું. તેઓ પાર્વતી નદીના તીરે જઈ તેની સાથે રહ્યા નદીમાં તે સમયે નૌકા વિગેરે કાંઇ નહોતું. નદી તરી પારે જવાની સહુને ફરજ પડી. નદી તરીને તીરે આવ્યો. એટલામાં તેનો ઘોડો પૃથ્વી ઉપર પડી મરણ પામ્યો. ત્યારપછી મહારાજ કિશોરશિંહ પોતાના એક અનુચરના વાહન ઉપર બેઠો. અને ત્રણસો સવારો સાથે તે વઢોદરા નગરમાં પહોંચ્યો. બ્રીટીશ સૈનિકો તેની પાસે ગયા નહિ, એટલે કિશોરસિંહને થોડી ઘણી શાંતિ મળી.

વરદા નગરમાં થોડા રોજ રહી મહારાજ કિસોરસિંહ મેવાડ તરફ ચાલ્યો. તેના સઘળા ઉદ્યમ નિષ્ફળ ગયા. તેની સઘળી ચેષ્ટા વ્યર્થ ગઇ. તેની આશાઓ

ગળુ કાપી નાખ્યુ ત્યારપછી સઘળાએ જાણ્યુ જે તે પ્રતારક જયપુરની પ્રજા માહેલો આશામી

એ શોચનીય દૃશ્યનો અભિનય થઈ ગયા પછી મહારાવ કિશોરસિંહ પુણ્યમય નાથદ્વાર ક્ષેત્ર છોડી પોતાના રાજ્ય તરફ ચાલ્યો, વર્ષના શેષ દિવસે, રાજપ્રતિનિધિ બ્રીટીશ એજંટની સાથે કોટારાજ કિશોરસિંહના પ્રત્યુદ્ગમનના માટે બહાર નીકળ્યો આજ રાજાને પોતાના રાજ્યમા આવતો જોઈ કોટાની પ્રજા પરમાનંદે પુલકિત થઇ સઘળાએ મોટા હર્ષે તેની અભ્યર્થના કરી, તે શુભદીને શુભ ક્ષણે કોટાનો અધિપતિ મહારાવ કીશોરસિંહ પિતૃ પુરુષના સિંહાસને ફરી બેઠો ભાતૃદ્રોહી વિષણુસિંહ કોટાથી દશ કોશ દૂરે આતા નામના નગરમા જઈ રહ્યો મહારાવ કિશોરસિંહે તેની જાયગીરમા વધારો કર્યો

એ રીતે કોટાનુ પ્રચંડ તોફાન પ્રશમિત થયુ કોટાના દગ્ધ હૃદયમા શાંતિજળ રેડાયુ પ્રતિદ્વંદ્વીઓમા ફરીથી સુહૃદભાવ સ્થપાયો, સઘળાઓ અતીત ઘટના ઉપર જલાંજલી લઇ તે ભુલી જઈ સુખથી સમય કહાડવા લાગ્યા એ નવી મિત્રતા વધારે દૃઢ કરવા એજંટ સાહેબ કોટામા એક માસ વધારે રહયો તેના વિશેષ અનુરોધથી અને ઉદ્યોગથી અનેકનો બદ્ધમૂળ વિદ્વેષભાવ ઉન્મૂલિત થયો તેણે મહારાવ કિશોરસિંહ અને મધુસિંહની વચ્ચે સદ્ભાવ મટાડી દીધો મહારાવ કિશોરસિંહે સુહૃદભાવે મધુસિંહના ગળામા હાથ નાખ્યા મધુસિંહે કિશોરસિંહ પાસે ક્ષમા માગી, તેની સાથે શિષ્ટાચારથી વર્તવા લાગ્યો જે મધુસિંહ કિશોરસિંહનો ચિરશત્રુ હતો જે મધુસિંહ, કિશોરસિંહનો સર્વનાશ કરવા ચારે તરફથી ચેષ્ટા કરતો હતો, આજ તે મધુસિંહ અને કિશોરસિંહ બન્ધુભાવે ભેટયા કપટહૃદય જાલિમસિંહ પણ બહારથી આનંદ દેખાડવા લાગ્યો

વિષાદમય અતીત ઘટનાઓનુ એવી રીતનુ આનંદમય પરિણામ જોઈ, જાલિમસિંહ રાજધાની છોડી પોતાની છાવણીમા આવ્યો, અને સઘળા કોટા રાજ્યમા ફરી સઘળી પ્રજાને ખુશ કરવા તેણે મુકરર કર્યું, કેટલાક દિવસથી રાજ્યમા ફરવાની સઘળી ગોઠવણ થઇ, ત્યારપછી આધળો એંશી વર્ષનો રાજપ્રતિનિધિ જાલિમસિંહ કોટાના નગરે નગરે ફરવા લાગ્યો તેનો ઉદ્દેશ સપૂર્ણ રીતે સફળ થયો રાજ્યમા તેણે સઘળે શાંતિ કરી, વળી આગાદી કરવામ તેણે કસર રાખી નહિ, ભયંકર તોફાન અને બળવાથી કોટા રાજ્ય રસાતળે જવાની તયારીના હતુ તે કોટા રાજ્ય હવે સારી સ્થિતિમા ઉદ્ધાર પામ્યુ મહારાવ કિશોરસિંહ રાજકાર્યની સુખથી પર્યાલોચના કરવા લાગ્યા, સરદાર અને સામંતો પોત પોતાની જાયગીર ઉપદ્રવ વિના ભોગવવા લાગ્યા, પ્રજા નિશ્ચિંત્તે પોત પોતાની વૃત્તિ પકડી પોત પોતાનો આનંદથી નિર્વાહ કરવા લાગી, રાજ્યનુ મંગળકારી સઘળા બ્રીટીશ

ગવરમેંટને આશીર્વાદ દેવા લાગ્યા, તે ઘટના પછી જાલિમસિંહ પાંચ વર્ષ જીવ્યો. જે હૃદયે ઉંચી દુરાકાંક્ષાનીતૃપ્તિ માટે કોટા રાજ્યને મથી નાંખ્યું, તે હૃદય શાંતિભાવ પામી આલોકથી વિદાય પામ્યુ

જાલિમસિંહ પોતાના સંકલ્પને અસંપન્ન રાખતો નહિ. પચાશી વર્ષો તેના માથા ઉપરથી ચાલ્યા ગયા પણ તેણે એક મિનિટ પણ તેના કર્તવ્યની અવહેલા કરી નથી તેના અસાધારણ વિવેક જ્ઞાનમા જે એકવાર કરવા લાયક જણાઇ આવે તે તે સારી રીતે કરી દેખાડતો તે સારી રીતે જાણતો હતો, જે રજપુતોનુ રાજ્યાસન તરંગની પીઠ ઉપર સ્થાપિત છે જાલિમસિંહ કાર્યમાંથી ફારક થઈ સરદારો સાથે મૃગયાવ્યાપારમા રુધાતો હતો, છેવટે જે દિવસે તેની દષ્ટિ શક્તિ નાશ પામી તે દિવસથી તે ઘોડા ઉપર નહિ ચડી જતા પાલણીમાં ચઢી જાતો હતો

જાલિમસિંહ સર્વ શાસ્ત્રમા પારદર્શી હતો રાજનીતિ, સમાજ નીતિ, ધર્મનીતિ, પુરાતત્વ, શિલ્પ વાણિજ્ય અને કૃષિકાર્ય વીગેરેની વિદ્યામાં તેની અગાધ શક્તિ હતી જે સ્થળે એકવાર એક ઘાસનુ તરખલુ ઉગતું નહિ તે સ્થળે જાલિમસિંહની દષ્ટિ વિધાથી જમીન રસાળ થઇ સારી પેદાશ આપવા લાગી. રાજધાનીના પડખાના પર્વતની ટોચ ઉપર ખાડા ગાળી માટી પુરાવી તેમા અર-ગસ્તાન સિંહલ અને મહારાષ્ટ્રના ફળદ્રુપ ઝાડો મંગાવી રોપ્યાં, મલબારથી નાળી-યેરના ઝાડ, કાબુલથી અનારના ઝાડ, આગ્રાથી નારંગીના ઝાડ વીગેરે મંગાવી કોટમા તો બાગોમા રોપાવ્યા. એ સઘળા ફળાઉ ઝાડને પાણી પાવા ત્રીશહજાર રૂપીયા ખર્ચી તેણે કુવા ખોદાવ્યા જાલિમસિંહ ઉત્કૃષ્ટ અતર, ગુલાબજળ અને કેવડાનુ જળ ખેંચી શકતો હતો, તેના શાસનકાળમા કોટામાં બનેલી બંદુક બુંદીના અસ્ત્રશસ્ત્રને ધિક્કારતી હતી.

યૌવનાવસ્થામા જાલિમસિંહનો એક નિષ્ઠુર વિષયમા મોટો આમોદ હતો. તેને મલ્લ યુધ્ધ જોવાનો બહુ શોખ હતો, તે સઘળા મલ્લના હાથમાં વાઘનખ નામનુ એક અસ્ત્ર આપતો, તે મલ્લો તે અસ્ત્ર વડે મોટી પીડા પામી છેવટે પ્રાણ ત્યજતા હતા એવુ લોમહર્ષણ પાશવ યુધ્ધ જોઇ જાલિમસિંહ આલ્હાદિત થતો! બુંદીના રાજયોગી ઉમેદસિંહના વિશેષ ઉદ્યોગથી એ અધમ વ્યાપાર બંધ થયો.



# અંબર.

## પ્રથમ અધ્યાય.

---

અંબરનું પ્રાચીન નામ, કચ્છાવહની ઉત્પતીનું વિવરણ, રાજા નળે કરેલ નળાવળની પ્રતિષ્ઠા, સોરાવે કરેલ ધુંદરનુ સ્થાપન, તે સબધે એક વિચિત્ર ગપ્પ, ખોગંગના મીનરાજા ઉપર તેની વિશ્વાસઘાતકતા, નીર ગુર્જર સરદારની દુહિતાના સાથે વિવાહ, દોલારાયે રહેલ અંબરનું સીમવર્ધન, શેલરામે દોસગઢમા ફેરવેલી રાજધાની અને તેનુ વિવરણ, અજમેર રાજની દુહિતા સાથે તેનો વિવાહ, દોલારાયનુ ચરિત, મીનચેડો સાથે તેનુ યુદ્ધ અને મરણ, તેના પુત્રકુળે કરેલ ધુંદરનો જય, મૈકુલરાય તેણે કરેલ અંબરનો અને બીજા નગરનો જય, હુણદેવનો જય લાભ, કંકુલ પ્રુજનનુ સિંહાસનારોહણ. મીનજાતિ. દિલ્લીશ્વર પૃથ્વીરાજની બેન સાથે પ્રુજનનો વિવાહ, તેનુ યુદ્ધવીર્ય કનોજની રાજકુમારીના હરણમાં તેનો પ્રાણ વિયોગ, મેલીસિંહનો અભિષેક, ઉત્તરાધિકારીઓ, પૃથ્વીરાજે કરેલા અંબરના બાર ભાગ, તેનો ગુપ્ત વધ, વાહાર મલ, ભગવાનદાસ, જાહાંગીર સાથે ભગવાનદાસની પુત્રીનો વિવાહ, માનસિંહ તેનું પરાક્રમ, ચંક્રાંત અને મૃત્યુ. રાવભાઉ, મીરજા રાજા જયસિંહ, પુત્રના હાથે તેનું મરણ. રામસિંહ, વિષ્ણુસિંહ

---

અંબરનું પ્રાચીન નામ ધુંદર, હાલના યુરોપીયન વીગેરે સુધરેલા લોકો તેને જયપુર કહે છે. જયપુર અંબરની રાજધાની. બીજા રજપુત રાજ્યની માફક જયપુર પણ નાના નાના જનપદની માત્ર સમષ્ટિ, તે સઘળા જનપદોમાંથી ઘણા ખરા જનપદો પુરાકાળમીન લોકોના કબજામાં હતા. પરાક્રમ કરીને અથવા વિશ્વાસઘાતક કરીને કુશાવહ રજપુતોએ તે સઘળા હસ્તગત કર્યાં. એમ કહેવાય છે જે કુશાવહ વંશીય પ્રતાપશાળી એક રાજાએ, અગાઉના સમયમાં હાલના કાળિક ખેવા નીર શૈલ પ્રદેશની પાસેના સ્થળે મહાયજ્ઞનું અનુષ્ઠાન કર્યું. તે યજ્ઞગિરિનુ, નામ ધુંદર હતું. ઉપરથી તેધુંદર નામ પડયું.

ધુંધર પ્રદેશ પ્રાચીન કુશાવહ કુળનું લીલાસ્થળ. કુશાવહ રજપુતો, ભગવાન રામચંદ્રના પહેલા પુત્ર કુશથી પોતાની ઉત્પતિ ગણે છે, તેઓ કહે છે જે મહારાજ કુશે અથવા તેના કોઇ સંતાને પિતૃ પુરૂષની નિવાસ ભુમિ છોડી સોમનદના તીરે

યાચક બ્રાહ્મણ તે સ્થળે આવી પહોચ્યો અને તે વિચિત્ર વ્યાપાર જોઈ સ્નેહ સાથે તે બોલ્યો “ દીકરી ? ભય નથી ભય નથી તારો પુત્ર રાજ્યકર્તા થાશે, ભિક્ષુક વિપ્રનુ એ આશ્વાસ વચન સાભળી ઢોલારાયની માએ કહ્યુ “ દ્વિજવર ! દારુણ ક્ષુત્પિપાસામાથી જ્યારે મારી રક્ષા થાશે ત્યારે જ હુ તો પુત્રના ચક્રવર્તીપણાના સુખ જોઉ ના ! ભિક્ષુકે તેને ખોગાગ નગરનો રસ્તો બતાવ્યો

ત્યાર પછી રાજ મહિષી, તે કડીયો સાથે સુદ્રી પર્વત વેષ્ટિત ખોગાગ નગરમા આવી નગરના એક રસ્તામા મીનરાજની દાસી સાથે તેની મુલાકાત થઈ, તે તેની પાસે તેના કઠોર કલેશની બીના વર્ણવી બોલી, ‘ જો કોઈનુ દાસીપણુ કરી મારા બાળકની પ્રાણ રક્ષા હુ કરી શકુ તો હુ તેનુ દાસીપણુ કરવા સમ્મતછુ બેન ! તુ મને એવુ એક કામ ચીંધ ? એવી દયાજનક પ્રાર્થના મીનરાજની રાણીને કાને પહોચી તેણે તેને પોતાના આશ્રય તળે જગ્યા આપી, એકવાર ઢોલારાયની માને રાજાનુ ભોજન તયાર કરવા હુકમ મળ્યો તેણે ભોજન તયાર કરી સારૂ સ્વાદિષ્ટ કર્યુ મીનરાજ રાલુનસિંહ તે ખાઈ અત્યત તૃપ્ત થયો, આવુ સ્વાદિષ્ટ ભોજન જેણે કર્યુ, તેને તેની પાસે લાવવા તેણે આજ્ઞા આપી, હુકમ મળ્યોકે તરત ઢોલારાયની મા મીનરાજ પાસે હાજર થઈ, ત્યા તેણે તેની અનુમતિના અનુસારે પોતાનો સઘળો વૃત્તાત કહ્યો, સપ્રાત રજપુત નારીનો પ્રકૃત પરિચય મેળવી રાલુનસિંહે તેને પોતાની ધર્મ ભગિની અને ઢોલારાયને ભાણેજ કરી સ્થાપ્યો

મીનરાજની આશ્રય છાયામા ઢોલારાય પ્રતિદિન વધતો ગયો પછી પોતાની ચૌદમા વર્ષની ઉમ્મરે ધર્મપિતાના હુકમથી ભારતવર્ષના તે સમયના સાર્વભૌમ અધીશ્વર, દીલ્લીશ્વર ને વાર્ષિક કર આપવા રાજવાની દીલ્લીમા ઢોલારાય આવ્યો. ખોગાગ દીલ્લીનુ, તાબાના રાજ્ય ખોગાગ રાજરાલુનસિંહે, ઢોલારાયની બુદ્ધિમત્તા જોઈ, તે કર આપવા તેણે તેને દીલ્લીમા મોકલ્યો ઢોલારાય ભારતવર્ષની રાજ-ધાની દીલ્લીમા આવ્યો, ત્યા તે પાચ વર્ષ રહયો દીલ્લી નગરમા અને રજપુતો સાથે તેની મિત્રતા થઇ, અનેક રજપુતો તેના ઉપકારમા તત્પર થયા તે સઘળા રજપુત મિત્રો પાસેથી આશ્વાસ પામી ઢોલારાયે પોતાના સૌભાગ્યનો રસ્તો નિષ્કટક કર્યો તે ખોગાગ નગરમા પોતાની ગૌરવ પતાકા પોતે ઉભી કરી ખોગાગ રાજ રાલુનસિંહે તેનો બેહદ ઉપકાર કર્યો ઢોલારાય શુ તેહે એવો ઉપકાર ભુલી ગયો ? ઉપકાર ભુલી તેણે શુ તેના શોણીતમા હાથ ધોયા ! તેણે રજપુત કુળમા જન્મ લીધો, રજપુતોનો મૂળમત્ર ભૂમિલાભ એ મૂળમત્ર સાધવા રજપુતો ઘણાજ હલકા કામ કરે છે ઢોલારાયે આજ તે પ્રમાણે પોતાના મત્રનુ સાધન કર્યુ તેમ કરવામા વિશ્વાસઘાતકતા થઈ તેણે ઉપકારી રાલુનસિંહનો સહાર કરી ખોગાગ રાજ્યનો કબજો કરવા સકલ્પ કર્યો મીનરાજ દીવા

બીના દીવસે દશ નાથે એક પુષ્કરણીમા નહાતો હતો ઢોલારાય ત્યા પોતાના સૈનીકો સાથે રાહુનસિંહ ઉપર પડયો પુષ્કર નાણુનના લોહીથી સરોવરનું પાણી લાલ થયુ

વિશ્વાસઘાતકતા, કૃતઘ્નતા અને કાપુરૂષતાની મદદે પોતાનો હલકો ઉદ્દેશ સાધી તેણે પોતાના પગમશરણદાતા મીનકવિનો પણ સહાર કર્યો. તેના મનમા વિશ્વાસ આવ્યો જે બાણે પોતાના પ્રભુ મીનરાજનુ અનિષ્ટ કર્યું તે તેનું અનિષ્ટ કેમ નહિ કરે ! ત્યારપછી તે ઢોલારાય દેવશા જનપદમા ગયો તે જનપદ તે સમયે વીર ગુર્જર ગોત્રના રજપુતના તાબામા હતો ઢોલારાયે તેની પુત્રીનુ પાણીગ્રહણ કરવા ચાહ્યુ તેમા તે રજપુતે ઉત્તર આપ્યો, "તે શુ તે શી રીતે થઇ શકે ! આપણે બન્ને સૂર્યવશીય જુઓને હજી આપણી વચ્ચે સાત પેઢી પણ પુરી થઇ નથી તે રજપુતની ગણનામા ભુલ થઈ હતી તેણે વીચારી જોયુ તો માલુમ પડયુ જે ઢોલારાય સાથે તેની પુત્રી પરણી શકે ખરી ત્યારે વીર ગુર્જરે પોતાની દીકરી ઢોલારાયના હસ્તમા આપી વીર ગુર્જરને એક પણ પુત્ર પેદા થયો નહોતો જામાતાના ગુણે સતુષ્ટ થઈ તેણે પોતાનુ રાજ્ય પણ જામાતાને આપી દીધુ ઢોલારાયની રાજ્યશ્રીમા વધી તો પણ તેની તૃપ્તિ થઇ નહિ

ત્યાર પછી તેણે શીશે નામના મીનલોકને હરાવ્યા તે મીન લોકના રાજાનુ નામ રાવનાતો હતુ રાવનાતો માચા નામના નગરમા રાજ્ય કરતો હતો, રાવનાતાનો પરાજય કરી તેણે માચનગર કબજે કર્યું તે નગરમા તેણે પોતાનુ રાજપાટ ઠેરવ્યુ, ત્યાર પછી માચનગર રામગઢન નામે પ્રસિદ્ધ થયુ,

એ સઘળી ઘટના પછી થોડા દિવસે ઢોલારાયે અજમેર રાજની દુહિતા મારૂણીનુ પાણિ ગ્રહણ કર્યું એકવાર તે નવોઢા પત્ની સાથે ઝોબારી માતાને પૂજોપહાર દઈ પોતાના શહેરમા આવતો હતો એટલામા તે પ્રદેશના નવશા મીન લોકોએ એકત્ર થઇતેનો માર્ગ રોક્યો મીનલોકો અગીયાર હજાર હતા તેવિશાળ પાર્વતીય સેના સાથે ઢોલારાય યુદ્ધમા ઉતર્યો, અનેક મીનવીરો તેના હાથથી રણ સ્થળે પડયા પણ તે પોતાના પ્રાણની રક્ષા ન કરી શક્યાથી તે ત્યાજ તેણે પ્રાણ છોડયા મીન લોકોથી થયા ઢોલારાયની બદીની સેના પ્રાણભયે પલાયન કરી ગઈ મારૂણી પણ પલાયન કરી પ્રાણ રક્ષા કરી શકી તે કાળે તે ગર્ભવતી હતી, થોડા દિવસ પછી પુત્ર સતાનને પ્રસવ થયો તેનુ નામ કકુલ રાખ્યુ કકુલે, ઢુઢર પ્રદેશ જીત્યો તેના પુત્ર મૈકુલદેરે સુસાવત મીન લોક પાસેથી અબર પ્રદેશ છીનવી લીધો તે અબરમા મીનનો અધિપતિ રાવ લાભો વસતો હતો તે શીવાય નદણા મીનને હરાવી મૈકુલરાયે ઘણા પ્રદેશો અબરના ભેળવી દીધા

મેકુલરાવ પછી હુણદેવ અંબરના સિંહાસને બેઠો પોતાના પૂર્વજોની જેમ હુણદેવે પણ મીન લોક સાથે સમરાનલ સળગાવ્યો, તેનો ઉત્તરાધિકારી કુંતુલ હતો કુંતલ પોતાની રાજધાનીના પડખેના પાર્વત્ય પ્રદેશના મીન અધિવાસીઓ ઉપર પોતાનું અધિપત્ય ફેલાવવા સત્તાવાળો થયો, તે સમયે ભૂટવાર જન પદમાં એક ચોહાણ રાજા રાજ કરતો હતો. તેની પુત્રી સાથે કુંતલનો વિવાહ સંબંધ સ્થિર થયો. ત્યાર પછી કુશાવહ રાજ કુમારે ચોહાણ રાજકુમારીને પરણવા તૈયારી અને ગોઠવણ કરી તેની વિવાહ યાત્રાના દિવસે તેની મીન પ્રજાએ ચારે તરફથી આવી તેને કહ્યું રાજન અમે અગાઉનો વૃત્તાંત ભુલ્યા નથી, તમારા પિતૃ પુરૂષની વિશ્વાસ ઘાતકતા શોણિત અક્ષરે અમારા હૃદયપટ અંકિત થયેલ છે, આપ જ્યારે નગર છોડી દૂર જાઓ છો ત્યારે નીશાન નગારૂં અમને સોંપી જાઓ " તેજસ્વી કુતલ તેમ કરવા સંમત થયો નહિ મીણેન લોએ પણ હીધેલીજીદ છોડી નહિ તેથી બને દળ વચ્ચે એક ઘોર યુદ્ધ થયુ તે યુધ્ધમા મીન લોકો હારી ગયા. તેના અનેક સૈનિકો રણ સ્થળે પડ્યા. એ ઘટના પછી કુતલદેવ પોતાનું અધિપત્ય વિસ્તૃત પ્રદેશમાં વિસ્તારવા સત્તાવાળો થયો

કુતલ પછી સુમસિધ્ધ રાવ પૃજન અંબરના સિંહાસને બેઠો, રાવપૂજનનું પવિત્ર નામ આજ પણ રજપુતોના હૃદયમા વિરાજે છે મહા કવિ ચંદ બારોટની અમૃતમયી વર્ણતાના પ્રસ્તાવમા રાવપૂજન હજી પણ અમર થઈ બેઠો છે. કુશાવહ પૂજનનું મહનીય ચરિત અનુશીલન કર્યાના પહેલા આપણે પ્રયોજન વશે અંબરના તે સમયેના ભૌમિક અધિવાસીઓના વિષયની એક આલોચના કરવી ઉચિત છે.

ધુંદરના પ્રાચીન અને વિશુધ્ધ મીન લોકો તે કાળે પાચવડા નામે પ્રસિધ્ધ હતા, એ પાંચવડા કુળ પાંચ શાખામા વિભક્ત હતુ અજમેરથી તે યુમનાના પાસેના પ્રદેશ સુધી કાલી ખો નામે જે શૈલમાળા ચાલી જાય છે, તે શૈલમાળા પ્રાચીન પાચ વડાની આવાસ ભૂમિ,

તે વિશાળગિરિરાજના એક સ્થાને તેઓએ પોતાના કુળદેવી અંબાના સ્મ રણ માટે અંબર નગર સ્થાપ્યુ. અંબાદેવીને મીનલોકો ઘાટ્રાગણી કહેતા હતા, તે વિસ્તૃત પર્વત માળામા મીનના ખોગંગ, માચ વીગેરેમોટા નગરો પ્રતિષ્ઠિત હતા. તે ગિરિમાળામાં મીન લોકો સુખથી સ્વતંત્રતા ભોગવતા હતા, ચારે તરફના રજપુતોના પ્રભાવની સ્પર્ધા કરતા તેઓ, પોતાનુ રાજ સુખથી ભોગવતા હતા, તે સઘળા મીન લોકો માહેલો એક પ્રાચીન નાઈન નગરમા રહેતો હતો બાબર અને હુમાયુન સમ સામાયિક કુશાવહ રાજ વાહારમલે તેનાઇન વાસી મીનની સ્વાધીનતા છીનવી લીધી

એ પાર્વત્ય અધિવાસીઓના ઉપ નામના ઉચ્ચારણ સંબંધે પાર્થક્ય માલુમ પડે છે, કેટલાક તેઓને નન કહે છે, અને કેટલાક તેઓને મીન કહે છે, એ બને ઉપ-

વહ વીર પૂજનના વિરત્વનુ નીચે પ્રમાણે વર્ણન કર્યું છે 'ગોવીંદસિંહ રણમા પડયો થી શત્રુકુળ આનંદથી નૃત્ય કરવા લાગ્યુ ત્યારપછી પૂજન શ્રવણ ભાર્ગવ વજનાદે રણસ્થળ કંપીત કરી યુદ્ધમા ઉતર્યો બન્ને હાથના ખડગ ધારણ કરી મ્લેચ્છોના મુંડા કાપવા લાગ્યો ચારસો યોદ્ધા એકદમ તેની ઉપર પડયા કેહડી, પીપાવહો નરસિંહ અને કચુ નામના પાચ ભાઈઓ તેની પાસે હોવાથી તે શત્રુ કુળના પ્રચંડ આક્રમણમાથી બચવા તઇયાર થયો ખડગ અને ભાલા અવીરત ગતિથી ચાલવા લાગ્યા નરમુંડે રણસ્થળ આવૃત થઇ ગયુ નરશોણિતતરંગાકાર રણસ્થળે વહેવા લાગ્યુ પૂજને ઇતિમાદના માથા ઉપર લક્ષ્ય કરી ખડગ ચલાવ્યું', એટલામા તે એનશીબનુ મુંડછિન્ન થઈ પૂજનના ચરણમા પડયુ તે સમયે દુર્ધર્ષ ખાચે તેની છાતીમા ભાલો માર્યો કુર્મવીર તે આઘાતે મરણ પામ્યો તેને લઈ અપ્સરામા વિવાદ થયો યવન સેનાનો એક એક ભાગ રણ ગરો પડવા લાગ્યો કપાલમાલી મહાકાળે અનેક મુંડ લઈ પોતાની ભયંકર માળામા નાખ્યા જ્યારે પૂજન અને ગોવીંદસિંહ પડયા તે સમયે દીવસનો એક પહોર માત્ર બાકી હતો સગોત્રીય વીરનો ઉધ્ધાર કરવા માટે પન્હણ સુખનાસુપ્ત સિંહની જેમ રણસ્થળે આવ્યો કનોજની સેનાએ પાછા પગલા ભર્યાં જયચંદની મહામેઘસ્વરૂપ વિશાળ સેના મોઢુ ફેરવી પલાયન કરવા લાગી, પૂજનનો ભાઇ પોતાના પુત્રની સાથે કર્ણની જેમ ભયંકર વીરત્વ દેખાડવા લાગ્યો પણ પિતા પુત્ર, તે ભયંકર રણસ્થળમા પડી સૂર્યલોકમા ગયા

પિતા પૂજનના પરલોકવાસ ઉપર મેલીસિંહ અબરના સિંહાસને બેઠો મેલીસિંહની બાબતમા થોડુ વિવરણ માલુમ પડે છે મેલીસિંહ પૂજનનો ઉપયુક્ત પુત્ર હતો રાજનિતિમા અને યુધ્ધનીતિમા તેની વિલક્ષણ પારદર્શીતા હતી મેલીસિંહે અનેક યુધ્ધમા જય મેળવ્યો હતો તેણે ઉઆહી નગરમા માદુ-ઉપર જે જય મેળવ્યો તે વિશેષ પ્રસિધ્ધ

મેલીસિંહ પછીના અગીયાર રાજાઓના નામ ભાટગ્રંથમા જોવામા આવેછે અગીયાર રાજાઓમા છેવટનો પૃથ્વીરાજ હતો તેના સત્તર પુત્ર હતા પૃથ્વીરાજે તેમાથી બાર પુત્રોને ભૂમિસંપત્તિ આપી તેમાથી કેટલાક અબર રાજ્યની બહાર જઈ મોટી શાખ રાખવા સત્તાવાળા થયા પૃથ્વીરાજની સંતતીમાથી એક સંતતિએ વિશાળ રાજ્ય સ્થાપ્યુ તે રાજપુરૂષનુ નામ બલોજી ત મેલીસિંહની નીચેની છઠ્ઠી પેઢીએ આવેલા ઉદયસિંહનો ત્રીજો પુત્ર હતો પિતાના રાજ્યત્વ કાળે બલોજી અબરને છોડી સ્વોપાર્જીત અમતસર નામના નગરમા ગયો તે અમૃતસરના સંકીર્ણ ક્ષેત્રમા પ્રસિધ્ધ શેખાવતી રાજ્યનુ બીજ વવાયુ શેખાવતીનુ વૃતાન્ત યોગ્ય સ્થળે વર્ણિત થશે એમ કહેવાય છેજે અબરપતિ પૃથ્વી

ગજ દેઉળ નામના પવિત્ર સ્થળે ગયો તે પુણ્યસ્થળ સિંધુનદના સાગર સંગમના પ્રદેશ પાસે આવેલુ તે પોતાના પુત્ર ભીમ થકી ગુપ્તભાવે નીહત હતો બાદ ગ્રંથમા વર્ણવેલ છે પિતૃઘાતી ભીમનુ મુખ રાક્ષસના જેવુ અતિ ભયાનક હતુ પિતૃઘાતક ભીમ પોતના પુત્ર શેખકર્ણના હાથે મરણ પામ્યો શેખકર્ણના ભાઇઓએ તે નિષ્ઠુર કર્મ કરવા તેને ઉત્સાહિત કર્યો હતો

પૃથ્વીરાજના એકદર સત્તર પુત્રો હતા તેમાથી તેણે બાર પુત્રોને જાગીર સંપતિ આપી, તેની સંતતિ પૈકી બલોજી નામનો એક રજપુત હતો, તે મેવીસી ફની નીચેની છઠ્ઠી પેઢીના ઉદયકર્ણનો ત્રીજો પુત્ર પિતાના રાજ્યકાળમા બલોજી સર્વ પ્રાપ્ત અમૃતસરમા ગયો તે અમૃતસરના સકીર્ણ ક્ષેત્રમા પ્રસિધ્ધ શેખાવતી રાજ્યનુ બીજ રોપાયુ શેખાવતીનો વૃત્તાંત યથા સ્થળે વર્ણિત થાશે, આ વિધિ આપણે પૃથ્વીરાજના સંતાન સંતતિઓના વૃત્તાંતનુ અનુશીલન કરવાનુ છે એમ કહેવાય છે કે રાજપતિ પૃથ્વીરાજ દેવલ નામના પ્રસિધ્ધ તીર્થયાત્રાએ ગયો તે પુણ્યસ્થળ સિંધુ નદના સાગર સંગમના તટ ઉપર આવેલુ, તેનો તેના પુત્ર ભીમે ગુપ્તભાવે વધ કર્યો, બાદ ગ્રંથમા વર્ણવેલ છે કે, પિતૃઘાતી પાખંડ ભીમનુ વદનમંડળ રાક્ષસના જેવુ ભયાનક હતું, ભીમ પણ તેના પુત્રથી હણાયો શેખકર્ણે તેનો ગુપ્ત વધ કર્યો, ભીમે પિતૃવધથી પેદા થયેલ ઘોર પાપનું પ્રાયશ્ચિત કર્યું, શેખકર્ણના ભાઇઓએ તેને તે નિષ્ઠુર કામ કરવા ઉત્સાહિત કર્યો, તીર્થ દર્શન કરી પિતૃ હત્યાનુ પાપ ધોવાને શેખકર્ણે સંકલ્પ કર્યો.

શેખકર્ણ પછી બાહારમલ નામનો રાજા અંબરના સીંહાસને અભિષિક્ત થયો કુશાવહ રાજાઓમા એ રાજાએ સહુથી પહેલા મુસલમાનની વશ્યતા સ્વીકારી બાબરની પોતાપોતાપર પૂજા કરી બાહારમલે હુમાયુનના રાજ્યમા પંચ હજાર સેનાના અધિપતિની પદવી મેળવી

બાહારમલ પછી તેનો પુત્ર ભગવાનદાસ અંબર સીંહાસને બેઠો પિતાકરતાં પુત્ર મોગલ સમ્રાટનો વિશેષ અનુગત થઇ પડયો ભગવાનદાસ મોગલ કુળકેસરી અકબરનો બંધુ હતો, કેવા મોહની શક્તિથી અકબરે ભગવાનદાસને વશ કર્યો. તેનો નિર્ણય થઇ શકતો નથી અકબરમા એવા અનુપમ ગુણ હતા કે જેથી તે નપાશી તે સમયની રજપુત જાતને કરાયત્ત કરવા શક્તિવાળો થયો હતો માન અને વીર એટ પ્રતાપસિંહ સિવાય તમામ રજપુત રાજ્યોએ અકબરની વશ્યતા સ્વીકારી રાજા ભગવાનદાસેજ, સહુથી પહેલા મોગલરાજ સાથે વૈવાહિક સૂત્રે બંધાઈ રજપુત કુળને કલકિત કર્યું. ઇ સ ૧૫૮૬. તેણે પોતાની પુત્રીને રાજકુમાર સલીમને પરણાવી .તેનસીબ ખુશરૂ એ અયોગ્ય અપવિત્ર વિવાહ બંધનનુ ફળ

ભગવાનદાસ પછી તેનો ભત્રીજો માનસિંહ અંબરના સિંહાસને બેઠો. માનસિંહ અકબરની સભામાંમાં એક રત્ન, અકબરના સૌભાગ્યમાં અને ઉન્નતિમાં માનસિંહ મદદગાર, માનસિંહ અકબરના મૃત્યુનું પ્રધાન કારણ, તે પ્રચંડ કુશાવહ વીરના બાહુબળે મોગલ સમ્રાટ અકબરે ભારતવર્ષનો અડધો ભાગ લીધો. અકબરે પોતાના પ્રતિનિધિના પદે તેને નીમી ઘણા કઠોર અને મુશ્કેલ કાર્ય સાધ્યાં, અકબરનો જેવો માનસિંહ ઉપર વિશ્વાસ હતો તેવોજ માનસિંહે તેને બદલો આપ્યો. તેણે પોતાના દેશનુ અકલ્યાણ કરી અકબરના વિશ્વાસનો ઉપયુક્ત બદલો માનસિંહે આપ્યો. ખોતનથી તે સાગર ઉપકુલ સુધીનો પ્રસિધ્ધ ભૂભાગ માનસિંહના બાહુ બળે જીતાયો. તેણે ઓરીસા પ્રદેશ ઉપર જય મેળવ્યો બંગાળા વિહાર દાક્ષિણાત્ય કાબુલ વીગેરે પ્રદેશો તેના શાસનમાં સોંપાયા, રજપુતો સાથે વૈવાહિક સૂત્રે બંધાઇ અકબરે વિચાર્યું જે પોતાનુ સામ્રાજ્ય હવે આફત વિના રહેશે. પણ તેમ વિચારવાથી અકબર મોટા ભ્રમમાં પડયો. રાજા માનસિંહે તેની આંખમાં આંગળી નાંખી તે ભ્રમ દેખાડી આપ્યો. એવીરીતનો વૈજાત્યવિવાહ ગૃહવિગ્રહનુ પ્રધાન કારણ યવનોથી પેદા થયેલા રાજકુમારો સાથે રજપુતાણીથી પેદા થયેલ રાજકુમારો વિદ્વેષભાવાપન્ન થયા જેઓ રજપુત શોણિતમાં પેદા થયા તેઓ માતૃકુળ તરફ વિશેષ અનુરાગ દેખાડવા લાગ્યા· આવી રીતની ગડબડાટમાં મોગલ સમ્રાજ્ય મોટા આફત સમુદ્રમાં ડુબી. માનસિંહના કાકાની દીકરી સાથે સલીમનો વિવાહ થયો હતો એ સંબંધના કારણથી અને તેના બાહુબળના કારણથી અંબરરાજ માનસિંહ વિશેષ ક્ષમતશાલી થયો અંબરરાજની એક ક્ષમતાશાલિતાનો નાશ કરવા જતાં ખુદ અકબરે પોતાનો નાશ કર્યો.

એક સમયે અકબરે એક પ્રકારનું માજમ તૈયાર કર્યું. તેમાંના અર્દ્ધ ભાગમાં વિષ મિશ્રિત કરી માનસિંહને તે આપવા તૈયાર રાખ્યું. બીજો અર્દ્ધ ભાગ જેમાં વિષ મિશ્રિત નહોતું તે પોતા માટે તૈયાર રાખ્યો. ધર્મનો કેવો અપ્રતિહત પ્રભાવ છે! મોગલ સમ્રાટે, જાણ્યા બુઝ્યા વિના વિષમિશ્રિત માજમ ખાધું. પાપનું પ્રાયશ્ચિત થોડા સમયમાં થયું. નિરાપરાધી વિશુદ્ધ આશામીનું અનિષ્ટ કરવા જતાં, પોતાનાજ ઈર્ષાવન્હિમાં પોતેજ બળી મુઓ.

અકબરનો મુમુર્ષુકાળ પાસે આવેલો હોવાથી માનસિંહે દિલ્લીના પ્રકૃત ઉત્તરાધિકારીની વિરૂદ્ધે પોતાના ભાણેજ રાજકુમાર ખુશરૂને દિલ્લીના સિંહાસને બેસારવા પ્રપંચ કર્યા. પણ મોગલ સમ્રાટ અકબરે જીવતાં જીવતાં સેલિમના માથા ઉપર રાજ મુગટ મુકી દીધો. ત્યારપછી સેલીમ જહાંગીર નામ ધારણ કરી ભારતવર્ષના સિંહાસને બેઠો. માનસિંહનો પ્રપંચ થોડા સમય માટે શાંત થયો. તેને બંગાળામાં સમ્રાટે મોકલ્યો. બંગાળામાં માનસિંહે પાછો પ્રપંચ ઉઠાવ્યો.

ઉદ્ધત થઇ ગયો. તેના તાબામાં બાવીશ હજાર રજપુત સવારો અને બાવીશ સામંત રાજાઓ હતા. તે સઘળા જયસિંહની આજ્ઞા માથે લઇ, યુદ્ધક્ષેત્રમાં ઉતરતા હતા.

એશકર્ણ પછી વાહારમલ નામનો રાજા અંબરની ગાદીએ બેઠો. કુશાવહ રાજાઓમાં સહુથી પહેલાં તેણે મુસલમાનની વશ્યતા સ્વીકારી. બાબરની પોડયોપ ચારે પૂજા કરી વાહારમલે તેના પુત્ર હુમાયુનના તાબામાં પાંચ હજાર સૈનિકના આધિપત્યનો હુદ્દો મેળવ્યો.

વાહારમલ પછી તેનો પુત્ર ભગવાનદાસ અંબરના સિંહાસને અભિષિક્ત થયો. પિતા કરતાં પુત્ર મોગલનો વિશેષ અનુગત નીવડયો. ભગવાનદાસ મોગલ કુળ કેસરી અકબરનો પરમબંધુ હતો. અમ્બરનો એવો અલૌકિક ગુણ હતો, કે જેથી તે સઘળી રજપુત સમિતિને કટાયત કરી દેવા સમર્થ થયો. વીરશ્રેષ્ઠ પ્રતાપસિંહ વિના સઘળા રજપુતો એકવાર અકબરના અધીન હતા. રાજા ભગવાનદાસેજ સહુથી પહેલાં યવનને પુત્રી આપી, રજપુત કુલને કલંકિત કર્યું. ઈ. સ. ૧૫૮૬ માં તેણે પોતાની પુત્રીને રાજકુમાર સલીમને પરણાવી એ અયોગ્ય અને અપવિત્ર પરિણય સંબંધનું ફળ બેનસીબ ખશરૂ પેદા થયો.

ભગવાનદાસ પછી તેનો ભત્રીજો માનસિંહ અંબરના સિંહાસને બેઠો. માનસિંહ અકબરની સભાનું ઉજ્જવળ રત્ન. માનસિંહ અકબરના સૌભાગ્ય અને ઉન્નતિનું પ્રધાન કારણ. માનસિંહના પ્રચંડ બાહુબળે અકબર ભારતવર્ષનો અર્દ્ધભાગ જીતી શકયો હતો. માનસિંહ, અકબરના મૃત્યુનું મુખ્ય કારણ. અકબરે, તેને પોતાના પ્રતિનિધિના પદે નીમીસારા કામ સાધ્યાં. માનસિંહે સ્વદેશનું અને સ્વજાતિનું અનિષ્ટ કર્યું. ખોતનથી તે સાગર સુધીનો ભૂભાગ માનસિંહના બાહુબળથી જીતાયો. તેણે ઉડીશાનો જય કર્યો. બંગાળા, વિહાર, દાક્ષિણાત્ય અને કાબુલ તેના કબજામાં સોંપાણો. રજપુતોની સાથે વૈવાહિક સૂત્રે બંધાઈ અકબરે વિચાર્યું. હવે ભારતવર્ષનું સામ્રાજ્ય નરાપદ રહેશે તે વાત તેની સાચી નીવડી. નહિ. રાજા માનસિંહે તેની આંખમાં આગળી ઘાલી, તેનો ભ્રમ દેખાડયો. એવું વૈજાત્ય પરિણય બંધન ગૃહવિપ્લવનુંકનું મુખ્ય કારણ, યવનીતાના ગર્ભે પેદા થએલ રાજકમાર સાથે રજપુતાણીના પેટે પેદા થયેલ રાજકુમારનો મનોમેળ રહેતો નહિ ટુંકામાં તે પરસ્પરના શત્રુ હતા. ઘણું કરી જેઓ રજપુત શોણિતથી પેદા થયેલા હતા તેઓ માતૃકુળ ઉપર વિશેષ અનુરાગ દેખાડી મામાની અને માના બાપની પ્રભુતા વધારતા હતા. એવી રીતની અવસ્થામાં રજપુતોએ ભારતવર્ષને આફતમાં પાડયું અને રાજ્યના વિરૂદ્ધે ખટપટ કરવા લાગ્યા. માનસિંહના કાકાની પુત્રી સાથે સેલીમનો વિવાહ થયો. એ સંબંધથી

અંબર રાજને મોટી સત્તા મળી. વળી તેના ખાસ ગુણો પણ પુષ્કળ સત્તા મેળવવામાં પ્રધાન કારણ હતા અંબરરાજનો એ પૂર્ણ પ્રતાપ નાશ કરવા જતાં અકબર ખુદ નાશ પામ્યો. માનસિંહનો પ્રતાપ પ્રતિદિન વધતો જોઈ દિલ્હીશ્વર અકબરના હૃદયમાં વિષમ ઈર્ષાનળ સળગી ઉઠ્યો. માનસિંહને તેણે પ્રચંડ માયાવાળો અને પ્રતિદ્વંદ્વી માન્યો તે મનમાં વિચારતો હતો જે માનસિંહ તેને સિંહાસન ભ્રષ્ટ કરવા ચેષ્ટા કરેછે. તેણે માનસિંહની છુપામામા ચિત્ત નાખ્યું. મોગલ સમ્રાટ માનસિંહની ગુપ્ત હત્યા કરાવવા ચેષ્ટા કરવા લાગ્યો. દુરાચારીની દુરાકાંક્ષા સાધવામાં આ જગતમાં ઉપાયનો અભાવ નથી. અકબર વિપુલબળશાળી. માનસિંહ તેની પાસે તૃણથકી પણ તુચ્છ હતો. પણ મોગલ સમ્રાટે બીજેણની જેમ માનસિંહની હત્યા કરવા ચેષ્ટા કરી.

રામસિંહ મહારાજ જયસિંહનો જેષ્ઠ પુત્ર હતો, પિતાના પરલોકવાસ ઉપર તેજ અંબરના સિંહાસને બેઠો. સમ્રાટે તેને ચાર હજાર સૈનિકનો સેનાપતિ બનાવ્યો. રામસિંહના ચરિતનું વિવરણ જોવામાં આવતું નથી. તેના મૃત્યુ પછી વિષ્ણુસિંહ અંબરના સિંહાસને બેઠો વિષ્ણુસિંહે માત્ર થોડા દિવસ રાજ્ય કર્યું.





## દ્વિતીય અધ્યાય.

શોવે જયસિંહનો અભિષેક, તેનું આજમશાહના પક્ષનુ અવલંબન, સમ્રાટે કરેલ અપમાનનુ અપહરણ, જયસિંહે કરેલ મુસલમાનનુ દુરીકરણ, તેનુ ચરિત, જ્યોતિશ શાસ્ત્રમા તેની દક્ષતા, મોગલ બાદશાહીના વિપ્લવ કાળમા તેનુ આચરણ, બહુ વિવાહથી પેદા થયેલ અનિષ્ટનુ વિવરણ, જયસિંહના અભિષેક કાલે અંબરની સીમા, જયપુર, પ્રતિષ્ઠા, રાજાનો અને દેઉગીનો જય, રજપુત ચરિત જયસિંહની મદ્યપાનાસક્તિ, તેના ગુણાગુણ, અશ્વમેધ યજ્ઞના અનુષ્ઠાનમા તેની વાસના, તેની સંકલિત ગ્રથાવળી, તેનુ મૃત્યુ, તેની પત્નીઓનુ સહમરણ

વિષ્ણુસિંહના સ્વર્ગવાસ પછી સવત્ ૧૭૫૫ (ઈસ ૧૬૯૯)મા જયસિંહ અંબરના સિંહાસને અભિષિક્ત થયો ઇતિહાસમા તે શોવે જયસિંહ નામથી પ્રસિધ્ધ છે તેના અભિષેક પછી સમ્રાટ ઔરંગઝેબ માત્ર [illegible] માસ જીવ્યો ઔરંગઝેબના મરણ પછી ભારતવર્ષના સિંહાસન માટે તેના પુત્રોમા ભયંકર કલહ ઉત્પન્ન થયો શોવેસિંહે આજમશાહનો પક્ષ પકડયો. તે આજમશાહસાથે શાહઆલમની વિરૂધ્ધે યુધ્ધક્ષેત્રમા ઉલર્યો ઢોલપુરમા તે ભયંકર યુધ્ધ થયુ તે યુધ્ધમા આજમનો અને તેના પુત્ર બીદારબખ્તનો બીલકુલ પરાજય થયો શાહઆલમ બહાદુરશાહ નામ ધારણ કરી દિલ્હીના સિંહાસને બેઠો રાજસિંહાસન મેળવી બહાદુરશાહે અંબર ઉપર પોતાની તીવ્રદૃષ્ટિ નાખી અંબર રાજ શોવેસિંહે તેના વિરૂધ્ધે આજમનો પક્ષ પકડયો હતો આ ક્ષણે તેના વિરૂધ્ધા ચરણનની ઠીક શાસ્તિ આપવા બહાદુરશાહ તત્પર થયો તેણે અંબર રાજ્ય ખેચી લઈ તેની ગાદી ઉપર એક મુસલ્માનને અભિષિક્ત કર્યો નવાભિષિક્ત રાજા એક નવુ દળ લઇ અંબરમા રહેવા આવ્યો પણ શોવે જયસિંહે અંબરમા પેસી મોગલ દળને હાકી કહાઢ્યુ ત્યારપછી તેણે પોતાના રક્ષણમાટે મારવાડના અધીશ્વર અજીતસિંહની દોસ્તી બાધી

મહારાજ જયસિંહે એકંદર ચુમાલી વર્ષ રાજ્ય કર્યું એ લાંબા કાળમા તે અનેકવાર અનેક યુદ્ધમા પ્રવૃત થયો હતો તે બુંદીરાજ્યનો ભયંકર શત્રુ હતો બુંદીરાજ બુધસિંહ અને તેનો પુત્ર ઉમેદસિંહ જયસિંહના પુષ્કળ અત્યાચારથી પીડાયા હતા

મહારાજ સવાઈ જયસિંહ એક સર્વ શાસ્ત્રજ્ઞ ભૂપતિ હતો રાજનીતિ, યુદ્ધનીતિ, ધર્મનીતિ, ઇતિહાસ, સાહિત્ય વીગેરેમા તેની સારી કુશળતા હતી અદુરદર્શી, સમાજ તત્વજ્ઞાનીની જેમ પ્રજાવર્ગના માટે તેણે જુદી જુદી જાતના કાયદા બાંધ્યા ગર્વાંધ પાશ્ચાત્ય લોકો રજપુતોને ધર્મ કર્મ શાસ્ત્ર જ્ઞાનહીન કહેછે પણ તેઓની એવી ધારણા ભ્રાંત છે તે માત્ર સવાઈ જયસિંહના ચરિતથી માલુમ પડેછે આજ પાશ્ચાત્ય સભ્યતા અને જ્ઞાનના વિગળ અનેકશી રજપુત રાજાઓની બીલીયર્ડ, લોનટેનીસ વીગેરે ક્રીડામા અભિજ્ઞતા મેળવી પિતૃપુરુષોને અસમર્થ ગણી રમતોને ત્યાગ કરી પોતાના શિક્ષક તથા પૃષ્ઠપોષકોના સંમાનિત થયા છે ખરા પણ તેઓની અભિજ્ઞતા આકાશ પુષ્પની જેવી વ્યર્થ છે એમ સમજી શકાયછે જયસિંહની જેમ કેટલા પાશ્ચાત્ય ગણમાન્યો શાસ્ત્રમા અભિજ્ઞતા મેળવીછે જયસિંહની શાસ્ત્રજ્ઞતાની આલોચનામા હવે આપણે પ્રવૃત થઈએ

મહારાજ સવાઈસિંહે પ્રસિદ્ધ જયપુરની પ્રતિષ્ઠા કરી મહાત્મા ટોડ સાહેબે તે જયપુરની પ્રશંસા કરી કહેલ છે કે ' ભારતવર્ષમા એક માત્ર જયપુરજ સુંદર રીતે ગઠિત છે તે રસ્તાઓ એવા સીધા અને મોકળા છે જે એવા ભારતવર્ષના કોઈ પુરમા નથી બંગાળાના એક મહા પુરુષના ઉપદેશના અનુસારે, સવાઈસિંહે જયપુર બંધાવ્યું તે બંગાળાના મહા પુરુષનુ નામ વિદ્યાધર મહાત્મા વિદ્યાધર બંગાળાના કયા ગામમા, કયા કુળમા ઉત્પન્ન થયો હતો તેનુ વિવરણ હાથ આવતુ નથી તે પરમ પંડિત હતો આર્યજાતિના સઘળા શાસ્ત્રમા તેની સારી પારદર્શિતા હતી ઘણું કરીને તે જ્યોતિષશાસ્ત્રમા વિશેષ નિપુણ હતો વિદ્યાધરનીજ મદદથી સવાઈસિંહ પોતાની અદ્ભુત જ્યોતિષ ગણનામા સફળતા મેળવી દિલ્હીના સમ્રાટ મહમદશાહે તેની જ્યોતિષશાસ્ત્રની પારદર્શિતા જોઈ અને તેથી સંતુષ્ટ થઈ તે સમયની પંજી શોધવાનો ભાર મહારાજ સવાઈજય સિંહને સોંપ્યો ચંદ્ર નક્ષત્ર વીગેરેની ગતિ અને આકાર જોવા માટે મહારાજ સવાઈજયસિંહે દિલ્હીમા, જયપુરમ, કાશીમા અને મથુરામા એક એક ગ્રહદર્શન મંદિરની સ્થાપના કરી, જેમ ઉપયોગના જુદા જુદા યંત્રો આપ્યા, ગ્રહદર્શનથી અને યંત્રની સહાયથી તે ચંદ્ર વીગેરેની જે ગણના કરતો હતા. તે સંપૂર્ણ અભ્રાંત હતી અનેક જ્યોતિર્વિદ મહામહોપાધ્યાય લોકો જયસિંહનુ એ બાબતનુ

કર્યું જો ! વિસ્મિત થાતા આજ ભારતવર્ષના અધઃપાત સાથે આર્ય જ્યોતિષ શાસ્ત્રનું અધઃપતન થવાનો પ્રબંધ થયો છે તેની સાથે પંડિતવર જયસિંહના જ્યોતિષશાસ્ત્ર સંબંધી કાર્યનો અધઃપાત થયો થાતા કાળગર્ભે વિલીન થઇ ગયેલ છે

જ્યોતિષ શાસ્ત્રમાં શોવેજયસિંહનો એવો પ્રગાઢ અનુરાગ હતો જે તેણે તે વિષયના જ્ઞાનના લાભ માટે દેશદેશાંતરે લોક મોકલ્યા તેના શાસન કાળમાં મેનુએલ નામનો એક પોર્ચુગીઝ પાદરી ભારતવર્ષમાં આવ્યો શોવેજયસિંહે તેની પાસેથી એક સમયે સાંભળ્યું જે પોર્ચુગીઝમાં જ્યોતિષ શાસ્ત્રની પુષ્કળ ઉન્નતિ છે એ હર્ષજનક સમાચાર સાંભળી અબરરાજ શોવેજયસિંહે તે પાદરી સાથે કેટલાક પંડિતોને પોર્ચુગાલમાં રાજા ઇમાન્યુએલની સભામાં મોકલ્યા એ ઘટના પછી રાજા ઇમાન્યુએ પોતાના એક પંડિતને ભારતવર્ષમાં મોકલ્યો, તેનું નામ ઝેવીયાટાડીસીલવા હતું, ભારતવર્ષના તે પંડિતે આવી અબરરાજ જયસિંહને પ્રસિદ્ધ જ્યોતિર્વિદડીલાહાવરનું જ્યોતિષ્ક આપ્યું તે નવી તાલિકા લઇ જયસિંહે જ્યોતિષ્ક જો ! કહ્યું "જે પ્રકૃત પરિદર્શન સાથે આ તાલિકા મેળવી લેવાથી તેમાં ચંદ્રના સ્થિતી નિર્દેશ સંબંધે અર્દ્ધ અક્ષાંશનો પ્રભેદ આવી જાય છે તેણે તુર્કી જ્યોતિર્વિદ ઉલ્લકબેગનીનો યંત્રવડીમાં ભાવ દેખાડી વળી ડીલાહાવરના યંત્રોની મોટી ઉપેક્ષા કરી અબરરાજને એવી રીતનો ગર્વ કરવાની સંપૂર્ણ ક્ષમતા હતી, શાથી કે તેણે બનાવેલા યંત્રો સાચા હોઇ ગુરુદર્શન અભ્રાંત કરી દેતા હતા આ ઉપરથી કહેલું સિદ્ધ થાય છે, જે અબરરાજ શોવેજયસિંહ સામાન્ય જ્યોતિશશાસ્ત્રવેત્તા નહોતો પોતાની અભિમતાની સ્હાયે તેણે જ્યોતિષશાસ્ત્રનું એક એક પુસ્તક સંકલન કર્યું, તેનું નામ જ્યારે મહામદશાહી છે, તેણે એ પુસ્તક સમ્રાટ મહમદશાહને અર્પણ કર્યું એક ગ્રંથમાં તેણે જે સંકેતો નાખ્યા છે તે સંકેતની મદદથી રાજસ્થાનમાં પંચાંગ વીગેરે તૈયાર થાય છે જ્યારે મહમદશાહીની પ્રસ્તાવનામાં શોવેજયસિંહે વિશ્વનાથ જગદીશ્વરનું અદભૂત કાશન વર્ણવેલ છે

શાંતિનું સુખાસ્વાદન કરવાના શાસ્ત્રાલોચન વિશેષ મદદગાર છે મહારાજ જયસિંહના ભાગ્યમાં તેવી શાંતિ ઘટી નહિ, અસંખ્ય તોફાનો અને પ્રપંચમાં પડી તેણે સુંદર શાસ્ત્રાલોચનના વિશેષ ધ્યાનથી કંઈ નહિ

શોવેજયસિંહની કારકીર્દીમાં મોગલ સામ્રાજ્યનો અધઃપાત અને મહારાષ્ટ્રીય બળનો સારો પ્રાદુર્ભાવ થયો આ ભયાનક સંઘર્ષમાં પડી ઘણા હિંદુ રાજ્યો ચુર્ણ વિચુર્ણિત થયા અબરરાજ શોવેજયસિંહે એ તોફાનમાં પોતાનું રાજ્ય દૃઢ રીતે અને સુંદર રીતે જાળવ્યું તેના અદભૂત ગુણગ્રામ જો ! તેના

નાઝીરે પત્ર વાંચી કહ્યું " તે કાંઇ સહેલો વેપાર નથી, તેમાં બળવિક્રમ ધન રત્નનું પ્રયોજન નથી, માત્ર કોશલનું પ્રયોજન છે. કોશલની મદદથી પ્રધાન ચક્રીને હાથ કર્યાથી પ્રપંચનો ધ્વંસ થાય " તેને જયસિંહે નઘટીત દિલાસો આપ્યો ત્યારપછી તેના ઉપદેશના અનુસારે શોવેજયસિંહે, પોતાના પ્રધાન પ્રધાન સામંતોને બોલાવ્યા.

તેણે તેઓની પાસે સઘળું વિવરણ કહી દીધું અને છેવટે કહ્યું " તમોએ મને અંબરના સિંહાસને બેસાર્યો આ સંકટમાં મારે તમારોજ આધાર છે, વિજયસિંહને બુસા મળવાથી સંતોષ થયો પણ કમરૂદીન જોરથી તેને અંબરના સિંહાસને બેસારવા ચાહેછે."

કુશાવહ સરદારોએ જયસિંહને દિલાસો આપી કહ્યું " આપ નિશ્ચિંત રહો અમે તેનો ઉપાય કરીએ છીએ તમારે તે કુમાર વિજયસિંહને બુસા આપવું," સરદારોએ પોતંખતાના મંત્રીઓને મોકલી બુસામાં વિજયસિંહનો અભિષેક કરવા વિજયસિંહને કહેવરાવ્યું, પણ વિજયસિંહે સરદારોનું કહેણ અગ્રાહ્ય અને અમાન્ય કરી કહ્યું " ભાઇની પ્રતિજ્ઞામાં તેને વિશ્વાસ નથી ત્યારે સરદારોએ જવાબ આપ્યો " તે બાબતમાં અમે જવાબદાર, જો જયસિંહ પોતાની પ્રતિજ્ઞા પાલન ન કરે તો અમારે તે પાલન કરાવવી " વિજયસિંહે તેમ થવાથી સ્વીકાર કર્યો અને સઘળી વાત કમરૂદીનને જાહેર કરી. કમરૂદીન તેમાં સંતુષ્ટ થયો નહિ વિજયસિંહે કૃપારામને કહ્યું " ચાલો ! અમારી નવી જાયગીર બુસામાં જઇએ; ચાલો, " તે સમયે અંબરના સઘળા સરદારોએ બન્ને ભાઈ વચ્ચે સૌહાર્દ સ્થાપવા ઇચ્છા જણાવી. રાજકુમારે અંબરમાં જવાનો અસ્વીકાર કર્યો, માત્ર સૌહાર્દ સ્થાપવાની તેણે મરજી બતાવી વિજયસિંહે મંગલોરમાં મળવા ઇચ્છા બતાવી મંગલોર જયપુરથી છકોશ દૂર. ત્યારપછી વિજયસિંહે માંગલોરમાં છાવણી રાખી. શોવેજયસિંહ પણ ભાઇને મળવા સાંગાુર તરફ જાતો હતો એટલામાં નાજરે તેના સમુંખે આવી કહ્યું " રાજન્! રાજમાતા દુઃખથી જાહેર કરે છે જે તે શું બન્ને રાજકુમારના મેળાપના દર્શન કરી શકશે નહિ ! "

જયસિંહ માંગલોરની રાજછાવણીમાંઆવી પહોંચ્યો. તેણે રાજા વિજયસિંહની મુલાકાત લીધી બન્ને ભાઇઓ ઘણા દીવસે મળ્યા. ત્યારપછી જયસિંહે, ભાઈનાહાથમાં દાનપત્ર આપ્યું જેમાં બુસા જનપદ આપવાનો વિષય હતો. તેણે વિજયસિંહને કહ્યું, ભાઈ! તારામાં અને મારામાં કાંઇ પ્રભેદ નથી. તું જો અંબરનું રાજ્ય કરવાની ઇચ્છા રાખતો હો તો હું અગ્રજત્વ છોડી દઇ બુસામાં જઈ રહું એ આપાત મનોહર મીઠાં વાક્ય સાંભળી વિજયસિંહે મુગ્ધ થઈ ઉત્તર આપ્યો.

જયસિહની પાના શકિતએ તેના ગારા ચરિતને કનક્તિ કર્યુ તે મર્ડાનો અને ચોખાના લોટનો માર પીતો રાજા જયસિહની પાના શગ્તિથી અબમા ભારી અનર્થ થયો, તેનુ મહત્વ શા ગ્રસ્ત્ન, વિચાર નિમત્વ વીગેરે ગારા ગુણો તેના ઘણા દોષોને ઢાકી તેને મસિદ્ધ રજપુત રાજાઓમા ઉચા આસને બેસાડી દેછે

શોવેજયસિહની પહેલા કુશાવહ રાજાઓ રાજા માનસિહે બનાવેલ મહેલમા વસતા હતા મીરઝા રાજાએ તે મહેલને સારી રીતે સુધાર્યો મહારાજ શોવેજયસિહે જે મહેલ બનવાવ્યો તે મહેલ પાસે પૂર્વ નૃપોએ બનાવેલ મહેલો તુચ્છ હતા સવત્ ૧૭૮૪ (ઇસ ૧૭૨૮)મા શોવેજયસિહે પ્રસિદ્ધ જયપુરની પ્રતિષ્ટા કરી અબરરાજ જયસિહે અશ્વમેધ કરવાની ચેષ્ટા કરી પણ તેની તે ચેષ્ટા સફળ થઇ નહિ તેના સાભાગ્યથીજ તેનુ આફ થ થયુ નહિ શાથીકે તે સફળ થઇ હોત તો તેને મોટી વિપદમા પડવુ પડત તેણે એક પરમ સુદર યજ્ઞ વાટી તેયાર કરી યજ્ઞવાટીની યજ્ઞશાળાના સ્તભો અને ભીતો રૂપાથી મઢેલ હતી જયસિહના અયોગ્ય વશવરોએ તે યજ્ઞશાળા વીગેરેના જેટલા રૂપાના પત્ર કહાડી લઈ યજ્ઞશાળાનુ સૌંદર્ય નાશ કર્યુ રાજા જગતસિહથી જયપુરનુ ઘણુ અકલ્યાણ થયુ મહારાજ જયસિહે અને તેના પૂર્વ પુરૂષોએ દેશ દેશાતરમા મોકલી જે શાસ્ત્ર ગ્રથો એકઠા કર્યા હતા, તમાથી અડધા ભાગના ગ્રથો જયસિહના અયોગ્ય વશધર જગતસિહે એક વેશ્યાને આપી દીધા એકવાર નહા મુલ્ય હસ્તાક્ષરની પોથીઓ જયપુરના ઘેર ઘેર વેચાણી

મહારાજ શોવેજયસિહ સવત્ ૧૭૯૯ (ઈસ ૧૭૪૩)મા સ્વર્ગવાસી થયો તેણે એકદર ચુમાલીશ વર્ષ રાજ્ય કર્યુ તેની ત્રણ પત્નીઓએ અને અનેક ઉપપત્નીએ તેનુ સહગમન કર્યુ એમ કહેવાયછે જે તેની સાથે ચિતામા તેના બનાવેલ જ્યોતિશાસ્ત્રના ગ્રથો પણ બાળ્યા હતા





# તૃતીય અધ્યાય.

રજપુતના ત્રણ પ્રધાન રાજ્યની એકતા, અંબરનું ફરી ડગવું, ઈશ્વરસિંહનો અભિષેક બહુ વિવાહથી પેદા થએલ અનર્થો, માધુસિંહ, જાગનો રાજા, જાટ સાથે યુદ્ધ, માચેરીનું અભ્યુત્થાન, માધુસિંહના મરણ પછી કુશાવહ રજપુતની સમતાનો અધ પાત, પૃથ્વીસિંહ પ્રતાપસિંહ તેની સભામાં ગડબડ, ફીરાજનું મૃત્યુ, મરાઠાઓ સાથે વિવાદ, ટુંગામા પ્રતાપનો જય, પ્રતાપનું મરણ, જગતસિંહ રમકપુર જગતસિંહને પરગુલ કરવાનો ઉદ્યમ, ઉપમની વિરાતા, મોહનસિંહ

મેવાડના ઇતિહાસમાં વર્ણવેલ છે જે રાજસ્થાનના ત્રણ પ્રધાન રાજ્ય. મેવાડ મારવાડ અને અંબર તે ત્રણે રાજ્યો પોતપોતાના સ્વાર્થ દેવાના પ્રસંગ લઈ એકતા સુત્રે બંધાયા એ સંધિ બંધનના પ્રધાન ઉદ્દેશ આત્મ સમર્થન. તે ઉદ્દેશ સારી રીતે સાધિત થયો તે સમયે રાઠોડ રાજાએ; અને કુશાવહ રાજાએ પોતાના રાજ્યની સીમા વધારી શેખાવતી રાજ અંબરના તાબામાં કર આપનારૂં રાજ્ય ગણાયું. એ સમયે જાટ લોકો, જો અકસ્માત્ થઈ અંબરની આબાદીમાં વ્યાઘાત આપત તો કચ્છાવહનું ગૌરવ શંભર હદથી તે યમુનાની સેકત ભુમિ સુધી ફેલાઈ જાત.

મહારાજ સવાઈજયસિંહના પરલોકવાસ ઉપર તેનો જ્યેષ્ઠ પુત્ર ઈશ્વરસિંહ અંબરની રાજગાદીએ બેઠો, મનોચિત અને રાજપુત્ર યોગ્ય કોઈ પણ ગુણથી ઈશ્વરસિંહ વિભુષિત નહોતો, ઈશ્વરસિંહનો ઓરમાન ભાઈ માધુસિંહ હતો. માધુસિંહ અગરજો કે વયમાં ઈશ્વરસિંહથી નાનો હતો પણ સદગુણોથી અગ્રેસર હતો. તેથી કરી માધુસિંહ ઉપર પ્રજાની સારી ભક્તિ હતી. તે શિશોદીયરાણા બીજા જગતસિંહનો ભાણેજ થાય. રાણાએ તેને મેવાડના અંદરનો રામપુર ભાણપુર નામનો જનપદ આપ્યો. એ સિવાય માધુસિંહે પિતા પાસેથી ટોંક રામપુર ફાગી અને માલપુર નામના પરગણાં મેળવ્યા. તે ચાર જાગીરની પેદાશ પુષ્કળ હતી.

જે મધુસિંહ ઘણા વર્ષ ભોગવી શકયો નહિ. અંબર સિંહાસને પોતાનું પદ દૃઢ કરવા તેણે મહારાષ્ટ્રીય વીર હોલકરને આઠલાખ રૂપીઆ આપ્યા, પણ મામાની મદદ ન મળત તો તેનો ઉદ્દેશ સફળ થાત નહિ. ઈશ્વરસિંહને પદચ્યુત કરી અંબર સિંહાસને પોતાના ભાણેજ મધુસિંહને બેસારવા રાણા જગતસિંહે સેના લઇ અંબર ઉપર કુચ કરી. એ સમાચાર સાંભળી ભેનશીબ ઈશ્વરસિંહ વિષપાન કરી મરણ પામ્યો. ત્યારપછી મધુસિંહ અંબરના સિંહાસને બેઠો. તે ઉદ્યોગી અને સાહસિક હતો. તેણે મોટી દક્ષતાથી રાજ્ય કાર્યની સમાલોચના કરવાનું શરૂ કર્યું, મધુસિંહ સારો રાજા નિવડશે એમ પ્રજાવર્ગની આશા બંધાઈ. પણ તે આશાનું સાફલ્ય થવામાં બેમોટાં વિઘ્ન નડયાં, પહેલું જાટપતિ જવહરસિંહ સાથે શત્રુત્વ બીજું મધુસિંહનું અકાળ મરણ.

જાટરાજ જવહરસિંહ અંબરરાજ મધુસિંહનો ભયંકર શત્રુ. તેણે મધુસિંહ પાસે કાસુના નામનું પરગણું માગ્યું. અંબરરાજે તેની માગણી અગ્રાહ્ય કર્યાંથી જાટરાજ વિષમ કુપ થયો. મધુસિંહની અનુમતિ ન લીધા વિના દર્પથી મોટા દળ સાથે મધુસિંહના રાજ્યના અંદર થઈ, પુષ્કરતીર્થ તરફ ગયો. અંબરરાજ તે સમયે એક ઉત્તર રોગથી પીડા પામી બીલકુલ કૃશ થઇ શય્યાશાયી હતો, હરશાઇ અને ગુરૂશાઈ નામના બે ભાઇઓ તે સમયે તેનું રાજ્યકાર્ય ચલાવતા હતા જાટપતિ જવહરસિંહનું સ્પર્દ્ધિત્ત આચરણ જોઇ તેઓએ તે હકીકત મધુસિંહને જાહેરકરી. મધુસિંહે કહ્યું કે " તમે જવહીરને એક પત્ર લખો તે ગર્વિત ભાવે આપણા રાજ્યમાં પ્રવેશ ન કરે, એક બાજુએ સામંતો અને સેનાદળ તૈયાર રહે "

જો એ ગર્વસ્ફીત જાટરાજ અંબરની ત્રીસીમામાં પગલું મુકે તો તેથી તેની પ્રગલ્ભતાની શાસ્તિ અપાય, તે હુકમ થોડા સમયમાં અમલમાં આવ્યો. પણ ગર્વિત જવહરસિંહે, મધુસિંહનો પત્ર ગ્રાહ્ય ન કરી, અંબરની સીમાની અંદર થઈ ચાલ્યો. અંબરના કોકરીવિંદ સરદાર તેની ગતિ રોકી ઉભા રહ્યા. બન્ને દળ વચ્ચે યુદ્ધ થયું. જાટપતિ તે યુદ્ધમાં પરાસ્ત થઇ પલાયન કરી ગયો મધુસિંહ જયી થયો. જે જય અંબરના પ્રધાન પ્રધાન સરદારોના શોણિત પાતથી મેળવાઇ.

એ યુદ્ધ પછી મહારાજ મધુસિંહ માત્ર ચાર દિવસ જીવ્યો. કઠોર આમાશય રોગે આક્રાંત થઇ તેનું શરીર પુષ્કળ કૃશ થઇ ગયું, તેણે એકંદર સતર વર્ષ રાજ્ય કર્યું. તે જો વધારે વર્ષ જીવિત રહી રાજ્ય કરત તો તે અંબરની દુરવસ્થા દૂર કરી અંબરને વિશેષ આબાદ કરત. તેણે અનેક નગરની પ્રતિષ્ઠા

કરી જેમા મધુપુર પ્રધાન મધુપુર પ્રસિદ્ધ ભિણમગની પાસે આવ્યુ ને રાજ સ્થાન એક વણિજવનુ પ્રધાન નગર પિતાની C કૃષ્ટ પદનો અનુનરી મધુસિહે અભગ ગન્થમા શાગન વીગેરેની આલોચનામા પુષ્કળ મદદ આપી

બે પુત્રને મુકી મધુસિહ પરલોકગામી થયો તે પુત્રોમા પૃથ્વીસિહ બાલ્યા વસ્થામા પિતૃમાતૃહીન હોવાથી રક્ષણાવેક્ષણમા પોતાની ઓરમાન માતા આવધી કબજામા હતો તેની ઓરમાન મા ચદાવત કુળમા પેદા થઈ હતી તે સ્વ ર સ્પૃહાનાગી અને દઢ પ્રતિજ્ઞાવાળી હતી તેના ચરિત હલકા અને નિદનીય હતા, પોતાના હુકમાનમા જવાજસિહ તે નજપની રીગ્જ નામના એક માવત ઉપર આશક્ત થઇ તેથી અબગના સન્દારો બહુ નાખુશ થયા નજમાતાનો આશક્ત પુરૂષ, માવતની હલકી પાયરી ઉપરથી કુશાનહ કુળના મનાગગમા ઉચા આસને આવ્યો તેથી અબરના જુદા જુદા સન્દારો રાજ્યભાર ત્યાગ કરી ચાલ્યા ગયા પિતાના પરલોક વાસ ઉપર પૃથ્વીસિહ બાળક હોવાથી રાજ્ય કાર્યભાર દુષ્ટચારિણી રાજમાતા અને તેના ઉપપતિ માવતના હાથમા હતો ખરાબ સ્વભાવ વાળી રાજમાતાએ કેટલાક ચેતન ભોની નિકાને તીની પ્રસિધ્ધ અબજીને તેનો નાયક નીમ્યો તે સમયે ચારણનામ મશાનમની અને ખેમવા ળીનામ મની હત તે બન્ને વિમલ અને નસ્નીતિજ્ઞ હતા તેઓ માવત રીજ ના પ્રચંડ પ્રભાવથી મત્રીપદથી રૂદ્ધ થઇ ગયેલ આપની જેમ રાજ્યમા વર્તતા હતા તે માવતની અને તેઓની ગોઠવણની પણ સમતા નહોતી એ રીતે નવ વર્ષ નીકળી ગયા પૃથ્વીસિહ યુવાન ઉમ્મરનો થયો પણ દુષ્ટ ઓ રમાન માથી તે સ્વાધીન અને ભનત થયો નહિ છેવટે ઘોડા ઉપરથી પડી તે મરી ગયો

કુમાર પૃથ્વીસિહ બીકાનેર અને કિસનગઢમા પરણ્યો હતો કિસનગઢની રાજકુમારીના પટે તેના થકી એક પુત્ર પેદા થયો, જેનુ નામ માનસિહ, ત અનેક દિન અમરની દાસીએ ... રૂપે ... હતો પિતાના મૃત્યુ પછી માનસિહ દાસાઓથી આમાના થેગ્ગેન્તિ થયો ત્યાર પછી તે સિંધિયાની દાર ગીના ગયો, ત દિવસથી માનસિહ મરાઠા રાજાના અનુ હકથી ગ્વાલીયરમા રહેવા લાગ્યો.

પૃથ્વીસિહના મરણ પછી તેનો ઓરમાન ભાઇ પ્રતાપસિહ અબગના ગાદીએ બેઠો ઓનવાગીન પાંચ વર્ષ નામાન્ય મળી નહેતો તે રાજ ઉપાધિ નેગ્ગી પ્રધાન મત્રીના પદે આવ્યો ... તેના હાથમા મુખ્ય સત્તા હતી

અબર નાહેલો નાઉનો નાનો જનપદ તે વખતે પ્રતાપસિહ નામના નારૂક રજપુતના કબજાના હતો તેણે ... લાઈ અપનાંધનો શાસ્ત્રિ આપવા

માટે મહારાજે મધુસિંહે તેને દેશ બહાર કર્યો હતો જ્યારે જાટપતિ જવહરસિંહ સાથે રાજા મધુસિંહનું યુદ્ધ થયું તે દિવસે પ્રતાપસિંહે પોતાના દળ સાથે આવી પોતાના પૂર્વ સ્વામીને મદદ આપી. મધુસિંહ તેથી તેના ઉપર સંતુષ્ટ થયો તેને માછેરી જનપદ પાછો આપ્યો. એ પ્રતાપસિંહ ખોસવાળીરામને પૂર્વ પ્રભુ હતો. ખોસવાળીરામ પ્રધાન દિવાન પદે આવી પોતાના પૂર્વ પ્રભુને ભુલ્યો નહિ. માછેરી સરદારને અગાઉની જાગીર મળી. ખોસવાળીરામે પ્રતાપસિંહને ઉંચી પદવીએ મુકવા યત્ન કર્યો. એ સમયે આગ્રામાં જાટનો બળવો હોવાથી સમ્રાટે પ્રધાન સેનાપતિ નાસીફખાંને, મહારાષ્ટ્રીય લોકની સહાય મેળવી. બળવાખોરોને આગ્રામાંથી કહાઢી મુકવા મોકલ્યો.

તે સમયે તિભુલસિંહ નામનો જાટનો એક અધિપતિ હતો. તે ભરતપુરમાં વસતો હતો. મોગલ સેનાપતિએ પ્રથમ ઉદ્યમે સફળ થઇ ભરતપુર ઉપર હુમલો કર્યો. રાજા ખોસવાળીરામે તે સમયે માછેરી સરદારને કહ્યું " તમે જો નાસિફખાંને હાલ મદદ કરો તો તમારૂં અધિક મંગલ થાય ". બુદ્ધિમાન અને રાજનીતિજ્ઞ બંધુની સલાહ માની પ્રતાપસિંહ મોગલ સેનાપતિને મદદ કરવા ઉપડયો. તેણે તેને મદદ આપી. તેથી નાસિફખાં તેના ઉપર સંતુષ્ટ થયો માછેરીને તેણે અંબરથી અલગ કરી આપવી, ખોસવાળીરામે જોયું જે હવે પ્રતાપસિંહના સેનાદળની મદદથી ફીરોજ પરાસ્ત થાશે. તેમ કરવામાં તેનો ઉદદેશ સિદ્ધ થયો નહિ, છેવટે વિષ પ્રયોગે તેનો સંહાર કરાવ્યો. એ નશીબ રાજમાતા પોતાના આશક ફીરોજની વાંસે થોડા દિવસમાં ગઇ રાજા પ્રતાપસિંહનો તે સમયે વયઃક્રમ અલ્પ હતો તે સમયે તેનામાં એવી સત્તા નહોતી જે બીજાની મદદ સિવાય તે રાજકાર્યની પર્યાલોચના કરે. રાજા પ્રતાપસિંહ અને ખુશવાળીરામ એકઠા મળી અંબરનું રાજ્ય ચલાવવા લાગ્યા. બન્ને ઉત્કટ દુરાકાંક્ષા વાળા હતા. થોડા સમયમાં બન્ને વચ્ચે વિવાદ પડયો ખોસવાળીરામે પોતાના પ્રતિદ્વંદ્વીને પરાસ્ત કરવા મોગલ સેનાપતિ હામદાનખાંની મદદ માગી. તે સમયે અંબર રાજ્યમાં જે ઘોર અશાંતિ હતી તે થોડા સમયમાં ઉપશમ પામી નહિ આખા અંબર રાજ્યમાં અરાજકતા થઇ ગઇ. પ્રતાપસિંહ બાળક. તે સઘળા સંઘર્ષને મટાડી દે તેવો નહોતો. તે સમયે મોગલ અને મરાઠા અનુકુળતા પામી અંબર રાજ્ય લુંટવા લાગ્યા.

એવી રીતની શોચનીય અવસ્થામાં અનેક દિન ચાલ્યા ગયા. છેવટ પુખ્ત ઉમ્મરને પામી પ્રતાપસિંહે તે સઘળી અરાજકતા દૂર કરવા સંકલ્પ કર્યો. તેણે જોયું જે એક માત્ર મહારાષ્ટ્રીય લોકોજ અંબરના પ્રધાન શત્રુ. દુ-

ધર્મ માધાજી સિંધિયો મરાઠાનો અધિનાયક હતો. એના પ્રચંડ શત્રુનું દમન કરવામાં અંબરની સેનામાં નહોતું. તેનું દમન કરવામાં સઘળી રજપુત સમિતિની મદદની જરૂર હતી અત્યાચારી મોગલ નવાબોનું ઉત્પીડન બંધ કરી રાજસ્થાનના સઘ પ્રધાન રાજાઓ સંધિસૂત્રે બંધાયા. તે રજપુતનું ત્રિબળ કુશાવહ રાજ પ્રતાપસિંહે હાલ તે ત્રિબળ એકઠું કરવા મારવાડના અધિપતિ વિજયસિંહ તરફ દૂત મોકલ્યા.

રાઠોડ રાજાતેમાં સમંત થયો. અંબરરાજ ઇશ્વરસિંહે તેની સાથે દુર્વ્યવહાર કર્યો હતો આજ તે મહાશય વિજયસિંહ ભૂલી ગયો અને અંબરને આફતમાંથી કહાડવા તે દૃઢ સંકલ્પવાળો થયો. તે સેનાદળ લઈ પ્રતાપસિંહ સાથે મળી ગયો. ફરી રાઠોડ રજપુતો અને કુશાવહ રજપુતો એકતાના અને સૌહાર્દના સૂત્રે બંધાયા. ટંગા નામના સ્થાને એકઠું થયેલ રજપુત લશ્કર મહારાષ્ટ્રીયના સામું થયું. પ્રસિદ્ધ સેનાની વીર દીવાઇનના હાથમાં સિંધિયાનું સેનાદળ હતું ઇસ્માઇલ બેગ અને હામદાની નામના બે મોગલ સેનાપતિએ રજપુતનો પક્ષ પકડ્યો. મહારાજ વિજયસિંહે પોતાની સેનાનો ભાર રીથાપતિના હાથમાં સોંપ્યો તે ટંગા ક્ષેત્રે રજપુત અને મરાઠાનું ઘોર યુદ્ધ થયું રજપુતના રણ કૌશલ પાસે સુશિક્ષિત ફ્રેન્ચવીરનું યુદ્ધ નૈપુણ્ય પરાસ્ત થયું સિંધિયો પરાજીત થઈ મથુરામાં પલાયન કરી ગયો. જેથી થઈ મહારાજ પ્રતાપસિંહે અંબરમાંથી મરાઠાને કહાડી મુક્યા પ્રતાપસિંહ તે જય ગૌરવ અધિક દિવસ ભોગવી શક્યો નહિ. પત્તન યુદ્ધે તેના અમિત્રો વિશ્વાસઘાતકે રાઠોડ લોકો મરાઠાથી પરાસ્ત થયા. ઈ. સ. ૧૭૯૧ માં તુકાજી હોલકરે જયપુર ઉપર હલ્લો કર્યો પ્રતાપસિંહ તેના હલ્લાની સામે થઈ શક્યો નહિ. છેવટે વાર્ષિક ખાણુંની કેટલીક રકમ આપવી ઠરાવી તેણે તુકાજી સાથે સંધિ કર્યો.

ઈ. સ. ૧૮૦૩ માં રાજ પ્રતાપસિંહ પરલોકવાસી થયો. તેણે એકંદર પચીશ વર્ષ રાજ કર્યું. શૂર, હિંમતવાળો અને વિજ્ઞ હતો પણ પઠાણ અને મરાઠા વીગેરે દુર્ધર્ષ દુશ્મનો સાથે તેની વીરતા, સાહસિકતા, અને વિજ્ઞતા કાંઈ કામ માં આવી નહિ

પ્રતાપસિંહના પરલોકવાસ ઉપર જગતસિંહ અંબરના સિંહાસને બેઠો. કાપુરૂષ અને મુર્ખની જેમ વર્તી તેણે કુશાવહ રજપુતના સિંહાસનને કલંકિત કર્યું. તેણે સતર વર્ષ રાજ્ય કર્યું તેનું એક પણ કાર્ય ઉલ્લેખ યોગ્ય નથી. જગતસિંહના શાસન કાલમાં અંબરરાજ્યના અધઃપાતની પૂર્ણતા થઈ. પવિત્ર કુશાવહ રજપુતોનું ગૌરવ અસ્તમિત થયું ને એકલો બધો વિલાસપ્રિય થઈ ગયો

હતો જે રાજ્ય કાર્યની પર્યાલોચના છોડી હલકી ગણિકાઓ સાથે વિલાસમાં પોતાનો સમય કહાડતો હતો. રાસકર્પૂર નામની એક ગણિકા તેની મોટી પ્રીતિ પાત્ર હતી, રાજા જગત્‌સિંહ તેના રૂપમાં એવો મુગ્ધ થઇ ગયો હતો. રાઠોડ અને ભટ્ટી રાણીઓને છોડી તે રાસકર્પૂરની પાસેજ કાયમ પડી રહેતો હતો. તેણે તે યવનીને રાજ્યની અર્દ્ધભાગિની ગણી તેના નામે મુદ્રા ચલાવી, કુળમાન અને મર્યાદામાં જલાંજલિ આપી તે રાસકર્પૂર સાથે હાથી ઉપર બેસી ભ્રમણ કરતો હતો, પોતાની ખરી રાણીઓને છોડી રાસકર્પૂરને યોગ્ય રાણીનું માન આપવા તે પોતાના સરદારોને કહેતો હતો. તેથી અંબર રાજ્યના સરદારો બહુજ નાખુશ થયા. તેઓએ જગત્‌સિંહને રાજ્ય ભ્રષ્ટ કરવા સંકલ્પ કર્યો. તેઓના સંકલ્પના સમાચાર જગત્‌સિંહના કાને પડયા. રાજાના એક પરમબંધુએ આવી તેને કહ્યું જે " રાસકર્પૂર એક વિશ્વાસઘાતિની છે અને બીજા પુરૂષની આસક્ત છે. એ મિથ્યા વાકય ઉપર રાજાને સંપૂર્ણ વિશ્વાસ આવ્યો. તેણે તે દુશ્ચારિણી વાર વિલાસીનીને નાહુર ગઢના કીલ્લામાં કેદ કરી તેની ઇસ્કામતને તેણે છીનવી લીધી. સરદારો ઘણા દરજ્જે તેના ઉપર સંતુષ્ટ થયા.

જગત્‌સિંહ અપુત્રક અવસ્થામાં પરલોકગામી થયો. તેના મરણ પછી અંબરની ગાદીએ કોને બેસારવો તેના માટે મોટી ગડબડ ઉઠી. તેના મરણની પૂર્વે અને પછી એક નાજીરના હાથમાં રાજ્ય ભાર હતો. તે નાજીરનું નામ મોહન, મોહન નપુંસક હતો. જગત્‌સિંહે જનાનખાનાનો તેને રક્ષક બનાવ્યો હતો જગત્‌સિંહના મરણ ઉપર તરતજ તે નાજીર મોહનલાલ નરાવાર રાજકુળના એક બાળક રાજકુમારને સૂર્યરથમાં બેસાડી અંબરમાં લાવ્યો. એ કામમાં તેણે અંબરના સરદારોની સંમતિ લીધી નહોતી, માત્ર રાજપુરોહિત ધાઇ ભાઇ અને એક સરદાર મેઘજીની સંમતિ લીધી તેઓજ મોહન નાજીરના પ્રધાન મદદગાર—મોહન નાજીરે તથા કેટલાક સરદારોએ એ બાળકને અબરરાજ કહી અભિવાદન કર્યું. તેનું નામ માનસિંહ રાખ્યું. પણ જગત્‌સિંહની વિધવાએ તેની અભિષ્ટસિદ્ધિના માર્ગે બાધ આપી માનસિંહને જગત્‌સિંહનો ખરો ઉત્તરાધિકારી ગણ્યો નહિ. એસમય રાજધાનીમાં સર્વત્ર જાહેર થયું જે જગત્‌સિંહની ભટ્ટણી રાણી સગર્ભી છે એવા ખબરથી નાજીર અત્યંત શોકાતુર થયો.

ભટ્ટિણી રાણીનો ગર્ભ વૃત્તાંત સાંભળી પુરવાસીઓ ખુશી થયા. કેટલાક પુરવાસીઓએ તે વાત જુઠી માની કેટલાકે તે રાણીના ચરિત ઉપર દોષારોપ કર્યો. પણ થોડા સમયમાં સઘળાનો સંદેહ અને પ્રતિવાદ ભાંગ્યો. ઇ. સ. ૧૮૧૮ના ડીસેંબર માસની ૨૧ મી તારીખે પરલોકગામી થયો ત્યાર પછી ૧૮૧૯ના માર્ચ માસની ૨૪ મી તારીખે અંબર રાજ્યમાં જાહેર થયું જે ભટ્ટિણીરાણીનો ગર્ભનો

આઠમો માસ ચાલે છે, એ વિષયમાં પુષ્કળ વાદાનુવાદ ચાલ્યો. છેવટે તેજ વર્ષના એપ્રીલની પહેલી તારીખે ગજ મહેલના જનાનખાનામાં જગત્સિંહની મોળ વિધવા પત્ની અને પ્રધાન પ્રધાન સરદારોની પત્નીઓનુ એક સભાનું અધિવેશન થયું તેઓએ રાણીના ગર્ભની પરિક્ષા કરી. તે દિવસે સભાનુ કાર્ય ઘણા કલાક ચાલ્યું છેવટે સઘળાએ નમ્ર સ્વરે કહ્યું "ભટ્ટિણી અણી યથાર્થ ગર્ભવતી છે " સર દારોએ તે પરીક્ષણની હકીકત સાંભળી તેઓ સમ સ્વરે બોલ્યા ' જો રાણીના પેટે પુત્રનો પ્રસવ થાય તો તેને અંબરની રાજ ગાદીએ અભિષિક્ત કરવો અમે બીજા કોઇને રાજા કહેવા સંમત નથી "

એપ્રીલ માસની પચીશમી તારીખે સવારમા ભટ્ટિણી રાણીએ એક બાળ કુમારને પ્રસવ આપ્યો. તે સમયે માનસિંહના સૌભાગ્યનો માર્ગ બંધ થયો. તે, નરવારના રાજ્યમા ગયો.



# યશલમીર.

## પ્રથમ અધ્યાય.

---

યશલમીર નામની વ્યુત્પત્તિ, યાદવ ભટ્ટિ ચોકો પ્રયાગ, દ્વારકા અને મથુરામા યાદવોનો પ્રથમ નિવાસ, તેઓની અંદરનો કજીયો, યદુપતિ શ્રી કૃષ્ણ તેના સંતાનનો વિસ્તાર, તેના પુત્ર પ્રપૌત્ર, નભ અને ક્ષીર, દ્વારકામાથી નભનુ પલાયન, તેનો મરુસ્થળમા નિવાસ, ક્ષીરના સંતાન જાડેજા અને યાદભાણ જાડેજાએ સ્થપાએલ સિંધુ સ્થામવંશ, પંજાબના પેટામા વિહારમા યાદભાણનુ રાજ્ય, પૃથ્વીબાહુ, તેનો સુબાહુ, તેની સંતતિ, રાજા ગજે કરેલ ગજની નગરની પ્રતિષ્ઠા, સીરીયા અને ખોરાસાનના રાજાઓનો ગજની ઉપર હલ્લો તેઓનો પરાજય, રાજા ગજે કરેલ કાસ્મીર ઉપર હુમલો, તેનો વિવાહ ખોરાસાનથકી રાજાની ઉપર બીજો હુમલો, તેઓનો પરાભવ, સીરીન રાજા સાથે આનીઓકસનુક્ષ દસ્ય સમાલોચન ગીજનીનીપાત ગજરાજનુ મરણ રાજકુમાર શાલીવાહનનુ પંજાબમા પધારવુ ત્યા તેણે કરેલી શાલીવાહન પુરની પ્રતિષ્ઠા, પંજાબ જય, દિલ્લીના તુયાર રાજા જયપાળની દુહિતા સાથે શાલીવાહનનો વિવાહ, ગાજનાનો પુનરુદ્ધાર. બુલંદ, શાલીવાહ નગરમા તેની અવસ્થિતિ, તેનો પૌત્ર ચાકિતો, ચોકિતોની યવન ધર્મ દીક્ષા ચાકિતો મોગલ, બુલંદનુ પરલોક ગમન, તેના પુત્ર ભટ્ટિ, ભટ્ટિ કુળ, મંગળરાવ, મનસુરરાવ, મંગળરાવના પુત્રોની દુરવસ્થા, રજપુતોથી તેઓનો ઘાત, આભોરી અને જાટ, તક્ષક જાતિ, તક્ષશીલની રાજધાની, ભારતીય મરૂ ભૂમિમા મંગળરાવનુ આવવુ તેનો પુત્ર મજુનરાવ, અમરકોટની રાજદુહિતા સાથે તેનો વિવાહ, તેનો પુત્ર કેહુડ, આનોરની દેવરા જાતિ સાથે નિસ્બત, થાનોટ નગરની પ્રતિષ્ઠા, કેહુડનો અભિષેક વારાહા જાતિએ કરેલો થાનોટનો હુમલો, વારાહા સાથે સંધિ બંધન,

---

**પ્રા**ચીન ભૂગોળવેત્તાના અભિપ્રાયમા ભારતવર્ષનો જે ભાગ મરુસ્થલી નામે ગણાય છે તે મરુસ્થલીના અંદરનો ભાગ યશલમીર છે તેનુ સર્વાંગ પર્વત

મહિત હોઇ તેને મરૂ ( મેરૂ ) નામે કહે છે જે રજપુત વંશ લાંબા સમયથી યશનમીરમા શાસન ચલાવતો આવે છે તે ભટ્ટિ નામે પ્રસિદ્ધ છે ભટ્ટિ શાખા પ્રચીન યદુકુળથી પેદા થયેલ છે જે યદુકુળનુ પ્રચંડ બળ ત્રણ હજાર વર્ષ ઉપર ભારતવર્ષમા નર્તન ચાની રહ્યુ હતુ જેના પચાસ સંતાન વડે સઘળુ ભારતવર્ષ એકવાર સમાચ્છન્ન હતુ, તે વંશની એક શાખા યશનમીરની રાજકુળની છે

યશનમીરના ભ. પ્રથમ વર્ણવેલ છે જે પ્રયાગપુરી, સોમવંશીય યાદવ લોકની આદિમ નિવાસ સ્થળી છે, પુરૂવા નામના રાજાએ મથુરા નગરી સ્થાપી ત્યારે તે યદવ વંશના રજપુતો તે નગરમા વસવા ગયા અને ત્યા રાજ્ય કરવા લાગ્યા એ યદુકુળમા દ્વારકાના સ્થાપન કર્તા ભગવાન્ શ્રીકૃષ્ણ પેદા થયા ”

જે ભયકર અંતર્વિવાદે વિશાળ યદુકુળ પ્રધ્વંશ પામ્યુ તે ભયકર અંતર્વિવાદને દરેક હીંદુ સંતાન જાણતુ હશેજ, કુરૂક્ષેત્રના અને દ્વારકાના ભયકર સ્મશાન ક્ષેત્રમા આર્ય ગૌરવનો સમાધિ થયો તે સર્વ નાશકર અંતર્વિવાદ પછી શ્રીકૃષ્ણના બે પુત્રો અને તેના બીજા કેટલાક વંશજો ભારત ભૂમિનો ત્યાગ કરી સિંધુનદના પરપારે ગયા શ્રીકૃષ્ણની આઠ પત્ની રૂકમણી * જેનો પુત્ર પ્રદ્યુમ્ન તે વિદર્ભરાજ દુહિતાને પરણ્યો તે રાજકુમારીના ગર્ભે અનિરૂદ્ધ અને વજ્ર નામના બે પુત્ર થયા યશનમીરના ભટ્ટી રજપુતો મધ્યમના કનિષ્ટ પુત્ર વજ્રના વંશધર વજ્રના બે પુત્રો નાભ અને ક્ષીર

દ્વારકાના ભયકર ગૃહ વિવાદમા યદુ કુળનો ઉત્સાદ થયો ભગવાન શ્રી કૃષ્ણ નિજધામે પધાર્યા, વજ્ર પોતાના પિતાના શ્રીચરણના દર્શન કરવા મથુરા થકી દ્વારકા તરફ ચાલ્યો રાજધાની છોડીને વીશ કોશ દૂર ગયો, એટલામા તેણે આત્મીય કુટુબનો ધ્વંશ વૃત્તાત સાભળ્યો એ શોકાતુર સમાચાર સાભળી તેણે તે સ્થળે પ્રાણ તજ્યા ત્યાર પછી તેનો મોટો પુત્ર નાભ રાજપદે અભિષિક્ત થયો તે મથુરા નગરમા આવ્યો ક્ષીર દ્વારકા તરફ ચાલ્યો

યાદવોએ લાંબો સમય સાર્વભૌમ આધિપત્ય ભોગવ્યુ, તેઓના ભયકર પ્રતાપે છત્રીશ રજપુત કુળ ભય પામતુ હતુ આ હાલે તે ભય પામતા રજપુત કુળે સારો યોગ ભાળી યાદવો ઉપર વેરનો બદલો લેવા વિચાર કર્યો તેઓએ ગજની નગર ઉપર હુમલો કર્યો મહીપતિ નગર પરાસ્ત થયો તે પવિત્ર મથુરા

* કૃષ્ણની એ પત્ની તપુરતીનો મેરૂ સુધી ભાળ સિંધુ નદના બને તીરનો ભૂમિ ભાગ પામ્યો ત્યા તેણે સિંધુ સ્વામ વંશની પ્રતિષ્ઠા કરી

પુરી છોડી પલાયન કરી ગયો તે પશ્ચિમ દેશની મરુસ્થલીમા જઈ રાજ્ય કરવા લાગ્યો નગનો પૃથ્વીબાહુ નામનો એક પુત્ર જન્મ્યો, શ્રીરાજના બે પુત્ર લડેજ અને યાદભાણ નામના થયા યાદભાણ તીર્થ યાત્રા પ્રસગે દૂર દેશ ગયો એક વાર તો ભરપુર નિદ્રામા સુતો હતો, એટલામા તેના કુળની અધિષ્ઠાદેવીએ આવી તેને ઉઠાડયો અને કહ્યુ ! ' યાદભાણ ! તુ વરદાન માગ ! યાદભાણે કહ્યુ મને વાનોપયોગી પૃથ્વી આપ ! આ પર્વત પ્રદેશ રાજ્ય કરતો રહે ' એમ કહી દેવી અતરિત થઇ યાદભાણ ઉઠયો એટલામા તેણે અસ્પષ્ટ કોલાહલ સાભળ્યો તેણે જ્યાથી કોલાહલ આવતો હતો તે દિશાના નજર નાખી અને જોયુ તો તે પ્રદેશ નો રાજા તે સમયે મરણ પામ્યો જેને એક પણ સતાન નહોતુ તેના ઉત્તરાધિ કારીના માટે તે પ્રદેશમા મોટો ઝગડો ઉઠયો, રાજ્યના પ્રધાન મત્રીએ કહ્યુ " મે સ્વપ્ન જોયુ જે ભગવાન શ્રીકૃષ્ણનો એક વશધર આવી વિહારમા વર્યોછે એમ કહી મત્રીએ તેને બોલાવી તેને ગાદી ઉપર બેસાડવા દરખાસ્ત કરી તેની દરખાસ્ત ઉપર સઘળા સમત થયા ત્યાર પછી યાદભાણ રાજગાદીએ અભિ ષિક્ત થયો તે એક મોટો પ્રતાપશાળી રાજા થઈ પડયો તેની અનેક સતતિઓ થઈ, ત્યાર પછી તે પ્રદેશ ' યદુનાડાગા " નામે પ્રસિદ્ધ થયો

રાજા નગનો પુત્ર પૃથ્વીબાહુ મરુસ્થલીમા રાજ્ય કરવા લાગ્યો તે શ્રી કૃષ્ણનુ રાજછત્ર અને સઘળા રાજ્ય ચિહ્ન પામ્યો તે છત્ર વિશ્વકર્મા નિર્મિત પૃથ્વીબાહુના પુત્રનુ નામ બાહુબળ બાહુબળ માલવરાજ વિજયસિહની દુહિતા કમળાવતીને પરણ્યો કન્યાદાનમા સમગ પામેથી એક હજાર ખોરાસાની ઘોડા, એકસો હાથી, પુષ્કળ સોનુ, અધિક જવાહીર અને રથ વીગેરે મેળવ્યા પ્રમાર કુળમા પેદા થયેલ કમળાવતી તેની પ્રધાન રાણી હતી તેના પેટે બાહુ નામનો એક પુત્ર થયો બાહુ અશ્વપૃષ્ઠ ઉપરથી પડી મરણ પામ્યો તેના પુત્રનુ નામ સુબાહુ સુબાહુ અજમેરના ચોહાણ રાજા સુડની પુત્રીને પરણ્યો તેની તે પત્નીએ તેને વિષ આપી મારી નાખ્યો સુબાહુના પુત્રનુ નામ રિઝ તેણે બાર વર્ષ રાજ્ય કર્યુ, માલવરાજ વિરસિહની પુત્રી સુભગા સાથે તેનો વિવાહ થયો સુભગા ગર્ભવતી થઇ તેણે એકવાર સ્વપ્ન જોયુ જે તેણે એક ધોળો હાથી જણ્યો જોશીઓએ એ વિષય સાભળી કહ્યુ તે મહત્વનુ નિદર્શન છે યોગ્ય સમયે રાણીએ એક સુદર પુત્રને જન્મ આપ્યો કુલાચાર્ય લોકોએ તેનુ નામ ગજ રાખ્યુ

ગજ પુખ્ત ઉમરનો થયો પૂર્વ દેશના અધિપતિ યાદભાણે સબધ સૂચક એક નાળીયેર તેના તરફ મોકલ્યુ એ સમયે ખબર આવ્યા જે અગાઉ જે મ્લેચ્છોએ સુબાહુ ઉપર હલ્લો કર્યો હતો તે મ્લેચ્છો હવે ફરીવાર સમુદ્રતીરથી

પૃથ્વી કંપિત થઈ, આકાશ સમાચ્છન્ન થયું. રણઘંટા બાજવા લાગ્યા, ઘોડાઓ ખોંખારવા લાગ્યા. યોદ્ધાઓ એક બીજા ઉપર લડવા દોડયા. શાહની સેના રણાંગણ છોડી પલાયન કરી ગઇ, તેના પક્ષના વીશ હજાર સૈનિકો હણાયા, શાહ, ઘોડા, હાથી સિંહાસન વીગેરે સોંપી પલાયન કરી ગયો, તે ભયાવહ યુદ્ધમાં સાત હજાર હીંદુઓએ સ્વદેશ રક્ષણાર્થે યુદ્ધ સ્થળે પ્રાણ તજ્યાં જયગૌરવે ઉત્ફુલ્લ થઇ મોટા અહંકાર સાથે યદુપતિ ગજ પોતાની રાજધાનીમાં આવ્યો, શત્રુઓની ક્ષતિમાં કાંઇપણ કસર રહી નહિ.

યુધિષ્ઠિરના ૩૦૦૦ ના વર્ષના વૈશાખ માસની ત્રીજના રવિવાર રોહિણી નક્ષત્રના શુભ લગ્નમાં યદુરાયગજ ગજનીના સિંહાસને બેઠો. એ મોટા જય લાભથી તેની કીર્તિ દૃઢ થઈ, તેણે પશ્ચિમ ભાગના અનેક દેશ જીતી લીધા. અને કાશ્મીરરાજ, કંદર્પદેવને પોતાની પાસે હાજર રહેવા દૂત સાથે કહેવરાવ્યું. પણ તે રાજાએ તેનું, કહેણ અગ્રાહ્ય કરી કહેવરાવ્યું, " યુદ્ધમાં જ્યાંસુધી તેમને પરાસ્ત કરી શકતો નથી. ત્યાંસુધી તેનું કહેણુ બીલકુલ અગ્રાહ્ય છે. તેનું કહેણુ માનવાથી હું જગતમાં કાપુરૂષ ગણાઇ ઘૃણિત થાઉં. " રાજગજે કાસ્મીર ઉપર હલ્લો કર્યો, અને ત્યાંની રાજકુમારીનું પાણિગ્રહણ કર્યું. તે રાજપુત્રીના પેટે શાલિવાહન નામનો એક પુત્ર પેદા થયો.

" શાલિવાહનની ઉમ્મર બારવર્ષની થઇ તે સમયે ખબર આવ્યા જે ખોરાસાનથી વળી એક શત્રુ સેના આવે છે. રાજા ગજે ત્રણ દિવસસુધી ભગવતીના મંદિરમાં ભગવતીની પૂજા કરી. ચોથે દિવસે દેવી તેની સમક્ષ દેખાઇ, અને બોલી. " દીકરા ! હવે ગજની દુશ્મનના હાથમાં પડશે, પણ તારા ભવિષ્ય વંશજો મુસલમાન ધર્મમાં દીક્ષિત થઇ ફરીથી ગજની હસ્તગત કરશે, " એટલે શાલિવાહનને પૂર્વદેશના રજપુત રાજા પાસે મોકલી દે. ત્યાં તે પોતાના નામથી એક શહેર સ્થાપશે. રાજા ! તું નિરાશ થઇશ નહિ, નિરાશ થવાનો સમય નથી. જા સ્વદેશ રક્ષાર્થે જીવનનો ઉત્સર્ગ કરી પરલોકમાં સ્વર્ગનાં સુખ ભોગવ. "

ભગવતી કુળદેવીની પાસેથી પોતાનું ભવિષ્ય ભાગ્ય વૃત્તાંત જાણીલઇ યદુપતિ ગજે પોતાના પરિવારવર્ગને બોલાવ્યો. અને કુમાર શાલિવાહનને તેના હાથમાં સોંપ્યો.

થોડા દિવસમાં શત્રુની સેના ગજનીથી દૂરે પાંચ કોષ ઉપર આવી પહોંચી. નગરના રક્ષણ માટે યદુપતિ ગજે, પોતાના કાકા સહદેવને રાખ્યો. રાજગજ શત્રુના સામે ચાલ્યો, ખોરાસાનના અધિપતિએ પોતાની વિશાળ વાહિનીના પાંચ ભાગ કર્યા. બન્ને પક્ષમાં ઘોર યુદ્ધ થયું. તે યુદ્ધમાં રાજાગજ અને યવનરાજ મરાણા. પાંચ પહોર સુધી ભયંકર યુદ્ધ ચાલ્યુ. એકલાખ મીર અને ત્રીશ હજાર રજપુતો

બુલંદના જેષ્ટ પુત્રનો ચાકિતા નામનો એક પુત્ર હતો તે ચાકિતાથી ચાકિતા કુળ ઉત્પન્ન થયું. દેવસી, ભારૂ, ક્ષેમકર્ણ, નાહુર, જયપાળ, વિજલીક્ષણ અને શાસમંદ નામના આઠ પુત્ર તેના હતા.

બુલંદ શાલિવાહનપુરમાં રહેતો હતો. તે માટે તેણે પોતાના પૌત્ર ચાકિતોને ગજનીમાં અભિષિક્ત કર્યો. મ્લેચ્છોનું પરાક્રમ પ્રતિદિન વધતું ગયું. ચાકિતોના સરદાર સામંતો સઘળા મ્લેચ્છોમાં તેઓએ તેને કહ્યું જે " જો તે પિતૃ પુરૂષનો ધર્મ છાંડી મ્લેચ્છના ધર્મમાં દીક્ષિત થાય તો તેઓ તેને બુખારાનો રાજા કરી દે " તે દેશમાં ઉજવેગ લોકો રહેતા હતા. અને તેઓના અધિપતિની માત્ર એકજ પુત્રી હતી, ચાકિતો યવનરાજની પુત્રીને પરણ્યો અને બાલીચ બુખારાનો રાજા થયો. તેના હાથમાં અઠાવીશ હજાર અશ્વ સેના સોંપાણી. બાલીચ અને બુખારા વચ્ચે એક નદ છે. ચાકિતો થકી ચાકિતો મોગલ કુળ પેદા થયું.

બુલંદનો જેષ્ટ પુત્ર ભટ્ટિ તેના સિંહાસને અભિષિક્ત થયો, રાજા ભટ્ટિએ ચૌદ રાજકુમારને જીતી તેનું ઐશ્વર્ય ગળી ગયો. મંગળરાવ અને મસુરરાવ નામના ભટ્ટિના બે પુત્ર હતા. ભટ્ટિના સમયથી યદુકુળ ભટ્ટિ કુળ કહેવાયું.

મંગળરાવ, પિતૃસિંહાસને અભિષિક્ત થયો. તે પોતાના પૂર્વજના જેવો સૌભાગ્યશાળી નીવડ્યો નહિ. ગજનીના અધિપતિ હુંડીએ એક મોટી સેના સાથે લાહોર ઉપર હુમલો કર્યો. મંગળરાવ તેનો હુમલો અટકાવી ન શકતાં પોતાના પુત્ર સાથે અરણ્યમાં જઇ સંતાયો. શત્રુઓએ ત્યાર પછી શાલિવાહન પુર ઉપર હુમલો કર્યો. તે નગરમાં રાજાનો પરિવાર વર્ગ વસતો હતો. મસુરરાવ પલાયન કરી લક્ષ્મીજંગલ નામના વનમાં આવ્યો. તે અરણ્ય પ્રદેશમાં કેટલાક ખેડુતો રહેતા હતા. મસુરરાવ તેઓને પરાસ્ત કરી તે પ્રદેશનો અધિપતિ થયો. અભયરાવ અને સારણરાવ નામના તેના બે પુત્ર હતા. તેના અનેક સંતાન થયા. તે સઘળાનું નામ અભેરીયા ભટ્ટિ કહેવાયું.

મંગળરાવ, ગજનીરાજ હુંડીના ભયે રાજ્ય છોડી પલાયન કરી ગયો. માજમરાવ, કલ્હરસિંહ, શિવરાજ, મૂલરાજ કુલ અને કેલલ નામના તેના પુત્રો હતા તેઓ સઘળાએ તેઓની પ્રજાના ઘરમાં આશ્રય લીધો. પણ સતીદાસ નામના તક્ષક ભૂમ્યાધિકારીએ વિજેતાને કહી સંભળાવ્યું જે મંગલરાવના કેટલાક પુત્રો શ્રીધર નામના સોનીના ઘરમાં સંતાઇ રહેલ છે. રાજાએ, તે સોનીનું ઘર ઘેરી લેવા કેટલાક સૈનીકોને મોકલ્યા. તેઓના ઘેરા ઉપરથી શ્રીધર, રાજા પાસે આવ્યો. રાજાએ તેને કહ્યું, "તું જો શાલીવાહનના

પુત્રોને નહિ સોંપી દે તો હું તારા સઘળા પરિવારનો સંહાર કરીશ" ભયાર્ત શ્રીધરે કહ્યું "રાજન્! રાજાનો એક પુત્ર પણ મારા ઘરમાં નથી, પણ જે મારા આશ્રયમાં છે તે તો એક ભોમીયાનો પુત્ર છે તે ભોમીયો આપના હુમલાથી પલાયન કરી ગયો છે તે મારો ઋણી હતો" પણ વિજેતાએ તેની વાત ઉપર વિશ્વાસ ન કર્યો. તેણે તેના ઘરમાં આશ્રય લેનાર આશ્રામીને લઈ આવવા કહ્યું, વિજેતાએ તે ભોમીયાના વાસસ્થાનનું નામ પૂછી ત્યાંથી કેટલાક ભોમીયા તેડાવ્યા. શ્રીધર વિષમ સંકટમાં પડયો. તેણે જોયું જે રાજપુત્રોના જીવન માટે હવે કોઈ ઉપાય નથી ત્યારે તેણે તેને ખેડુતના વેશમાં સજી વિજેતા પાસે લઈ ગયો. વિજેતાએ તેને જાટ ભોમીઆ સાથે ભોજન કરવાની આજ્ઞા આપી અને જાટ દુહિતા સાથે તેઓના વિવાહ કર્યાં એ રીતે કહ્યાયના સંતાન કહરીયા જાટ કહેવાણા

મંગલરાવે, નગરમાંથી પલાયન કરી ગારા નદીને ઉતરી એક નવું રાજ્ય સ્થાપ્યું. તે સમયે વારાહા નામની એક જાતિ ગારા નદીના તીરે વસતી હતી તેનાથી દૂરે બુદ્ધ રજપુતો, પુગળમાં પ્રમાર રજપુતો, ધાતગજ્યના મોહુ વંશીય રજપુતો અને લોદ્રુર્વાના લોડ રજપુતો વસતા હતા. વારાહા અને લોદ્રાના મધ્યમાં મંગલરાવે પોતાની નિવાસભૂમિ મુકરર કરી તેના પછી તેનો જ્યેષ્ઠ પુત્ર મજમરાવ નવસ્થાપિત રાજ્ય ઉપર બેઠો પાસેના રાજાઓ તેના અભિષેક સમયે શીરપાવના બહુ દ્રવ્ય લાવ્યા અમરકોટના સોદ્રાસરે, પોતાની દુહિતાને મજમરાવના હાથમાં આપી અમરકોટના વિવાહ વ્યાપાર થયો. કેહુર, મલગવ અને ગોગદી નામના ત્રણ પુત્ર મજમરાવથી પેદા થયા

કેહુર વીર થઈ નીવડયો. એકવાર તેણે સાંભળ્યું જે આઠસો થઈ પાંચસો ઘોડા લઈ એક સોદાગર મુલતાન તરફ આવે છે. કેહુરે કેટલાક મિત્રોને સાથે રાખી ઉંટ વેચનારના વેશમાં પંજાબમાં તેના ઉપર હુમલો કર્યો. ત્યાં ફતેહ મેળવીને તે પોતાના પ્રદેશમાં આવ્યો એવી રીતના કાર્યથી કેહુર પ્રસિદ્ધ થયો.

કેહુરને પૈતૃક ધનસંપત્તિ મળી તનોટ કીલ્લો વારાહા રાજાના રાજ્યની સીમા ઉપર નિર્માણ થયો તેના ઉપર યથોચિત હુમલો કર્યો. કેહુરના ભાઈ *મુલરાવે તેનો હુમલો વ્યર્થ કરી દીધો વારાહા લોકો વિફળ મનોરથ થઈ પાછા ફર્યા.

સંવત્ ૭૮૭ (ઈ સ ૭૩૧)મા તનોટ કીલ્લો તૈયાર થયો. કેહુરે ત્યાં તનુ માતાનું એક મંદીર સ્થાપ્યું ત્યારપછી થોડા સમય ઉપર વારાહા લોકો સાથે સંધિ થયો. વળી વારાહાપતિ સાથે મજમરાવની પુત્રીનો વિવાહ થયો. જેથી કરી સંધિબંધન દૃઢ થયું.

* મૂળરાજના ત્રણ પુત્ર નરપાળ-ગોદાન અને સુરાજ રાજપાળના બે પુત્ર ... અને ... ઘણા ... પુત્ર ... અને ... તેમના સંતાનો ... સાથે પ્રસિદ્ધ થયા તેમણે ... તેઓમાથી ... આસામીઓએ જુનાગઢ ગીરનારમા ... કર્યું.



# દ્વિતીય અધ્યાય

રાવ કેહુરના વંશકર પુત્રોનું વિવરણ, પ્રાચરપૂર્વી ઉપર કેહુરના આધિપત્યનો ફેલાવ, તેનું મરણ, તનુનો અભિષેક વારાહા અને લંઘાહાનું આક્રમણ મુલતાનના ગજાએ કરેલ તનોટનું આક્રમણ, બુટ રાજ્યના અધિપતિની દુહિતા સાથે તનુનો વિવાહ, તેની સંતતિ, ગુપ્તધનની પ્રાપ્તિ બીજનોટ કીલ્લાનું નિર્માણ, તનુનું મરણ, વિજયરાય, વારાહા સાથે તેનો વિવાદ તેની વિશ્વાસ ઘાતકતા, એક બ્રાહ્મણે કરેલ દેવરાજની પ્રાણ રક્ષા તનોટ કીલ્લાનો પાત, પુરવાસીઓની હત્યા, દેવરાજનું મુગવાનમાં પોતાની મા પાસે જવું, દેવરાજના નગરની પ્રતિષ્ઠા, બુટારાજ સાથે દેવરાજનો વિવાદ, એક યોગી સાથે બુટ રાજકુમારની મુલાકાત કુરોપ વિનુ પરિવર્તન, દેવરાજે કરેલ લંગહાની હત્યા લંગહ જાતિનું વિવરણ દેવરાજને રાઉલનો જય, ડુંગપતિના અપમાનનો પ્રતિશોધ બીજલ અને આત્મોત્સર્ગનું આશ્ચર્યકારક દૃષ્ટાંત ધારાનગરીનો અવરોધ, લોદ્રુવામાં પણ એવું ખાનામાં અને તેની પ્રતિજ્ઞા, તેની હત્યા ગવળ મુંડનું પિતૃ સિંહાસનારોહણ, તેનું પિતૃહત્યાનું પ્રતિશોધ ... અણહીલવાડપાટણના અધિપતિ વલ્લભસેનની દુહિતા સાથે મુંડના પુત્રનો વિવાહ, ગજનીના સુલતાનનો સમ્માર્મિક ...નું વિવરણ બાછેરાના પુત્ર દુશાજનું ખીચી રજપુતો ઉપર આક્રમણ ચાર ભાઈઓ સાથે તેનું વીર ગજરના જવું અને લાના ગિન્હોટ રાજાની દુહિતાઓનું પાણિગ્રહણ બાછેરાનું મૃત્યુ દુશાજનો અભિષેક, તેના ઉપર મોહપતિ હામીરનું આક્રમણ, દુશાજના પુત્રો અણહીલવાડના રાજા મે ન ખી સિદ્ધરાજની દુહિતા સાથે દુશાજના નાના પુત્ર વિજયરાયનો વિવાહ લંઝા અને વિજયરાય, ભોજદેવ ભેજદેવના વિરુદ્ધ લંઝાનો પ્રપંચ, ગોરી સુલતાન પાસે મદદની પ્રાર્થના, લોદ્રુવાનું આક્રમણ ભોજદેવનું મરણ, લંઝાનું આધિપત્ય, લોદ્રુવાછોડી બીજા સ્થળે તેની પુરપ્રતિષ્ઠા જેશલમેરનું સ્થાપન લંઝાનું મૃત્યુ, દ્વિતીય શાલિવાહન

---

તનુ, ઉટીરાવ, ચુંજર, કાફીયો અને દાયમ નામના કેહુરના પાંચ પુત્રો હતા તેઓ સઘળાના વંશકર પુત્રો પેદા થયા સઘળાએ પુષ્કળ બાહુબળ અને સૌભાગ્ય મેળવ્યું, ચુજના રજપુતનો ભૂમિભાગ તેઓના હાથમાં પડ્યો, રાજભ્રષ્ટ થયેલા રજપુતો પ્રતિશોધ પિપાસા પ્રશમિત કરવા ઉપયુક્ત અવસર જોવા લાગ્યા, તે સમયે કેહુર મૃગયા કરવા વનમાં ગયો ત્યાં તેઓએ તેનો વધ કર્યો

તનુ પિતૃરાજ્ય ઉપર અભિષિક્ત થયો, તેણે બારાહા અને મુલતાનના લંગહા લોકોનો ભૂમિભાગ જપ્ત કરી દીધો તેના અત્યાચારનો પ્રતિશોધ લેવા માટે હુસેનશાહે બખ્તરવાળા અને ઘોડાની પાખરીવાળા લંગહ પઠાણોને લઈ ચતુરાય ઉપર આવ્યો તેણે યદુરાય ઉપર હુમલો કર્યો, તેઓ બધા ઘોડેસ્વારો હતા જેઓની સંખ્યા દશહજારની હતી, વારાહા લોકો પણ તેઓને મળી ગયા હતા, હુસેનખાએ વાહરા પ્રદેશમા છાવણી નાખી હતી તનુરાય પોતાના ભાઈઓને એકઠા કરી શત્રુની સાથે લડવા તૈયાર થયા, ચાર દિવસ સુધી તેઓએ શત્રુના હુમલા થકી કિલ્લાનુ રક્ષણ કર્યુ, પાચમા દિવસે કિલ્લાના બારણા ઉઘાડી દેવા ચતુરાજે આજ્ઞા આપી હાથમા તરવાર લઈ પોતાના પુત્ર વિજયપાલને સાથે રાખી તે શત્રુસેના ઉપર પડયો વારાહા લોકો મહા તો પલાયન કરીગયા, યાદવ રજપુતો વિજયીથયા

તનુના પાચ પુત્ર-વિજયરાય, મકુર, જયતુગ, અલ્લન અને રાકેચા બીજા પુત્ર મકુરનો પુત્ર મેઘો મેઘાના બે પુત્ર-મહોવા અને દિકાઉ દિકાઉએ પોતાના નામે એક મહાદેવની પ્રતિમા કરી તેના નામનો સૂત્રધાર કહેવાયો હાલ સુધી તે મકુર સુતાર નામે પ્રસિદ્ધ છે

જયતુગના રતનસિ અને ચોહીર નામના બે પુત્ર થયા રતનસિએ વિધ્વસ્ત વિક્રમપુરને દુરસ્ત કર્યું ચોહીરના કોલા અને ગિરરાજ નામના બે પુત્ર થયા તે બન્નેએ કોલાસર અને ગિરરાજસર બાધ્યા

ચોથા પુત્ર અલ્લનના ચાર પુત્ર-દેવની નીરપાલ, બાટની અને રાકિચો દેવસીના સતાન ઉટપાલક થયા વળી ગહીલોના વંશજોએ વણિકવૃત્તિ પકડી ઓશવાલ * જાતિમા ગણાયા

ભગવતી વિજયસેનીના અનુગ્રહે તનુરાયને એક સ્થળથી પુષ્કળ ગુપ્ત ધન મળ્યુ તેણે તે ધનની મદદથી બીજનોટ નામનો કિલ્લો બાધ્યો જેમા [illegible]રવીની + મૂર્તિ બેસાડી એસી વર્ષ રાજ્ય કરી તનુ પરલોકવાસી થયો

વિજયરાય સવત્ ૮૭૦ (ઈસ ૮૧૪)મા પિતૃસિહાસને બેઠો પિતૃપુરુષના લાગા કાળના શત્રુ વરાહા લોકને તેણે હરાવ્યા સવત્ ૮૮૨ મા બુટા

* ઓશવાલના બે હજાર વૈશ્ય લોકમ ઓસવાલ મહાજન, વિશેષ પ્રસિદ્ધ અને સમૃદ્ધ છે. તેઓ પૈકી અસિ નામના [illegible] ઉત્પન્ન થતા જેથી તેઓનું નામ ઓસવાલ (ઓશપાલ) પડ્યુ તે પૂર્વે વિશુદ્ધ રજપુત કુળમા પેદા થતા તે સઘળા જૈન ધર્માવલબી છે મારવાડના નગરમા બધે ઓસવાળ વણિકોનો વાસ છે

+ સવત ૮૧૩ (ઈસ ૭૫૭)મા માર્ગશીર્ષ માસની તેરસે રોહિણી નક્ષત્રમા ભગવતીની મૂર્તિની સ્થાપના થઈ

રાણીના પેટે તેનો એક પુત્ર પેદા થયો. તે રાજકુમારનું નામ દેવરાજ રાખ્યું. વારાહા લોકોએ અને લંગાહા લોકોએ એકઠા થઇ ફરીથી ભટ્ટિરાજ ઉપર હુમલો કર્યો. પણ તનુના ભુજબળે પરાસ્ત થઇ તેઓ પલાયન કરી ગયા. આવી રીતના યુદ્ધમાં ફતેહ ન મેળવવાથી તે લોકોએ વિશ્વાસઘાતકતાની મદદ લઇ ફતેહ મેળવવાનું ધાર્યું. દીર્ઘકાળ વ્યાપી વેર વન્હિના નિર્વાણના મિસે તેઓએ વારાહા પતિની પુત્રી સાથે કુમાર દેવરાજનો વિવાહ સંબંધ ઠરાવ્યો. ભટ્ટિરજપુતો પરરાજા સાથે વારાહા રાજના ઘેર આવ્યા. વિશ્વાસઘાતક વારાહા લોકોએ વિજયરાયની અને તેના આઠસો જ્ઞાતિ કુટુંબની હત્યા કરી. દેવરાજે પુરોહિતના ઘરમાં આશ્રય લીધો. શત્રુઓ તેના શોધમાં દોડયા.

દેવરાજના પ્રાણ રક્ષણ માટે કોઇ રીતનો ઉપાય ન જોતાં બ્રાહ્મણે તેના કંઠમાં યજ્ઞોપવીત નાંખ્યું અને વારાહા લોકને છેતરવા સારૂ તેઓની સાથે તે દેવરાજ સાથે એક પાત્રે ભોજન કરવા બેઠો. તેઓએ તનોટ ઉપર હુમલો કરી હસ્તગત કર્યું. કીલ્લામાં જે કોઇ હતું તે શત્રુની તીક્ષ્ણ તલવારથી કપાઇ ગયું. ભટ્ટિકુળ ઘણુખરૂં નિર્મૂળ થયું. ભટ્ટિનું નામ થોડા સમયના માટે લોપ પામ્યું.

લાંબા સમય સુધી દેવરાજ વારાહાના રાજ્યમાં સંતાઇ રહ્યો. છેવટે તેણે પોતાના મામાના નિવાસ બુટાનગરમા જવાનો વિચાર કર્યો. ત્યાં તે ગયો અને પોતાની માનાં દર્શન કરી તે સારૂં સુખ ભોગવવા લાગ્યો. તેની મા, તનોટના ધ્વંશ ઉપર તેના મામાને ત્યાં આવી. પુત્રનું સુખ મંડળ જોઈ તે અત્યંત આનંદિત થઈ દેવરાજે તેના મામા પાસે એક ગામડું માંગ્યું. બુટ્ટાપતિ તે આપવા સંમત થયો. પણ તેના પરિવાર વર્ગે તેને બીવરાવ્યો જેથી તેણે પૂર્વે કરેલી પ્રતિજ્ઞા નહિ પાલી કહ્યું. " એક પાડાની ચર્મ રજ્જુમાં મરૂ ભૂમિનો જેટલો ભાગ આચ્છાદન થાય તેટલો હું આપું " તેમ કરવામાં પણ દેવરાજ સંમત થયો. તે જમીન ઉપર દેવરાજે કીલ્લો ઉભો કર્યો.

બુટ્ટાપતિએ જાણ્યું જે આપેલી જમીન ઉપર ઘર ન કરતાં દેવરાજે કીલ્લો કરી દીધો ત્યારે તે કરવાનું બંધ કરવા તેણે એક દળ મોકલ્યુ; તેણે કીલ્લામાં સેનાદળને શાન્તિથી બોલાવ્યું. મંત્રણા કરવાના મિષે તેણે તેઓમાંથી દશજણને એકાંતમાં બોલાવ્યા. જ્યા તેણે તેઓનો વધ કર્યો. તેના મડદાં તેણે કીલ્લાની બહાર ફેંકી દીધા. એ રીતે દશ સરદારો મરી જવાથી બાકીનું દળ પલાયન કરી ગયું.

વારાહા લોકોના આક્રમણથી જે યોગીએ રાજકુમારનું રક્ષણ કર્યું. તે યોગી થોડા દિવસમાં દેવગઢમાં આવી રાજકુમારને મલ્યો. દેવરાજે તેને સિદ્ધ

ફરી માન્યો દેવરાજે જે બ્રાહ્મણના ઘરમાં આશ્રય લીધો હતો તે યોગી તે બ્રાહ્મણના ઘરમાં રહેતો હતો તે ધાતુ રૂપાન્તર કરવાનું જાણતો હતો એકવાર તે સન્યાસી પોતાની ગુદડી કથા રાખી બીજા સ્થળે ચાલ્યો ગયો દેવરાજે તે કથા ઉપાડી ખભે નાખી જોવામાં તેમાં રહેલ એક પાત્રમાંથી રસનું બિંદુ તેની તલવાર ઉપર પડ્યું તલવાર થોડા સમયમાં સોનાની થઈ ગઈ તે જોઈ દેવરાજ આશ્ચર્યાન્વિત થયો તેણે જોયું તો કથામાં અદ્ભુત રસ કુપી છે દેવરાજ તે લઈ વારાહા પુરોહિતના ઘર વગી પલાયન કરી ગયો તે અમુલ્ય વસ્તુની મદદથી તે દેવરાવલ બનાવવા શક્તિવાન થયો યોગીએ બ્રાહ્મણના ઘેર આવી જોયું તો કથા અને રસ કુપી માલમ પડ્યા નહિ તેણે જાણ્યું જે દેવરાજ બન્ને વસ્તુ લઈ ગયો તે રાજકુમાર દેવરાજને જોવા આવ્યો તેણે તેને અભય વરદાન આપ્યું અને કહ્યું "રાજા' તું મારી શિષ્યતા સ્વીકારી ગુરૂ અગ્નિની એક નિશા દેખાડી યોગીનો વેશ ધારણ કર તો હું તારો અપરાધ ક્ષમા કરૂં " દેવરાજ તેમ કરવામાં સમ્મત થયો સન્યાસીએ તેને મંત્ર આપી દીક્ષિત કર્યો, તેણે તેને ગેરૂવા વસ્ત્ર પહેરાવ્યા તેના કાનમાં મુદ્રા નાખી કંઠમાં શૃંગ નાખતા તેને કૌપિન પહેરાવ્યું રાજ યોગી ભિક્ષા પાત્ર હાથમાં લઈ 'અલેક અલેક" કરી પરીવારમાં માગવા આવ્યો તેનું ભિક્ષા પાત્ર સુવર્ણ અને રત્નોથી પૂર્ણ થયું યોગીએ તેનો રાજ ઉપાધિ ફેરવી રાવલ ઉપાધિ રાખ્યો યોગી તેને તેની ગાદીએ બેસારી અંતર્હિત થયો

પિતૃ હત્યાનો પ્રતિ શોધ લેવા દેવરાજે વારાહાનો સંહાર કરી દેવા ઠરાવ કર્યો તેણે કરેલો ઠરાવ સંપૂર્ણ રીતે સિદ્ધ થયો દેવરાવલમાં પાછો આવી તેણે લંગાહા ઉપર હુમલો કરવા ઉદ્યોગ કર્યો તે સમયે લંગાહા કુળનો યુવરાજ આલી પુરમાં વિવાહ માટે ગયો દેવરાજે દળ સાથે તેના ઉપર હુમલો કર્યો ત્યાં તેણે હજારો આશાર્થીનો સંહાર કર્યો બાકીના લંગાહાઓએ તેની વશ્યતા સ્વીકારી, લંગાહા લોકો વિક્રમગાળી રજપુતો

દેરીસ્તાના મતમાં લંગા લોકો અફગાન છે ભટ્ટિગ્રંથમાં ગ્રંથે એક સ્થળે લખેલ છે જે લંગા લોકો રજપુત અને એક સ્થળે પઠાણ કહેલ છે તેમ કહેવાથી કાંઈ હાની નથી કારણ કે પ્રાચીન અફગાન ( અપઘન ) અને પઠાણ મુસલમાન નથી તેઓ મૂળમાં રજપુત છે

દેવરાવલના દક્ષિણ ભાગે લોડ રજપુતો વસતા હતા તેઓની રાજધાની મોટી હતી જેનું નામ લોદુર્વા હતું, લોદુર્વાના બાર દરવાજા, લોડ રજપુતનો પુત્ર પુરોહિત કોઈક કારણથી પોતાના યજમાનોથી રીસાઈ દેવરાજ પાસે આશ્રય લઈ

રહયો હતો તેણે લોહુવશને ઉત્સાહીત કરી દેવા દેવરાજને ઉશકેર્યો, દેવરાજે તેમ કરવા સ્વીકૃત કર્યું લોહુકુળના અધિપતિ નૃપ ભાણુ પાસે વિવાહનો પ્રસ્તાવ કરી તેણે મોકલ્યો. તે પ્રસ્તાવ નૃપભાણે સ્વીકાર્યો, દેવરાજ બાર હજાર સ્વારો લઈ લોહુ તરફ ચાલ્યો, વરના આગમને નગરના દરવાજા ખુલ્લા રાખ્યા, નગરમા દેવરાજ દળ સાથે પેઠો, તેણે લોહુવાસી ઉપર હુમલો કર્યો, અને થોડા સમયમા લોહુર્વાનો અધીશ્વર થયો. નૃપભાણની પુત્રીનો વિવાહ કર્યો અને નવજીત નગરમા એક સેના રાખી તે મોટા ગર્વે રાજધાનીમા આવ્યો, એ નવી ફતેહ મેળવી દેવરાજ છપન હજાર ઘોડાનો અને લાખ ઉંટનો અધિપતિ થયો.

એ સમયે યશકર્ણ નામનો દેવરાવળવાસી વણિક ધારાનગરીમા ગયો તે સ્થાના અધિપતિ પ્રમાર વજ્રભાણની અનુમતિથી કારાગૃહ થયો, યશકર્ણે પુષ્કળ દ્રવ્ય આપી કેદમાથી છુટકારો મેળવ્યો, તે દેવરાજની પાસે આવ્યો તેણે દેવરાજને પોતાના અંગના બેડી દાગ દેખાડયા, પોતાની પ્રજાના માણસની એવી અવમાનના અને શાસ્તિ જોઈ દેવરાજ દારૂણ શોક અને જીઘાસામા ઉન્મત્ત થઇ ગયો તેણે સઘળાના રૂબરૂ કસમ લીધા "જ્યા સુધી આ અત્યાચારનો પ્રતિશોધ ન લેવાય ત્યાંસુધી મારે જળ લેવુ નહિ," ક્રોધોન્મત યદુવીરે ધારાનગરી કેટલી દૂર છે, એમ જોયુ નહિ છેવટે એક મહામય ધારાનગરી બ્નાઇ, સત્ય પ્રિય દેવરાજ એ કલ્પિત નગરીનો ધ્વસ કરવા તૈયાર થયો પણ તે સહેલાઇથી કરી શકયો નહિ તે સમયે અનેક પરમાર રજપુતો તેની સેનામા નોકરી કરતા હતા તેઓએ પોતાના કુળની સન્માનના અર્થે તે કલ્પિત ધારાનગરીનુ રક્ષણ કરવા પ્રતિજ્ઞા કરી રાજા જ્યારે તેનો ધ્વસ કરવા આગળ વધ્યો ત્યારે પરમાર રજપુતો સમ સ્વરે બોલ્યા, 'જે ઠેકાણે પ્રમાર તે ઠેકાણે ધારા અને જે ઠેકાણે ધારા તે ઠેકાણે પ્રમાર" એમ કહી સઘળા પરમારો કલ્પિત ધારાનગરીના રક્ષણે દોડયા, તેઓએ દેવરાજના હાથે પ્રાણનો ત્યાગ કરી દેશાભિમાનનો સારો દાખલો નાખ્યો, ત્યારપછી તે ખરી ધારાનગરીનો ધ્વસ કરવા આગળ ચાલ્યો રસ્તામા કોઇએ તેની ગતિનો રોધ કર્યો નહિ, માત્ર ધારાનગરીનો રાજા તેની સામો થયો તેણે પરાસ્ત થઇ દેવરાજની વશ્યતા સ્વીકારી, ધારાનગરાધિપ વજ્રભાણે પાચ દિવસસુધી પોતાની નગરીની રક્ષા કરી છેવટે રણસ્થળે પડયો, ત્યારપછી દેવરાજ લોહુર્વા નગરમા આવ્યો.

રાજા દેવરાજના મુંડ અને યદુ નામના બે પુત્ર હતા તેઓએ અનેક સરોવરની પ્રતિષ્ઠા કરી તેમા તનુસર અને દેવસર વિશેષ પ્રસિદ્ધ એક સમયે યદુ રાજ થોડાક સૈનિકો સાથે મૃગયા માટે વનમા ગયો ત્યા તેણે કેટલાક મુજનારાજ પુતના હાથે પ્રાણ ખોયા તેની સાથે છવીશ વીર અનિદ્રો પડયા દેવરાજે છપન વર્ષ રાજ્ય કર્યું

દુશજ, પોતાના ભાઇઓ સાથે ક્ષીર રાજ્યમાં ગયો. ત્યાં તે ત્રણ ભાઇઓ ક્ષીરરાજની ત્રણ પુત્રીને પરણ્યા. એ ઘટના પછી થોડા સમય ઉપર બલુચી લોકો ખાડાલ રાજ્યમાં આવ્યા. જેમાં જે યુદ્ધ થયું તેમાં બલુચી હાર્યા.

બાછેરાના પરલોકવાસ ઉપર તેનો પુત્ર દુશજ સંવત્ ૧૧૦૦માં પિતૃ સિંહાસને બેઠો. તેના રાજ્યમાં સોઢા રાજકુમાર હામીરે આવી પુષ્કળ ધનરત્ન લુંટયા. દુશજે તેના બદલામાં ધાન નગર ઉપર હુમલો કર્યો. વિજયલક્ષ્મિ તેની અંકશાયિની થઈ. દુશજના યશલ અને વિજયપાળ નામના બે પુત્રો હતા. તે શીવાય ઘરડપણામાં વળી એક પુત્રનો તેને લાભ થયો હતો. તેનું લંછવિજય નામ હતું. સઘળાઓ તેના ઉપર બહુ પ્રિતિ રાખતા હતા. દુશજના મૃત્યુ પછી સામંત સરદારોએ તેને રાજ્યગાદી ઉપર બેસાડયો. વિજયરાજ, શોલંકી સિદ્ધરાજ જયસિંહની રાણીને પરણ્યો હતો.

પાટણ રાજકુમારીના પેટે વિજયરાજનો ભોજદેવ પુત્ર પેદા થયો. ભોજદેવ પિતાના મૃત્યુપછી લોદુર્વાના સિંહાસને બેઠો. તે સમયે યશલની પાંત્રીશ વર્ષની અને વિજયરાજની બત્રીશ વર્ષની ઉમ્મર હતી.

દુશજના મૃત્યુ પહેલાં કેટલાક વર્ષ ઉપર ધારાનગરીના અધિપતિ ઉદયાદિત્ય. પ્રમારના વંશધર રાયધવળે ભટ્ટિરાજકુમાર વિજયાદિત્યને પોતાની પુત્રી પરણાવી. વિવાહ કરીને આવ્યા પછી વિજયરાજે ભગવાન શેષલિંગ દેવના ઉદ્દેશે એક મંદિર સ્થાપ્યું અને તેના પડખામાં એક સરોવરની પ્રતિષ્ઠા કરી. તે પ્રમાર રાજકુમારીના પેટે રાહીર નામનો તેનો એક પુત્ર પેદા થયો. રાહીરના બે પુત્ર. નેતસી અને કેકસી.

ભોજદેવ પિતૃસિંહાસને અભિષિક્ત થયો, પણ તેના કાકાએ તેને પદભ્રષ્ટ કરવા ષડયંત્ર કર્યો. પાંચસો સોલંકી રજપુતો ભોજદેવના શરીર રક્ષક હતા, તેથી યશલ સહેલાઇથી તેના ઉપર ફાવી શકયો નહિ. યશલે સોલંકી સૈનિકોને લોદુર્વામાંથી અંતરિત કરી દીધા. તે સમયે સોલંકી રાજા ઘોરી સુલતાનની સાથે યુદ્ધમાં ગુંથાયો હતો. યશલ બસો સવારો લઈ પંજાબ પ્રદેશમાં ગયો. ત્યાં વિજયીઘોરીની મુલાકાત થઇ. ત્યારપછી યશલ યવનરાજ સાથે સિંધુ પ્રદેશની પ્રાચીન રાજધાની આરોહ નગરમાં ગયો. તેની પાસે તેણે પોતાનો ગૂઢ અભિપ્રાય ખુલ્લો કર્યો. તેણે તેની અધીનતા સ્વીકાર કરવાથી એક સેનાદળ મેળવ્યું. તે સેનાદળ લઇ યશલે લોદુર્વાનો ઘેરો ઘાલ્યો કાકાના હુમલાની સામે થાતાં ભોજદેવ રણસ્થળે પડયો. પુરવાસીઓને બે દિવસનો અવસર મળ્યો, તે બે દિવસમાં તેઓ પોતાનો સામાન લઇ નગર છોડી ચાલ્યા. ત્રીજા

દિવસે યવન સેનાએ નગરમા પેસી લુટ કરી લોદુર્વાનો ધ્વંસ થયો યવન સે-નાપતિ કરીમખા લુટનો માલ લઈ પોતાના પ્રદેશમા ગયો

એવી રીતનો પ્રપચ કરી યશાલે લોદુર્વા હસ્તગત કર્યુ તે સ્થળમા ર-હેવાથી તેને વિશેષ આફતો માલુમ પડી જેથી આફત વિના રહી શકાય એવુ દઢ સ્થળ તે શોધવા લાગ્યો લોદુર્વાથી પાચ કોશ દૂરે થોડી ઉન્ની શૈલમાળા હતી યશાલે તેના ઉપર કીલ્લો સ્થાપવા વિચાર કર્યો તે પર્વતમાળાના શિખરે તેણે એક યોગીને જોયો એ યોગીનુ તપોવન બ્રહ્મસર નામના કુડ પાસે આવેલુ હતુ યશાલે તે મુનિના ચરણે પડી પોતાનો વિચાર જાહેર કર્યો. તેનો અભિપ્રાય જાણી મુનિ ઈસાલે કહ્યુ " બચ્ચા ! તુ જે આ પર્વતની ત્રણ ટોચ દેખાય છે તેનુ નામ ત્રિકુટગિરિ છે પાડવવીર અર્જુન પોતાના મિત્ર કૃષ્ણ સાથે એ સ્થાને આવ્યો હતો ત્યા આવી કૃષ્ણે કહ્યુ " ભવિષ્ય કાળમા તારો એક વશધર આ નદી તટે એક નગર અને ત્રિકુટગિરિના ઉપર એક કીલ્લો સ્થાપશે " કૃષ્ણની એ વાત સાભળી અર્જુને કહ્યુ " ભાઈ ! આ નદીનુ પાણી બીલકુલ અપરિ-સ્કૃત છે " ત્યારે હરીએ હાથમા રહેલા ચક્રથી ત્રિકુટગિરિના સ્થળે પ્રહાર કર્યો એટલામા તે સ્થળથી નિર્મળ જળ વાળી નદી નિકળી " ત્યારપછી ત-પોધન ઈસાલે કહ્યુ ' બચ્ચા ! એ સ્થળે કીલ્લો અને શહેર બનાવ "

સવત્ ૧૨૧૨ ( ઈસ ૧૧૫૬ )મા શ્રાવણ માસની શુદ્ધ સાતમના રવિવારે યશાલે સુપ્રસિદ્ધ યશલમીરના કીલ્લાની ભીતની સ્થાપના કરી, થોડા સમયે તે દુર્ગવાસીઓ નામાન લઈ યશલમીરમા આવી વસ્યા, થોડા વખતમા યશલમીરમા મોટી હવેલીઓ બની ગઈ, યશાલના કેલુન અને શાલિવાહન નામના બે પુત્ર હતા એ ઘટના પછી યશલ પાચ વર્ષ જીવ્યો, તેના મૃત્યુ પછી તેનો કનિષ્ઠ પુત્ર શાલિવાહન યશલમીરની ગાદીએ બેઠો



# તૃતિય અધ્યાય

મોટા રાજકુમાર કેલુનનુ નિર્વાસન શાલિવાહનનો અભિષેક, કાઠિ લોકોના વિરુધ્ધે યુદ્ધ યાત્રા, તેઓની ઉત્પત્તિ બાબતનુ આનુમાનિક વિવરણ બાદ્રિનાથે યદુરાજ શાલિવાહનના અનુપ સ્થિતિકાળે તેના પુત્ર બીજીનનુ સિંહાસનારોપણ, ખાડાલમા શાલિવાહનનુ આવવુ, અનુચી સાથે યુદ્ધમા પડવુ, બીજીનની આત્મ હત્યા, કેલુનનુ આવવુ અને રાજસિંહાસનને મેળવુ, ખીનજીખએ કરેલો ખાડાલને હુમલો તેને હરાવી કેલુને કરેલો પિતૃહત્યાનો પ્રતિશોધ, કેલુનનુ મરણ ચાચિક દેવનો અભિષેક, તેણે કરેલ યુદ્ધના રજપુતોનુ દહી કરણ, તેના હાથથી અમરકોટના સોઢાનો પરાજય, રાઠોડોનો ઉપદ્રવ, ચાચિકનુ મરણ જયતસિંહના બદલે ચાચિકના પૌત્ર કરણનો અભિષેક, કરેલ વારાહા રજપુતોનુ શાસન કર્ણનુ મૃત્યુ, લખણસેન, તેનો અધમ વ્યવહાર પૂનપાળ, રણુમદેવ, પૂનપાલની સિંહાસન ચ્યુતિ ઉપર જયતસિંહનો અભિષેક અલાઉદ્દીને કરેલ યુદ્ધનો હુમલો સુલતાનને જયસિંહનું આહ્વાન, જયતસિંહના પુત્રોનુ વીરાચરણ યશલમીર ઉપર હુમલો કન્યાનોરણ- વરાજનો સદ્ભાવ, જયતસિંહ અને તેના પુત્રોનુ આત્મરક્ષા માટે આયોજન યશલમીર ઉપર હુમલો પ્રથમ સેનાનુ અથાક શ્રમ રાવળ જયતસિંહનુ મરણુ તેના પુત્ર રત્નસિંહ સાથે એક સેનાપતિનુ યુદ્ધ, મુળરાજનો અભિષેક, બાદ હુમલો ૪ થી હુમલાનુ વ્યર્થીકરણ અને રુદ્ધ સેનાની દુરવસ્થા, યુદ્ધ સભા, જહરવ્રતના અનુષ્ઠાનનો સંકલ્પ રત્નના મુસલમાન બંધુનો સદ્વ્યવહાર, છેલ્લો હુમલો, રાવળ મુળરાજ અને તેના આત્મીય વર્ગનું યુદ્ધમા પડવુ યશલમીરનો પ્રધ્વંશ

---

યેશલમીર સ્થાપન કરી યશલ માત્ર બાર વર્ષ જીવ્યો, તેના જ્યેષ્ઠપુત્ર કેલુને તના પ્રિય મંત્રી પ્રાહુનો અસંતોષ પેદા કર્યો તથી તે રાજ્યમાથી દૂરકૃત થયો તેથી યશલનો કનિષ્ઠ પુત્ર શાલિવાહન યશલમીરના સિંહસને બેઠો

પ્રસિદ્ધ નામવાળો શાલિવાહન સંવત ૧૨૨૪ (ઇ સ ૧૧૬૮)મા યશલમીરના સિંહાસને અભિષિકત થયો રાજ ગાદી ઉપર બેઠો કે તરત તે કાઠીજાતિના વિરુધ્ધે યુદ્ધમા ઉતર્યો તે કાઠી લોકો પોતાના અધિપતિ જગભાણુ સાથે આલોર અને આરાવલીના મધ્ય ભાગમા વસતા હતા ચર્ચે કાઠી ગણુસ્થળે પ્રાણુ

ખોયા. તેના ગધજાં ગોડા અને ઉંટો વીજયી શાલિવાહનના હાથમાં આવ્યા' એ પરાક્રમથી શાલિવાહનની કીર્તિ ચારે તરફ પ્રસરી ગઈ. વિજર, વાનાર અને હાસો નામના શાલિવાહનના ત્રણ પુત્ર હતા.

બદ્રિનાથની પર્વત માળા ઉપર એક રાજ્યહતુ તે પ્રદેશમાં યદુવંશીય નૃપતિઓ રાજ્ય કરતા હતા ગજનીમાંથી યદુકુળ વિતાડિત હોવાથી પ્રથમ શાલિવાહનની સંતતિ તે સ્થળે વસતી હતી, તે પ્રદેશનો રાજા આ સમયે અપુત્રક હતો. જે પરલોકવાસી હોવાથી રાજ્યાસન રાજરહિત હતું. તેનું શુન્યસિંહાસન પૂરણ કરવા માટે કેટલાક દૂતોએ આવી શાલિવાહન પાને એક રાજકુમાર માંગ્યો. તેઓને માગણી પ્રમાણે શાલિવાહને પોતાના નાના પુત્ર હાસો ( હંસ ) ને મોકલ્યો. પણ દુ ખના વિષય એટલો કે હંસ બદ્રીનાથના પહોચ્યો કે તરત મરણ પામ્યો હંસની પત્ની તે સમયે ગર્ભવતી હતી રસ્તામાં તેની પ્રસવવેદના વધી; તેણે એક ખાખરાના ઝાડ નીચે આશ્રય લીધો ત્યા એક પુત્રને પ્રસવ આપ્યો. પલાશ વૃક્ષ નીચે પ્રસવ થયાથી તેનુ નામ પાલશીય પડ્યું. પાલશીય તે પ્રદેશનો અધિપતિ થયો.

શીરોહી અધિપતિ દેવરાજ માનસિંહ પાસેથી વિવાહ પ્રસ્તાવ આવવાથી બળીરાજ વિવાહ માટે શીરોહી તરફ ચાલ્યો. જવાના સમયે તેણે પોતાના જ્યેષ્ઠ પુત્ર જીજીલના હાથમા રાજ્ય શાસનભાર સોંપ્યો, તેના પ્રસ્થાન પછી થોડા સમયે રાજકુમારના પાઈભાઇએ રાજ્યમા ઘોષણા ચલાવી જે " રાવળ એક વાઘની સાથે યુદ્ધ કરતા મરણ પામ્યો જેથી વિજીલનો રાજ્યાભિષેક થવો જોઇએ," વીજીર રાજ્યગાદીએ અભિષિક્ત થયો. શાલિવાહન પોતાના રાજ્યમાં આવ્યો. પુત્રના એવા કાર્યથી તેની સાથે તેનો વાદાનુવાદ થયો. પણ સઘળું વ્યર્થ ગયું, પિતૃદ્રોહી પુત્રના દુરાચરણથી શાલિવાહન બીલકુલ શોકાતુર થયો. તે ખાડાળ રાજ્યમાં ગયો, ત્યાની રાજધાની દેવરાવળે બલુચી સાથે યુદ્ધમાં તે મરાણો. દુર્વૃત્તવિજીર રાજ સુખ ઘણો કાળ ભોગવી શક્યો નહિ, એકવાર તેણે ક્રોધાવેશમાં ખાઇભાઇ ઉપર પ્રહાર કર્યા, જેમા ખાઇભાઇએ પણ સામા પ્રહાર કર્યા. જેથી લજ્જીત થઇ વિજીર છરી ખાઈ મરણ પામ્યો

પશલમીરનું રાજ્યાસન રાજ શુન્યથઇ પડ્યું, વિજીરનો એક પણ પુત્ર નહોતો, દ્વિતીય શાલિવાહનનો જ્યેષ્ઠ ભ્રાતા કેલુન ઈ. સ. ૧૨૦૦ માં યશલમીરની ગાદીએ અભિષિક્ત થયો. તેના ચાચીકદેવ, પલન, જયચાંદ, પિતમસિંહ, પેનમચાદ અને ઉશરાવ નામના છો પુત્ર હતા. કેલનના બીજા અને ત્રીજા પુત્રના અનેક સંતાન થયાં. તેઓ સઘળા જયશીર અને શોહામ રજપુતના નામે પ્રસિદ્ધ થયા.

એ સમયે બલોચ ખીજરખાંએ પાંચ હજાર સૈનિકો સાથે સિંધુનદ ઉતરી ખાડાળ રાજ્ય ઉપર ફરી હુમલો કર્યો, આ તેનું બીજુ અભિયાન હતું. તેની આગમન વાર્તા સાંભળી કેલુન સાત હજાર રજપુતો સાથે તેની સામે થયો. યવન વીર ખીજરખાં પંદરસો યવનો સાથે યુદ્ધ સ્થળે મરાયો. બાકીનું તેનું સૈન્ય પલાયન કરી ગયું, કેલુનરાય જયી થયો. તેણે એકંદર ઓગણીશ વર્ષ રાજ્ય કર્યું.

કેલુનના પરલોક વાસ ઉપર તેનો જ્યેષ્ટ પુત્ર ચાચિકદેવ, સંવત ૧૨૭૫ ( ઈ. સ. ૧૨૧૯ ) માં યશલમીરના સિંહાસને બેઠો. રાજ્યાસને બેસી તે ચુજના રજપુતોની સાથે યુદ્ધમાં ઉતર્યો. તે તેઓ ઉપર વિજય મેળવી, મોટા અહંકારથી યશલમીરમાં આવ્યો. તે જય મેળવ્યા પછી તરત સવલ ચાચિકદેવ, સોઢારાજ રાણા આરમસિંહના રાજ્ય ઉપર અકસ્માત્ પડયો, સોઢાધિપતિ ચાર હજાર સૈનિક સાથે તેની સામે થયો. પણ તે ભટીવીરનું આક્રમણ વ્યર્થ કરી શકયો નહિ. તે રણસ્થળ છોડીને પોતાની રાજધાની અમરકોટમાં ગયો. ત્યાર પછી તેણે પોતાની પુત્રી વિજયી ચાચિકદેવને પરણાવી વિવાદ ભાગી દીધો.

તે સમયે રાઠોડ રજપુતો ક્ષીર રાજ્યમા ઉપત્તિવિઘ્ન થઇ ચારે તરફના લોકોને બહુ હેરાન કરતા હતા. તેઓનું દમન કરવાનો રાવળ ચાચિકદેવે સંકલ્પ કર્યો. સોઢા સેનિયોની સાથે તે ચેશોાળ અને ભાલોત્ર સ્થળે આવી પહોંચ્યો, તે સ્થળે ચાહુ અને ખીરહુ નામના બે અધિપતિઓ હતા. તેઓએ પોતાની એક કન્યાને ચાચિકદેવને આપી, ચાચિકદેવનો ક્રોધ શમન કર્યો.

રાવળ ચાચિકદેવે એકંદર બત્રીશ વર્ષ રાજ્ય કર્યું. તેનો માત્ર એક પુત્ર હતો. જેનું નામ તેજરાવ હતું. તેજરાવ, વસત રોગથી આક્રાંત થઇ પોતાની ઉમ્મરના ચાલીશમા વર્ષે મરણ પામ્યો. જયસિંહ અને કર્ણ નામના તેના બે પુત્ર હતા. નાના કર્ણ ઉપર રાવલની પુષ્કળ પ્રિતિ હતી. તે માટે મુમુર્ષુ સમયે તેણે પોતાના સરદારોને બોલાવી કહ્યું જે " તેના મરણ પછી કર્ણને રાજ્યાસને અભિષિક્ત કરવો "

રાવળ ચાચિકદેવના સરદારોએ કર્ણને રાજ્યસિંહાસને બેસાર્યો, જેષ્ટ રાજકુમાર જયસિંહ અગ્રજસત્વથી વંચિત થઇ માતૃ ભૂમિ છોડી ગુર્જર પ્રદેશમાં જઈ મુસલમાન રાજ્યમા નોકરી કરવા લાગ્યો, તે સમયે મુજફ્ફર નામનો એક મુસલમાન નાગોર જનપદે શાસન કર્તૃત્વે નિયુક્ત હતો. તેના તાબામાં પાંચ હજાર ઘોડા સવારો હતા, તે સઘળા સવારોને લઇ મુજફ્ફર ચારે તરફના રહેવાશીઓને અધિક પીડા આપતો હતો. તેના અત્યાચારથી સઘળા હેરાન હતા. નાગોરથી પંદર કોશ ઉપર ભગવતદાસ નામનો ભોમીઓ

રજપુત વનતો હતો તેના લગ્નના સંતગ્નો નક્કી હતા, ભગવતીદાસની માત્ર એક પુત્રી હતી, સુલ્ફરે તેને પરણવાનુ ચાહ્યુ, પણ સોલંકીયા રજપુતે તેની અન્યાય પ્રાર્થના અગ્રાહ્ય કરી, તેણે પોતાના પરિવાર સાથે માતૃ ભૂમિ છોડી, જે આશ્રય મેળવવા યશલમીરમા જવા અપેક્ષા કરી, યવનરાજે તેનો ઈરાદો જાણી દગાથી તેનો માર્ગ રોક્યો, બન્ને પક્ષમા ઘોર યુદ્ધ થયુ તે યુદ્ધમા અનેક વાગડા રજપુતો માર્યા ગયા, અને ભગવતીદાસની પુત્રી અને કીમતી નામની ચીજો યવનના હાથમા આવી દુ ખ અને શોકે ઉત્પન્ન થઈ સોમીયા ભગવતીદાસે શરણ કર્યું શરણ લીધુ ત્યા તેણે તેના દુ ખની વાત કહી દીધી સરલ કર્ણના હૃદયમા દારુણ ક્રોધાગ્નિ પ્રજ્વલીત થયો, તેણે કેટલુક સૈન્ય લઈ દુર્ગતખા ઉપર ઉપર હુમલો કર્યો તેણે યવન સૈન્યની સેનાનો નાશ કર્યો અને ભગવતી દાસની રક્ષા કરી રાવલ કર્ણે અઠાવીશ વર્ષ રાજ્ય કર્યું સંવત ૧૩૨૭ (ઇ સ.૧૨૭૧) મા તે ૫ લોકવાસી થયો તેના મૃત્યુ પછી તેનો પુત્ર લક્ષ્મણસેન અભિષિક્ત થયો

ભટ્ટિરાજ લક્ષ્મણસેન હીન બુદ્ધિ હતો તે નોહા રજપુત વંશીયની કન્યાને પરણ્યો તે નોહા કુમારીદારે તેનો સઘળો વ્યાપાર ચલાવ્યો, તે રાજપુત્રીએ પોતાના ભાઇઓને અમરકાન્ધી યશલમીરમા તેડાવ્યા લક્ષ્મણસેને ચાર વર્ષ રાજ્ય કર્યું ત્યાર પછી તેના સરદારોએ તેને પદચ્યુત કરી તેના ઠેકાણે તેના પુત્ર પુનપાલને અભિષિક્ત કર્યો

રાવલ પુનપાલ અયત ક્રોધિત સ્વભાવનો હતો તેની પ્રકૃતિથી દેરાન થઇ રાજ સરદારોએ તેને પદચ્યુત કર્યો ત્યાર પછી નિર્વાસિત જયસિંહ યશલમીરના આવ્યો સરદારોએ તેને યશલમીરની ગાદીએ અભિષિક્ત કર્યો સવત ૧૩૩૨ ( ઇ સ ૧૨૭૬ ) મા જયસિંહનો રાજ્યાભિષેક થયો, મૂલરાજ અને રતનસિંહ નામના જયસિંહના બે પુત્ર હતા, મૂલરાજનો પુત્ર દેવરાજ ઝાલોરના શનિગુરુ સરદારની દુહિતાને પરણ્યો હતો. તે સમયે મહમદ (ખુની) બાદશાહે સુલ્તાન પુરીહર રાજ નામના જયસિંહના રાજ્ય ઉપર હુમલો કર્યો રાજા યવનો સાથે ભયકર યુદ્ધ કરીને વીરો પાન્ન યુદ્ધમા પરાજય થઈ પલાયન કરી ગયો તેણે પોતાની બાર પુત્રીઓ સાથે યશલમીરના રાવલનો આશ્રય લીધો રજપુતના નિવાસ માટે વાડ નામ નગર લીલાગરે આદરથી આપી દીધુ

જયસિંહ સિન્ધાળ અને હામીર નામના બન્ને પુત્રો, દેવરાજથી શનિગુરુ રાજકુમારીના પેટે પેદા થયા, નાનો રાજકુમાર હામીર એક વીર પુરુષ થઈ

નીવડયો, તેણે સીહલોના કુંપરસેન ઉપર હુમલો કર્યો તેનું રાજ્ય તેણે લુંટી લીધું, જેતો હુનકર્ણ અને મેરૂ નામના હામીરના બે પુત્રો, એ સમયે ઘોરી અલ્લાઉદ્દીને ભારતવર્ષ ઉપર પોતાની પ્રચંડ તલવાર ઉંચી કરી, ઠઠ્ઠા અને મુલ્તાનના રાજાઓ તેના પરાક્રમે પરાસ્ત થઇ ગયા. તેઓએ દાસ થઇ અલ્લાઉદ્દીનને પુષ્કળ ધનરત્ન આપ્યાં. તે સામગ્રી લઇ અલ્લાઉદ્દીને દિલ્હી તરફ આવવાને વિચાર કર્યો. રાવલ જયતસિંહના પુત્રોએ તે ધનરત્ન હસ્તગત કરવાનો સંકલ્પ કર્યો, શસ્ત્રવિક્રેતાના વેષમાં તેઓ સાત હજાર ઘોડા અને બારસો ઉંટ લઇ બહાર નીકળ્યા. તે સમયે યવન સેના પંચનદ તીરે વિશ્રામ કરી રહી હતી ભટ્ટિ રાજલોકોએ તેઓની પાસે આવી જોયું, આઠસો મોગલ તથા પઠાણો તે લુંટેલાં દ્રવ્યનું રક્ષણ કરેછે રાત્રીના સમયે તેઓ તેના ઉપર પડયા. અનેક મોગલ અને પઠાણનો તેણે સંહાર કર્યો. તેઓ તે સઘળો કીંમતી માલ લઇ યશલમીરમાં આવ્યા. તેઓના હાથથી બચી જેઓ પલાયન કરી ગયા હતા તેણે રાજા પાસે સઘળી બીના જાહેર કરી. તે સાંભળી અલ્લાઉદ્દીનનો ક્રોધાનળ સળગી ઉઠયો. તેણે થયેલા અવમાનનો પ્રતિશોધ લેવા ભટ્ટિ ઉપર હુમલો કરવાનો વિચાર કર્યો અને યુદ્ધ કરવાની સઘળી ગોઠવણ કરી.

થોડા દિવસમાં રાવલ જગતસિંહને ખબર મળ્યા જે યવનરાજ અલ્લાઉદ્દીને લશ્કર સાથે અજમેરમાં આવી અનસાગર નામના સરોવર ઉપર છાવણી કરી. તે થોડા સમયમા યશલમીર ઉપર હુમલો કરશે ત્યારે ભટ્ટિરાજ સ્વદેશ રક્ષણ માટે તૈયારી કરવા લાગ્યો. નગરના સઘળા વૃદ્ધો અને અશકત માણસો તેના કહેવાથી મરૂભુમિના મધ્ય ભાગમાં ગયા, રાજધાનીની ચારે તરફના ગામડાં ધ્વંસ કરીને લશ્કર સાથે સાવધ થઇ કીલ્લામાં રહ્યો, તેના બે પુત્રો પાંચ હજાર યોધા સાથે કીલ્લામાં રહ્યા. દેવરાજ અને હામીર દળ લઇ નગરની બહાર નીકળ્યા, સુલતાન ખુદ યુદ્ધ સ્થળે અગ્રસર થયો નહોતો. લોઢાના બખતર વાળી ખોરાશાતી આંતકારીથી સેનાને યશલમીર તરફ મોકલી તે અજમેરમાં વિરામ કરતો હતો.

યવનસેના યશલમીર તરફ અગ્રસર થઇ, ભટ્ટિ કીલ્લાના માથા ઉપર છપ્પન કોટ ભટ્ટિવીર સજ્જીત હતા પણ હજાર સાતસો યોદ્ધા ભિન્નભિન્ન દળે વિભકત થઇ કોટમાં વિરાજવા લાગ્યા વળી આક્રાંત પ્રદેશના રક્ષણ માટે સહાયતા કરવામાં બે હજાર યોદ્ધા કીલ્લામાં કાયમ સાવધ રહેતા હતા. યવનો આવી પહોંચ્યા. ભયંકર યુદ્ધ ચાલ્યું. પહેલા અઠવાડીયામાં યવનોના સાત હજાર યોદ્ધા રજપુતના હાથથી રણસ્થળે પડયા. મીરમહોબતખાં અને આલીખાં યુદ્ધક્ષેત્રમાં

હાજર હતા. યશલમીર ઉપર હુમલો કરવા આવતાં મુસલમાનો ઉતરી પડ્યા. ભટ્ટિવીર હામીર અને દેવરાજે તેઓના ઉપર બે વર્ષ ઘેરો રાખ્યો અને તેના ઉદ્ધાર માટે મુંદરથી જે સેના આવતી હતી, તેનો પણ માર્ગ રજપુતોએ રોકયો. એમ કરતાં આઠ વર્ષ વીતી ગયાં, તોપણ મુસલમાનોથી કાંઈ બની શક્યું નહિ. તે સમયે રાવલ જયસિંહે આત્મઘાત બંધ કરી કીલ્લાની અંદર તેનો અંત્યેષ્ટિ સંસ્કાર થયો તેણે અઢાર વર્ષ રાજ્ય કર્યું.

એ દુઃખ કાળના ઘેરામાં યશલમીરમાં એક અદ્ભુત વ્યાપાર સાધિત થયો. રતનસિંહ અને યવન સેનાપતિ નવાબ મામુજખાં વચ્ચે મિત્ર ભાવનો સમાલાપ ચાલ્યો. બન્ને એક કઠણ બંધુત્વ સૂત્રે બંધાયા, તેઓ બન્ને કેટલાક રક્ષકોને સાથે રાખી બન્ને પક્ષની સેના સ્થળ વચ્ચેના ખજુરીના ઝાડ નીચે બેસી મિત્ર ભાવની વાર્તા કરવા લાગ્યા. બન્ને ઘણા પ્રકારનો આમોદ પ્રમોદ કરવા લાગ્યા, બન્ને એકઠા બેસી ચુત ક્રીડા કરતા હતા, ત્યારે કર્તવ્યના અનુરોધે તેઓ યુદ્ધ ક્ષેત્રમાં ઉતરતા હતા ત્યારે ખરા પ્રતિદ્વંદ્વીની જેમ પરસ્પર વિરોધે યુદ્ધ કરતા હતા. તેઓના એવા આચરણથી બન્ને પક્ષવાળા મુગ્ધ થયા.

જયસિંહના પરલોકગમન ઉપર તેનો પુત્ર મૂળરાજ સંવત ૧૨૫૦ (ઇ. સ ૧૧૯૪) માં યશલમીરની ગાદીએ બેઠો. આભિષેચનિક ઉત્સવ વ્યાપાર સાથે કીલ્લામાં ગીત વાદ્ય થવા લાગ્યા, બરોબર તે સમયે રતનસિંહ અને મામુજખાં ખજુરીના ઝાડ નીચે બંધુભાવની વાર્તા કરતા હતા, ભટ્ટીરાજકુમારે સેનાપતિ પાસે એ આનંદ ઉત્સવનું કારણ કહી દીધું, ત્યારપછી મામુજખાંએ કહ્યું ભાઈ ! મુલતાન આપણા બન્ને બંધુત્વ વ્યાપાર સાંભળી અત્યંત ક્રુદ્ધ થયો છે, તેની ધારણા છે જે આપણી મિત્રતાથી અવરોધમાં વિલંબ થયો. આ લાંછન શા માટે હું કલંકનો ભાગી થાઉં, મુલતાનના હુકમથી આવતી કાલે ભારે યુદ્ધ થશે, હું યુદ્ધ સેનાદળ ચલાવીશ, રતનસિંહ યુદ્ધ માટે તૈયાર થયો, નિર્દિષ્ટ સમયે યુદ્ધ થયું તે યુદ્ધ ભયાનક નીવડ્યું, રજપુતોએ પ્રચંડ વીર્યતાથી યવનોનો હુમલો વ્યર્થ કર્યો પણ તેથી શત્રુઓ નિરુત્સાહ થયા નહિ તેઓને નવું સેનાબળ મળવાથી તેઓ નવા ઉત્સાહે ઉત્સાહિત થયા. તે વર્ષના આખર ભાગમાં યશલમીર ભયંકર અકાળ થયું અનાહારે અનેક સૈનિકો મરણ પામ્યા. ત્યારે મૂળરાજે, પોતાના સરદારોને એકઠા કરી કહ્યું. " વીર પુરૂષો ! આટલા વર્ષ સુધી આપણે માત્ર ભૂમિની રક્ષા કરી પણ હવે રક્ષણ કરવાનો ઉપાય નથી. આપણી ખાદ્ય સામગ્રી નિઃશેષિત થઈ હવે આ સમે શું કરવું. પ્રધાન સરદાર ઘેરીર અને વિક્રમસિંહે કહ્યું " હવે અગ્નિવ્રતનું અનુષ્ઠાન કરવું યોગ્ય છે."

નવાબ માખૂબખાનો એક નાનો ભાઈ હતો રતનસિંહે તેને યશલમીરમા આણ્યો. તે યવને ભટ્ટીકુળની ખરી અવસ્થા જાણી લઈ કીલ્લાનો ત્યાગ કર્યો અને યવન સેનાપતિને યશલમીરની હાલતનો વૃત્તાન્ત કહી સંભળાવ્યો, ત્યારે યવનોએ ફરીથી કીલ્લાને ઘેરો ઘાલ્યો, મૂળરાજે પોતાના ભાઈ રતનસિંહને પુષ્કળ ધિક્કારી કહ્યુ " તુજ આ અનર્થનુ મૂળ છે, હવે શુ કરવુ હવે માત્ર એકજ ઉપાય છે, હવે મહિલાનો સંહાર કરવો, ત્યારપછી જે સામગ્રી હોય તેને અગ્નિમા કે જળમા નાખી નષ્ટ કરી દેવી, એ સઘળુ કર્યા પછી માતૃભૂમિના માટે આપણે પ્રાણ આપવા. "

રણનુ નગારૂ વાગ્યુ, સરદારો ચારે તરફથી આવી એકઠા થયા સઘળાની દૃઢ પ્રતિજ્ઞા સાથે યશલમીરનો યશોરાશિ ઉજ્જવલિત કર્યો, ભટ્ટકુળનુ ગૌરવ વધારી દેવુ, મૂળરાજે સઘળાને બોલાવી કહ્યુ બધુઓ! આપણે વીરકુળમા પેદા થયા છીએ, માતૃભૂમિના રક્ષણ માટે પ્રાણ આપવા તમ સામાથી કોઈ પરાગ મુખ નથી કે ક્ષત્રિયકુળમા તમારા જેવા કોણ વીરબળ છે!

એ રીતના વીરરસ પૂર્ણ વચનો સાભળી સૈન્ય અને સામતના હૃદય ઉશ્કેરાયા મૂળરાજ પોતાના ભાઈ રતનસિંહ સાથે જનાનખાનામા ગયો, તે રાણીઓને મળ્યો અને તેણે તેઓને ગભીર સ્વરે કહ્યુ ' વિરાગના! પ્રિય સભાષણ કરવાનો સમય વીતી ગયો હવે તમારે એક કઠોર કર્તવ્ય કરવાનો સમય આવ્યો, યશલમીરની રક્ષા થઈ શકે તેમ નથી, હવે રક્ષણ કરવાનો ઉપાય રહ્યો નથી, જલદી સ્વર્ગપુરે મળવા હવે સૌભાગ્યવતી રહેવા તજવીજ કરો, " એ વાત સાભળી મોટા મહિષી હસીને બોલી " આજ રાત્રીએ અમો તૈયાર થાશુ પરોઢીયુ થાશે નહિ, તેટલામા સ્વર્ગધામે જાશુ યશલમીરના સઘળા સરદારોની સ્ત્રીઓ પણ એવી રીતનુ જહરવ્રત ઉદ્યાપન કરવા તૈયાર થઈ, પરોઢીયુ થયુ તરૂણ અરૂણના કિરણની છટા ચારે તરફ પ્રસરી રાણીએ સ્નાનાદિક નિત્ય કર્મ વિગેરે કર્યું, બાલિકા વૃદ્ધા પ્રૌઢા તરૂણી સ્ત્રીઓ જનાનખાનામા એકઠી થઈ, તેઓએ સ્વજન પાસેથી કાયમના માટે વિદાયગીરી લીધી પછી ભયાનક જહરવ્રતનુ અનુષ્ઠાન થયુ. ચોવીશ હઝાર રજપુત રમણીએ પ્રાણના ઉત્સર્ગ કર્યા, તે યશલમીરના કીલ્લામા જે કોઈ મૂલ્યવાન હતુ, તેનો જળના અને અગ્નિમા પ્રક્ષેપ કર્યો, શત્રુના માટે તૃણ માત્ર પણ રાખ્યુ નહિ, યશલની પ્રિયતમ રાજધાની આજ મસાણ જેવી થઈ, ભટ્ટી વીરોએ પૂજા અર્ચના કરી, પોતાના શરીરના ધન રત્ન દરિદ્રોને આપ્યા, કાનમા તુળસી કઠમા શાલગ્રામ અને માથે મુગટ ધારણ કર્યો, અને કેસરીયા વસ્ત્ર પહેરી અસ્ત્રશસ્ત્રથી સજ્જીત થઈ રણ સ્થળમા ઉતરવા તેઓ તૈયાર થયા એવી રીતે આઠ ત્રીશસો યોદ્ધા પોતાના વીરસરદારો સાથે યુધ્ધક્ષેત્રમા જીવ આપવા તૈયારથયા



# ચતુર્થ અધ્યાય.

યશલમીરના ખડેગમા મેહરોર રાઠોડ રજપુતને વાસ. ભટ્ટીરા દુદુએ કરેલો તેનો પરાજય, ફીરોજશાહ સાથે તેનું રણ યશલમીરનો બીજીવારનો પ્રધ્વંસ દુદુનું મરણ ભારતવર્ષનું મોગલનું અભિયાન ભટ્ટિરાજકુમારની સ્વાધીનતા પ્રાપ્તિ રાવલ ગરસિંહે કરેલી યશલમીરની પુનઃપ્રતિષ્ઠા દેવરાજનો પુત્ર કેહુડ તેનો ભાગ્યોદય તેનું રાવલ ગર-સિંહની વિધવા પત્નીએ કરેલ દત્તક ગ્રહણ ગરસિંહની ગુપ્ત હત્યા. કેહુડનો રાજ્યાભિષેક. વિમળા દેવીનો ચિતાગ્નિમા પ્રાણત્યાગ. હામીરના પુત્રોનો કેહુડના ઉત્તરાધિકારી રાઠોડે આદેશ મેવાડ થકી જૈત પાસે વિવાહ પ્રસ્તાવ સંબંધ ભગ. ભાઈઓનું મરણ. રાવ રણિંગદેવની અનુશોચના કેહુડના તેના જ્યેષ્ટ પુત્ર સોમનુ ગિરગામાં જવું પિતૃહત્યાનો બદલો લેવા રાવ રણિંગદેવના પુત્રોની મુસલમાન ધર્મે દિક્ષા. આગેરીયા ભટ્ટિરજપુતો સાથે તેઓનું સંમિશ્રણ. કેલુન. ખાડાવખાથી લ્યાંગનું દૂરીકરણ. ગારા નદી ઉપર કેલુને કરેલ કીરો નામનો કીલ્લો તેના ઉપર લંગાહાનું આક્રમણ તેના હાથે મોહીલ અને વાહીલનો પરાભવ. પંચનદ પ્રદેશમા આધિપત્યનો વિસ્તાર. સોમવંશમા કેલુનનો વિવાહ. સોમવંશનું વિવરણ. સોમલોકો ઉપર તેનું આક્રમણ. પોતાના રાજ્યનો સીમાનિર્દેશ. કેલુનનું મૃત્યુ. ચાચિકનો અભિષેક. મારોટમા તેનુ રાજ્યસ્થાપન મહીપાળનો પરાજય. અશ્વિની કોટ. તેની આનુમાનિક સ્થિતિ ભુમિ, શાતુલમીર સાથે વિવાદ. તેનું બળ, દેહતખાં સાથે સંધિ બંધન. રાવ ચાચિકનું પીલીબાગ આક્રમણ ખાટરનુ વિવરણ. લાંગાનુ પરાક્રમ. રાવ ચાચિકનું દુઃખ. મુલતાન રાજાનુ યુદ્ધમ આહ્વાન. ધુનીયાપુરમા જવુ પોત પોતાના યુદ્ધનું મંગળાચરણ. ખડગંપુજા, ચાચિકને અધ પ્રાણત્યાગ, તેના પુત્ર કુંભનું પ્રતિશોધ ગ્રહણ વીરશીલે કરેલ ધુનીયાપુરની પુનઃપ્રતિષ્ઠા ફિરોઝ તેનું જવુ લાગ અને બેલુચનુ આક્રમણ. તેઓનો પરાજય. રાવ વીરશીલ સાથે રાવલ વીરસિંહની મુલાકાત, બાબરે કરેલ મુલતાન જય. પંજાબના ભટ્ટિરજપુતોની મુસલમાન ધર્મની દીક્ષા. રાવલ વીરસિંહ, જૈત, લુનકર્ણ., ભીમ, મનોહરદાસ અને સુબલસિંહ.

---

યશલમીરના તે શોચનીય અધઃપાત પછી મેહરોર અધિપતિ પરાક્રમ શાળી થઇ પડ્યો જેનું નામ મલોજી હતું, મલોજીનો પુત્ર

મૂળરાજનો ( તૃતીય ) દેવરાજ નામનો જે પુત્ર પેદા થયો હતો તે દેવરાજ મુદ્રાધિપ રાણા રૂપરાયની પુત્રીને પરણ્યો તે રાજકુમારીના પેટે દેવરાજથી કેહુડ નામનો પુત્ર પેદા થયો સુલતાને જે સમયે યશલમીર ઉપર હુમલો કર્યો તે સમય પહેલા કેહુડ તેની મા સાથે મામાના રાજ્યમા ગયો હતો બાર વર્ષની ઉમરે કેહુડ પોતાના માતા મહના ગોવાળીયાઓ સાથે જંગલમા ઢોરો ચારવા ગયો તે સમયે તે કામથી થાકી એક રાફડા ઉપર માથુ મુકી કેહુડ સુઇ ગયો, રાફડામાથી મોટા ભુજંગે નીકળી તેના માથા ઉપર ઉચા થઇ મોટી ફેણ ફેલાવી તે સમયે એક ચારણ તે રસ્તા ઉપર થઈ જાતો હતો સર્પને એવી અવસ્થામા જોઇ ચારણે રાણા પાસે જઇ તે વૃત્તાન્ત કહ્યો રાણો સત્વર તેસ્થાને આવ્યો પોતાના દૌહિત્રનુ પરમ સૌભાગ્ય જાણી તે પુષ્કળ આનંદ ભોગવવા લાગ્યો વિમળાદેવીના પેટે ગર્ભસિદ્ધનુ સંતાન હોવાથી તે દત્તક પુત્ર લેવાને ઉત્સુક થયો, ભટી કુળના સઘળા રાજકુમારો તેના રૂબરૂ એકઠા થયા પણ કોઇ રાજકુમાર કેહુડના તુલ્ય થયો નહિ તેણે દત્તક પુત્ર લેવામા કેહુડને પસંદ કર્યો, તેથી બીજા રાજકુમારો દ્વેષવાળા થઇ ષડયંત્ર કરવા લાગ્યા, તે સમયે કેહુડ દરરોજ એક સરોવર જોવા જાતો હતો, રજપુત કુમારોએ, તે સરોવર ઉપર જઇ તેના ઉપર હુમલો કર્યો, અને કેહુડને માર્યો, વિમળાદેવીએ કેહુડને રાજ્ય ઉપર અભિષિક્ત કર્યો, વિમળાદેવીએ હામીરના બે પુત્રને પોતાના પુત્રરૂપે ઠરાવવા જેના નામ જૈતઅને પૂનકર્ણ

ચિતોડેશ્વર રાણા કુંભ તરફથી રાજકુમાર જૈત પાસે વિવાહનુ નાળિયેર આવ્યુ ત્યાર પછી ભટ્ટિ રાજકુમાર મેવાડ તરફ ગયો તે આરાવલી પર્વતના બાર કોશ દૂર ગયો શાવવાનીનો પ્રસિદ્ધ શકલાવીર મીરાજ તેને ત્યા મળી ગયો તે બંધુ સમાગમના પછી તરતજ જૈત વિવાહ યાત્રામા નીકળના ઉદ્યોગ કરવા લાગ્યો એટલામા જમણી બાજુએ એક વન્ય કપોત વારવાર ચિત્કાર કરવા લાગ્યો શકલાવીરનો સાળો તેઓની સાથે હતો તે શાકુન વિદ્યામાવિશેષ પારદર્શી હતો તે વન્યકપોતનો અવાજ સાંભળી બોલ્યો, ' આ એક ભયાનક ખરાબ ચિન્હ, આજ નિસરવુ યુક્ત નથી " જૈત તે દિવસે ત્યા રહ્યો બીજા દિવસે જવા માટે તે સઘળા પોતપોતાના ઘોડે ચડયા એટલામા એક વાઘણ ચિત્કાર કરવા લાગી ત્યારે તે શકન જાણનારે ગણના કરી કહ્યુ " મોટાઘરના અંદરની વાત બહાર પાડવા જેવી હોય નહિ તમારે મેવાડમા જવુ થશે નહિ આ ક્ષણે એક આશામીને કમલમીરમા જઇ તપાસ કરી આવવાનુ કહો તેથી ગુઢ વૃત્તાંત માલુમ પડી આવશે " તેના કહેના પ્રમાણે એક બળિષ્ટ રજપુતને મેવાડમા મોકલ્યો તેણે ત્યાથી પાછા આવી કહ્યુ ' મે ઘણ સારૂ જોયુ નહિ રાણાના મનમા એક ભયાનક દુરભિ સંધિ છે ' જૈત ત્યાર પછી મેવાડ તરફ

લઇ યશલમીરમાં જઈવસો. તેજ તમારૂં રક્ષણ થાશે' જીવન રક્ષાનો બીજો ઉપાય નહેખતાં તેઓએ ચાચિકદેવના પ્રસ્તાવ ઉપર સંમતિ આપી. તેઓ પોતાના નગરને છોડી પોતપોતાની સામગ્રી લઇ યશલમીરમાં જઈ વસ્યા. તેજ દિવસથી યશલમીર નગર સમૃદ્ધ થઈ ગયું. વિજીત રાઠોડના ત્રણ પુત્રો ચાચિકદેવના હાથમાં બંદી થઇ ગયા. તેમાંથી બે નાના રાઠોડ રાજકુમાર છુટયા. ચાચિકદેવે પોતાના મિત્ર સેટા સરદારને રજા આપી. અને તેની પુત્રી સોનાલદેવીનું પાણિગ્રહણ કર્યું. વિવાહમાં સસરા હેબતખાં પાસેથી પચાસ ઘોડા, પાંત્રીસ ગુલામ, ચાર પાલખી અને બે હજાર ઉંટ તેણે મેળવ્યાં, તે મેરોટમાં આવ્યો.

એ ઘટના પછી બે વર્ષે ચાચિકદેવ પીલીબાંગના અધિશ્વર ઓકુર ખીર રાજ સાથે યુદ્ધમાં પ્રવૃત્ત થયો. તેના હુમલાથી દુશ્મનો પરાસ્ત થયા. તેણે તેના રાજ્યનું સર્વસ્વ હરી લીધું, તે સુ યોગમાં ભટ્ટિ કુળના પરમ શત્રુ લાંગાહ લોકોએ ધુનીયારપુર ઉપર હુમલો કર્યો, અને ત્યાંનાં ભટ્ટિઓને પરાજીત અને વિતાડિત કર્યા. રાવલ ચાચિકદેવ રોગાક્રંત થયો. વ્યાધિમાં પડી મરવા કરતાં યુધ્ધમાં પડી મરવાનું ચાચિકદેવે દુરસ્ત ધાર્યું. તેણે મૂલતાનના લાંગાહ રાજને દૂત મોકલી કહી સંભળાવ્યું "હું તમારી પાસે યુધ્ધ પ્રાર્થના કરૂં છું." રોગ ગ્રાસે જીવન છોડવું તેના કરતાં શત્રુના હાથે યુધ્ધમાં પરાસ્ત થઇ જીવન છોડવું હું યુક્ત ધારૂં છું. ભટ્ટિ દૂતે લાંગાહ રાજને કહ્યું જે ચાચિકદેવ વીર યોગ્ય મૃત્યુ માંગેછે, અને તેની સાથે માત્ર પાંચશો સૈનિકો છે" ત્યારે મૂલતાનરાજે લડવાની સંમતી આપી, બન્ને પક્ષમાં યુધ્ધની તૈયારી થઇ. રાવલ ચાચિકદેવે પોતાના જેષ્ટ પુત્ર ગજસિંહનો રાજ્યાભિષેક કર્યો, તે સાતસો સૈનિકો સાથે ધુનીયારપુર તરફ ચાલ્યો, ત્યાં આવી તેણે જાણ્યું જે મુલતાનરાજ બે કોશ ઉપર આવી તૈયાર છે. તેના આનંદની હદ રહી નહિ, તેણે સ્નાનાન્હિક પુરૂં કરી પોતાના ખડગની પૂજા કરી.

ત્યાર પછી યુધ્ધમાં તે ઉતર્યો, યુધ્ધ ચાલ્યું, બન્ને વીરનું ઘોર દ્વંદ્વયુધ ચાલ્યું. બન્ને પક્ષની સેના લડવા લાગી યદુરાય પુષ્કળ વીરત્વ બતાવી યુધ્ધમાં કાયમના માટે શયન કરી ગયો.



# પંચમ અધ્યાય

યશલમીરની સ્વાધીનતાની ચ્યુતી, ઉત્તરાધિકારીપણાનું પરીવર્તન, સુબળસિંહ, અમરસિંહ પુગળના રજપુતોનો ત્વરોદ, વીકાનેરના રાઠોડો ઉપર પ્રતિશોધ ગ્રહણ, હદના વિવાદનો સુત્રપાત ભટીઓનો જયનાશ, રાજા અનુપસિંહ, યશલમીરમાં આક્રમણ, મહમદનો પરાભવ, રાવલે કરેલો પુનર્લાભ, અમરસિંહનું મરણ, યશોવન્તસિંહ યશલમીરનો અધ:પાત, મુલક બારમેર ફીરોડી દાઉદના પુત્રોએ કરેલ ખાડપનું આક્રમણ, અખેતસિંહ, તેના કાકા તેજસિંહે કરેલ સિંહાસનાપહરણ, રાજ્યદ્વારકની હત્યા, વાહન નખાનું ખાડાલ આક્રમણ, રાવળ મુળરાજ, સ્વરૂપસિંહ મેહતા તેના વિરૂદ્ધે ષડયંત્ર, રાજાની પદચ્યુતી અને તેનો કારારોધ, રાયસિંહના રાજ્યાભિષેકની ઘોષણા, રાજ્યગ્રહણમાં તેનો અસ્વીકાર, એક રજપુતાનીએ કરેલ મુળરાજની મુક્તી, રાજસિંહાસનનું પુનર્ગ્રહણ, રાજકુમાર રાયસિંહનું નિર્વાસન, ભટી સરદારોનો જાગીરો, તેઓનો દંડ, બાર વર્ષ પછી તેને મારી રાયસિંહે કરેલ એક વણિકનું મસ્તક છેદન, યશલમીરમાં આવવું, દિવા નામના કીલ્લામાં તેનું પ્રેરણ, અભિમસિંહ, જોરાવરસિંહ. કિ પ્રયોગ, જોરાવરસિંહનો પ્રાણસંહાર, રાયસિંહનો અનલમાં પ્રાણનાશ, તેના પુત્રોનો પ્રાણનાશ, ગજસિંહ, બ્રીટીશ ગવરમેંટ સાથે મુળરાજનું સંધિબંધન, તેનું મરણ, ગજસિંહનો અભિષેક.

યશલમીરના ભાગ્યગગનમાં પ્રચંડ ધૂમકેતુ ઉદય પામ્યો. ભગવાન શ્રી કૃષ્ણના વંશધરો હજારો આફતમાં અને અસંખ્ય સંકટમાં પડયા. જે સ્વાધિનતા તેઓએ આજદીન સુધી અક્ષુણ્ણભાવે રાખી હતી, તે સ્વાધિનતા આજ મોગલોએ છીનવી લીધી. મોગલ કુલતિલક અકબરે, સમગ્ર ભારતવર્ષને દાસત્વ શૃંખલાએ બાંધી દીધું. આ સમયે ધાર્મિકવર શાહજહાન ભારતવર્ષના સિંહાસને હતો. તે સમયે સુબલસિંહ યશલમીરના સિંહાસને બેઠો હતો. તેણેજ સહુની પહેલાં મોગલની પાસે દાસત્વ સ્વીકાર્યું. તેના રાજ્યકાળમાં યશલમીર મોગલ સામ્રાજ્યનું સામંત રાજ્ય ગણાયું. સુબલસિંહ યશલમીરનું રાજ્ય ચલાવતો હતો પણ તે રાવલ કુનકર્ણના સિંહાસનનો ઉપયુક્ત અધિકારી નહોતો. તેના પૂર્વવર્તી રાજા મનોહરદાસે, બત્રીસ રાવલ નગુને વિષપ્રયોગથી મારી નાંખી સિંહાસન હસ્તગત

કર્યું પણ વિધાતાએ તે હત્યાકારીને એક પણ સતાન આપ્યુ નહિ રાજધાની મનોહરદાસના મૃત્યુ પછી રાવલ નૂનકર્ણના બીજા પુત્ર માલદેવનો પ્રપૌત્ર સુબલસિંહના હાથમા રાજ્યભાર સોપાણો

મનોહરદાસનો રામચાદ નામનો એક પુત્ર હતો રામચાદમા રાજ્યોપયોગી એકે ગુણ ન હોવાથી ભટ્ટિસરદારોએ સુબલસિંહને સિંહાસને બેસાર્યો સુબલસિંહ અનેક સદ્ગુણથી વિભૂષિત હતો તે અકબરરાજનો ભાણેજ હતો તે પોતાના મામાના તાબામા પેશોર નગરમા એક ઉચી પદવીએ નીમાયેલ હતો, તેના ઉપર સમ્રાટ અતિશય સતુષ્ટ હતો તેણે યોધપુરના યશોવતસિંહને એવુ કહેવરાવ્યુ જે ‘ સુબલસિંહને યશલમીરની ગાદીએ બેસાડવો ” કુપાવત સરદાર નાહુરખાએ એ માગલિક વ્યાપાર અમલમા આણ્યો, નાહુરખાએ યથાકાળે આવી યશલમીરમા સુબલસિંહને સમ્રાટની સનદ આપી

સુબળસિંહના મૃત્યુ પછી તેનો પુત્ર અમરસિંહ યશલમીરની ગાદીએ બેઠો તેણે ટીકાડોળના ઓચ્છવમા બલુચી ઉપર હુમલો કર્યો તેના ઉપર જય મેળવી રાજ્ય ઉપર તે રણસ્થળે તે અભિષિક્ત થયો એ સમયે સુજના રજપુતો ઈશાન કોણમાથી આવી ભટ્ટિરાજ્યમા પડી ગામડા લુટવા લાગ્યા ગવળ અમરસિંહે લશ્કર સાથે તેઓના ઉપર હુમલો કર્યો. દુરાચાર લુટારાઓ તેનાથી પરાસ્ત થયા

એ સમયે કડુલોટ રાઠોડો કાયમ વિક્રમપુરમા આવી ખરાબ માણસની જેમ અત્યાચાર કરવા લાગ્યા તેઓના અત્યાચારથી સમસ્ત નર નારીઓ પીડિત થઇ, ક્રમે તેઓનો અત્યાચાર અસહ્ય થઇ પડયો ત્યારે સુદરદાસ અને દલપતદાસે તેઓનો બદલો લેવા સકલ્પ કર્યો “ દલપતદાસે કહ્યુ ” આવો દુરાચાર રાઠોડોના રાજ્ય ઉપર હુમલો કરી પ્રતિશોધ પિપાસા પ્રશમિત કરીએ ” તેઓએ બીકાનેરના સીમાડે આવેલ ઘુઘુ નગર ઉપર હુમલો કર્યો તેમાથી સઘળી ચીજો લુટી શહેરને બાળી તેઓ વિક્રમપુરમા આવ્યા તેથી રાઠોડ અને ભટ્ટિ વચ્ચે યુદ્ધ થયુ ભટ્ટિ રજપુતો જયી થયા તેઓના હાથે બનો રાઠોડ વીર હણાયા રાવલ અમરસિંહે તેઓને મદદ આપી હતી.

વીકાનેરનો રાજા અનુપસિંહ, પોતાની સેના સાથે તે સમયે દાક્ષિણાત્ય પ્રદેશમા સમ્રાટના તાબામા કામ કરતો હતો ભટ્ટિ રજપુતોના જયનો અને રાઠોડોના પરાજયનો વૃત્તાત સાભળી તેણે એકદમ પોતાના મત્રીને હુકમ આપ્યો જે “ મત્રિન આ મર્મની એક ઘોષણા, પત્રમા લખી પ્રચાર કરો જે જે કોઇ

ર્ડુલોન અત્ર ધારણ કરી શકે એવો હશે તેને યશલમીરના ગન્ન સામે રણ ગણમા ઉતરવુ પડશે, વળી વીકમપુર હસ્તગત અને વિધ્વસ્ત કરી, વૈરનો પ્રતિ શોધ લેવો પડશે જે કોઈ રાઠોડ આ ધોષણાના હુકમની વિરુધ્ધે ચાલશે તેને રાજદ્રોહી ગણી દડને પાત્ર કરવો પડશે " થોડા સમયમા નૃપાજ્ઞા પાલિત થઈ પ્રયેક રાઠોડે તેનો આદેશ માથે ચડાવ્યો રાવળ અમરસિહ પણ પોતાના સૈન્ય સામતને એકઠા કરી, શત્રુની સામે થવા ગોઠવણ કરતો રહ્યો તે શત્રુની સામે અગ્રેસર થયો અનેક રાઠોડ સરદારો તેના હાથથી મરાઇ ગયા સીમાડાના અનેક ગામો તેણે બાળી દીધા પુષ્કળ દ્રવ્ય તેના હાથમા આવ્યુ, તેણે પુગલને ફરી હસ્તગત કર્યું

રાવળ અમરસિહના આઠ પુત્ર હતા તેના પછી તેનો મોટો પુત્ર યશો વતસિહ સવત્ ૧૭૫૮ ( ઇ સ ૧૭૦૨ ) મા યશલમીરની ગાદીએ બેઠો, દાઉ ખા નામના એ. અફગાન સરદારે સાન નદીના તીરનો કેટલોક પ્રદેશ લઇ લીધો

યશોવતસિહના પાચ પુત્રો જગતસિહ ઇશ્વરસિહ, તેજસિહ, સરદાર સિહ અને સુલતાનસિહ જગતસિહે આત્મહત્યા કરી તેના ત્રણ પુત્રો અખિ સિહ, બુધસિહ અને કેશવરસિહ

અખિસિહ, રાજ્ય ઉપર અભિષિક્ત થયો બુધસિહ શીતળાના રોગેમરણ પામ્યો અખિસિહના કાકા તેજસિહે ભત્રીજાનુ રાજ્ય છીનવી લીધુ તેથી બે રાજકુમારો દીલ્હીમા પલાયન કરી ગયા તે સમયે તેઓના દાદા રાવળ યશો વતસિહનો ભાઇ હરિસિહ દીલ્હીમા સમ્રાટ નીચે નોકરીમા હતો ભાઇના પુત્રોની દુરવસ્થા જોઈ તે રાજ્ય પરાગ્ન તેજસિહને રાજ્ય ભ્રષ્ટ કરવા, તે યશલમીરમા આવ્યો

યશલમીરમા " લાસ નામનો એક પ્રાચીન ઉત્સવ ચાલતો હતો તે ઉત્સવમા ભટ્ટીરાજ, પ્રતિવર્ષ ગ સિહ ઉપર જઇ તેમા પછી એક મુઠી કાદવ મુઠની અગાઉ લાવતો હતો ત્યારપછી રાજ્યના બીજા સરદારો ધનવાળા વીગેરે સ [illegible]મા પછી એક મુઠી કાદવ લાવતા હતા તેજસિહ તે ઉત્સવમા મોટી ધુમ ધમથી એ સરોવર તરફ ચાલ્યો એટલામા હરિસિહ એક દળ સાથે આવી તેના ઉપર હુમલો કર્યો તેજસિહ જખમી થઈ મરણ પામ્યો, પણ હરિસિહનો ઉદ્દેશ સપૂર્ણ સફળ થયો નહિ, કારણ કે તેજસિહનો પુત્ર શોવેસિહ ગાદીએ અભિષિક્ત થયો અખિસિહ નિરુત્સાહ થયો નહિ યશલમીરમાથી સૈન્ય એકઠુ કરી તેણે દીલ્હી ઉપર હુમલો કર્યો તેણે શોવેસિહના પ્રાણનો નાશ કરી યશલ મીરના રાજ્યાસનનો ઉદ્ધાર કર્યો

અખિસિંહે એકંદર ચુમાળીશ વર્ષ રાજ્ય કર્યું, તેના શાસનકાળમાં દાઉદખાંના પુત્ર બાકુબળખાં, દેવરાવલ અને ખાઢાળનો પ્રદેશ હસ્તગત કર્યો.

રાવળ અખિસિંહ પછી મૂળરાજ સંવત ૧૮૧૮ (ઈ. સ. ૧૭૬૫) માં યશલમીરની ગાદીએ બેઠો. તેના ત્રણ પુત્ર રાયસિંહ, જયસિંહ અને માનસિંહ, મુળરાજના પસંદ કરેલા એક મંત્રીથી યશલમીરનું ભારી અનિષ્ટ થયું. એકદમ ઉન્નત યશલમીર, અવનતિમાં આવી ગયું, તે દુર્વૃત્ત મંત્રીનું નામ સ્વરૂપસિંહ, તે જાતે વણિક હતો. સ્વરૂપસિંહ મેતા ગોત્રમાં પેદા થયો હતો. તે આશામી જૈન હતો, તે વણિક મંત્રી સાથે સરદારસિંહ નામના રજપુતનો વિવાદ થયો, સરદારસિંહે યુવરાજ પાસે રાયસિંહ પોતાની મનોવેદના જાહેર કરી. રાયસિંહ સ્વરૂપસિંહ ઉપર અધિક વિરક્ત હતો, આ ક્ષણે ભટી સરદારની પ્રરોચનાએ ઉન્માદિત થઈ તે પિતાના સંમુખે તે દુર્વૃત્તનો સંહાર કરવા તૈયાર થયો, તેના માત્ર એકજ આઘાતથી ભયંકર રીતે જખમી થયેલ સ્વરૂપસિંહ મુળરાજ પાસે આવ્યો, રાવળ મુળરાજ કારાગારમાં પડયો, પ્રધાન ભટી સરદાર અનુપસિંહની પત્ની તેનો ઉદ્ધાર કરવા પોતાના પુત્ર જોરાવરસિંહને બોલી " દિકરા રાજાની યંત્રણા હવે સહ્ય થાતી નથી. એક વાર તે રાજાને પદચ્યૂત કરવા મેં તારા પિતાને કહ્યું હતું, પણ હવે મને પરિતાપ થાય છે, હવે તું સુજે તે રીતે રાજાનો ઉદ્ધાર કર, અને પ્રકૃત રાજભક્તનો દાખલો બતાવી યશસ્વી થા, તેથી તારો પિતા વિરોધી થાય તો તું કર્તવ્યના અનુરોધે તેનો સંહાર કરવાનું ભૂલીશ નહિ; હું તેનો શબદેહ ખોળામાં લઇ ચિતામાં બળી મરીશ."

જોરાવરસિંહ માતાનો હુકમ અગ્રાહ્ય કરી શકયો નહિ, પોતાના કાકા અર્જુનસિંહ અને મેઘસિંહની મદદથી તે રાજાનો ઉદ્ધાર કરવા અગ્રેસર થયો, થોડા સમયમાં કેદખાનાનાં દ્વાર તેઓએ ભાંગ્યાં, સદાશય ત્રણે સરદાર રાજાની પાસે આવી ઉભા રહ્યા. અને બોલ્યા, " રાજન ! ઉઠો ! અમે પુનરભિષેક ઘોષણા કરી દીધો, અમે તમારા ઉદ્ધાર માટે આવ્યા છીએ, નગારાં બજાવી રાજાનો અભિષેક તેઓએ કર્યો, સઘળા આનંદિત થયાં.

સિંહાસન ઉપર અભિષિક્ત થઈ મૂળરાજે પોતાના પુત્ર રાયસિંહને, નિર્વાસન દંડે દંડિત કર્યો. તે પિતૃરાજ્યનો ત્યાગ કરી કોટાનો નગર તરફ ચાલ્યો. તે નગરમાં ત્યાંના સરદારે તેને આદરથી ગ્રહણ કર્યો. સરદારે કહ્યું, " આવો ! યશલમીરનું રાજ્ય રસાતળે જાઓ " રાયસિંહ ગાજીને બોલ્યો. ના ! રસાતળે શામાટે જાય? તે ત્યાંથી મારવાડ તરફ ચાલ્યો.

નિર્વાસિત રાયસિંહ અદ્દીવર્ષ મારવાડરાજ વિજયસિંહના આશ્રયમાં ત્યાં તેની ઉદ્ધત પ્રકૃતિ ઉચ્છૃંખલ થઈ ઉઠી. યોધપુરનો કોઈ વાણીઓ તેની પાનાણું માગતો હતો, તેણે ક્રોધથી તેનુ માથું કાપી નાંખ્યું; તે મારવાડ ટે પિતૃરાજ્યમા પલાયન કરી ગયો મૂળરાજે તેને દિવો નામના કિલ્લામાં ગખ્યો ત્યા ગયસિંહ પોતાના દીકરા અભયસિંહ વીગેરે સાથે રહ્યો.

કુક્ષણમા ગયસિંહે મેતા મત્રી સ્વરૂપસિંહનો સંહાર કર્યો, સ્વરૂપસિંહ પુત્ર સેલીમસિંહ હતો જે કપટાચારી અને નૃશંસ હતો. ઝેર, છરી, અગ્ની વીરેની મહાયથી તેણે ઘણા લોકોને મારી નાખ્યા, તેના પ્રપચ જાળમાં ગયસિંહ પોતાની સ્ત્રી સાથે દિવો કિલ્લામા બળી મુઓ. રાયસિંહના બે પુ અભયસિંહ અને ધનકુળ પલાયન કરી ગયા પણ તેઓ તે નર પિશાચ હાથથી છુટયા નહિ ગવલ મૂળરાજે તે બાબત ઉપર કર્ણપાત કર્યો જ નહિ. ગવલ મૂળરાજ ઇ.સ. ૧૮૨૦મા પરલોકવાસી થયો. તેણે પહેલાં ઇ.સ. ૧૮૧૮ ડીસેંબર માસમા બ્રીટીશ ગવર્મેંટ સાથે સંધિબંધન કર્યું તેના તેનો પુત્ર ગજસિંહ યશલમીરની ગાદીએ બેઠો બેનશીબ ગજસિંહ સેલિમસિ પાસે પુતળા જેવો હતો



# મરૂભૂમિ.



મરૂભૂમિનું સીમાવર્ણન, ઝાલોર, ઇયેંદોવતી, ગોગાદેવનું થલ. શીરધર, ચોહાણ રાજ્ય, ધાત અને અમરસુમરા, આહોર, અમરકોટ.

ભારતવર્ષની મરૂભૂમિ કેટલાક નાનાં નાનાં રાજ્ય અને નગરોની સમષ્ટિ છે તેની ઉત્તરે ગારા નદીની અનંત વાલુકામયી સૈકત ભૂમિ છે. પૂર્વે આરાવલીનો અભેદ્ય પાષાણનો આહાર ( ગઢ ) છે. દક્ષિણે રીણ નામનું ખારી ભૂમિ છે અને પશ્ચિમે સીંધુ નદનો તીરવર્તી સુવિશાળ પ્રદેશ છે.

એ વિસ્તૃત મારત ક્ષેત્ર પૂર્વ કાળે પરમાર રાજાઓના અધિકારમાં હતુ પણ દુ:ખનો વિષય એટલો છે કે ભટ્ટ લોકો તેઓનું કાંઇ પણ ધારાવાહિક વિવરણ આપતા નથી; અત્યંત પૂર્વકાળે એ મરૂભૂમિ કયા સુધી વિસ્તૃત હતી તેનું સંપૂર્ણ વિવરણ કોઇ સ્થળેથી નીકળતું નથી મહાત્મા ટોડ સાહેબે તેના સંબંધે સંક્ષિપ્ત વિવરણ આપ્યુ છે; આ સ્થળે આપણે તેની પદવીનું અનુસરણ કરી મરૂભૂમીનું સંક્ષિપ્ત વિવરણ આપવા પ્રવૃત્ત થયા છીએ.

દા૦. પ્રાચીન ભૂગોળવેત્તાઓએ મુદર નગરને મરૂભૂમિની રાજધાની ગણી છે. જે અનુક્રમણીમાં પ્રાચીન મરૂ રાજ્યના "નવકોટ" અર્થાત પ્રધાન નવકોટનું વર્ણન છે તેમા યશલમીર વગેરે હાલના રાજ્ય સમુહનું કાંઇ પણ વર્ણન નથી.

હવે આપણે મરૂભૂમિના અંદરના ભિન્ન ભિન્ન રાજ્યના વિવરણ કરવા પ્રવૃત્ત થઇએ.

સમ ઝાલોર-મારવાડ રાજ્ય જે કેટલાક પ્રધાન પ્રદેશમાં વિભક્ત છે તે પ્રધાન ઉદ્દેશ પૈકી ઝાલોર પ્રદેશ એક છે. જે સમયે પરમાર કુળ મરૂ સ્થલીના સાર્વભૌમ આધિપત્ય ઉપર હતું તે સમયે ઝાલોરનું ગૌરવ, ભારતવર્ષમાં ચારે તરફ વિસ્તૃત હતું. તે મરૂભૂમિના નવકોટ માહેલુ છે. ફેરીસ્તામાં વર્ણન છે જે ઇ. સ. ૧૩૦૧ માં યવન વીર અલાઉદ્દીને ઝાલોર ઉપર હુમલો કર્યો. તે સમયે ત્યાંનાં ચોહાણ રજપુતોએ ઝાલોરનો મોટા પરાક્રમથી બચાવ કર્યો. કયા સમયે ઝાલોર પરમારના કબજામાંથી ચોહાણના કબજામાં આવ્યું તે જાણવાનું કાંઇ પણ સાધન મળતું નથી. ચોહાણકુળની જે શાખા ઝાલોરમાં તે સમયે હતી તેનું નામ માલાની.

ચોહાણ લોકોએ ઝાલોરનો કબજો કરી તેનું નામ સોનાગીર અર્થાત સુવર્ણ ગિરિ રાખ્યું, એ સોનાગીર નામથી ચોહાણની એક શાખાનું નામ સોનાગીરી પડી.

